

પુસ્તક ૪૪મુ    માર્ચ : ૧૯૪૫    અંક ૧ લો

## વસન્તના પડઘા પડે

આંબાની ડાળે મીઠું ટહૂકે કોયલડી.
વનમાં વસન્તના પડઘા પડે;
સુહાગી ઊરધ્વનિ છેડે કોયલડી,
આશા ભરેલ અમ હૈયાં હરે.

નવ પલ્લિત વૃક્ષો ઝુલે, ને ઝુલે પંખી ઉર,
ઝુલતી કોમળ વલ્લરી.
તારું ઝુલે છે હૈયું આતુર, રે કોયલડી!
વનમાં વસન્તના પડઘા પડે!

કુદરત નવ વસ્ત્રો ધરીને બોલાવે નિજ બાળ,
ઉલ્લાસે રમવા જતાં:
પશુ પંખી અને તું રસાળ, રે કોયલડી!
વનમાં વસન્તના પડઘા પડે!

ઉઘડે રમ્ય પ્રભાત જ્યાં સ્ફુરે ચેતન ધાર,
અનિલ વન વન ઘૂમતાં:
તારું અન્તરનું ખોલે છે દ્વાર, રે કોયલડી!
વનમાં વસન્તના પડઘા પડે!

કુંજ નિકુંજે મ્હેંકતાં પુષ્પો દે સુવાસ,
મધુકર ગુંજે તદ્દ પરેઃ
મને સૌન્દર્યનો થાય ભાસ, રે કોયલડી!
વનમાં વસન્તના પડઘા પડે!

શ્રી નરહરિપ્રસાદ ભટ્ટ

## નૈયા

નૈયા ડોલે નૈયા ડોલે
જીવન હરીયે નૈયા ડોલે

ના જાણું હું તારા ગગને
કોઇ બતાવો નિશાની રે—
નૈયા.

દુઃખ વાયુના ઝંઝા વાતે
ડગુ મગુ થઇ તૂટી જાતી રે—
નૈયા.

તૂટી ગયાતા સઠ સુકાનો
કોઇ બચાવો નૈયા રે—
નૈયા.

હજી ઉપાડી કાલ સફરમેં
ત્યાં સપડાણી વંટોળે—
નૈયા.

જીવનના સાગરમાં આજે
ઘોર બધું અંધારું રે—
નૈયા.

પથ દર્શક દિવાદાંડી થઇ
સાગર પાર ઉતારો રે—
નૈયા.

શ્રી. દિનકર બી. ત્રિવેદી

## હોડલાં હેલે ચડયાં રે

હૈયાના સરવર–નીર
હોડલાં હેલે ચડયાં રે.
વ્યોમ ઘેરાં હૈયાને–નીર
હોડલાં હેલે ચડયાં રે.

વિશ્વમાં અનેકધાર વરસે તમ–વાદળાં,
વીંઝીશું ઘોર તિમિર—
હોડલાં.

સારવશું તેજ સૂર્ય–ચંદ્ર તણી પાસથી,
પાઠવશું વિશ્વતણે તીર—
હોડલાં.

ધખતાં સંસારમાં મનુજો તરસ્યાં ફરે,
છીપવવા તૃષ્ણા અધીર—
હોડલાં.

આભમાંથી અમૃત–જળ ગંગા ઉતારશું,
પાઇશું અમીભર્યાં નીર—
હોડલાં.

વિધ્વંસકારી વેરઝેર દાનવના દોરથી,
દુનિયા બળે સર્વ દિશ—
હોડલાં.

સાધશું પ્રચંડ યોગ, સ્વાતંત્ર્ય લાવશું,
પાથરશું પ્રાણ શરીર—
હોડલાં.

શ્રી. રણછોડદાસ જેઠાભ ફુલશ્રીઆ

# પ્રાચીન રાસસાહિત્ય

લેખક : શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

રાસસરિતાના રાસનિર્ઝરતા ઝરણા ઝર્યા આનંદકન્દ કૃષ્ણચંદ્રમાંથી અને એ રાસસરિતાના નીર રસછોળા ઉડાડતા આગળ વધ્યાં. પણ એ રાસસરિતાના તીરને બહેલાવનાર, ખીલાવનાર અને પ્રફુલ્લાવનાર કોણ ? અનેક ઝળહળતા રવિઓ એ આકાશમાં અવનવા રંગો પૂરી અસ્તાચળ પ્રતિ ગમન કર્યા છે—એ સંધ્યાના ઘેરા નમેરા વાદળોમાં વિલીન થયા છે. કોઇએ પરમાનંદ પરમસાગર પ્રભુના ધ્યાનમાં, કોઇએ ગિરીશૃંગે, કોઇએ કુટિરે, કોઇએ વનની વનરાઇઓમાં બેસીને, વિધવિધ રીતે તંતુઓને વણી વણી એ ઝરણાને આગળ વધાર્યા છે. એ નીર પર અનેકના પ્રતિબિંબ પડયા છે. એ રાસો પર ધર્મની અસર સબળ અને પ્રબળ છે. ભકત કવિને રાસ એટલે અગમ્યના થએલા દર્શનનું ઉદ્દગાયન. શ્રીમદ્ વલ્લભાચાર્ય ને શ્રી. સ્વામીનારાયણના વૈષ્ણવી સંપ્રદાયના રાસો મ્હોટે ભાગે કૃષ્ણભક્તિના જ છે.

યાદવરાજ દ્વારકાધિશ કૃષ્ણચંદ્રે સૌરાષ્ટ્રને રાસના અમૃત પાયા અને ગુર્જરીમાં રાસ નર્તનનાં ચેતનિયાં આવ્યાં. પાવાની પટરાણીએ પાવાગઢથી ગુર્જરીને ગરબે રમતી મૂકી દીધી અને ઘેર ઘેર પાવાની પટરાણીના ગરબા કોરાયા. ઇતિહાસ ભાખે છે, રાસસુધાના નીર કુંજે કુંજે ગુંજે છે, રાસના રસમાં ન્હાનારા રસિયાઓ, સાયરો લેખકો અને કવિશ્રીઓએ સંશોધને પૂરવાર કર્યું છે કે વૈષ્ણવભકિતમાર્ગના મહાન ભકત, અને જુનાગઢના લાડિલા લાલ આદિ કવિ નરસિંહ મહેતાએ ગુજરાતને રાસદર્શન અર્પ્યું.

" નાગર નન્દજીના લાલ !
રાસ રમન્તા મ્હારી નથની ખોવાઇ
કહાના ! જડી હોય તો આલ,
કહાના જડી હોય તો આલ......
નાગર...

અને છેલ્લે ગાય છે

" નથની આપો તો પ્રભુજી
માનું ત્હમારો પાડ
નરસૈયના સ્વામી પર,
વારી જાઉ બલિહાર, હાર "
નાગર...

અને આવા રાસના સમગ્ર ગુજરાતે દર્શન અને અર્ચન કીધાં. ગુજરાતના રસઘેલાં હૈયાં ગાંડાં બન્યાં. ગુજરાતની રાસરમણિઓએ બંગડી અને ઝાંઝરની જેમ એ રાસને પણ પોતાની જ સંપતિ કરી-લીધી. એ બીજમાંથી ધીમે ધીમે થડ ઉગ્યું, કળિઓ ફુટી, કળી પર પુષ્પો આવ્યાં ને રસથી છબછબતાં ને મઘમઘતાં પુષ્પો પૃથ્વીપાટએ વેરાયાં. પ્રેમભકિતથી જાજ્વલ્યમાન થતાં નરસૈયાએ ઓળખ્યાં એ રસયોગીને ને ઝીલ્યાં એના બંસી નાદ અને ગાયાં એ રસગીતો. શાથી એના રાસ સુંદર અને સુશ્લિષ્ટ છે ? કારણ કે રસમાં, ધર્મમાં કે બ્રહ્માંડદર્શનમાં બંસીની કવિતાથી કે બંસીની ફિલસુફીથી વિરાટ સ્વરૂપની કવિતા કે વિરાટની ફિલસુફી લેશ ઉતરતી નથી અને એ નવધા ભકિતથી પર દશમી પ્રેમલક્ષણાભકિતનાં પરમ રહસ્યના એ બંસીનાદ પ્રથમ ભકતશિરોમણીએ નિજ બંસીમાં ઉતાર્યો અને તેથી જ એના રાસ શરદના આછાં આછાં વાદળાંપર ચંદ્રિકાની કોર જેમ ચમકે છે.

" વા વાયા ને વાદળ ઉમટયા
ગોકુળમાં ટહુક્યા મોર:
કે રમવા આવો સુન્દિરવર શામળિયા ।

તમે વ્રજમાં તે વાસળી વાજન્તા
હમે ગોપીયોનાંચિત્તના ચોર:
કે રમવા આવો સુન્દિરવર શામળિયા ! "

રાસયુગનો પ્રાચિનકાળ એટલે નરસિંહ, મીરાં, પ્રેમાનન્દ, વલ્લભ, રત્નો, કાળિદાસ, ગિરિધર, પ્રીતમ, રાજે, દારકો, શાંતિદાસ, બ્રહ્માનન્દ અને દયારામની સુમધુર ભાવભિની અમીઝરંતિ રસનિર્ઝરણિઓની કુંકુમપગલીઓ કે જેમાં મુખ્યત્વે પ્રેમલક્ષણાભક્તિ વૈરાગ્યભાવ, નીતિબોધ તથા કથામૃતનાં બિંદુઓ ચમકે છે.

મીરાંની પદાવલિઓ સરળ, સુન્દર અને સુશોભિત છે.

" હાંરે કોઇ માધવ લ્યો, માધવ લ્યો
વેચંતી વ્રજનારી રે; હાંરે કોઇ ..
માધવને મટુકીમાં ઘાલી,
ગોપી લટકે લટકે ચાલી રે, હાંરે કોઇ..."

અને તેણિનું સુપ્રસિદ્ધ ગીત જે મુખેમુખે ટમકે છે—

" જાકે મથુરા હાં કાનાને
ગામરિયા ફોડી...જાકે "

અને આવા આવા મીરાંના પ્રેમ ને સ્નેહથી ઉભરાતા રાસો સુમધુર છે.

અને પછી પ્રેમાનન્દ અને વલ્લભ. વલ્લભે મુખ્યત્વે શક્તિના રાસો જ રચ્યા છે

" ગોળી ફોડી, મારી ગોળી ફોડી
જુઓ જશોદા ગોળી ફોડી
આયની ગામરે ગોવિંદ સંતાયા
વાછરૂ તે મ્હારા મેલ્યાં છોડી...જુઓ."

અને બીજાં—

" અબળેલી રે અંબે માત લેવાને જઇએ;
બીરદાળી રે બહુચર માત લેવાને જઇએ
લેવાને જઇએ, ને દુઃખડા ખોઇએ,
આરાસુરમાં રહીએ રે
પોતપોતાની મનની વિનંતિ,
જઇ અંબાને કહીએ . લેવાને "

અને પછી એ યુગનો છેલ્લો કવિ દયારામ જમુનાતીરની રસભંસીના પડઘા રેવાતીરે પડયા ને દયારામે ઝીલ્યા. કવિશ્રી ન્હાનાલાલ કહે છે "દયારામ એટલે રેવાતીરની વાંસળી." નરઆત્માનાં ને નારીઆત્માનાં લોચનિયામાં ઢોળાય ને રસહૈયાનાં જે સંગીત ગાય તે સુંદર સંગીત દયારામે ગાયું છે. અને આજે વલ્લભસંપ્રદાયની દયારામની ગરબીઓ મોર, પોપટ ને કોયલોની પેઠે પરસંપ્રદાયના નજોમંડળમાં યે ઉડી રહી છે. દયારામની કવિતાની મધુરપ તે જાણે ગુજરાતણની મધુરપ. દયારામભાઇની કવિતામાં ઉડવાં એ જાણે ગુજરાતણની મનોભાવનાઓના ઉડવાં:—

કિયે ઠામે મોહિની ન જાણી
મોહનજી ।
કિયે ઠામે મોહિની ન જાણી.

ગુણવન્તી કોઇ ગુજરાતણ એનો ઉત્તર આપે ?

લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો
રસિયાજનનો રે કે ઝગડો લોચનમનનો .

કવિસમ્રાટ ન્હાનાલાલ લખે છે " જગતભરમાં કોઇ પણ રાસરસીનાં છે કે રસનો એ કોયડો ઉકેલે ? "

દયારામ એટલેજ કવિતારસનો એક કોયડો. "

દયારામની દિલડોલાવતી મોહક કૃતિઓ—

" વાગે વૃન્દાવનમાં વાસળી રે ।
હસો હસો વગાડે કહાન. "

" મોરલી વાગી રે ! શ્રીકૃષ્ણની. "

" શ્યામ રંગ સમીપે ન જવું "

આવી કલ્પનાયનગનતી માર્દવભરી ગરબીઓ મોહક લાગે છે.

દયારામની ગરબીઓના ઉર્મિના ઉપાડભર્યા દાળ, ફૂલગુંથણી સમી શબ્દગૂંથણી, ઓ-

હૃદયની ઋજુતા અને એ બધામાંથી અંતરના ઉંડાણમાં ઉતરી જતો ભક્તિભાવનો ધ્વનિ એને લઇને દયારામ ગુજરાતણોના કોકિલ કંઠમાં વસી ગયા છે.

આવો આપણો પ્રાચીન યુગ રસના રંગે રંગાયેલો હતો. પ્રેમ-લક્ષણા ભક્તિના નાદ દરેક કવિની બંસીમાંથી ગાજતા હતા. " પ્રેમના પાયા પ્રભુ જેટલાજ અમ્મર છે "

આજે સૈકાઓ વિત્યા છતાં ગુજરાતમાં આજેય નરસિંહ, દયારામ અને મીરાં વિસરાયા નથી ને વિસરાશે પણ નહી. એ સૈકાઓમાં ઇતિહાસે શા શા રંગ નથી બદલ્યા ? ગુજરાતમાં, ભરતખંડમાં, જગતમાં શી શી સંસ્કૃતિઓના વ્યૂહ નથી મંડાણા ! શી શી ભાવનાઓ નથી બદલાઇ ? શા શા સરકારવિપ્લવ નથી થયા ? છતાં શાથી દયારામ, નરસિંહ, વલ્લભ અને મીરાં અખંડ ઉરે ઉરમાં ગુંજી રહ્યા છે ? એમનાં ગીતો પ્રેમરસથી રંગાયેલાં હતાં અને રસ સદાય અખંડ ને અવ્યય છે. સાચી રસોર્મિ દેશકાળાતીત છે. કાલિદાસ કે શેકસપિયર એક દેશના નથી, જગતભરના છે, સર્વ કાળના છે સૈકાઓ પહેલાં એ કવિવરોને ત્યારે વંદતા અને આજ પણ અધિક અભિવંદે છે.

---

# " તાજમહાલ "

પ્રેમીજનો ! કળા પ્રેમીઓ ! નિહાળો,
નિહાળી " તાજ " મુમતાજ એ નિહાળો........

કળાના પ્રેમીના પ્રેમનો એ નમૂનો;
વિરહીના વિરહનો એ નમૂનો;
જે શતાબ્દિ પૂર્વે પ્રેમીના પ્રેમનો,
" તાજ " મૂર્તિમંત એ મુમતાજનો. ૧

નિરખી સત્ય ઉપજે સંશય,
રચના નર કે સુર તણી ?
સુર-શિલ્પીએ શિલ્પ બનાવ્યો ?
કે પ્રેમીએ પત્થર જિવત જડાવ્યો ? ૨

નિરખી અસંખ્ય પુષ્પ બાગ માંહે,
સમીરે સુવાસ મંદમંદ તાજ માંહે;
તાજ પરમેષ્ટી ! સંત-સાક્ષી માની,
પાપી તણા પાપ વહે ના ચાલી ? ૩

મુમતાજ ! જિવંત મૂર્તિ તાજમાં,
કે શતાબ્દિથી ગ્રહે છે ગાઢ નિદ્રા;
મુમતાજ, શાહજહાનની પ્રિયતમા,
વહે સ્મરણો થકી હર્ષાશ્રુ ધારા. ૪

× × ×

કળા સૌન્દર્ય સગીત સ્નેહધામ,
શોધવું ઘટે તો એ " તાજ મહાલ ? "

× × ×

કે' યોગીના યોગની મહા-સમાધિ !
કે પ્રેમમાં પ્રેમીની એ સમાધિ ? ! ૫

" ઊટમ " અ. કવિ

# વસંત વિયોગણ

[ ઝટ જાઓ ચંદનહાર લાવો...એ રાગ ]

કોયલ બોલો બોલો ને મીઠું બોલો,
કે સેજમાં હું એકેલી સૂતી છું !

ઋતુ વસંતની તું રંગભીની રાણી,
કહીશ કોણ રે, ડાળીએ છૂપાણી,
કે સેજમાં એકેલી સૂતી છું !

કાળી રે કોયલડી તારાં શ્યામલ રૂપ છે,
કહીશ મીઠલડી કોણે કીધું એ અરૂપ છે ?
કે સેજમાં એકેલી સૂતી છું !

સાખી

સખી, સ્મરણપાટીએ વાંચજે, વ્રજના ઇતિહાસ;
કાળા હતા કાનજી સ્વરવેણુની સાથ !
કોયલ બોલો બોલો ને મીઠું બોલો,
કે સેજમાં એકેલી સૂતી છું !

ખીલ્યાં છે ફૂલછોડ રંગ રંગ મીઠડા,
કહીશ કોને છે દીઠા એ અદીઠડા,
કે સેજમાં એકેલી સૂતી છું !

ઉષા ખીલી છે રૂપ રંગે રંગીલી,
સખી કોને કહું હું ઉમંગીલી,
કે સેજમાં એકેલી સૂતી છું !

શ્રી. "રાજહંસ"

# રજનીનું સ્વપ્ન : : : લેખક : શ્રી. નારાયણ પુરૂષોત્તમ સુખડીઆ

તેનું જીવન નિરસ હતું. દિવસ ઉગતો અને અસ્ત થતો. રાત્રી પડતી અને પસાર થતી. પરંતુ તેના વિચારોમાં પરિવર્તન ન હોતું.

સહવાર પડતાં જ પોતાના ઘરનું જરૂરી કામ પુરું કરી લેતી. ઓરડીના નાના નાના બે ભાગ સાફ કરતી, બે વખતનું ભેગું ખાવાનું કરતી, અને રામાયણનું પુસ્તક લઇ વાંચતી. બસ, આ તેની દિન–ચર્યા હતી. ભૂખ લાગે ત્યારે ખાઇ લે, નહીતર એમ ને એમ સુઇ જાય.

મનમાં વિચારતી કે જીવન કેવું શુષ્ક અને નિરસ છે. જીવનમાં સુંદરતાનો પ્રવાહ અગર આશાના અરૂણોદયની સંભાવના નથી. મારૂં કોઈ નથી, હું કોઈની નથી. જે કાંઇ છે તે ઓલવાતા દીપકની જેમ છે. દુનિયામાં કોઇ કોઇનું નથી. સૌ કોઇ મતલબના સાથી છે. કામ થયું અને આંખ ફેરેવી નાંખી, પરંતુ રહેવાનું તો આ સંસારમાં જ છે ને !

વિચારતાં, વિચારતાં, તેનાં નેત્રોમાંથી અવિરત આંસુ ખરતાં, એમ ને એમ રહેતી, જ્યારે સ્વસ્થ થતી ત્યારે વિચારતી, નહીં, એ તો છે જ–એમની સ્મૃતિ...અને એમ ન જાણે ક્યાંય સુધી વિચારતી.

એ પોતે જ નહોતી જાણતી કે–એઓ તેના જીવનમાં ક્યારે આવ્યા અને ચાલ્યા ગયા. દેવનું આવાહન ક્યારે થયું અને ક્યારે થયું વિસર્જન ! હાલ તો ફક્ત તેમની સ્મૃતિ રહી છે. એમના આશાના તંતુએ, જીવનની પાતળી, કમજોર દોર ખેંચી ચાલી જઇ રહી છે. ક્યાં જઇ રહી છે તેનું ભાન પણ નથી.

બે વરસની ઉમરે જ્યારે પરાણે ચાલવાનું શીખાય ત્યારે માતાએ પોતાની આંખો તેને એકલી છોડીને બંધ કરી હતી. પિતા તો પહેલેથી જ વિદાય થઇ ચૂક્યા હતા. થોડા દિવસ બાદ ભાઇ બેનોએ પણ રસ્તો પકડ્યો. ફક્ત એકલી તે રહી ગઇ. સંસારનાં દુઃખ, મુશીબત ભોગવવા તથા દિન–રાત આંસુ પાડવા માટે. આ આંસુ માતાનાં સ્મૃતિ ચિન્હ ન હતાં; પિતાની નિષ્ઠુરતાથી ઉત્પન્ન થયા ન હતાં, ભાઇ–બ્હેનની યાદ કરાવતા હતાં. એમાં તો પ્રેમીના વિયોગની જ્વાળા છુપાયેલી હતી. પ્રેમપૂર્ણ હૃદયને નિઃસારતા અને એકલાપણું અટ્ટહાસ્ય કરી રહ્યાં હતાં.

લોકો જ્યારે તેને એકલી છે એમ કહેતા ત્યારે તેનું હૃદય રડી ઉઠતું. એના હૃદયમાં દુઃખની લહરી ઉઠતી. અને બેચેન બની જતી. પોતાના દુઃખને એ ભૂલવા માગતી હતી. મુશીબતને પાછળ ધકેલવા માગતી હતી. આશાના સ્વર્ગમાં પ્રવેશ કરી પ્રકાશિત થવા માગતી હતી, જવાબ આપતી—'નહીં, અમો બે છીએ.'

લોકો સાંભળી ચકિત–બનતા. કહેતાં 'ગાંડી છે' એકલી છે ને એ બે છે એમ સમજે છે. લોકો શી રીતે જાણે કે ખરેખર એ એકલી નથી. એના હૃદય–મંદિરમાં કોઇ દેવની પ્રતિષ્ઠા થઇ ચૂકેલી છે. કોઇકની રૂપ–માધુરી અહર્નિશ તેનાં નેત્રો સામે રહેતી છે. કોઇકના વીણા–સ્વરોએ તેના નેત્રોમાં પ્રવેશ કરેલો છે. એ દેવને અનેક પ્રયત્ન કરવા છતાં ભૂલી શકતી નથી. રોમ રોમમાં એ સમાયેલ છે. જેના વિયોગમાં આખી રાત આંખનું મટકું માર્યા વિના અને પડખું બદલ્યા વિના પસાર કરેલી છે, એ યાદ જ એવી છે કે જેની યાદમાં ન તો ખાવાની ચિંતા રહે કે ન્હાવાની ગતાગમ રહે.

પરંતુ એ દેવનો તો તેને પુરો પરિચય પણ ન હતો. જ્યારે વ્યાકુળ બનતી. ત્યારે પોતાના હૃદયને પૂછતી. " એ કોણ છે ? "

આ પ્રશ્ને તેની દશા શોચનીય બનતી. એના ગૌર લલાટ પર ગુલાબશી લાલિમા છવાતી, પાતળા અને રક્ત અધરો પર નિર્લિમાની છાયા પ્રસરતી, હાથ-પગ કંપવા લાગતા અને ભાન ભૂલી જતી. થોડીવારે ભાન આવતાં બબડતી

બની હું પ્રેમ-ભિખારણ, આવી તારે દ્વાર,
ભીક્ષા ઝોળી ભરવા કાજે, દાસી કરે પોકાર.

. આ પદ ગાતી, ફરી ફરી ગાતી, રાતે એક બે વાગે ગાઇ ઉઠતી. પાડોશીની નિદ્રામાં ખલેલ પડતી. કહેતા કે આ ગાંડીથી તો તોબા છે, રાત્રે સુવા . પણ દેતી નથી ન જાણે કોના વિયોગમાં ઝુરી રહી છે !

બીજા કહેતા—" આ ગાંડી નથી કોઇનો પ્રેમ એને સતાવી રહ્યો છે. શી ખબર કે એના માતાપીતાએ જન્મ આપતાં જ આ દુષ્ટાને કેમ નહી મારી નાંખી હોય ? "

આ પ્રકારે લોકો એના સંબંધમાં ગમે તેવાં અનુમાનો બાંધતાં, પરંતુ એને આ લોકોના બોલવા તરફ થોડુંજ ધ્યાન દેવાનું હતું. એ તો પોતાના વિચારોમાં જ લીન હતી. કોઇ પુછતું તો ઉત્તર આપતી. પરંતુ એનો કાંઇ અર્થજ નહોતો.

*

એક દીવસની વાત છે. પોતાના ઘરમાંથી બહાર નીકળવાનું પણ બંધ કર્યું. આ પ્રમાણે મહિના વીતિ ગયા, પરંતુ કોઇએ તેનું મ્હોં જોયું નહી. લોકો હસતા. કહેતા કે ગાંડી નાશી ગઇ છે. કોઇ કહેતા નાસી ગઇ નથી, એ તો ભગત બની ગઇ છે. પોતાના ઘરમાં બેસી તપસ્યા કરે છે. લોકો ફાવે તેમ બોલતા. પરંતુ એમને ઘરમાં જઇ જોવાની શી પડી હોય કે ઘરમાં તેની શી સ્થિતિ છે ?

જ્યારે આ બાજુ દુઃખીયારી રજનીની વિચિત્ર અને દયાજનક દશા હતી. અસ્વસ્થતાના કારણે. ઇચ્છા હોવા . છતાં પણ ખાટલામાંથી ઉઠી શકતી નથી. એણે કેટલીય વખત બહાર આવી, સ્વચ્છ આકાશ, ચંદ્રનાં શિતલ કિરણો જોવા ઇચ્છયું પરંતુ ઉઠ્યું થતાં જ ચક્કર આવતા અને પડી જતી. પહેલાંની માફક તેની હવે દિન-ચર્યા ન હતી. ન તો ઘરને સાફ કરતી ન ખાવાનું બનાવતી કે ન તો રામાયણનું પુસ્તક સહ ઉતારી વાંચતી. મહીનાઓથી મેલાં કપડાં પહેરી— દિન—રાત ખાટલામાં પડી રહેતી. પાડોશની એક દયાળુ વૃદ્ધ બાઇ દરરોજ આવતી. કામમાં મદદ કરતી. પાણીનો ઘડો ભરી પાસે મુકતી. દૂધ ગરમ કરી આપતી અને રજનીને આશ્વાસન આપી ચાલી જતી.

વૃદ્ધાના ગયા બાદ આખો દીવસ અને રાત એકલી પડયાં પડયાં વિતાવતી. અને શું શું વિચારતી હતી. કદિ આંખોમાંથી આંસુની ધારા નીકળતી. કદિ સુકાયેલા હોઠ પર હાસ્ય છવાતું. કદિ બબડતી અને કદિ આંખો બંધ કરી - પડી રહેતી, જાણે જીવ વિનાનું ખોળીયું.

એક દીવસ રાત્રીના સમયે બાર વાગે સુદની આઠમનો ક્ષીણ ચંદ્રમા પોતાના પ્રકાશને સમેટી લઇ અસ્તાચલના પરદામાં છુપાવા તૈયારી કરતો હતો. વાયુ હળવેથી વૃક્ષોના પાન સાથે ખેલી રહ્યો હતો; સંસાર સૂનો હતો પરંતુ રજનીની આંખમાં નિદ્રા ન હતી. અચાનક એને થયું કે—ખરેખર તેને કોઇક બોલાવી રહ્યું છે.

" રજની, રજની ! "

રજનીએ વિચાર્યું. એ કોણ છે ? મને નામ દઇ પોકારી રહ્યું છે.

" ફરી અવાજ આવ્યો. ' રજની, ' મારી પ્યારી રજની ! શું મને તું ભૂલી ગઇ ? "

રજની વ્યાકુળ બની. પડતી આખડતી બારણા તરફ આગળ વધી. જોયું તો એ બારણા આગળ ઉભા ઉભા બોલાવી રહ્યા છે; અને એના તરફ ચંચળ નેત્રોએ જોઈ હસી રહ્યા છે રજની વધુવાર ન જોઇ શકી, એ શુદ્ધિ ખોઇને પોતાના સ્વામીના ચરણોમાં પડી અને બોલી "મારા સ્વામી!"

"હાં, રજની!"

"તમે આવી ગયા?"

"ક્યાંથી?"

"તમે ક્યાં ગયા હતા?"

"હું અહિંથી ખાસ સ્થાન પરન્તારાથી દૂર એક સ્થાન પર હતો."

"હું, તમે મને છોડીને ગયા હતા. એ સ્થાન કેવું છે?"

"એ સ્થાન? રજની! એ સ્થાન રમણિય છે. ત્યાં મનુષ્યને દુઃખ નથી. સૌ ઘણા આનંદથી, સુખથી, પોતાનું જીવન વ્યતિત કરે છે."

"સ્વામી!"

"રજની, વ્યાકુલ કેમ બને છે? સારી રીતે વાત કેમ કરતી નથી?

"સ્વામી, હું દુઃખીયારી છું. મે આનંદદાયક સ્થાન જોયું નથી."

"રજની! શું તું એ સ્થાન જોવા ઇચ્છે છે?"

"હા. હું એ સ્થાન જોવા માગું છું."

"પરંતુ સાવધાન રહેજે, ડરીશ નહીં."

"નહી ડરું, પરંતુ તમારે મારી સાથે રહેવું પડશે."

"રજની, તું શું બોલે છે! હું તારી સાથે રહું કે તું મારી સાથે આવે છે?"

"બરાબર છે. હું સાથે આવું છું. પરંતુ એ તો કહો કે મને એકલી છોડીને તમે ક્યાં ચાલ્યા ગયા હતા?"

"પ્રિયે! એ પૂછીશ નહી. એનો ઉત્તર નહી આપી શકું."

"પ્રિયતમ!"

"હાં રજની! તું કેમ રડે છે?"

"તમે મારા પ્રશ્નનો ઉત્તર કેમ આપતા નથી?"

"રજની, પ્રિયતમે! એ વખતે તને સાથે લઇ જવાની મારી શક્તિની વાત નહોતી, એ વખત હતો કે હું અહિં ન તો રહી શકતો કે તને સાથે લઈ જતો, પરંતુ હવે તને છોડીશ નહિ."

"તો ખરેખર સ્વામી! હવે તમે મારી પાસે હંમેશ માટે રહેશો ને?"

"નહીં, રજની, હું તને મારી સાથે લઇ જઇશ.'

આ સાભળતાં જ રજનીનાં નેત્રો ખુલાં થઇ ગયાં, જોયું તો સ્વામી પાસે નથી. એકલી, અટૂલી, મેલી, ફાટેલી ખાટલી પર પડેલી છે, અને પાસે વૃદ્ધ પાડોશણ બેઠેલી છે, માથા પર હાથ ફેરવી રહી છે. રજની વ્યાકુલ બની બોલી ઊઠીઃ "મા, એ કયા છે?"

"કોણ બેટા!"

"એજ, હાલ જ કહેતા હતા-કે હું સાથે લઇ જઇશ, પરંતુ એટલામાં ન જાણે કયાં..." વૃદ્ધાએ જોયું તો રજનીનાં નેત્રો પહોળાં થઈ ગયાં છે—શ્વાસ જોરથી ચાલે છે. વૃદ્ધા ઉઠી ને બહારથી બે પાડોશીને બોલાવી લાવી. બધાંએ રજનીને ખાટલા પરથી નીચે ઉતારી, પરંતુ રજનીનો પ્રાણવાયુ તો નીકળી ચૂક્યો હતો.

*

કાળ ભગવાનની કેટલીય અવિશ્રાંત લહેરોએ કેટલાંય વર્ષ વટાવ્યાં હતાં, પરંતુ રજનીના મૃત્યુનું કારણ વૃદ્ધા પાસે હાલ સુધી લોકો પૂછતા હતા—વૃદ્ધા પાસે ફક્ત એકજ ઉત્તર હતો. "એણે તો ફક્ત સ્વપ્ન જ જોયું હતું."

# લોભે લક્ષણ જાય

:: લેખક ::

રવિશંકર નરોત્તમદાસ પાઠક

આનર્તનું શ્રીસ્થળ જેના કાંઠે આવેલું છે તે સરસ્વતી નદીના ઉપર તટે, એક નાના ગામડા પદ્માગ્રામ પાસે પર્ણકુટી-બાંધી દેવદત્ત સહકુટુંબ રહેતો હતો. વંશે તે વૈદિક વિપ્ર હોવા છતાં કર્મે તે શ્રમજીવી-કઠીઆરો હતો. તેના નિવાસની એક બાજુ આવેલા જંગલમાંથી, તે સવારમાં જઇ લાકડાં કાપી લાવતો અને નાના ગામડામાં તેનો વિક્રય કરી ખાદ્ય પદાર્થ અને કવચિત વસ્ત્ર લઇ આવતો. તેની ઘરરખુ પત્ની ગૌરી અને તેનાં સંતાન શાંતનું અને રમા આવા શ્રમજીવી અને સાદા જીવનમાં પૂર્ણ સંતોષ માની, નિજાનંદે હમેશાં મઝા માણી સચ્ચિદાનંદ ભોગવતાં. આમ આ કુટુંબે દસ બાર વર્ષ-લગ્ન સ્નેહના-ગૃહસ્થાશ્રમના આનંદમાં ગાળ્યાં હતાં. પણ આપણે મનુજ હમેશાં કાળબળને વશ હોઇએ છીએ, એમ આ સાદા, સરળ અને ગ્રામ્ય કુટુંબમાં અસંતોષનું વાતાવરણ ફેલાવે એવા ચારેક પ્રસંગો બની ગયા.

( ૨ )

શાંતનું અસારે દસ વર્ષની વયનો હતો. તે અરસામાં શ્રાવણ માસમાં બળેવે ભરાતા "શૌર્ય"ના મેળામાં તે ગયો. પોતાની ઉમ્મરના કુમારોને ધનુષ્યવિદ્યામાં તીરકામઠાં વાપરતા જોઇ, તેને તેમ કરવા સહજ વૃત્તિ થઇ. આ વાત તેણે જનક જનનીને કરી, પણ જીવવા પુરતી અને શરીર ઢાંકણ જેટલી આમદાનીમાંથી આ જાતનું એ સાધે અશક્ય જણાતાં શાંતનું કચવાયો અને તેનો કચવાટ રોજ-બ-રોજ બડબડાટના રૂપમાં બહાર આવવા માંડ્યો.

ત્યારબાદ નવરાત્રિના અરસામાં ગૌરી કન્યકાના "પ્રેમ" રાસ મંડળમાં ભાગ લેવા ગઇ પણ દાંડીઆના અભાવે તેને તેમાં ભાગ લેતી અટકાવવામાં આવી. આ સાત વર્ષની બાલિકા એથી મોં ચઢાવી ઘરને ખુણે બેસી રહી. માનું હૃદય આથી વિંધાયું અને 'ઘા ઉપર ગોસા' માફક દીપોત્સવી તહેવારમાં અલંકાર વગર પોતાના અને પુત્રીના દેહને, પાડોશના ગામના સ્ત્રીજનની સરખામણીમાં નિવર્ણ જણાતાં, તેને પણ જીવન સલુણું લાગવાને બદલે કડુ લાગવા માંડ્યું. જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ. ભાઇબીજને દિવસે ઘરમાં ચુલો ચેત્યો નહિ, અને મળસ્કાથી મધ્યાહ્ન સુધી કાષ્ટભાર વહી આવેલા દેવદત્તને કડાકા કરવાનો સમય આવતાં, તે કંટાળી પોતાના જીવનને ધીટકાર આપતો નાકની દાંડીએ જવાય તેમ રફામેના વનમાં ચાલ્યો ગયો.

( ૩ )

સમી સાંજ સુધી દેવદત્તે આગેકદમ કરતાં કુચ કરવા માંડી. માર્ગમાં તેને "સ્નેહના વૈરી ક્રોધને" લીધે સ્વજનના કરેલા ત્યાગ માટે, અને ધ્યેય વગર કરેલી હિજરત માટે પરતાવો થવા માંડ્યો. સમય મૂર્તિ નર્મદ માફક "ડગ ભરવું તે ભરવું" એવી શૌર્ય વૃત્તિ કેળવી, તેણે આગળ ને આગળ વધવા માંડ્યું. પણ "થાકયાના ગાઉ આકરા લાગે' તેમ તેના પગ સુઝીને થાંભલા થઇ જતાં, તેનાથી બે કદમ પણ આગળ વધાય એવી એનામાં આમ રહી નહિ. આખરે સંધ્યાકાળે તે શક્તિ જીર્ણ દેરી પાસે અટક્યો, અને 'જે થાય તે ખરૂં' એવા આખરી વિચારે તે દેરીના ઓટલા ઉપર સુઇ ગયો.

શુક્લ પક્ષની તે રાત્રિએ, ચંદ્રોદય થતાં, ત્યાં કોઇક ગેબી સ્થાનેથી, રૂપવતી સમવયસ્ક કિશોરીઓનું ટોળું આવી હાસ્ય, વાતો, નૃત્ય અને ગાયન કરતું જોતાં, તે સ્વપ્નસ્થ દશામાં હોય એમ સફાળો જાગ્યો. તે વૃંદની આગેવાન હોય એવી લાગતી એક લલના આગળ આવી, અને દેવદત્તને એ સ્થાને આવવાનાં કારણુ-નો ખુલાસો પુછવા માંડી. દેવદત્તે નત મસ્તકે અને બદ્ધ હસ્તે પોતાના જીવનની લીલીસુકી વર્ણવી. દેવદત્તને અતિથિ ગણી, તેની ઈચ્છા મુજબ ખાદ્ય અને પેય તે દેવીએ એક માટીના ઘડામાંથી ઉત્પન્ન કરી આપ્યાં. છેલ્લાં દસ-કામાં ન જમ્યો હોય એવી ધગશથી દેવદત્તે ક્ષુધા શાંત કરી, અને "હાશ" કહેતાં તેની આંખ ઘેરાવા માંડી. નિદ્રાની લહેરમાં તેણે જોયું કે તે જ પાત્રમાંથી પેલી સ્ત્રી પોતાને અને સહચારિણીઓને જરૂર પડે પેય પદાર્થ પણ આપતી હતી.

( ૪ )

લગભગ બાર દિવસ દેવદત્તે રોજ રાત્રે આ પ્રમાણે ખાનપાનની મોજે જંગલમાં મંગલ માણવા માંડ્યું. પણ આખરે તે મનુષ્ય હતો. પોતાને પનારે પડેલાં કુટુંબી-ઓની પોતાની ગેરહાજરીમાં શી દશા થતી-હશે-એ પ્રશ્ને તેને હવે એકટાણાની ભૂખ અને પુનર્મિલનની આશા એમ બેવડી ચિંતાની સાંડસીમાં ભીંસવા માંડ્યો. પેલી અધિષ્ઠાતા દેવીની નજર બહાર દેવદત્તની આવી બ્હાવરી દશા ન રહી. તેણે તેને મનદુઃખનું કારણ પૂછ્યું. દેવદત્તે હૈયાની વરાળ બહાર કાઢી. દેવીએ કહ્યું "આ અન્નપુર્ણાના આવાસમાં તને કોઇપણ પ્રકારની અગવડ પડી નથી. એટલું જ નહિ પણ તું ધારે છે તેમ તારા કુટુંબી પણ દુઃખી નથી. જો—" કહી તેણે એક અંગુલી દેવદત્તની આંખ આગળ ધરી, દેવદત્તે જોયું કે તેની સ્ત્રી ચિનાશુંકમાં સ્વરૂપે શણગારી હાથ, નાક, ગળા વગેરેમાં મંગલ અલંકારથી શોભતી હતી. તેનો પુત્ર તીરકામઠાની મદદથી તિરંદાજી શીખતો હતો, અને તેની પુત્રી નાકે વાળી, પાયે નૂપુર અને હાથે ઘુઘરીવાળી બંગડી પહેરી આનંદમાં હરી ફરી રહી હતી. પોતાના વખતમાં સમભાગે પણ યથારુચિ કાળનાં ભાજી અને રોટલાથી તેમના શરીર જેવાં તગડા જેવા લાગતાં હતાં તે લોકદયાથી મળતાં ઉચ્ચિષ્ટ ને અલ્પ મિષ્ટાન્ન-ફરસાણે કંતાયલાં લાગતાં હતાં-બસ આટલું જોતાં પોતાના કુટુંબીનું વિયોગ ને ક્ષુધા દુઃખ દુર કરવા તેણે નિશ્ચય કર્યો. પોતાની આશ્રય-દાતા દેવીને તેણે પેલો ઘડો આપી વિદાય આપવા આજીજી કરી. દેવીએ તેને કહ્યું: "એ ઘડો અમને પણ અમૃત પાન કરાવે છે આમ છતાં સ્વાર્થાંધ બની તું માગે છે. એ માનવીની માનસિક હલકી વૃત્તિ દર્શાવે છે. છતાં અમારે તો સ્વાર્પણે પણ યાચકને હસતાં રાખવામાં જ મોટાઈ ગણવી. જા, તે ઘડો લઈ પસાર થઈ જા, અને તારૂં શ્રેયસ એ પ્રેયસથી પાર પડો" આ સાંભળી દેવદત્ત તો "હા"ની "ના" ન બની જાય એમ બીક રાખતો ઘડો માથે મૂકી જે વાટે તે આવ્યો હતો એ માર્ગે દોડવા માંડ્યો.

યઃ પલાયતિ સ. જીવતિ.

( ૫ )

પૂર્ણિમાના પ્રાતઃકાલે દેવદત્ત જે વૃક્ષોના જુથમાંથી લાકડાં કાપતો હતો ત્યાં આવી પહોંચ્યો. એ દિવ્ય જાદુઇ ઘડો સક્રિય છે એમ પુનઃ પરીક્ષા કરવા તેણે તેમાંથી જલેબીની થાળ અને કેસરીઆ દૂધનો વાટકો તૈયાર કર્યો. તે લઇ પોતાના ધામમાં તે આવ્યો. તેના આગમનથી ગૌરી ખાસ ખુશ ન થઇ અને "પિતા તમે-!" કહેતાં બંને

" ત્રણસો રૂપિયા ! તમારે વળી ત્રણસો રૂપિયનું શું કામ પડ્યું ? " શેઠે પૂછ્યું.

" મારા મધુકરે મંગાવ્યા છે. એને જરૂર જોઇએ છે. બે માસ પછી તે વકીલ થવાનો છે. વકીલ થશે એટલે અમે તમારા રૂપિયા આપી દઇશું. " ગંગાએ શેઠને ફરીવાર વિનવ્યા.

" ગંગામહેન ! હમણાં તો તમે જુઓ જ છો કે ગયા ત્રણ વર્ષ દુકાળનાં જ ગયાં છે. અને આ વર્ષ પણ સારૂં આવે એમ લાગતું નથી. આવે વખતે ત્રણસો રૂપિયા હું કેમ આપી શકું ? "

" શેઠ ! તમારે વ્યાજ લેવું હોય તો લેજો પણ રૂપિયા તો આપવા જ પડશે. "

" હેં...હેં...હેં.. હે. " શેઠ હસી પડયા, " વ્યાજ લેવું એ તો વહેવારિક વાત છે. પણ અત્યારની સ્થિતિની તો તમને ખબર જ છે. "

" પણ ગમે તેમ થાય રૂપિયા તો તમારે આપવા જ પડશે. " ગંગાએ વળી વિનંતી કરતાં કહ્યું

થોડીવારે શેઠે વિચાર કરીને કહ્યું.

" ઠીક, જુઓ ગંગામહેન ! હજી ગઇ કાલે જ પેલો રામજી પટેલ ચારસો રૂપિયા લઇ ગયો છે અને તે બેવડા આપવાની શરતે. તમે એ આપી શકો તો લઇ જાઓ, તમારા સિવાય બીજું કોઇ હોત તો હું પાંચગણા જ લેત. " શેઠે પોતાની જાળ બીછાવી.

" ભલે શેઠ ! હું બેવડા રૂપિયા આપવા તૈયાર છું. " ગંગાએ કહ્યું.

શેઠે મુનીમને બોલાવ્યા. એક કાગળમાં કંઇક લખાણ કર્યું. ગંગાએ પોતાના હાથના અંગુઠાની એમાં છાપ લગાવી. શેઠે ત્રણસો રૂપિયા ગણી આપ્યા. ગંગા રૂપિયા લઇ ઘેર આવી. અને પાડોશીને રૂપિયા આપીને મનીઓર્ડર કરાવ્યું.

( ૩ )

" ગંગામહેન ! બે માસ તો થઇ ગયા. હવે તો તમારે રૂપિયા આપવા જ જોઇએ." ચંપકલાલ શેઠે ગંગાને યાદ કરાવ્યું.

" હવે એક દિવસ થોભી જાઓ. કાલે મારો મધુકર આવવાનો છે. કાલે હું આપને આપી દઇશ. એ બાબત તમે ચિંતા ફીકર કરશો જ નહિ. " ગંગાએ આશ્વાસન આપ્યું.

" કાલે તો જરૂર મળવા જોઇએ. " શેઠે કરડાકીથી કહ્યું.

" અરે કાલે તો જરૂર આપી દઇશ. " ગંગાએ કહ્યું.

શેઠ ચાલ્યા ગયા.

( ૪ )

આજે એનો મધુકર આવવાનો હતો. પોતે એની રાહ જોઇને બેઠી હતી. થોડીવારે બુટનો ચમચમાટ સંભળાયો. અને સંપૂર્ણ વિદેશી પોષાકમાં સજ્જ થયેલ મધુકર અંદર આવ્યો.

ગંગાના હર્ષનો પાર રહ્યો નહિ આજે દશ વર્ષ પછી તેનો મધુકર ઘેર આવ્યો હતો.

" આવી ગયો, બેટા ! તબીયત તો સારી છે ને ! " ગંગા અંદરથી એક તુટેલ ખુરસી લાવી. મધુકર એના પર બેસી ગયો.

" આપણું તે કોઇ ગામડું છે ! જ્યાં જુઓ ત્યાં ગંદકી, કાદવ, કીચડ અને અસ્વચ્છતા. કોઇને સારાં વસ્રો પણ નહિ. હું તો સ્ટેશનથી અહિં આવતાં હેરાન હેરાન થઇ ગયો. " મધુકરે અંતરની વરાળ કાઢી.

" એ તો હોય બેટા ! આપણા બાપદાદા પણ ગામડામાં જ રહેતા હતા ને ? " ગંગાએ સમજાવવા માંડ્યું.

પણ મધુકર વકિલ થયો હતો. વકિલ જો દલીલ ન કરે તો તે વકિલ શાનો ?

" આપણા બાપદાદા ગામડામાં રહેતા હોય તો આપણે પણ રહેવું ? બાપદાદાના

કુવામાં ડુબી મરવું ? હું તો અત્યારે જ મુંબઇ જવાનો છું મને અહિં ન ફાવે. " મધુકરે ચોકખું સંભળાવ્યુ.

" બેટા રૂપિયા તો તને સમયસર જ મળ્યા હતા ને ! " ગંગાએ વાત ફેરવવા પ્રયત્ન કર્યો.

" હા, પણ એનું હવે શું છે ? " મધુકરે કંટાળીને કહ્યું.

" એ પાછા તો આપવા જ પડશે ને !" ગંગાએ ધારેથી કહ્યું.

" હજી પાંચ મિનિટ બેઠો પણ નથી ત્યાં તો રૂપિયા ને રૂપિયા. '' મધુકરે ખીસ્સામાંથી પાકીટ કાઢતાં કહ્યું.

" અત્યારે જરૂર નથી મધુકર ! એ તો આપી દઇશું " ગંગાએ મધુકરને શાન્ત કરવા કહ્યું.

મધુકરે સો સો રૂપિયાની ત્રણ નોટો ગંગાના હાથમાં મૂકી

" બેટા ! છસો રૂપિયા આપવાના છે ? " ગંગાએ કહ્યું.

" છસો રૂપિયા ! બે માસમાં ત્રણસોના છસો લેનાર છે કોણ ? હું હમણાં જ જઇને એને કેદ કરાવું. " મધુકરે ક્રોધથી કહ્યું.

બારણું ઉઘડ્યું. શેઠ અંદર આવ્યા.

" આવી ગયા, મધુકરભાઇ ! " શેઠ આવતાં વેંત જ કહ્યું.

" આવો આવો ચંપકલાલ શેઠ ! " ગંગાએ કહ્યું.

" ભાઇ ! હવે તો મારા રૂપિયા મને મળવા જોઇએ. " શેઠે મુદ્દાની વાત કહી.

" રૂપિયા ! લો આ તમારા રૂપિયા. " મધુકરે ગંગાના હાથમાંથી ત્રણસો રૂપિયા લઇને આપતાં કહ્યું.

" ત્રણસો ! " શેઠ આશ્ચર્ય પામ્યા.

શેઠે મધુકર સામે જોયું. એમને લાગ્યું કે અત્યારે કશી ઉહાપોહ કરવી નકામી છે.

" સારૂં મધુકર ભાઇ ! હું હવે જઇશ." કહેતાં શેઠ ચાલ્યા ગયા.

ગંગા શેઠને જતા જોઇ રહી. મધુકરે હસતાં કહ્યું:

" જોયું ? કંઇ પણ ચૂં કે ચાં કર્યા વિના લઇ લીધાને રૂપિયા ! "

ગંગા કંઇ બોલી નહિં. તે અંદર ગઇ.

જમીને મધુકર જવાની તૈયારી કરવા લાગ્યો. એક યુવતી અંદર આવી.

" માશીબા ! આ જરા આટલું દળણું દળી આપશો ? " યુવતીએ ઘઉંથી ભરેલ એક વાસણ ગંગાને આપતાં કહ્યું.

" ભલે બેટા ! રાખી જા. " ગંગાએ કહ્યું.

" રાખી શું જાય ! લઇ જા પાછું. " મધુકરે યુવતી તરફ જોઇ કહ્યું.

" લઇ શા માટે જાય, બેટા ! મારું જીવન આધાર એના પર છે. એના વિના હું કેમ જીવી શકું. એ પારકાં કામ કરીને જ તને પાકેલ બનાવ્યો છે, બેટા ! " ગંગાએ હૈયાની વરાળ કાઢતાં કહ્યું.

" બે પૈસા માટે આટલી મજુરી ! લો આ રૂપિયા. " મધુકરે દશદશની ત્રણ નોટો ગંગા તરફ ફેંકતાં કહ્યું.

ગંગા મધુકર તરફ જોઇ રહી. શું ત્રીસ રૂપિયા જ તેના માતૃત્વની કિંમત હતી ? યુવતી ચાલી ગઇ મધુકર પણ એક મજુર પાસે સામાન ઉંચકાવીને ચાલ્યો ગયો. ગંગા તેને જતાં જોઇ રહી.

( ૫ )

" ના, એ કંઈ નહિં ચાલે. તમારે વ્યાજના ત્રણસો રૂપિયા આપવા જ પડશે. નહિં તો હું તમને કેદ કરાવીશ. '' શેઠે બીક બતાવતાં કહ્યું.

" આજે મારા મધુકરનો કંઇ જવાબ આવવો જોઇએ. કદાચ મનીઓર્ડર પણ આવે. " ગંગાએ કહ્યું.

" ગંગામાશી ! આ રહ્યો મધુકર ભાઇનો કાગળ. " કહેતાં કમળા અંદર આવી કાગળ આપીને ચાલી ગઇ

ગંગાએ કાગળ શેઠના હાથમાં મૂકયો. શેઠે વાંચવો શરૂ કર્યો.

' પૂજ્ય બા,

આપનો કાગળ મળ્યો. આપે રૂપિયા મંગાવ્યા તો લખવાનું કે હું હમણાં એક પાઇ પણ મોકલી શકીશ નહિં. કારણ કે હમણાં મને એક પાઇની પણ આવક નથી. મને માફ કરશો. વળી આપને એક વાત જણાવવી ભૂલી ગયો છું તે એ કે મેં લગ્ન પણ કર્યાં છે. એટલે એનું પાલન પોષણ તો મારે કરવું જ જોઇએને! બે ત્રણ માસ પછી જો આવક સારી હશે તો જરૂર રૂપિયા મોકલી આપીશ.

લી. આપના મધુકરના પ્રણામ.

ગંગા સાંભળી રહી. મધુકરે લગ્ન કર્યાં? અને તે મને જણાવ્યા વિના? વળી એ પોતાની પત્નીનું પાલન પોષણ કરે તો માતાનું પાલન પોષણ કરવાની એની ફરજ નથી?

શેઠ હસવા લાગ્યા.

" જોયું ને ગંગાબ્હેન! આજ કાલનાં છોકરાં! પેટે પાટા બાંધીને મધુકરને ઉછેર્યો, ભણાવ્યો ગણાવ્યો, એનાં આ ફળ. હાં પણ મારા રૂપિયા મળવા જ જોઇએ." શેઠે વળી યાદ અપાવી.

" પણ મારી પાસે છે પણ શું, ભાઇ!" ગંગાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

" આ ઘર છે ને!" શેઠે ઉપાય બતાવ્યો.

" હા, એ તો હું ભૂલી જ ગયેલી. બોલો કેટલું આપશો આ ઘરનું?" ગંગાએ પૂછ્યું.

" ત્રણસો રૂપિયામાં આ ઘર આપી દો." શેઠે ટુંકો ઉત્તર આપ્યો.

' ભલે આજથી આ ઘર તમારૂં." ગંગાએ કહ્યું

શેઠ ચાલ્યા ગયા. ગંગા ઓરડામાં આવી. એક વાર આખું ઘર બરાબર જોઇ લીધું. અને તે બહાર નીકળી.

જ્યારે તે ઘરમાં પાછી આવી ત્યારે તેના હાથમાં કાળો ચકચકતો પદાર્થ હતો. તેને પાણી સાથે ઓગાળીને ગંગા પી ગઇ. અને એક તરફ પડેલ તૂટેલ ખાટલા પર અનંત ઉંઘ લેવા સૂઇ ગઇ.

× × ×

બીજે દિવસે આખા ગામમાં વાત ફેલાઇ ગઇ કે ગંગાએ અફીણ ખાઇને આપઘાત કર્યો.

# શ્યામા

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોશી

ડોકટર બકુલે બંગલાના પગથીઆં આગળ નોકરે ઉભી કરેલી સાઇકલના હેન્ડલ પર હાથ મૂકયો ને એક મુગ્ધ યુવતી બહાર આવી સ્મિત કરતાં બોલી, " આજે પણ રોજના જેટલા જ મોડા આવશો ને ? "

" નહિ, નહિ, શ્યામા ! " ડોકટરે વિશ્વાસભર્યા સ્વરે કહ્યું " ગમે તેમ થાય પણ આજે તો મોડું નહિ જ કરૂં. આજે આપણા લગ્નની સાલગીરી છે એટલે સાડા સાતથી આગની અંદર તો હું પાછો આવી જ જઇશ. પણ તું વાર ન લગાડતી. જમવાનું તૈયાર રાખજે. એટલે આપણે જમીને દસ વાગ્યાના સિનેમા શોમાં જવું છે. કમ્પાઉન્ડરને મોકલી હું અગાઉથી જ બોકસની સીટ ટિકિટ લઇ રીઝર્વ કરાવી મૂકું છું. પછી તો બસ ને ? " ડોકટરના મોં પર પ્રફુલ્લતા ઉછળી રહી

" પણ ડોકટર, આજે તમે મને સાલગીરી ખાતે શું ભેટ આપશો ? " શ્યામાએ ભાવભીની નજરે પૂછયું.

" ઉંહું—તે હમણાં નહિ કહેવાનું. " વહાલસોઇ નજરે ડોકટરે ડોકું ધૂણાવ્યું.

" મને ખબર છે તમે મને શું આપવાના છો તે—" શ્યામાએ મશ્કરીમાં હસતાં હસતાં કહ્યું " કોઇક કેમિકલ કંપનીની આવેલી ખુદાબસ્ત ટોનિકની બાટલી—નહિ તો એકાદ આરોગ્ય અંક—કેમ એ જ ને ? તેનો એક પૈસો પણ ખર્ચ નહિ. "

અને એની આ મજાકથી ડૉ. બકુલ પેટ પકડીને હસ્યો. " જો શ્યામા, હું તને એવી સરસ ભેટ આપવાનો છું કે તે જોઈ તારી આંખો નાચી ઉઠશે. " એટલું કહી ડોકટરે પેડલપર પગ મૂકી છલંગ મારી અને ઘંટડીના રણકાર સાથે સાઇકલ પસાર થઇ ગઇ.

શ્યામાએ સ્ફુર્તિથી કાંદાનાં ભજીઆં, પૂરી ને બટેટાનું શાક બનાવી દીધાં; નોકર પાસે એક રૂપીઆની બાસુદી મંગાવી લીધી અને બધું ઢાંકી પરવારી રસોડામાંથી બહાર નીકળી દીવાનખાનામાં આવતાં આઠના ટકોરા સંભળાયા. પતિ આવવાની આશામાં એ ઉભી રહી અને એના પૂર્વજીવનનાં સંસ્મરણો એની નજર આગળ તરી આવ્યાં.

એ તે વખતે ઇન્ટર સાયન્સમાં ભણતી હતી. સાધન સંપન્ન અને સંસ્કારી માતા પિતાની પુત્રી હોવાથી એ આ વરસથી હોસ્ટેલમાં રહેવા આવી હતી. એ વખતે કોલેજમાં એના જેવી જ પાંચ પંચાસ વિદ્યાર્થીનીઓ ભણતી. પણ સૌમાં એ કાંઇ ઓર જ ભાત પાડતી. સ્વાભાવિક રીતે કેટલીક વિદ્યાર્થીઓને કેટલાક વિદ્યાર્થીઓ પ્રત્યે પક્ષપાત કે આકર્ષણ થતું તો કેટલીક તદ્દન નિર્લેપજ રહેતી. શ્યામા તેમાંની એક હતી. એની પાછળ પાછળ પાગલ બનતા કોલેજિયનોમાં બકુ નાણાવટી મુખ્ય હતો. તેના પિતા મોટા જાગીરદાર હતા અને બકુને નાનપણથી જ ઘણા લાડપાનમાં ઊછરવાનું મળ્યું હતું.

શ્યામા ઇન્ટરમાં આવી તે વખતે બકુ પણ એના જ વર્ગમાં હતો. એ પણ હોસ્ટેલમાં રહેતો. એને કોલેજમાં આવ્યા પછી ટેનિસનો એટલો બધો શોખ લાગ્યો હતો કે દિવસના કોઇપણ ભાગમાં જુઓ તો નાણાવટી ટેનિસ કોર્ટ પર ન હોય એમ બને જ નહિ.

શ્યામા અવારનવાર ટેનિસ રમવા જતી અને પ્રસંગોપાત એને નાણાવટી સાથે રમતાં રમતાં સહવાસ થતો. સ્વાભાવિક રીતે એમાં

રમતાં શ્યામા નિખાલસતાથી વાતચીત કરતી, પણ નાણાવટીએ તેને પ્રેમનું સ્વરૂપ જ કલ્પી લીધું. બલ્કે એ મિત્રમંડળમાં શ્યામાના પ્રેમપાત્ર બનવામાં પોતે ભાગ્યશાળી થવાના. વલખાં પણ ફુકવા લાગ્યો.

આ વાતની અચાનક એક દિવસ શ્યામાને ખબર પડી.

એ પ્રયોગ કરી લેબોરેટરીમાંથી હાથમાં જર્નલ લઇ ચાલી આવતી હતી ત્યાં રસ્તામાં એની બે સહાધ્યાયી સખીઓ તરલા અને ઉમા મળી ગઇ. અને સૌ શ્યામાની ખોલી પર આવ્યાં.

બારણું ખોલી શ્યામાએ બંને સખીઓને બેસાડી ચહા માટે પ્રાઇમસ પેટાવવા માંડયો ત્યાં તરલા બોલી ઉઠીઃ " ઉમા, શ્યામા આપણી પાછળથી ઓળખાણ રાખશે ખરી? આપણે તો નોકરી કરીશુ કે પરણીશું-છતાં કાંઇ સુખસાહેબી આપણા ભાગ્યમાં નથી-ને શ્યામા તો જાગીરદારનો બંગલો દીપાવશે "

શ્યામા ચમકી. હાથમાંનો બળતો કાકડો નીચે મૂકી દઇ એ બોલીઃ " એટલે? જાગીરદારનો બંગલો? કયા જાગીરદાર?"

" કેમ વળી? બકુ નાણાવટી—"

" નોન્સેન્સ, આવું ગપ્પું કયાંથી લઇ આવી?"

" ગપ્પું શાનું? આખી કોલેજ જાણે છે ને?" અને ઉમાએ બંધી અથઇતિ વાત કહી સંભળાવી. શ્યામાને પોતાની સ્વાભાવિક મિલનસારવૃત્તિનો ચોકખો દુરુપયોગ થયો લાગ્યો; અને બકુ પ્રત્યેનું એકાદ ટકાનું આકર્ષણ હોવાનો સંભવ હતો તે સદંતર નાબુદ થયો.

અને પછી ટેનિસ ટૂર્નામેન્ટમાં ઇન્ટર કોલેજની હરીફાઇ વખતે રમતાં કોર્ટ પર પગ લપસી જવાથી શ્યામાને અકસ્માત થયો. મેડિકલ કોલેજના ખેલાડી બકુલ મહેતાએ તેની સારવાર કરતાં અચાનક તેના પ્રત્યે શ્યામા કેવી આકર્ષાઇ, માતાપિતાની સંમતિથી ઉભય કેવાં લગ્નગ્રંથીથી જોડાયાં-ન્તે પડેલાં જાગીરદાર તરફથી બકુ માટે કહેણુ આવતાં તેનો કેવો અનાદર કર્યો ઇત્યાદિ સર્વ દશ્યો ચિત્રપટની માફક શ્યામાની નજર આગળ તરવરી રહ્યાં.

( ૨ )

એ સંસ્મરણોનું ચિત્રપટ કેટલો વખત ચાલ્યા કરત પણ અચાનક ઘડીઆળમાં ટકોરા થયા અને શ્યામા ચમકી ,ઉઠી " ઓહો! દસ? હજી ઘેર આવવાનું યાદ ન આવે? આજે જતી વખતે શું કહી ગયા હતા? —".

એ ખુરસીપરથી ઉઠી અને સામેની બારી આગળ જઇ ઉભી. બહાર અંધારું ઘોર હતું, ઝરમર વરસાદ વરસતો હતો. રસ્તા પર વીજળીના દીવાના પ્રકાશમાં આછો આછો માણસોનો અવરજવર દેખાતો હતો. એણે દૂર સુધી રસ્તા પર નજર નાખી એક બે માણસો છત્રી ઉંચી ધરી વરસાદમાં ધીમેધીમે ચાલ્યા આવતા હતા. એટલામાં એણે સામેથી એક સાઇકલ આવતી જોઇ. એના ચહેરા પર એકદમ આશા અને આનંદ ઉભરાઇ આવ્યાં.

" બસ, એજ આવરકોટ અને માથે હેટ-બંગલામાં હંમેશ માફક બેગ—એજ બકુલ!"

બારે ઉમંગથી ગણગણતી શ્યામા બારણું ખોલી ઓટલા પર આવી, અને એણે પોતાના બંગલાના દરવાજા તરફ જોયું. એને લાગ્યું કે હમણાં સાઇકલ પરથી ઉતરશે! -

પણ એ સાઇકલ તો સીધી આગળ જ ચાલી ગઇ. અને શ્યામા કોઇક નિસ્તબ્ધ પૂતળાની જેમ તે દિશા તરફ જોઇ રહી.

એની નિરાશાનો હવે પાર રહ્યો નહિ. નિરાશામાંથી ધીમે ધીમે ક્રોધે સ્થાન લીધું.

પગ પછાડતી એ ગુસ્સામાં ને ગુસ્સામાં પોતાના ખંડમાં આવી. અને બીજું કાંઇ કામ નહિ જડતાં ટેબલ પર ચોપડીઓ, માસિકો, છાપાં છૂટાં છવાયાં પડયાં હતાં તે સામટાં બેમાં કરી એક ખૂણામાં નાખ્યાં. પાસે પડેલી આરામ ખુરસી પર એ પછડાઇ પડી અને મોટેથી બોલી ઉઠી. " એમનું દવાખાનું–એમના દરદીઓ અને બાટલીઓ–આખી જીંદગી આમ જ ચાલ્યા કરવાનાં–ઘરમાં બૈરી મરે કે જીવે તેની એમને છે કાંઇ દરકાર. "

કેટલીક ક્ષણ એ નીચું મોં રાખી શૂનમૂન બેસી રહી. એટલામાં બહાર કંઇ ખડખડાટ થયો. કોઇનો પગરવ સંભળાયો. કોઇ દરવાજો ઓળંગી અંદર આવતું હોય એવો ભાસ થયો. વરસાદ પણ લગભગ રહી ગયો હતો.

" કોણ ? કોણ છે ?– ડોકટર કે ? " શ્યામા બોલી.

( ૩ )

કાંઇ જવાબ ન મળ્યો તેથી શ્યામા ચીડાઇને બબડી " ડોકટરને શોધતો કોઇક એમનો દરદી આવ્યો હશે ! "

તે માણસ વધુ નજીક આવ્યો. તેના ચહેરા અને પોશાક પરથી તે માલદાર લાગતો હતો. હાથમાંની છત્રી બંધ કરી એ સૌજન્યથી બોલ્યો, " દવાખાનામાં ડાકટર સાહેબે મને સાડા છ વાગે બોલાવ્યો હતો; પણ મને ત્યાં જતાં વાર લાગી ને સાહેબ વિઝિટ પર નીકળી ગયા હશે–કે ઘેર ગયા હશે–એમ ધારી મેં અહીં તપાસ કરવા ધાર્યું. "

" હજી ડોકટર સાહેબ દવાખાને પાછા આવ્યા નથી ? " શ્યામા ચિંતાતુર થઇ બોલી.

" ના, નહિજ આવ્યા હોય ! કે પછી કોણ જાણે, માફ કરજો–હું ત્યાં મોડું થઇ જવાથી ગયોજ નથી—"

" એમ—! " શ્યામાનું મોં ઉતરી ગયું.

" કાંઇ નહિ બેન, એ તો વિઝિટે ગયા હશે–તે હમણાં આવી પહોંચશે; ગભરાશો નહિ–એમણે મને આ ચાર સોનાની બંગડીઓ નવી ફેશનની કરવા આપી હતી–ને એમને તે આજેજ જોઇતી હતી —" એમ કહેતાં આશ્વાસનભર્યા સ્વરે તે માણસે ખીસ્સામાંથી રૂમાલ કાઢતાં અને તેમાંથી ગુલાબી પાતળા રંગના કાગળનું પડીકું કાઢી તેમાંની બંગડીઓ તેના હાથમાં મૂકી.

" સોનાની બંગડીઓ ? " હાથમાં ફેરવતાં શ્યામા કંઇક આનંદમાં બોલી ઉઠી.

" એની જ ભેટ એ મને આજે આપવાના હશે, હવે સમજી ! બકુલ ! મારા બકુલ–તમારો કેટલો પ્રેમ !—" એમ બોલી જવા જતી હતી પરંતુ પાસે બકુલ નહતો એ યાદ આવતાં એ ખિન્ન સ્વરે બોલી " પણ હજી ડોકટર ન આવ્યા ! કયાં હશે કોણ જાણે ! કેવા ભલા માણસ છે "

પોતાની સામે એક અજાણ્યો માણસ બેઠો હતો તે વાત જ એ ભૂલી ગઇ.

" ખરેખર, ડાકટર સાહેબનો દેવપુરુષ છે, બેન ! કોઇ દરદીએ બોલાવ્યા હશે ને ત્યાં ગયા હશે–મારા ઘરમાં સુવાવડ વખતે એમણે જ મદદ કરી મારી લાજ રાખી હતી. બોલનારનો સ્વર કૃતજ્ઞતાથી ગળગળો થઈ ગયો.

બકુલનાં વખાણ સાંભળી શ્યામાને પતિ માટે ગૌરવ અને માન ઉપજ્યાં, એ બોલી " પણ જુઓને; એમને પોતાના જાતની કે ઘરની કાળજી છે ? એ રાત્રે ફર્યા કરે ને હું અહીં ઘરમાં એકલી—" એ ધ્રુજતા સ્વરે બોલી.

" ફિકર ન કરો બેન ! એ તો હમણાં

આવી પહોંચશે. ” કહેતાં તે માણસ જવાને ઉભો થયો.

“ હાં, પણ તમને એમણે પૈસા તો આપ્યા છે ને ? તમારૂં નામ શું ? ” શ્યામાએ વિશેષ ચોકસ કરવા માંડી.

“ જી, મારૂં નામ રમણલાલ, અને પૈસાની તમારે કાંઇ ફિકર ન રાખવી, મારી પેટીમાં પડેલા છે. ” એ હસીને બોલ્યો અને બહાર નીકળી ગયો.

તે માણસના ગયા પછી શ્યામાને એકદમ એકલવાયું લાગ્યું. નોકર સાંજે પથારીઓ વગેરે કામકાજ પરવારી ઘેર રવાના થઇ ગયો હતો ! બાજુના બંગલામાં એક બે દીવા દેખાતા હતા. છતાં બહાર વિલક્ષણ શાંતિ અને અંધકાર હતો. બધું સુમસામ લાગતું હતું. પેલા માણસને ડૉકટરના આવતા સુધી રોકી રાખ્યો હોત તો ઠીક થાત એવો પણ એને ક્ષણવાર વિચાર આવ્યો

પણ આમ બહાર ઉભાં રહેવા કરતાં બારણું બંધ કરી સાંકળ વાસીને અંદર બેસવું સારૂં–ડૉકટર આવશે ત્યારે ઉઘાડાશે એવો વિચાર કરી એ અંદર જવાનું કરતી હતી એટલામાં દરવાજા આગળ એક મોટર ઉભેલી જોવામાં આવી. અંદરથી એક પુખ્ત વયનો આદમી ઉતરી ઓટલા સુધી આવ્યો અને ગભરાયલા સ્વરે શ્યામાના સામું જોઇ બોલ્યો. “ ડૉકટર સાહેબને સાઇકલનો એકસીડંટ થયો છે અને સરકારી ઇસ્પિતાલમાં છે–તમને હમણાં ને હમણાંજ તેડયાં છે ! ”

## ( ૪ )

શ્યામાના હૃદયમાં સખત ધ્રાસ્કો પડ્યો.

“ હે, શું ? એકસીડંટ ! કયાં વાગ્યું ? તબીઅત તો સારી છે ને ? ” રડકણા સ્વરે એણે ઉપરાઉપરી પ્રશ્નો પૂછી નાખ્યા.

“ ના, ના, બહુ વાગ્યું નથી. તબીઅત તો સારી છે, પણ એમના પગે સખત ઇજા થઇ છે. તમે ચાલો ને જલદી–મોટર તૈયાર છે. ” તે માણસે ઉતાવળ કરતાં કહ્યું.

શ્યામા ક્ષણવાર ઘૂંચાઇ; છતાં સમયસૂચકતા વાપરી બોલી “ રહો, હું કપડાં બદલી લઉં–દશ મિનિટ લાગશે—”

એ ઘરમાં ગઇ અને પાછળથી બારણું બંધ કરી સાંકળ વાસી એને પતિના અકસ્માતની વાત સાંભળી ગભરાટ થવા છતાં મનમાં સહજ શંકા આવી—“ આટલી મોડી રાત્રે અજાણ્યા માણસ સાથે ગમે ને કારણસર પણ ઘર છોડીને મોટરમાં જવાનું એને સાહસ લાગ્યું. એ તત્કાળ છેક અંદરના ખંડમાં ગઇ–ટેલીફોનના ડામલવર હાથ મૂકયો. બીજીજ ક્ષણે એને થયું. ” ડૉકટર દવાખાને નજ હોય તો ! પણ અત્યારે બીજો વખત નથી–બસ–એણે નજીકનીજ પોલિસચોકીનો નંબર જોડયો. ‘ એલાવ —”

“ હા, કયાંથી બોલો છો ? ”

“ વસંત વિહાર બંગલો–ચીમનાબાઇ રોડ–આપનું નામ ? ”

“ બિશનદયાળ–હેડ કોન્સ્ટેબલ ! બોલો,”

“ હાં, બંગલે ડૉકટર સાહેબ નથી–હું એકલીજ છું. દરવાજા આગળ એક અજાણી મોટર ઉભી છે–મને શંકા આવે છે કે કાંઇ ગરબડ છે–જલદી પોલિસપાર્ટી રવાના કરો.”

ઘડીઆળ તરફ નજર કરતાં ૭ મિનિટ પસાર થઇ ગઇ હતી. એણે ખંડમાં આંટા મારવા માંડયા. એક બે મિનિટમાં બારીમાંથી પોલિસની મોટર આવતી એણે ઓળખી–ને એ બારણું ખોલી બહાર આવી.

ભડાક બારણું ખોલતાં ખોલતાં મોટરમાંથી બે સીપાઇઓ ઉતરી અજાણી મોટરની આજુબાજુ ઉભા રહ્યા; અને એક કોન્સ્ટેબલ જેવો દેખાતો અમલદાર બંગલાના પગથીઆં

આગળ આવી ઉભો. શ્યામાએ એક મિનિટમાં બધી વસ્તુસ્થિતિ જણાવી શાંતતાથી સાંભળી લઇ પોલિસ અમલદાર પેલી મોટર આગળ આવી ખડો થતાં બહાર ઉભેલા પ્રૌઢ આદમીને પૂછ્યું. " ડોકટર સાહેબને કયાં આગળ એકસીડેંટ થયો ? આપ કોણ છો ? "

તે માણસ સહજ ધુંચવાયો અને કંઇક ઉતર આપવા જીભ ચલાવી પણ ગલ્લાંતલ્લાં થઇ જતાં ત–ત–પ–પ કરવા લાગ્યો. "

મોટરની અંદર બેઠેલો યુવક ઓવરકોટ સંકોરતાં પોલિસનાં માણસો જોઇ કયાનો ઉંચો નીચો થઇ ગયો હતો. તેણે અંદર રહ્યાં રહ્યાં જબાબ આપ્યો.

" સેન્ટ્રલ જેલ રોડ પર — "

" કેટલા વખત પર ? "

" લગભગ પોણો કલાક થયો થશે "

" હંઅમ–છેલ્લા બે કલાકથી હું જ ત્યાં ડ્યુટિ પર હતો–તેમાં એકકે એકિસડેંટનો રીપોર્ટ મને મળ્યો નથી. જમાદાર, બંનેને પરહેજ કરો. "

પોલિસ જમાદારે સાથે આણેલાં સાધનોથી ઉભયને મુશ્કેટાટ કરી અટકમાં લીધા. ત્યાં સામેથી ઘંટડી વાગીને એક સાઇકલ આવીને ખડી થતાં પોલીસ કોન્સ્ટેબલે ટોર્ચ ઉંચી કરી.

" હલ્લો, ડોકટર સાહેબ ? આપને એકસીડેંટ થયો છે ? "

" એકસીડેંટ –મને ? નહિ, નહિ, પણ આપ અત્યારે અહીં કયાંથી ? " સાઇકલ પરથી ઉતરી સર્વ પરિસ્થિતિ જોઇ ધુંચવણમાં પડી જતા ડોકટર બકુલે સામટા પ્રશ્નો પૂછી નાખ્યા.

કોન્સ્ટેબલે ઇત્થંભૂત હકીકત કહી અને મુશ્કેટાટ થયેલા તે આદમીઓ તરફ આંગળી કરતાં કહ્યું. " આપ આ મહાશયોને પીછાનો છો ? અને તુર્તજ મોં પર ટોર્ચનો પ્રકાશ નાખતાં ડોકટરે નજર નાખી કહ્યું "આમને તો ન ઓળખ્યા–આમને કયાંક જોયા લાગે છે ? "

કુતૂહલથી શ્યામા પગથીઆં ઉતરી નીચે આવી અને જોતાં જ ફાટેલા અવાજે બોલી " આ કોણ ? બબુ દેસાઇ ?—તમે ? "

તત્કાળ બંને મોટરો પોલિસ ચોકી તરફ રવાના થઇ.

## ( ૫ )

જાગીરદાર તરફથી થયેલા માગાનો અપમાન ભર્યો અસ્વીકાર થતાં બબુ દેસાઇ ધૂંધવાઇ ગયો હતો. શ્યામાનાં લગ્ન કોઇ ડોકટર સાથે થતાં આખી કોલેજમાં બબુ પકકો મૂર્ખ લજવાયો હતો. એને કોલેજ અકારી લાગી અને એકાદવાર અણછૂટકે પરીક્ષા આપી એણે કોલેજને કાયમને માટે તિલાંજલિ આપી. પછી તો એને ફુરસદનો પાર જ ન રહ્યો; અને સાધનોની વિપુલતા. પિતાના અચાનક સ્વર્ગવાસી થવાથી એ કુછંદે ચડયો. એને જાણીતી નાયિકા કુંજલતાના સહવાસનો ચડસ લાગ્યો. પણ શ્યામા તરફથી મળેલું અપમાન એનાથી ભૂલાતું ન હતું. પ્રસંગોપાત ડોકટર બકુલ સાથે ગાડીમાં સહેલ કરતી શ્યામાને જોતાં એને હાડોહાડ લાગી જતી; એ ઉભો ને ઉભો બળી જતો. તેથી એને તેના પર વેર લેવાનો પકકો નિશ્ચય થઇ ગયો; એણે એના દારૂડીઆ કુછંદી મિત્રોની મદદ સાધી, એકવાર ગમે તે રસ્તે શ્યામાને કુંજલતાના કુટ્ણખાનામાં લઇ જઇ ભ્રષ્ટ કરવા તજવીજ કરી–પણ તેમાં તો એણે અનાયાસે ઉપર પ્રમાણે આજ છક્કડ ખાધી.

ડોકટર બકુલ અને શ્યામા સાઇકલનો એકેક હેન્ડલ પકડતાં બંગલામાં આવ્યાં અને ડોકટરે કપડાં કાઢી હીંડોળાખાટ પર બેસતાં કહ્યું. " શ્યામા, આજે આપણે ભારે આફતમાંથી બચી ગયાં ! શાબાસ છે તને કે તેં

સમયસૂચકતા વાપરી પોલિસચોકીમાં ખબર આપી—"

તત્કાળ શ્યામા પતિને વળગી પડતાં બોલી " તેથીજ તો તમને હું વેળાસર ઘેર આવી જવાનું કહું છું પણ તમારે ક્યાં કદિ સાંભળવું છે ? "

" ખરેખર, શ્યામા ! આજે હું જલદીજ આવવાનો હતો. જો આ શકુંતલા ફિલ્મની ટિકિટો પણ રીઝર્વ કરાવેલી માગ ખીસામાં પડી છે. " કહેતાં ડૉકટરે બોકસની ટિકિટો કાઢી બતાવી.

" એ તો તમારે રોજનાંજ રોદણાં છે ને ? " શ્યામાએ તેના સામું અવિશ્વાસથી જોયું.

" એમ નહિ, હું આવવા નીકળ્યો એટલામાં આપણો રાજેન્દ્ર બુચ દોડતો આવ્યો. એની પત્ની શર્મિષ્ટા આજ દસ બાર દિવસથી ટાઇફોઇડ તાવથી પટકાઇ પડી છે-તે મને તેડવા આવ્યો ને મારાથી ના ન પડાઇ-ત્યાં ગયા વિના છૂટકો ન થયો. "

" ગઇ સાલ આપણા લગનના મૂહુર્તે જ એમનું પણ લગ્ન થયું હતું ને ? " શ્યામા વચમાં જ બોલી ઉઠી.

" હા, કેટલું પ્રેમાળ યુગલ ! બિચારો રાજેન્દ્ર તેની પથારી આગળથી એક મિનિટ પણ ખસતો નથી. શ્યામા, એ બાઇ ગંભીર મૂર્છામાં હતી ને આટલી વાર હું ત્યાં જ રોકાઇ રહ્યો હતો. " ડૉકટરે શાંત સ્વરે કહ્યું.

" હવે તેની તબીઅત કેમ છે ? ઠીક છે ને ? "

" હા, કંઇક સારું છે-પણ શ્યામા, એ શર્મિષ્ટા સામે જોતાં તારી મૂર્તિ મારી નજર આગળ તે વખતે તરી આવી. કે મારી શ્યામા બીમાર હોત તો હું શું કરત ! " ને બધા ઇન્જેકશનો, સર્વ ઉપાયો મેં યોજી દીધા એટલે એને થોડા વખતમાં આરામ થઇ જશે. " એટલું કહી બકુલ ચૂપ થઇ ગયો. એની પ્રેમાળ આંખોમાં ઝળ-ઝળીઆં આવી ગયાં.

તેના સામું જોઇ શ્યામાએ તેનો એક હાથ પકડતાં કહ્યું. " મારી તમને એટલી બધી ફિકર પેસી ગઇ ? પણ સાક્ષાત્ તમારા જેવા મૃત્યુંજયની છાયામાં મને શું થવાનું છે ? "

થોડીવારે શ્યામાનો હાથ પોતાના હાથમાં લઇ લાગણી વશ થઇ જતાં બકુલ બોલ્યો " પણ આજે તો મેં તને ભારે કષ્ટ જ આપ્યું. હું તારો અક્ષમ્ય ગુન્હેગાર છું. તારા માટે સુંદર એરિંગ લાવવાનો આજ મે નિશ્ચય કર્યો હતો તે પણ આ ગરબડમાં રહી ગયું. લગ્નની સાલગીરી તો તને સાલ રૂપ થઇ પડી " એમ કહેતાં ડૉકટર બકુલ અણીઆરી આંખે જોઇ રહ્યો.

( ૬ )

શ્યામાએ સ્મિત કરી પતિના વાંસે હાથ ફેરવ્યો, " શેનું સાલ ! તમે મારા માટે સોનાની બંગડીઓ કરાવવા આપી હતી ને-તે આવી ગઇ. "

" બંગડીઓ ? " ડૉકટર ચમકયો, " મેં તો કોઇને કરાવવા આપી નથી-કોણ આપી ગયું ? "

" ત્યારે હું શું જાણું એોનું છું. થોડી જ વાર પર એક માણસ આવીને આપી ગયો. " શ્યામાએ પતિને બંગડીઓ બતાવતાં કહ્યું.

" એ કોણ માણસ હશે ! " બકુલ આશ્ચર્ય ચકિત થઇ ગયો. " કાંઇ નામ બામ પૂછી લીધું છે ? "

" રમણલાલ –" શ્યામાએ પ્રફુલ્લ વદને કહ્યું.

" રમણલાલ ચોકસી ? તે આ બંગડીઓ આપી ગયા ! વાહ વાહ ! એ પણ બહુ અજબ વાત ! બિચારાની બૈરી પંદરેક દિવસ

પર સુવાવડમાં હતી. તેને પ્રસુતિ થતી નહતી–પણ સદ્દભાગ્યે મારી સારવારથી અને પ્રભુ કૃપાએ બચી ગઇ, એને છોકરો જન્મ્યો. માણસ ઘરનો શ્રીમંત છે. એણે તે જ વખતે મારી સામે ત્રણસો રૂપીઆની નોટો ધરી–પણ મેં તે લેવા ના પાડી–કેમકે એના પિતની મદદથી જ મને ડોકટરી અભ્યાસ કરતાની સવડ મળી હતી. મારા પિતાને એમના ઘર સાથે ઘાડો સંબંધ હતો. પિતાજી હું આર્ટસ કોલેજમાં હતો તે વખતે જ ગુજરી ગયેલા–ને મારી ડોકટર થવાની મુરાદ મનની મનમાં જ રહેત–પણ આ લોકોએ મને પૈસાની સારી મદદ કરી–એટલે જ અત્યારે આવા સુખી દિવસો જોઇએ છીએ–કેવો અપૂર્વ યોગાયોગ–" અકુલ ભારે સંતોષ આણી શ્યામા સામું જોઇ રહ્યો.

"હારતો, પણ પેલા હરામખોરોના પંજામાં હું આજે સપડાઇ ગઇ હોત તો!" શ્યામા મજાક ભર્યા સ્વરે બોલી. "હશે, ચાલો! પણ હવે જમવું નથી?–સાડા અગીઆર તો થયા."

ઉભય જમવા બેઠાં; અને આનંદી વાર્તા વિનોદ કરતાં કંઇક યાદ આવવાથી અકુલ બોલ્યો "પણ એ શું શ્યામા? એ પેલા મોટરમાં બેઠેલા યુવકને જોતાં તું શું ભડકી ઉઠી હતી? એ કોણ દેસાઇ?"

શ્યામાએ શાંત સ્વરે કહ્યું "હા, એ વાત પણ સાંભળવા જેવી છે;" અને એણે એના કોલેજ જીવનનાં પૃષ્ઠો ઉકેલતા બધુ દેસાઇવાળી ઘટનાનો ખુલાસો કર્યો. "પણ મને અજબ એજ લાગે છે કે હજી મધાપચીસી વટાવી જવા છતાં એની ઉદ્ધતાઇનાં પરિણામ પામી ધરાયો નહિ."

"ત્યારે બાકી હશે તો જેલનો અનુભવ મળતાં હવે પૂરું થશે." અકુલ બોલ્યો. "પણ ઠીક થયું તે વેળાસર પોલિસ હાજર થઇ ગઇ–અને સાબીતી પૂરવાની પંચાત જ મટી ગઇ–હવે એ લોકો એમની મેળે ફોડી લેશે–આપણે તો All's well that ends well જેનું છેવટ સારું તેનું સૌ સારું.

શ્યામા ટેબલ પરથી પાન સોપારીની તાસક ઉપાડતાં બોલી 'પણ તમારા પિતાના સ્નેહીએ તો તમારા અભ્યાસમાં મદદ કરવા ઉપરાંત આપણા લગ્નની સાલગીરી પણ સોનાની બંગડીઓની ભેટ આપી ઉજવી આપી–એનું નામ તે લહેણુદેણી–

અને સાલગીરીના આનંદમાં, સિનેમાનો કાર્યક્રમ રદ થવા છતાં દંપતી એકાદ કલાક દિલરૂબા સાથે શાસ્ત્રીય સંગીતની રમઝટ જમાવતાં તલ્લીન બની ગયાં.

# અમુઝણનો ઉકેલ

[ રમુજી સંવાદ

:: લેખક ::
રવિશંકર નરોત્તમદાસ પાઠક

( ગયા અંકથી ચાલુ )

૩

ભૂખણ.—સનાતીઆ શાસ્ત્રી ! મલીદાવાળા મંગળદાસ ! જેમ વિધવા સ્ત્રીના નામ આગળ ગં૦ સ્વ૦ લખાય છે ( જો કે એ ખોટું હોવાથી આપણે એને ફેરવનાર છીએ ) તેમ વિધુરના નામ આગળ શું લખાય ?

ગરબડીઆ—હા. સ્ત્રીઓની જેમ પુરુષની બાજુ પણ એવાવી જોઇએ સ્ત્રી પરણેલી હોય છે ત્યારે સૌ ( સૌભાગ્યવતી ) લખાય છે. તેમ પુરુષ પરણેલો હોય એ જાણવા માટે પણ કાંઇક શબ્દ શોધી કાઢવો જોઇએ.

મલીદા.—અત્યારે તો પુરુષ કુંવારો હોય, પરણેલો હોય, વાંઢો હોય કે વિધુર હોય પણ એના નામ આગળ કંઇપણ લખવામાંજ આવતું નથી. જ્યારે સ્ત્રીઓ માટે લખવામાં આવે છે. આ તો બાબત પુરુષજાતિ પ્રત્યેનો અન્યાય હોય એમ લાગે છે.

ગરબડીઆ—મલીદાવાળા માસ્તર ખરું કહે છે. પરણેલી ન હોય એવી છોકરીના નામ આગળ કુમારી ( કુ. ) લખાય છે. પરણેલી હોય એના નામ આગળ સૌભાગ્યવતી ( સૌ. ) લખાય છે. અને વિધવાના નામ આગળ ગંગાસ્વરૂપ ( ગં. સ્વ. ) લખાય છે જ્યારે પુરુષ કઇ કોટીનો છે. એ નામ ઉપરથી જાણવું હોય તો એનું આપણી પાસે કોઈ સાધન નથી.

ભૂખણ.—માટે તો મારો પ્રશ્ન છે કે, આપણે પુરુષજાતિ પ્રત્યેનો અન્યાય દૂર થાય એટલા માટે ચર્ચા ચલાવી બધું નક્કી કરવું જોઇએ.

સ. શાસ્ત્રી—અત્યાર સુધી લોકોને આ બધું કેમ સુઝયું નહિ હોય ?

ગરબડીઆ—આપણી દ્વારા જગતને આ બાબતનું ભાન કરાવવા ભગવાનની ઇચ્છા હશે. એટલે કોઇને આ સબંધી એણે સુઝવાજ દીધું નથી.

ભૂખણ. એ ગમે તેમ હોય. આપણને તો જે સત્ય લાગ્યું તે દુનિયા-સમક્ષ મૂકતાં આપણે અચકાવું જોઇએ નહિ.

ગરબડીઆ—ના ના અચકાય શું કરવા ? કયાં આપણે કોઇને ગાળ દેવા જઇએ છીએ કે લુંટી લેવા જઇએ છીએ. તે અચકાવું જોઇએ !

મલીદા.—ત્યારે વિચાર કરીને નક્કી કરો કે વિધુર હોય એના નામ આગળ શું લખવું જોઇએ ?

સ. શાસ્ત્રી—મારી તો નજરમાં એમ આવે છે કે એના નામ આગળ કશુંજ લખવું નહિ. કારણ કે એનામાં પછી જીવન જેવું કશું રહેતું જ નથી.

ભૂખણ.—અરે એવું તે કંઇ હોય ? કેંટ વિધુરો જીવનને એવા ઉચ્ચ પંથે વાળે છે કે એમના એવા જીવનમાંથી બીજા લોકોને નવજીવન મળે છે.

ગરબડીઆ—ત્યારે ' હિમાલય સ્વરૂપ '

પસંદ કરો હિમાલય પોતાની ભવ્યતાથી, અડગતાથી, અને ઉચ્ચતાથી જોનારને કંઇ કંઇ શિખવતો જાય છે. તદુપરાંત એના અનોખા સ્વરૂપથી એ બીજા કોઇના સાથે સરખામણીમાં આવી શકતો નથી. એટલે એકલો–અટૂલો રહે છે. વિધુરોનું જીવન કંઇક આવું હોય છે. વિધુરાવસ્થામાં પદાર્પણ કરતાં કેટલાક સાવ એકલા–અટૂલા અને બાપડા બિચારા બની જાય છે. જ્યારે કેટલાક ધૈર્યથી માનવજીવનની ઉચ્ચતા સમજવાથી, અડગતાથી કમર નમાવ્યા શિવાય કે આંખોનું તેજ ઝંખાવી દીધા શિવાય જીવનસંગ્રામ ખેલ્યા કરે છે. એટલે વિધુરની આગળ શબ્દ વાપરવો હોય તો ' હિમાલયસ્વરૂપ ' શબ્દ અનુકૂળ પડશે એમ મને લાગે છે.

મલીદા.—હા. હા. બરાબર છે કોક વિદ્વાને એક વખત આવા પ્રકારનો શબ્દ સૂચવ્યો હતો

ભૂખણ—કેમ સનાતનીઆ ! આ શબ્દ તમને કેવો લાગ્યો ?

સ. શાસ્ત્રી—કંઇ ખરાબ તો નથી. ચાલશે.

ભૂખણ.—ત્યારે હવે પરણેલા માટે અને કુંવારા માટે કયા શબ્દો અનુકૂળ આવે તેમ છે ?

ગરબડીઆ—કુવારા માટે લગ્ન થયા શિવાયની છોકરીઓ માટે જેમ કુ. શબ્દ વાપરીએ છીએ. તેમ વાપરીએ તો શી હરકત છે ?

સ. શાસ્ત્રી—અરે એમ તે કંઇ ચાલે ! છોકરા અને છોકરીઓ માટે એકજ શબ્દ ચાલી શકે ખરો ?

ગરબડીઆ—ન ચાલે તો વગર પરણેલા ( વ. પ. ) એ શબ્દ વાપરો. શબ્દોની શી ખોટ છે ?

સ. શાસ્ત્રી—એ શબ્દ જરા અતડો લાગશે. પણ પરિચયમાં આવવાથી ફાવશે. કેમ ભૂખણદાસ સાહેબ !

ભૂખણ.—મલીદાવાળા માસ્તરને તો કંઇ વાંધો નથી ને ?

મલીદા.—ના. ના. વ. પ. શબ્દ સરળ અને સમજાય તેવો છે. એટલે વાંધો નથી.

ભૂખણ.—ત્યારે હવે માત્ર પરણેલાને માટે શબ્દ શોધવાની વાત રહી.

ગરબડીઆ—માત્ર પરણેલા કેમ ? હજી વાંઢા રહી જાય છે ને ? એને માટે પણ માફક આવે એવો શબ્દ શોધવો જોઇશે.

મલીદા.—પરણેલી સ્ત્રી માટે સૌભાગ્યવતી શબ્દ વપરાય છે. તો પરણેલા પુરુષ માટે સૌભાગ્યવતો શબ્દ વપરાય તો કેવો લાગે ?

ભૂખણ.—ના. ના. સૌભાગ્યવતો બરાબર નથી લાગતો..મારી નજરમાં તો 'શ્રીયુત' શબ્દ ગોઠે છે.

ગરબડીઆ—શું શ્રીયુત ? શ્રીયુતનો અર્થ પરણેલો એમ થાય છે ?

ભૂખણ.—પરણેલો થાય છે એમ નહિ આપણે પરણેલો થાય છે એમ બેસાડીએ

મલીદા.—તે કેવી રીતે ?

ભૂખણ,—જુઓ, શ્રીયુતમાં શ્રી અને યુત એ બે શબ્દો છે. હવે શ્રી એટલે લક્ષ્મી અને યુત ( યુક્ત ) એટલે-વાળો. એટલે સામાન્યરીતે લક્ષ્મીવાળો એવો અર્થ થાય. હવે ઘરની સ્ત્રીને લક્ષ્મી પણ કહેવામાં આવે છે, એ જાણીતી વાત છે. એટલે લક્ષ્મીવાળાનો અર્થ ગૃહલક્ષ્મી-વાળો સમજી લેવાય તો બધોય ઉકેલ આવી જાય.

ગરબડીઆઃ—એટલે તમારું કહેવું એવું છે કે શ્રીયુત એટલે બાઇડીવાળો ઉર્ફે પરણેલો-સૌભાગ્યવતો એમજ ને ?

ભૂખણ.—હા. મે'રબાન ! હવે સમજ્યા તે ખરું.

મસીદા.—અરે પણ આ પેપરવાળા અને માસિકોવાળા તો જેનું લખાણ છપાયું એના નામ આગળ 'શ્રી.' વાપરી દે છે એનું શું ? સાહિત્યકારોમાં શું કુંવારા, વાંઢા અને વિધુરો નહિ હોય ? બધા જ શું બાઇડીઓવાળા હશે ?

ભૂખણ.—અરે, એ બધી અરાજકતા દૂર કરવા માટે તો આપણો આ પ્રયત્ન છે. આપણે બધું શાસ્ત્રીય રીતે નક્કી કરી લઇએ. પછી જાહેર રીતે જણાવીશું કે ગમે તેના નામ સાથે ગમે તે શબ્દ વાપરી શકાય નહિ.

ગરબડીઆ—પણ બિચારા માસિકપત્રોના તંત્રીઓને શી ખબર કે અમુક પરણેલો છે કે કુંવારો–વાંઢા અને વિધુર છે ? એમની પાસે કંઇ બધાનો હેવાલ હોય છે ?

સ. શાસ્ત્રી—અરે શું માગ ભાઇ ! તંત્રીઓ જાહેર કરી દે કે અમારા પત્રો માટે આવતાં લખાણોના લેખક જે જે લખાણ મોકલે, તેની ઉપર જેમ પોતાનું શિરનામુ (એડ્રેસ) જણાવે છે તેમ માર્જીનમાં જણાવે કે પોતે કઇ ભૂમિકા ઉપર કામ કરે છે. કુંવારા હોય તો કુંવારા જણાવે પરણેલા હોય તો પરણેલા અને વાંઢા કે વિધુર હોય તો તેમ જણાવે એટલે તે મુજબ તંત્રીઓ પછી જેના તેના નામ આગળ યોગ્ય શબ્દ વાપરે. અથવા તો લેખક પોતે જ–પોતાના નામ આગળ યોગ્ય શબ્દ વાપરી લખાણ મોકલે

મસીદા.—બરાબર છે.

ભૂખણ.—ત્યારે 'શ્રીયુત' સબ્દ સૌભાગ્યવતા માટે બરાબર છે ?

ગરબડીઆ.—હો. હો, બરાબર પણ છે અને સોહામણો પણ છે.

ભૂખણ.—ત્યારે હવે વાંઢાની વાત રહી

ગરબડીઆ—એને માટે વાપરો 'બાવળીઆ સ્વરૂપ'. બાવળીઆની અને વાંઢાની વચ્ચે બહુ સારું સામ્ય છે.

સ શાસ્ત્રી—વાહવાહ ગરબડીઆ ! શબ્દ-ભંડોળ તમારી પાસે વનાણના જેવો છે. જેવા જોઇએ - તેવા શબ્દો યોગ્ય સમયે ઝટ દઇને તમે રજૂ કરો છો.

ગરબડીઆ – શું કરું સનાતીઆ શાસ્ત્રી ! આ ભાષાશાસ્ત્રી ભૂખણદાસ જેવા સાહિત્યનો ઇજારો લઇને બેઠેલા વિદ્વાનો માગ જેવાને આગળ આવવા દેતા નથી. નહિ તો મારી વિદ્વતાથી તો હું ગુજરાતમાં તો શું પણ ગુજરાત બહાર ઉત્તરમાં છેક કાશ્મીરથી તે દક્ષિણમાં કન્યાકુમારી સુધી એકદમ જાણીતો અને માનીતો થઇ જાઉં.'

મસીદા —ખરેખર ગરબડીઆ, તમે ધારો તે કરી શકો તેમ છો. આ જુઓને તમારી ઘરવાળી તમારા ઉપર સતત પેરો રાખે છે છતાં તમે તમારે જ્યારે અને જે વખતે કોઇને મળવા જવું હોય ત્યારે અને તે વખતે જઇ શકો છો ને ? બીજા કોઇની એવી શક્તિ હોય ખરી ?

( ખોખી કરીને બધા હસે છે ગરબડીઆ પણ એમાં સૂર પુરાવે છે.)

ગરબડીઆ —ચાલો ત્યારે ' બાવળીઆ સ્વરૂપ ' એ શબ્દ વાંઢાને માટે બધ બેસતો આવ્યો ને ?

બધા—હો હો, બધા કરતાં સરસ શબ્દ છે.

મસીદા.—એટલો બધો સરસ છે કે એના ઉપર હવે આગળ ચર્ચાની જરૂરજ નથી. એ શબ્દને પોંકીજ લેવાનો.

ભૂખણ.—ત્યારે ચાલો, રીતસર મને લખાવો. હું સર્વની નોંધ કરી લઉં કે જાહેર ચર્ચામાં કામ આવે.

ગરબડીઆ—ચો, લખો.

લગ્ન થયા શિવાયની છોકરી હોય તો જેમ એના નામ આગળ કુ. (કુમારી) લખાય છે, તેમ લગ્ન થયા શિવાયનો છોકરો હોય તો એના નામ આગળ વ. પ. ( વગર પરણેલો ) એમ લખવું.

ભૂખણ—હાં, લખ્યું.

ગરબડીઆ તેમ પરણેલી સ્ત્રીના નામ આગળ જેમ સૌ. ( સૌભાગ્યવતી ) લખાય છે, તેમ પરણેલા પુરુષના નામ આગળ શ્રી. ( શ્રીયુત ) શબ્દ વાપરવા વહીવટ પાડવો.

ભૂખણ.—હાં, આગળ ચાલો

સ શાસ્ત્રી—અને વિધવા સ્ત્રીના નામ આગળ ગં. સ્વ. શબ્દ જે લખાય છે, તેને કાઢી નાખી સ. સ્વ. ( સરસ્વતી સ્વરૂપ ) શબ્દ વાપરવો. અને વિધુરમાં હિ. સ્વ. ( હિમાલય સ્વરૂપ ) શબ્દ ફરતો કરવો.

મલીદા.—તથા વાંઢાના નામને બા. સ્વ. ( બાવળીઆ સ્વરૂપ ) એ નામથી અલંકૃત કરવું.

ભૂખણ —ચાલો આ તો લખી દીધું. હવે ગરબડીઆ તમારે કંઇ શંકા હતી ને ?

ગરબડીઆ—મારી ને તમારી શંકા લગભગ મળતી હતી. એટલે ઘણોખરો ખુલાસો થઇ ગયો છે. હવે જરાતરા રહી છે એનો નિર્ણય થઇ જાય એટલે પત્યું.

સ. શાસ્ત્રી—જરાતરા શી શંકા બાકી રહી ? ભસી નાખોને ત્યારે !

ગરબડીઆ—આપણે અત્યાર સુધી માથાકૂટ કરી એ, નામ જે તે વ્યક્તિ કયા સ્વરૂપની છે તે જાણવા માટે. પણ પ્રત્યક્ષ રીતે માણસને જોઇએ અને તે કયા સ્વરૂપનું છે એનો ખ્યાલ ઝટ આવી જાય એવી કંઇ યોજના થાય તો સારી.

મલીદા.—એવી તે કઇ રીતે યોજના થાય ? તમેય દીવાના છો કે શું ?

ભૂખણ.—પહેરવેશ ઉપરથી આવી યોજના થઇ શકે મલીદાવાળા !

સ. શાસ્ત્રી—પહેરવેશ ઉપરથી કેવી રીતે ?

ભૂખણ.—કેમ ? દરેકજણ અમુક પ્રકારનો ઠરાવેલો પહેરવેશ પહેરે અથવા ઠરાવ્યા પ્રમાણે નિશાનીઓ રાખે એટલે ઝટ ઓળખાઇ આવે કે કોણ કુંવારી, કોણ સૌભાગ્યવતી કે કોણ વિધવા છે ? અથવા કોણ કુંવારો, કોણ સૌભાગ્યવતો કે કોણ વાંઢો કે કોણ વિધુર છે ?

મલીદા —ત્યારે એ ઠરાવો.

ગરબડીઆ—જુઓ, આ વિષયમાં ઝાઝી માથાકૂટ કરવાની જરૂર નથી. કુંવારી છોકરી હોય છે એ એની નાની ઉમર ઉપરથી ઓળખાઇ આવે છે. સૌભાગ્યવતી હોય છે એ હાથે સૌભાગ્યકંકણ પહેરે છે, કપાળમાં ચાંલ્લો કરે છે અને માથે સેંથામાં કંકુ પૂરે છે. એટલે એ પણ ઓળખાઇ આવે છે. અને વિધવા તો ઝટ લઇને ઓળખાય છે. એ કાળાં વસ્ત્ર પહેરે છે. માથે વાળ રાખતી નથી. તેમ કંકણ દૂર કરે છે. એટલે સ્ત્રીઓના પહેરવેશમાં ફેરફાર કરવાનો રહેતો નથી.

સ. શાસ્ત્રી—શું કહ્યું ? સ્ત્રીઓમાં ફેરફાર કરવો રહેતો નથી ? અરે સ્ત્રીઓમાંજ બધો ફેરફાર કરવાનો છે. અત્યારના સમયમાં છોકરીઓ કુંવારી વીસ પચીસ કે એથી પણ કોકકોક ઠેકાણે વિશેષ ઉમર સુધી રહે છે. એટલે એ પરણેલી છે કે કુંવારી એ ઓળખાય શી રીતે ? પરણેલી છોકરીઓ હવે સૌભાગ્યકંકણ કરતાં ' રીસ્ટવોચ 'નું મહત્વ વધારે સમજતાં શિખી છે. કપાળે ચાંલ્લો કર-વામાં નાનમ જુએ છે. અને સેંથામાં

કંકુ ભાગ્યે કોક પૂરે છે એટલે એ પણ ઓળખાતાં મુશ્કેલી પડે છે. હા, તમે વિધવાની વાત કરી તો તે ઓળખાઇ જતાં વાર લાગતી નથી. એના મુખ ઉપર, સમાજમાંથી બધાજ મંગલ પ્રસંગોએ થતા બહિષ્કારના દુઃખની છાયા સદાની તરવરતી હોય છે. એટલે એ માત્ર ઓળખાય. બાકી કુંવારી અને પરણેલીને માટે પહેરવેશ નક્કી કરવો જોઇએ.

મલીદા.—ગઇકાલે એક વેણી, અને અનેક-વેણીની ચર્ચા ચાલી હતી તે ઉપરથી મને એક વિચાર આવે છે.

ભૂખણ.—કહો

મલીદા.—જો આપણે એમ ઠરાવીએ કે કુંવારી હોય એ માથે અંબોડાને બદલે એક વેણી રાખે. અને પરણેલી હોય એ બે વેણી રાખે તો પછી પરણેલી-કુંવારીને ઓળખવાનું સહેલું થઇ જશે.

સ. શાસ્ત્રી—પણ એનો અર્થ શો ?

ગરબડીઆ—અર્થ બીજો શો હોય ? એક વેણી એ એકલવાયાપણાનું ચિન્હ છે. અને બે વેણી બેકલવાયાનું ચિન્હ છે. કુંવારી હોય ત્યાં સુધી છોકરી એકલી હોય છે. એટલે એકવેણી અને પરણવાથી એ બેકલી થાય છે માટે બે વેણી.

ભૂખણ.—આપણને મી. ગરબડીઆનો ખુલાસો બિલકુલ માફક આવી ગયો છે.

સ. શાસ્ત્રી—પણ ભલા માણસ, કાલે તો કહ્યું'તું કે એકવેણી એ વિજોગનું ચિન્હ છે.

ગરબડીઆ—સનાતનીઆ શાસ્ત્રી ! વિજોગ એટલે એકલવાયાપણું કે બીજું ? છતાં બરાબર સમાધાન ના થતું હોય તો એમ માની લો કે કુંવારી કન્યાને ભવિષ્યમાં થનાર પતિનો વિજોગ છે. બસ. પછી કંઇ શંકા રહેશે નહિ.

સ. શાસ્ત્રી—ચાલો, આ તમારી વાત માન્ય રાખીએ પણ સૌભાગ્યવતી સ્ત્રી બે વેણી રાખે એમ તમે કહો છો એ બરાબર નથી લાગતું. કારણ કે કેટલીક ડોશીઓ પણ સૌભાગ્યવતી હોય છે. હવે એ ડોશીઓ બે વેણી રાખવા જાય તો કેવું ખરાબ લાગે ?

ભૂખણ—શાસ્ત્રીની વાત ખરી છે. આપણે થોડો ફેરફાર કરીએ. પરણેલી સ્ત્રી પ્રૌઢ ઉમરની થાય ત્યાં સુધી બે વેણી રાખે પછી અંબોડો વાળે.

સ. શાસ્ત્રી—હા, એમ કરીએ તો માન્ય કરાય.

ભૂખણ.—કેમ ગરબડીઆ ! કેમ મલીદા-વાળા ! તમને આ માન્ય છે ને ?

મલીદા અને ગરબડીઆ—હા. હા. આપણને માન્ય છે.

ભૂખણ.—ત્યારે હવે પુરુષો માટેનો પ્રશ્ન રહ્યો.

ગરબડીઆ—કહો ત્યારે. વિચાર માફક આવે એમ હોય તો ઝટ નિકાલ આવી જશે.

ગરબડીઆ—મને વિચાર એવો આવ્યો કે કુંવારા હોય એ ચડ્ડી પહેરે અને માથે વાળ રાખી પટીઆં પાડે. પરણેલા હોય એ ધોતીઉં પહેરે અને મુછો રાખે. અને અને વિધુર હોય તે મુછો મૂડાવે તથા બોડકું માથું રાખે.

મલીદા.—અને વાંઢો શું કરે ?

ગરબડીઆ—(થોડીવાર વિચાર કરી) વાંઢો લંગોટી વાળે અને ભભૂત લગાવે.

ભૂખણ.—તમારી બીજી સુચનાઓ ગમી. પણ આ વાંઢા માટેની સૂચના બરાબર નથી. એથી તો એને અન્યાય થયો કહેવાય

ગરબડીઆ—ના સાહેબ, એમાં અન્યાય

નથી. વાંઢાના જીવનમાં શું સુખ હોય છે ! એણે તો વનમાં જ જવું જોઇએ. કારણ કે યથારણ્યં તથા ગૃહમ્ માટે મેં લંગોટી વાળવા અને ભભૂતિ લગાવવા કહ્યું તે છતાં એ અનુકૂળ ન આવતું હોય તો વાંઢો પોતાના પહેરણ ઉપર કોટ ઉપર કે ટોપી ઉપર ' વાંઢો ' એ નામનો ચકચકિત બિલ્લો બનાવી લટકાવે કે જેથી ન કરે નારાયણ ને નસિબ ખુલી જાય તો કોઇની નજરમાં એ ઉતરી જાય અને ઝટ દઇને વાંઢામ થી સૌભાગ્યવતો થઇ જાય

મલીદા. - હા, આ વાત મળે ઉતરે તેવી છે.

ભૂખણ.—મને પણ એ ઠીક લાગે છે.

ગરબડીઆ—ચાલો ત્યારે સનાનીઆ શાસ્ત્રી! આવતીકાલથી તમે ' વાંઢા 'નો બિલ્લો તમારી-પાઘડીએં લટકાવો. કે જેથી નસિબ ' ખુલુખુલુ ' કરતું હોય તો ઉઘડતાં અટકી જાય નહિ.

સ શાસ્ત્રી—તે હું શું સાળો વાંઢો છું ? કે એ ઉપાય મને બતાવો છો ? સસરીનો બે વખત તો હું પરણ્યો પણ નસિબમાં નહિ તે બેય વખતની ઘરવાળીઓ સ્વર્ગમાં જતી રહી. અને મારા કરમમાં ' અજવિલાપ ' કરવાનું મૂકતી ગઈ.

ગરબડીઆ—અરે ભૂલ્યો સનાનીઆ ! તમે વાંઢા નહિ પણ વિધુર છો એ તો હું જાણતોજ હતો. પણ વાંઢા અને વિધુર એ બન્નેમાં વચ્ચો આવે છે એટલે સમજફેર થઇ ગઇ પણ કંઇ નહિ. તમે વિધુર છો તો તે મુજબ ફેરફાર કરો. હાલથી આ તમારી મુછો મુડાવી નાખો અને માથાપરના પાઘડાને ખુણામાં નાખી દઇ ઓઢીઆ માથાવાળા થઇ જાવ.

સ. શાસ્ત્રી—પહેલાં તું મુછો ઉગાડ અને પોતીઉં પહેરવાનું શરૂ કર સૌભાગ્યવતો છું તે. પછી મારી વાત.

ગરબડીઆ—ભાઇશા'બ, મને પોતીઉં પહેરતાં શિખવા માટે થોડી મુદત આપવી પડશે.' અને મુછો નહિ ઉગાડવા માટે કાયમની માફી દેવી પડશે. કારણ કે મુછો ઉગે છે ને મને ચક્કર આવે છે.

સ શાસ્ત્રી—જો સાળો, કેટલો પક્કો છે !

ભૂખણ.—એમ ના ચાલે મી. ગરબડીઆ ! આપણે નિયમ બાંધીએ, ચર્ચા કરીએ. અને આપણેજ એને મ ન ન આપીએ તો એ લજ્જાસ્પદ ગણાય.

ગરબડીઆ—ત્યારે તમે ચઢી પહેરવાની શરૂ કરો. એટલે અમે મુછોની મોંકાણ-વાળશું.

ભૂખણ.—આ ગરબડીઓ આજે દીવાનો થઇ ગયો છે કે શું ? હું તે શું ચાળીસ વર્ષનો થયો છતાં કુંવારો છું ? અને મારા છોકરાને અને છોકરાના છોકરાને ઘરમાં ફરતાં જુએ છે તોય કે'છે ચઢી પહેરો. સાળાની ડાગળી ખસી છે કે શું ?

ગરબડીઆ—માફ કરો ભૂખણદાસ ભાષા-શાસ્ત્રી ! મને મૂછો ઉગાડવાની જ્યારે જ્યારે સૂચનાઓ કરવામાં આવે છે ત્યારે ત્યારે મારૂં મગજ ફરવા લાગે છે. અને એથી ગરબડ થઇ જાય છે. આજે મને જ મૂછો ઉગાડવાની 'અપીલ' કરી એટલે આમ થવા માંડયું છે. માટે ઝટ બે કપ કોરી કે બે કપ દૂધ લઇ આવો. એ પીધા શિવાય મગજ ઠેકાણે આવશે નહિ.

મલીદા.—ઓત્તારીનો, આ ગરબડીઓ આટલો બધો ચાલાક હશે, એની તો મને ખબર જ નહિ.

ભૂખણ —દૂધ ને કોરી બન્ને તમને આપીશું. પણ એથી તમે નિયમમાંથી છટકી જશો

એમ બનવાનું નથી. આપણે નિયમ ઘડનારાઓએ તો આપણે બાંધેલા નિયમોનું ચુસ્તપણે પાલન કરવું જ જોઇએ.

ગરબડીઆ—ધોતીઉં પહેરવાની કોણ ના કહે છે? આ તો પ્રશ્ન છે. મુછો ઉગાડવાનો. મુછો ઉગાડવાથી મને ચક્કર આવે છે. માટે એની માફી આપવાની વાત કરી હતી.

ભૂખણ—તમારી વાત સાંભળીને જ મને ચક્કર આવે છે.

સ. શાસ્ત્રી—અને હું પ ચકરાઇ જઇશ એમ લાગે છે.

ગરબડીઆ—એમ ચકરાઇ જવાની કે ચક્કર ખાવાની કંઇ જરૂર નથી ખાવું હોય તો સવેળા ઘેર જઇ રોટલા ખાવા બેસી જાવ. અને ઘેર પહોંચતા સુધી જો રહેવાતું ના હોય તો બગાસાં ખાવા માંડો ચાલો ઊઠો—સમય પણ થયો છે.

ભૂખણ.—( ગંભીરાઇથી ) બસબસ. હવે ગંમત બંધ કરો. અને આપણે નક્કી કરેલા મુદ્દાની ચર્ચા શી રીતે ચલાવવી એનો નિર્ણય કરો. પછી છૂટા પડીએ.

મક્ષીદા.—કે'ના હોય તો હું તો કાલથી જ મારા વિદ્યાર્થીઓ સમક્ષ આ સંબંધી ભાષણ આપવાની શરૂઆત કરું.

સ શાસ્ત્રી—અને જ્યાં જ્યાં મારી કથા થાય કે મારું કીર્તન હોય ત્યાં ત્યાં હુંય મંજીરાના સુર સાથે આપણી ચર્ચાના સુર મીલાઉં.

ભૂખણ.—હા, એ સારી વાત છે. તમે એ રીતે પ્રચાર કરજો. હુંય આવતી કાલથી 'ધુમધડાકા' પત્રમાં જોરદાર લેખો લખવાની શરૂઆત કરું છું.

ગરબડીઆ—આપણને તમારી રીતે કામ કરવું પાલવે એમ નથી. આપણે તો ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો હતો, તેમ પ્રચાર શરૂ કરવાના છીએ. ફરતાં ફરતાં જો કોઈ અથડાયું—જો કોઇ સામું મળ્યું એને ઉભું રાખી ભાષણ કરવા મંડી જઇશું એટલે ટૂંક મુદતમાં આખો દેશ હાલી ઉઠશે.

સ. શાસ્ત્રી—અરે આ ગરબડીઆને કોઇ કે દૂધ પાવ. એ પીધા શિવાય એ ગાંડળા નહિ મૂકે.

[ ભૂખણદાસ અંદરના ઓરડામાં જઇ દૂધનો એક મોટો પ્યાલો ભરી લાવી ગરબડીઆને આપે છે. મી. ગરબડીઆ તાત્કાલિક એને ગટગટાવી જાય છે. અને પછી નિરાંત થયાનો સુસકારો મારે છે. ]

મક્ષીદા.—કેમ મગજ હવે ઠેકાણે આવ્યું કે નહિ? આવ્યું હોય તો આપણે કરેલી ચર્ચા તમને મંજૂર છે અને તે પ્રમાણે તમે વર્તવા હરહંમેશ તૈયાર રહેશો એવી સહી કરી આપો.

ગરબડીઆ—તમારે જોઇએ તેટલી સહીઓ કરી આપવા હવે હું તૈયાર છું.

સ. શાસ્ત્રી—ચાલો, અમુઝણનો ઉકેલ આવી ગયો. મને થયું કે ભાંડેરચર્ચા શરૂ કરતા પહેલાં જ ગરબડીઓ ગબડયો. પણ ભગવાને લાજ રાખી.

મક્ષીદા.—મારી અમુઝણનો પણ ઉકેલ આવી ગયો. સાળા વિદ્યાર્થીઓ રોજ જીવ ખાયા કરતા હતા કે અમે પૂછેલા પ્રશ્નનો નિર્ણય આપો! હવે એમને ધડાક દઇને કહી દઇશ કે 'દિકરાઓ, તમારી વાત સો ટકા સાચી છે. અને એ બદલ પ્રમાણ માગશે તો માગશે એટલાં આપીશું.'

ભૂખણ.—કેટલાય દિવસથી મને એમ થયા કરતું હતું કે આ જગત દિવસે દિવસે ગાંડુ થતું જાય છે કે ડાહ્યું થતું જાય છે. જેમ જેમ વિચાર કરું તેમ તેમ ગુંચવણ વધી પડે અને પરિણામે

અમુઝણ થયા કરે. આ બે દિવસની ચર્ચા પછી બધા મિત્રોના જ્ઞાનની મદદથી મારીય અમુઝણનો ઉકેલ આવી ગયો છે. અને મને ખાતરી થઇ છે કે જગત દિવસે દિવસે નિઃસંશય દીવાનુંજ થતું જાય છે

ગરબડીઆ—તમારી બધાંની વાત તો કોણ જાણે, બાકી મારી અમુઝણનો તો ઉકેલ આવી ગયો છે એ વાત સોએ સો ટકા સાચી. આજ સવારમાં અમારો દૂધ આપનાર માણસ બિમાર પડવાથી દૂધ પીવા મળી શક્યું ન હતું. એથી તબીયત જરા અસ્વસ્થ રહેવા માંડી હતી. અને મન ચકરાયા કરતું હતું. બપોરે ઘરની રાણીને એ સંબંધી વાત કરી તો કહે ' ઓહોહોહો, એક દિવસ દૂધ પીવા ન મળ્યું તેમાં દુબળા થઇ ગયા ! ' હવે સુખદુઃખની ભાગીદાર સાથે મનની વાત કરી તો ત્યાંથી આવો જવાબ મળ્યો. એથી મન વધારે ચકકર લેવા લાગ્યું. અને થયું કે હવે કોને શરણે જાઉં ! અહીં આવ્યો તોય અમુઝણ મટી નહતી. પણ ભગવાનની કૃપાથી ભૂખણદાસ બાપાશાસ્ત્રીના વરદ હસ્તે આખરે અમુઝણનો ઉકેલ થઇ ગયો. આપણે તો એથી એમને ઉગરથી આશિર્વાદ આપીએ છીએ કે धनधान्यं पशुपुत्रलाभं सत्संवत्सरं दीर्घमायुः भवतु. કોઇનો ઉપકાર કંઇ ભૂલાય ?

ભૂખણ.—ઓત્તારીનો, આતો બડો શઠ નીકળ્યો. એવું જાણતો હોત તો હું દૂધ આપતજ નહિ.

ગરબડીઆ—કંઇ નહિ, કંઇ નહિ, હવે તમે જરાપણ ખિન્ન થશો નહિ. જે કાળે જે બનવાનું હોય છે તે બન્યેજ જાય છે. અને વળી પામર મનુષ્યના હાથની વાત શી છે.? કર્તાહર્તા શ્રીકૃષ્ણભગવાન સમર્થ છે.—દયારામભાઇએ નથી કહ્યું ?

' જીવ તું શીદને ચિંતા કરે,
કૃષ્ણને કરવું હોય તે કરે '

સ. શાસ્ત્રી—મારો બેટો, જોગો હવે બ્રહ્મજ્ઞાનની વાત કરવા બેઠો !

ગરબડીઆ - બ્રહ્મજ્ઞાનનું ભાન ન હોય તો અમુઝણનો ઉકેલેય ના આવડે તો. એ તો સર્વગુણસંપન્ન હોવું જોઇએ.

મલીદા.—બલીહારી છે તમારા નામની અને કામની. ( સંપૂર્ણ )

# કૌમુદી

લેખક :
શ્રી. " પ્રકાશમ્ "

( ગયા અંકથી ચાલુ )

' બહેન, જો ! આ શું છે ! '

કૌમુદી પોતાની અશુદ્ધ છબી જોઇ રહી. તુષારે બહેનને હસતી ચિતરી તી. વાત્સલ્યતાની મૂર્તિ સમી તેને ચિતરી હતી.

' ઓ પેલા ! બહેન વિના તું કેમ રહી શકતો હશે ? મને તારી ફિકર હંમેશાં રહ્યા કરે છે '

' મારી ફિકર કરીશ તો હું તને રડતી ચિતરીશ. ' આમ કહી તુષારે બહેનને રડતી ચિતરી શકાય , કે નહિ તે ચિત્ર જોવા સામે નજર કરી.

કૌમુદી હસી પડી. બહેનને હસતી જોઇ તેને રડતી ચિતરવાનો વિચાર આપોઆપ ઓસરી ગયો. તુષાર હસી પડયો. કૌમુદીએ હસતાં હસતા તુષારને મુંબઇ લઇ જવા માટે સામાન નક્કી કરી નાખ્યો. તુષાર કૌમુદી સાથે આમ તેમ ફર્યા કરતો હતો. કૌમુદીની જે ખંડમાં જતી તે ખંડમાં તેની પાછળ ભમ્યા કરતો હતો. જાણે કૌમુદી સદાને માટે ચાલી જવાનો હોય !

સંધ્યાકાળે કૌમુદી સાસરે વિદાય થઇ ત્યારે તેની નણંદ બહાર ગામથી આવી પહોંચી હતી. તે માંદી હતી. શહેરમાં દવા દારૂ માટે તે પિએર આવી હતી. અશક્ત અને પથારીવશ નણંદના છોકરાંની સંભાળ કૌમુદીને જ લેવાની હતી. આખા ઘરમાં માંદગીનું વાતાવરણ પથરાઇ ગયું હતું. નણંદની સારવાર અને છોકરાંની માવજતનો ભાર તેણે આવતાંની સાથે જ માથે લઇ લીધો.

બીજે દિવસે સવારમાં તુષારે બહેનના આવવાની વાટ જોઇ. કૌમુદી આવી નહિ. ક્યાંય સુધી તેણે તેની રાહ જોઇ. તેનું ધૈર્ય ખૂટી ગયું. આશા તૂટી પડી. હૃદયમાં લાગણીઓનું પૂર વહી રહ્યું. તે હતાશ થઇ ગયો.

' પરણ્યા પછી બહેન આપણી રહે જ નહિ ? ' તુષારને એક વિચાર આવ્યો

ખિન્ન હૃદયે તુષાર પરીક્ષા આપવા મુંબઇ ગયો. કૌમુદીએ તેને તજી દીધો હોય એમ તે પરીક્ષામાં બેઠો. તે ઢીલો થઇ ગયો. પરીક્ષા તો તેણે આપી. પણ બીજેજ દિવસે છેલ્લો પેપર આપી, તે તાવે પટકાઇ પડયો. તેનું માથું ભારે થઇ ગયું હતું. તેના મિત્રોએ તેની બહેનને તાર કર્યો કૌમુદીના દુઃખનો પાર રહ્યો નહિ. તે અને તેનો પતિ તેજ દિવસે મુંબઇ ગયાં. તુષારને લઇ બંનેજણ પાછાં આવ્યાં. ડોકટરની પણ એજ સલાહ હતી, જો કે બિમારી ભયંકર તો નહોતી જ

તે દિવસે કૌમુદીએ તુષારને ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો. મુંબઇથી આવ્યાં ત્યારે ઘરમાં અવ્યવસ્થા થઇ રહી હતી. ભાઇને સૂવા માટે વાળી ઝાટકીને તેણે ખાટ સાફ કરી. પથારી કરતાં તુષારને ખાટમાં વધારે અનુકુળ લાગ્યું. ભાઇને સુવાડી ચોકખા પાણીની વ્યવસ્થા કરવા કૌમુદી નીચે ગઇ. મુંબઇથી આવ્યા પછી તુષારને કંઇક કરાર વળતો હોય એમ લાગતું હતું. તાવ પણ ઓછો થયો હતો.

નીચે આવતાં કૌમુદીની નજર એકાએક રસોડા તરફ ગઇ. તે ચકિત અને અવાક્ મુખે ઉભી જ રહી. દીલ પીગળાવી નાખે એવી કરૂણતા તેના મુખ પર ફરી વળી હતી. રસોડામાં જામેલું દશ્ય જોઇ તેના રૂખમાંથી

એક મોટી હાય નીકળી ગઇ. હૃદયને કોરતું દુ:ખ સહન ન થવાથી તે માથે હાથ મૂકી નીચે બેસી ગઇ. તેની આંખમાંથી દડદડ આંસુ ટપકતાં હતાં.

તુષારે ઉત્સાહપૂર્વક રસોઇનો સામાન તૈયાર કર્યો હતો તે એમનો એમજ પડયો હતો. કૌમુદી આવવાની હતી એટલે તેણે પોતાના રસોઇઆને એક દિવસ રજા આપી હતી. કૌમુદી આવી નહિ એટલે રસોઇનો સામાન એમનો એમજ રહ્યો.

શગડીમાં ભરી રાખેલા કોયલા વેરણછેરણ થઈ ગયા હતા. થાળીમાં ઢાંકી રાખેલો લોટ આખા રસોડાની આજૂબાજૂ વેરાએલો પડયો હતો. લોટનાં ઢોલ્લાં બાઝી ગયાં હતાં, અને અસંખ્ય જીવડાંઓ તેની જ્યાફત ઉડાવતાં હતાં. સમારેલું શાક બગડી ગયું હતું.

ચોખા દાળના વેરાએલા દાણા ચકલીઓ ઉંચકી જઇ એક જાળિયામાંથી પાંખો ફફડાવતી આવ જા કરી રહી હતી કૌમુદીના આવવાથી જાણે ખલેલ પડી હોય એમ એકાદ બે ઉંદરડીઓ એક પાટલા તળે અર્ધી છૂપાઇ ગઇ હતી.

પોતે રસોઇ કરવા આવવાની હતી તે કૌમુદીને યાદ આવ્યું. રસોડાનું દશ્ય તે જોઇ શકી નહિ. ભારે આઘાત થયો હોય એમ તેનું હૃદય આક્રંદ કરી ઉઠયું. ભાઇ શા માટે માંદો પડયો તેનો તેને ખ્યાલ આવ્યો. તેને પોતાની જાત માટે ધિક્કાર છૂટયો. કૌમુદી રડતી આંખે તુષાર પાસે આવી.

''ઓ ભાઇ! ઓ ભાઇ!' કૌમુદી રૂંધાએલા કંઠે બોલી ઉઠી તેનું વદન નિસ્તેજ અને મ્લાન થઇ ગયું હતું. તે ગામરા જેવી બની ગઇ હતી.

તુષારને આ ફેરફારની સમજ પડી નહિ.

'બહેન, તું ગભરાય છે! શા માટે? અને સહેજ તાવ આવે માટે આટલું ગભરાઇ જવાય?' પોતાને આવેલા તાવથી કૌમુદી અસ્વસ્થ બની હોય એ ખ્યાલે તેણે કહ્યું.

'હું બહુ દયાહીન છું; ક્રુર છું.'

'આમ શા માટે બોલે છે? તેં શી ક્રુરતા કરી?' તુષારને હજીપણ સમજ પડી નહિ.

'મેં? મેં તને દગો દીધો; વિશ્વાસઘાત કર્યો.' મનમાં સમસમી રહેલી વાત બહાર કાઢવા કૌમુદી મંથન કરી રહી હતી.

તુષાર સમજ્યો. કૌમુદી રસોઇ કરવા આવવાની હતી તે વાત તેને યાદ આવી. તે વાત તો તેને અત્યારે જ યાદ આવી. બહેનને જોયા પછી તે બધું ભૂલી ગયો હતો. તે બોલ્યો નહિ. બહેન તરફ જોઇને હસ્યો. કૌમુદી ખાટમાં બેઠી અને ભાઇના મસ્તકે અત્યંત હેતથી હાથ ફેરવ્યો.

'ખરેખર, તુષાર! હું અહીં આવવાનુંજ ભૂલી ગઇ હતી. તને બહુ દુ:ખ થયું હશે.' ગૂન્હો કર્યો હોય એમ કૌમુદીનું હૃદય ડંખતું હતું.

'બહેન, હવે એ વાત સંભારીશ નહિ.'

'મારી નણંદ માંદી થઇને આવી હતી. મારે તેની અને તેનાં છોકરાંની સંભાળ લેવાની હતી. ફરજ બજાવતાં અને વિસ્મૃતિ થઇ ગઇ. અરેરે, તુષાર! હું તનેજ ભૂલી ગઇ?' કૌમુદીનું હૃદય ભરાઇ આવ્યું. ભાઇના શરીર પર માથું મૂકી તે રડી પડી. તુષારને દુ:ખ થતું હોય એમ તેણે આંખો સહેજ મીંચી અને, એક હાથે વાત્સલ્યથી બહેનને માથે હાથ ફેરવ્યા કર્યો.

'બહેન, જીવનમાં કેટલીક ક્ષણો એવી

આવે છે. એ ક્ષણોને ભૂલી જવામાં મોટામાં મોટું શ્રેય છે. '

કૌમુદી કેમ ન આવી તેનું કારણ તુષારને સમજાયું. તે આવી નહિ એટલે તુષારને લાગ્યું કે બહેન ભાઇને ભૂલી ગઈ. બહેન ભાઇને કદિ ભૂલતી નથી. કંઈ પણ કીંમત વગરનો સાધારણ ક્ષુલ્લક પ્રસંગ નાની નાની ગેરસમજ ઉભી કરે છે હૃદયમાં ક્ષોભ પણ થાય છે. ક્ષોભનો અતિરેક આવાલમાં પરિણમે છે. તુષારને કંઇક આવુંજ થયું. હૃદયમાં થયેલા આઘાત સાથેજ તે પરીક્ષા આપવા મુંબઇ ગયો. આઘાત તરતજ માંદગીમાં પરિણમ્યો. બહેનને ખડે પગે પોતાની ચાકરી કરતી જોઇ તુષારને એક સત્ય સમજાયું કે પ્રભુએ બહેનને જન્મ આપી હાથ ધોઇ નાખ્યા છે.

તુષાર ખાટમાંથી બેઠો થઇ ગયો અને બહેનના ખોળામાં માથું મૂકાય એવી રીતે તે તેના ખોળામાં માથું મૂકી સૂઇ ગયો. તુષારનું મુખ સૌમ્ય અને શાન્ત બની ગયું. માથામાં થતો ધખધખાટ પણ નરમ પડયો.

' તુષાર, તને જમાડયા વિના હું કદિ જવાની નથી. '

તુષારે કૌમુદીનો અવાજ સાંભળ્યો. તેના મુખ પર સ્મિત ફરકી ઊઠ્યું. જવાબ આપવાને બદલે માત્ર આસાએશથી બહેનના ખોળામાં આંખો મીચી તે સૂઇ રહ્યો. થોડીવારમાં તો તેને ઘસઘસાટ ઉંઘ આવી ગઇ.

તુષાર માંદો થઇને આવ્યો તે સુરભી ન જાણે એમ બનેજ નહિ. તુષાર પાસે જવા તેનું હૃદય દોડાદોડ કરી રહ્યું હતું. તેનો તો જીવજ ઉડી ગયો હતો. તુષાર પાસે તે એકાએક જઇ શકી નહોતી. સુરભીની માતા તુષારની ખબર પૂછી ગયાં હતાં.

પણ સુરભીનું હૃદયે હાથમાં રહે ? તે તો આવીજ.

ઘરમાં આવતાંજ તે એક દૃશ્ય જોઇ રહી. તુષાર કૌમુદીના ખોળામાં ઘસઘસાટ ઉંઘતો હતો. કૌમુદી તેના મસ્તક પર ધીમે ધીમે હાથ ફેરવતી હતી.

સુરભી એકાએક બોલી ઉઠીઃ

' ભાઇ અને બહેનનો સ્નેહ અમર રહો ! '

( સંપૂર્ણ )



## પલટાતી દુનિયાની સ્ત્રી અને સ્ત્રીસન્માન ગુમાવતો આજનો પુરુષ

યુદ્ધને કારણે, થોડા સમયથી સંખ્યાબંધ સ્ત્રીઓએ પોતાના ઘરના સીમાડાઓની બહાર નીકળી એક અથવા બીજા પ્રકારની નોકરી કે કામ અપનાવી લીધાં છે. હમણાં હમણાં લશ્કરી અને મુલકી ખાતાની કેટલીક શાખાઓમાં ચોક્કસ પ્રકારના કામદારોની માંગ અતિઘણી વધી-પડી છે તેને લીધે, પરન્તુ વધારે તો જીવનનિર્વાહની વસ્તુઓની મોંઘવારીને લીધે જ આમ બન્યું છે; કેમકે એકલા પુરુષોની ઓછી કમાણીથી આવકજાવકનાં બેઉ પાસાં સરખાં બનવાં તે અસંભવિત થઇ ગયું છે. એટલે ઘરખર્ચ નિભાવવામાં શિક્ષિત સ્ત્રીઓને એમના પતિઓને આર્થિક મદદ આપવાની મોટે ભાગે જરૂર પડી છે.

### ઘરમાં ગોંધાયલી સ્ત્રીઓ માટે તક

અત્યાર સુધી તો પત્ની નોકરી કે કામ કરીને પૈસા કમાઇ લાવે તે પતિઓને પોતાના સ્વમાનના ભંગ જેવું અને પ્રતિષ્ઠાને હાનિકારક લાગતું હતું, પરંતુ હવે તો તેમને ભાવે કભાવે પણ એમને એ છૂટ આપવી પડી છે. કેટલાંક સરકારી ખાતાંએ સ્ત્રીઓ માટે નોકરીનાં દ્વાર ખુલ્લાં કર્યાં છે, તેમ રેશનીંગ અને સિવિલ સપ્લાય ખાતાંએ પણ મોટી સંખ્યામાં સ્ત્રીઓને સ્વીકારી છે. બેશક કલમથી ઘસડબોરો કરવાના એ કામમાં રંગદર્શનનો અભાવ હોય છે, પરન્તુ તેથી તત્કાલ આર્થિક રાહત મળે છે; તેમ સદીઓથી જે હિંદુ સ્ત્રીઓને જનસંપર્કથી વિખુટી પાડી એકાંતિક બનાવી દેવામાં આવી છે, તેમને માટે તો આ તક ઘરની કેદખાનીમાંથી બહારની દુનિયામાં પ્રવેશ અપાવનારી હોઇ આશીર્વાદ રૂપ જ બની છે. ઘરમાં ગોંધાઇ રહેવાને લીધે સ્ત્રીઓ આત્મવિશ્વાસ ખોઇ બેઠી હતી, તેથી કરીને પુરુષવર્ગની સાનિધ્યમાં તેઓને વિના કારણે ડર લાગતો હતો. પુરુષો પણ તેમને જલધરિયા અને કઠિયારાનું વૈતરું કરનાર સગવડ ભરી ચાકરડીઓ અને જાતિય વાસના સંતોષવા માટેના રમકડા સમી માનતા હતા! સ્ત્રીઓ શિક્ષણ લેતી હતી પરન્તુ જીવનના વ્યવહારમાં તે એમને જરાયે સહાયક બનતું નહિ; તેઓ ઘરશણગારની વસ્તુઓ સમી—માત્ર પતિના ઘરનું નામ માત્રનું આભૂષણ રહેતી. આથી ઘણી વખત તો શિક્ષિત સ્ત્રીને અશિક્ષિત સ્ત્રીઓના જેટલી જ કે ક્વચિત તેથી વિશેષ પ્રતિકૂળતાઓ ભોગવવી પડતી. શિક્ષણ લેવા છતાં ન તો તે આર્થિક રીતે સ્વતંત્ર બની શકતી કે ન તો સામાજિક બાબતોમાં મદદગાર થઇ શકતી. પરંતુ લડાઇએ એને માટે તક ઊભી કરી છે.—જો તેનો લાભ એ લઇ શકે તો. અત્યાર સુધી મહારાષ્ટ્રીય સ્ત્રીઓએ આ તકનો સારો જેવો લાભ ઉઠાવ્યો છે.

### નવી પરિસ્થિતિની નવી સમસ્યાઓ

આમ હવે જ્યારે સ્ત્રીઓ બહોળી સંખ્યામાં જાહેર જીવનમાં પ્રવેશે છે, અને કચેરીઓમાં તેમ પેઢીઓમાં પુરુષોની સાથે

બેસીને કામ કરતી થઇ છે, ત્યારે નવી પરિસ્થિતિ નિર્માણ થાય છે અને નવી સમસ્યાઓ ખડી થાય છે, તેની તડજોડ બેઉ વર્ગોએ સાથે મળીને કરવાની જરૂર છે. ખરું છે કે મુંબઇ જેવાં મોટાં શહેરોમાં, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં હજારો સ્ત્રીઓ નજરે પડે છે. પહેલાં આમ બનતું નહિ. ઉપલા મધ્યમ વર્ગની અને શ્રીમંત કુટુંબની થોડી ઘણી સ્ત્રીઓ છૂટથી ફરતી હરતી જણાતી, પરન્તુ સામાન્ય મધ્યમ વર્ગની સ્ત્રીઓ એટલી છૂટથી વારંવાર બહાર નીકળતી નહોતી. આ પરિસ્થિતિએ સંખ્યાબંધ નવી સમસ્યાઓ નિર્માણ કરી છે. કચેરીઓ અને પેઢીઓમાં સ્ત્રીઓનો પ્રવેશ, સ્ત્રીઓ અને પુરુષો વચ્ચેના સુમેળના પ્રશ્ન તરફ પહેલું ધ્યાન ખેંચે છે. તેઓ સહ–કાર્યકર તેમ અજાણ્યા તરીકે એક બીજાના સંબંધમાં આવે છે. આજ સુધી સ્ત્રીઓ અને પુરુષો પરસ્પરથી અલગ રહેતાં અથવા ઓછા સંપર્કમાં આવતાં, તેને લીધે એમની વચ્ચે કેટલીક ગૂંચવણો અને અગવડો ઉભી થતી અહીં એ તમામની ચર્ચા કરી શકાય તેમ નથી, પણ કેટલાકનો વિચાર કરી લેવા જેવો છે.

### પુરુષ વર્ગનો અવિશ્વાસ

અલગ રહેવાની ટેવથી સ્ત્રીઓના મનમાં એક પ્રકારનો એવો ભય ઘર કરી બેઠો છે, કે પુરુષ ભયંકર પ્રાણી છે, એનાથી તો દૂર રહેવામાં જ સલામતી છે. માત્ર થોડાઘણા સગાસંબંધીઓ અને કુટુંબના પુરુષો બાદ કરીને બાકીના બધા યે અજાણ્યા પુરુષોનો વિશ્વાસ નહિ કરવાનું શિક્ષણ પરંપરાથી એમને અપાયું છે પોતાની પુત્રીઓને આફતથી દૂર રાખવાના ઇરાદે આ પ્રકારનાં ભય અને અવિશ્વાસ માબાપો જ એમના મગજમાં ઠાંસીઠાંસીને ભરતાં અને હજુય ભરે છે કે, પુરુષ વિશ્વાસ કરવા યોગ્ય નથી, માટે જેઓ લગ્નના બંધનથી જકડાઇ ચૂક્યાં હોય તે સિવાયનાઓથી હમેશાં સાવધાન જ રહેવું. એટલે પોતાની સલામતીને કારણે મોટા ભાગની સ્ત્રીઓ પુરુષોથી ડરીને દૂરની દૂર જ રહે છે. કોલેજોમાં નિર્દોષમિલનની ઘણી વધુ–તકો મળતી હોઇ, કોલેજ કન્યાઓ સ્વાનુભવથી એ વાત સમજી શકે તેમ હોવા છતાં આ પ્રકારના ભય અને અવિશ્વાસનું વલણ તેમનામાં પણ જણાય છે. વર્તમાન પેઢી ની સ્ત્રીઓ મુગ્ધાંના મન ઉપર એ વલણની એવી ઘેરી છાપ પડી ગઇ છે કે પુરુષોની હાજરીમાં તેઓ સ્વાભાવિક રીતે વર્તી કે બોલી ચાલી શકતી નથી;. સામાન્ય નિયમ તરીકે જ તેઓ શરમાઇ જાય છે. સદીઓનું એકાંતિક જીવન અને મા–બાપો તેમજ સમાજ તરફથી જાતિને લગનું મળતું વિકૃત શિક્ષણ, એના જ પરિણામે મોટા ભાગની સ્ત્રીઓની આ પ્રકારની વલણ બંધાઇ છે. પરંતુ હવે પલટાયલા સ્થિતિ સંયોગમાં, જ્યારે સ્ત્રીઓ ઘરનો ખૂણો છોડીને નોકરીઓ સ્વીકારતી થઇ છે ત્યારે એ વલણને ચાલુ રાખી દઇ શકશે નહિ. સ્ત્રીઓએ પુરુષોથી ન શરમાતાં સામાજિક સુમેળના વધુ સારા રસ્તા શોધીને અપનાવવો જ જોઇશે. જ્યારે સ્ત્રીઓ નોકરીઓ કરવા માંડી છે ત્યારે તો સાથે કામ કરનારાઓના તેમ માર્ગે જનારા અજાણ્યા પુરુષોના સંપર્કમાં તેમને આવવું જ પડવાનું. એ સ્થિતિમાં જૂનવાણી દૃષ્ટિના પૂર્વગ્રહોથી પુરુષમાત્રનો અવિશ્વાસ કરવાનું કેમ કરીને પાલવશે ? વાત ખરી છે કે, ઘણા ખરા પુરુષો સાથે તો કેવળ કામ પૂરતા સામાન્ય સંપર્કમાં તેમને આવવું જ પડશે; છતાં એટલા પૂરતો પણ અવિશ્વાસ અને ડર રાખ્યો કામ નહિ આવે.

### પુરુષોનો વાંક

આમાં એકલી સ્ત્રીઓની વલણનો જ વાંક નથી પરંતુ પુરુષોયે દોષિત છે. પુરુષ

વર્ગની વલણમાં પણ ઘણો સુધારો થવો જરૂરી છે એ સ્વીકારવું જોઇએ. પુરુષોએ આજ સુધી કળામાં અને જીવનવ્યાપારમાં ભાગ્યેજ સ્ત્રીઓને પોતાની સમોવડી ગણી છે, તેમણે તો માત્ર એમને ઢીંગલીઓ જ માની છે. અને ગમે તે રીતે પણ બન્યું છે એવું કે પુરુષના આ દષ્ટિબિંદુએ તેના-સ્થૂળભાવને, જાતિય અનુરાગને' અથવા જાતિય આનંદને કેવળ તેના સકુચિત અર્થમાં જ પ્રકટ કર્યો છે. જાતિયતાના સંબંધમાં એ પથ્યકરુ રસ નથી, પણ વિકૃત રસ છે, જે વિકૃતિએ સામાન્ય રીતે અત્યારના વાતાવરણને ડહોળી નાખ્યું છે. શાસ્ત્રો ગમે તે કહેતાં હોય, પરંતુ સ્ત્રીઓને સામાજિક દષ્ટિએ ઉતરતી માનવામાં આવતી હોવાથી, પુરુષો એમને કોઇ પણ જાતનું માન આપતા નથી. બેશક. પ્રાચીન પ્રણાલી સ્ત્રીઓને શક્તિ અને જનની માનીને એમને સન્માનવાનો આગ્રહ રાખે છે, પરંતુ એમાંનું ઘણું તો કેવળ સિદ્ધાંતોમાં અને શબ્દોમાં જ અટવાઇ ગયું છે.

આપણામાંના કેટલાક અહીં વસતા પશ્ચિમવાસીઓનું અનુકરણ કરીને સ્ત્રીઓને પહેલી પસંદગી આપવાનું શીખ્યા છે. ગાડીમાં, ટ્રામમાં, બસમાં કે મોટરમાં તેઓ ઉઠીને પોતાની જગા એમને આપે છે અને ગાડી, બસ કે ટ્રામમાં પહેલાં સ્ત્રીઓને ચડવા દે છે. જો કે આ બધી પશ્ચિમવાસીઓની આંધળી ને ઉપરછલ્લી વાનરનકલ જ છે, તેમ છતાં તેથી સ્ત્રીઓ તરફ કંઇક વિવેક તો બતાવાય છે જ.

પણ મોટા ભાગના પુરુષો—શિક્ષિત તેમ અશિક્ષિત—કાં તો સામાન્ય સૌજન્ય શિખ્યા જ ન હોય, કે વર્તમાન પરિસ્થિતિના ભારણ નીચે કચડાઇને ભૂલી ગયા હોય તેમ લાગે છે. નાટયગૃહો, સિનેમાઓ, રેલ્વેટ્રેનો જેવાં જાહેર સ્થળોમાં આપણી ટેવો અને વર્તણૂકોનું નિરીક્ષણ કરનાર કોઇપણ એની સાખ પૂરી શકશે. એટલે ઉપરના વર્ણનમાં અતિશયોક્તિ નહિ પણ અલ્પોક્તિ છે એ આવા નીરીક્ષકોને લાગશે. સ્ત્રીઓ તરફની પુરુષવર્ગની જે રીતભાત છે તે એમનામાં સૌજન્યતો અને સામાજિક સમજની ઉણપો બતાવે છે. રેલ્વે ગાડીઓ, તેમાં પણ ખાસ કરીને મુંબઇ જેવા શહેરની લોકલ ટ્રેનો જોવાથી જણાઇ આવે છે કે આપણે એક બીજાની કેટલી અવગણના કરતા થયા છીએઃ આમાં સ્ત્રીઓ પણ આવીજ જાય છે.

### પુરુષોનો ધ્યેયમંત્ર

અગાઉ સ્ત્રીઓ પ્રત્યે કેટલાક દેખાવનો કે સાચો વિવેક બતાવવા અને જગાના અભાવે તેમને ઊભા રહેવું પડયું હોય તો ઊઠીને એમને પોતાની જગા આપતા. પરંતુ યુદ્ધજનિત પરિસ્થિતિ અને ગાડીઓમાં થતી બેસુમાર ગીરદીને લીધે એટલો વિવેક પણ વિસરાઇને ગઇકાલની ઘટના બની ગયો છે! જગા માટે પડાપડી થતી હોવાથી હવે તો પુરુષો જ, ખાલી હોય તે જગા ઝડપી લેવા સારૂ અહીં તહીં દોડાદોડી કરતા, એ હરીફાઇમાં ટકી ન શકે તેવાઓને ધક્કા મારતા અંદર ઘુસે છે. આ રસાકસીમાં સ્ત્રીઓ ભાગ લઇ ન જ શકે, કેમકે હજી તો ગઇ કાલ સુધી પરપુરુષના સ્પર્શ માત્રથી ચારિત્ર્ય અશુદ્ધ થઇ જાય એવું તે માનતી હતી. એટલે માત્ર થોડી જ સ્ત્રીઓને નસીબયોગે જગા મળી જાય છે અને બાકીની ઘણી મોટી સંખ્યાને હાથમાં પુસ્તકો કે બંડલો, લઇને છેક સુધી ઊભા ઊભા જ મુસાફરી પૂરી કરવી પડે છે! હમણાંથી તો કોઇ પુરુષ ઉઠીને તેમને જગા આપતો હોય તેવું જોવામાં જ આવતું નથી. કેટલાક તો એ ક્રિયાની સામે નાક ફૂલાવે છે અને તેને માટે અતિ ખરાબ વ્યાખ્યાઓ આપવા લાગે છે. ટૂંકામાં એવા બનાવ જ હવે અપવાદરૂપ બની ગયા છે.

આ શું સૂચવે છે? શું આ એવું

બતાવે છે કે આપણે સ્ત્રીઓ ( ભીખારણો અને મજૂરણો બાદ.) ને સમાન દરજ્જાની ગણવા ખુશી છીએ, કે બીજાઓની માફક એમની તરફ બેદરકાર રહીએ છીએ એમ બતાવે છે ? ખરી રીતે તો આપણે તેમની અવગણનાજ કરીએ છીએ એમ લાગે છે. જો આપણે તેમને સમોવડી માનીને વર્તતા હોઇએ અને તેથી પુરુષ કરતાં વિશેષ સગવડની તે અધિકારિણી નથી એમ કહેતા હોઇએ તો તો વધુ સારૂં. કેમકે તેથી આપણે જીવનવ્યવહારમાં એમને હકસરનું સ્થાન આપવા ખુશી છીએ એમ ઠરે રશિયામાં સ્ત્રી પુરુષ સમોવડી ગણાય છે, તેથી કોઇ પુરુષ ઊઠીને પોતાની જગા તેને આપે તે રશિયન નારીને પસંદ નથી. એ ઉદાહરણ અહીં આપીને આપણે આપણી નબળાઇ પર ઢાંકપિછોડો કરીએ તે ઠીક નથી, કેમકે સ્ત્રીઓની સમાનતાનો પ્રશ્ન હજુ હિંદમાં તો દૂરના સ્વપ્ન સમો છે. એટલે આપણે કેવળ સંકુચિત, સ્વાર્થી વૃત્તિથી જ ટ્રેનોમાં તેમને જગા આપતા નથી એમ જ સિદ્ધ થાય છે. આપણે સમાજ પ્રત્યેની ફરજ વીસરી ગયા છીએ એટલે સ્ત્રીઓને બેસવાની જગા મળે કે નહિ એની સાથે આપણને કશી જ નિસ્બત નથી એમ માનીએ છીએ. આપણો ધ્યેયમંત્ર ' આપણે આપણું ફોડી લો, બીજા ભલે ખાડમાં પડે ! ' એ જ થઇ ગયો છે.

**સ્ત્રીઓની પણ ભુલ**

છતાં બધા દોષનો ટોપલો એકલ પુરુષોને માથેજ ઢોળી શકાય તેમ નથી ઢાલની બીજી બાજુ પણ જોવા–વિચારવા જેવી છે ખરી. ભૂતકાળમાં સ્ત્રીઓને જગાઓ આપવામાં આવતી હતી. પણ તેથી એમણે તો એવું માની જ લીધું કે, એ રીતે જગા મેળવવી તે તો સ્ત્રીઓનો જન્મસિદ્ધ હકક છે ! ભદ્ર અને સંસ્કારી–દેખાવ, પોષાક અને હાવભાવ પરથી–હિંદી સ્ત્રીઓ, પોતાની સાથે આ પ્રકારનું સૌજન્યભર્યું વર્તન બતાવનાર તરફ, પશ્ચિમની સ્ત્રીઓની માફક આભાર માનવાની અથવા તો આભારસૂચક જગ્યા આપનારાઓને એમનું એ વર્તન રૂચીકર થતું નથી. પરિણામે એના પ્રત્યાઘાત તરીકે હવે કોઇ જગા આપવાની તૈયારી બતાવતું નથી.

સામાન્ય સમયની તો વાત ઠીક હતી, પરંતુ અત્યારના અસાધારણ સંયોગોમાં, જ્યારે ઓછા જ માણસો પોતે ઊઠીને સ્ત્રીઓને જગા કરી આપે છે ત્યારે એક નો જગા આપનારાની આસપાસમાં ન સાંભળી શકાય એ જાતની ટીકા મશ્કરીઓ થાય, અને જગા લેનાર તે સ્વીકારતાં સામાન્ય કદર પૂરતો યે વિવેક ન બતાવે ત્યારે જગા છોડનારને ' મફતની મુશ્કેલી 'માં મૂકાયા જેવું લાગે છે. આમ આભાર પ્રદર્શિત કર્યા વિના જગા સ્વીકારવી તે સ્ત્રીઓ માટે પણ અવિવેકભર્યું જ ગણાય. એમના એ અવિવેકને સામાજિક વાતાવરણ, અવિશ્વાસ ઉત્પન્ન કરનારૂં વિકૃત શિક્ષણ એ બધાની સાથે સરખાવા જોતાં એ પ્રકારનું વલણ સમજી શકાય, છતાં તેમનો એ અવિવેક માફ તો કરી ન જ શકાય. સાથે સાથે પુરૂષોમાં સ્ત્રીઓને જગા નહિ આપવા માટે થયેલી પ્રત્યાઘાતી અસરો સમજી શકાય, પણ તેમને ય તે માટે ક્ષમા તો આપી ન જ શકાય. આથી એટલું સાબિત થાય છે કે સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેની ગેરસમજોના વિષારી વર્તુળને તોડી નાંખી બેઉ વચ્ચે સુમેળ સાધવાની જરૂર છે.

**વચલો માર્ગ નીકળી શકે**

શાંતિ પૂર્વક વિચાર કરીએ તો ઘણા સુધારા સહેલાઇથી કરી શકાય તેમ હોવાનું જણાઇ આવે. જ્યાં બીજું બધું ન ફાવે ત્યાં અનુભવ માનવીને ઘણું શીખવી શકે છે. થોડાક મહિના પહેલાં કેટલીએ સ્ત્રીઓ પુરુષની પાસે અડીને બેસવા કરતાં ઊભા ઊભ

મુસાફરી કરવાનું પસંદ કરતી. એમને પાટલી પરના એક છેડા ઉપર થોડી જગા પુરુષો કરી આપે તો પણ એ રીતે બેસવાનું એમને ગમતું નહિ પરન્તુ હમણાં હમણાં પારકા પુરુષના સ્પર્શનો સુગ છોડી દઇને તે એવી જગાએ પર બેસતી થઇ છે. બારણા વચ્ચે કે વચલી ગલીમાં ઊભા રહી પુરુષો વચ્ચે હડસેલા ખાવા અને હાથથેલી ગુમાવવાનું જોખમ વહોરવું તેના કરતાં જે મળે તે જગા પર બેસી જવું એ સારું તેવું હવે અનુભવે એમને શીખવ્યું છે. હવે જ્યારે તેમણે પુરુષ સ્પર્શની સુગ છોડી દીધી છે, ત્યારે એમને એટલો અનુભવ તો જરૂર થયો જ હશે કે પુરુષો એમની માન્યતા પ્રમાણે છેક ખરાબ પ્રાણી તો નથી જ; એટલે તેઓ હાલના કરતાં વિશેષ વિવેકી અને મળતાવડાં થાય તો ઠીક એજ રીતે પુરુષ પણ સૌજન્યશીલ અને ' મજેનો ' બની શકે છે.

આ સંબંધમાં એક બીજી વાત પણ કહેવા જેવી છે. ઘણા ખરા પુરુષો પોતાની જગા જતી કરવા ખુશી નથી હોતી, પરંતુ જો એમને જગા કરી આપવાનું કહેવામાં આવે તો, ત્રણ જણની પાટલી પર ચાર જણની સગવડ કરવા પૂરતી અગવડ વેઠી લેવા તો ઘણા પુરુષો તૈયાર હોય છે. છતાં જો શરમાળપણાને લીધે સ્ત્રીઓ એવી રીતે જગાની માગણી ન જ કરે, તો પછી તેમણે બીજાઓની ટીકા કરવી વ્યર્થ છે. પુરુષો આપમેળે એ પ્રકારની જગા કરી આપવાની માગણી કરે, તો વખતે સ્ત્રીઓ તેમ ગાડીમાં બેઠેલા બીજા પુરુષો એનો ઉલટો અર્થ કરી તેમના ઉપર દોષારોપણ કરે, એ ભયથી તેઓ તેમ કરી શકે નહિ.

### સ્ત્રીઓ સૌજન્ય દાખવે

આપણે જે પરિસ્થિતિ વચ્ચે જીવી રહ્યા છીએ તેમાં અરસપરસના સૌજન્યની તેમ સમજદારીની જરૂર છે. સ્ત્રીઓએ પુરુષોને વધારે સમજતાં થઇને, પ્રયાસ વિના હકક અધિકાર આપોઆપ મળી જશે એમ માનવું ન જોઇએ. જરૂરને પ્રસંગે તેમણે સંયોગાનુસાર સ્મિત કરવાની કે આભાર માનવાની ઉદારતાભરી સભ્યતા બતાવવી જોઇએ. એ તેમના સૌન્દર્યમાં પણ વૃદ્ધિ કરશે; અને નવા યુગની નારીના પોષાક તેમજ ટાપટીપ પણ બતાવે છે કે સૌન્દર્યની તો તે પૂજારણ છે. સ્ત્રીઓ લાવણ્યવંતી અને મોહક બનવા તો ઇચ્છે પણ છે, તો પછી પોતાના સૌન્દર્ય અને લાવણ્યમાં સૌજન્યના સદ્‌ગુણની વૃદ્ધિ શા માટે ન કરે? પુરુષ તરફ તેણે ખૂબ અવિશ્વાસ કરવો ન જોઇએ અને સારા નરસાને પારખતાં શીખવું જોઇએ. તે આત્મશ્રદ્ધાળુ બને, કઠોર નહિ. પ્રસંગોચિત અહીં એ કહી શકાય કે સ્ત્રી જ્યારે સુંદર અને આકર્ષક રીતે વસ્ત્રોની સજાવટ કરે છે, ત્યારે ભલે સભાન નહિ છતાં તેના સુષુપ્ત મનનો હેતું તો બીજાઓનું તે તરફ લક્ષ ખેંચય અને તેની પ્રશંસા કરે તે હોય છે જ. આમ હોઇને, જો કોઇનું તેની તરફ આકર્ષણ થાય તો તેથી તો એની ઇચ્છિત ભાવના પૂરી થાય છે એમ માનીનેય તેણે તેની સામે છણકો કરવો ન જોઇએ. અજાણ્યાઓ સાથે પરિચય પાડવામાં સ્ત્રીઓ સહજ સ્વભાવે જ શરમાળ હોય છે. સ્વરક્ષણ માટે એ ઠીક પણ છે. છતાં એનો અતિરેક થવો ન જોઇએ. કેટલીક સ્ત્રીઓ અને કોયેજ કન્યાઓ સુદ્ધાં તદ્દન નિર્દોષ અને સમાન્ય પૂછપરછનો યે જવાબ આપવાની દરકાર કરતી નથી—કેમ જાણે એમાં ફસાઇ પડવાનો છૂપો ભય લપાઇ રહ્યો હોય! આ પ્રકારની રીતભાત ઠીક ન કહેવાય. અદ્યતન માનસશાસ્ત્ર તો એવું શીખવે છે કે ભય ટાળવો હોય તો એનો સામનો કરી તેને જીતી લેવો. ડરીને દૂર નાસવાથી કંઇ વળતું નથી.

[ અનુસંધાન પૃ. ૪૦ને છેડે ]

# : : નોંધ : :

## કોલ્હાપુરનો અત્યાચાર

કોલ્હાપુર સ્ટેટમાં એક કાશીબાઇ નામની સ્ત્રી પર, તેના પુત્ર સબંધેની તેની પાસેથી બાતમી કઢાવવા માટે, ત્યાંના પોલિસના માણસોએ તેના પર જે અત્યાચાર ગુજાર્યો છે તેના કમકમાટી ઉપજાવે તેવા સમાચારો વર્તમાનપત્રોના પાને આ આગમચ પ્રસિદ્ધ થઇ ચુકયા છે.

એકાદ ગુન્હેગારને લગતી માહિતી મેળ-વવા માટે એક સ્ત્રી પર હદ ઉપરાંતની મારપીટ અને અસહ્ય અત્યાચાર ગુજારવા માટે હિંદભરનાં સ્ત્રી મંડળો તરફથી વિરોધ પ્રદર્શક ઠરાવો થઇ ચુકયા છે મુંબઇ ખાતે મળેલી મહિલાઓની સભાએ આ સંબંધે અત્યાચારીઓ સામે સખ્ત પગલા લેવાની હિમાયત કરી છે, અને તેમને યોગ્ય નશિયત અપાય તે માટે ત્યાંની સરકારને જણાવ્યું છે.

અમે ઇચ્છીએ છીએ. આ હીણપતભર્યા બનાવ માટે હિંદભરનાં સ્ત્રીમંડળો સક્રિય પગલાં ઉપાડી ગુન્હેગારને નશિયત મળે તેવા પ્રયત્નો જારી રાખશે.

***

## સ્વ. કસ્તુરબાની પુણ્યતિથિ

ગઇ શિવરાત્રીના રોજ સ્વ. ભારતજનની બાના સ્વર્ગવાસને એક વર્ષ પૂરું થયું છે. એ જગદંબાની પુણ્યસ્મૃતિ પ્રસંગે, એમના સ્મારક અંગે એકત્ર કરાયેલા ફાળાના ઉપયોગ સંબંધેની વિચારણા એ સ્મારક-સમિતિના સભ્યોએ કરી, સ્ત્રીઓ–બાળકોના આરોગ્ય અને શિક્ષણના પ્રશ્નને અપનાવવાનું અને એ પ્રવૃત્તિને વેગ આપવાનું ઠરાવ્યું છે. એને લગતી વિસ્તૃત યોજના વર્તમાનપત્રોમાં આવી ગઇ છે. આશા રાખીએ–ગ્રામસેવકો એનો લાભ યોગ્ય સ્થળે પહોંચાડી દેશોદ્ધારના આ કાર્યને વેગ આપશે.

***

## વડોદરામાં સ્ત્રી પરિષદ

અખિલ હિંદ મહિલા પરિષદની વડો-દરા શાખાએ વડોદરાને આંગણે એક સ્ત્રી પરિષદ ભરવાનો ઠરાવ કર્યો છે તેને અમે આવકારીએ છીએ. અ. હિં મહિલા પરિષદે ઉપાડેલા તેમજ કસ્તુરબા સ્મારકનિધિના વ્યવસ્થાપકોએ જાહેર કરેલા કાર્યક્રમોને આ પરિષદ અપનાવશે તો વડોદરાની સદર શાખાએ આમજનતાની ઉત્તમ સેવા કરી લેખાશે.

અમે સદર પરિષદને આવકારીએ છીએ અને એની સફળતા ઇચ્છીએ છીએ.

વડોદરાની સ્ત્રી પ્રવૃત્તિમાં સક્રિય સાથ આપતાં અ. હિં. મ પરિષદનાં સભ્યો એને સફળતાપૂર્વક પાર પાડશે એવી અમને આશા છે.

---

[ ફુલવેણી : પ. ૩૯નું ચાલુ ]

## પુરુષોની શોભા

નવીન પરિસ્થિતિમાં પુરુષોએ પણ યોગ્ય રીતે વર્તતાં શીખવું જોઇશે. પ્રાણીસંગ્રહમાંના કોઇ અજાણ્યાં પ્રાણી જેવી સ્ત્રીઓને ટીકી ટીકીને જોવું ન જોઇએ પણ એમની તરફ સૌજન્ય બતાવવું ઘટે. રેલ્વે ગાડીમાં કે બીજે બેઠક વગેરેની બાબતમાં એમને પુરુષો કરતાં પહેલાં સગવડ આપવી જોઇએ. માતા જે આપભોગ આપે છે તેથી પણ તે આપણા તરફથી માનની અધિકારિણી ઠરે છે. અને પ્રત્યેક સ્ત્રી એ માતા હોઇ, એની તરફ બેદરકારી બતાવવી તે જાતે જ તુચ્છ હોઇ અને સંકુચિતવૃત્તિ બતાવવા સરખું છે. પ્રત્યેક સ્ત્રીની અંતર્ગત રહેલા માતૃત્વને આપણે વંદવું જોઇએ.

રેલ્વેટ્રેનોની બેઠકોની બાબતમાં વ્યવહારૂ રસ્તો એ છે કે, સ્ત્રીઓને પહેલાં ગાડીમાં ચડવા દઈ પુરુષોએ પાછળથી દાખલ થવું. જો પુરુષો એમ ન કરે તો બીજા અંકુશોની મારફ તેમના ઉપર અંકુશ મૂકવો જોઇએ. પરંતુ જો પુરુષો આપમેળે સમજીને જ સ્ત્રીઓને પહેલી સગવડ આપે તો તેમાં વિશેષ શોભા ને સૌજન્ય ગણાશે.

["પ્રજાબંધુ"માંથી] આર. એસ. વ્યાસ




પુસ્તક ૪૪મું | એપ્રિલ : ૧૯૪૫ | અંક ૨ જો

# મૂકો પૂતળી લાવી

અજોદ્ધાના સૂના મહેલમાં એકલ રામ બિરાજે;
સુમંતે પ્રસ્તાવ મૂકયો'તો દ્વિતિય લગ્નને કાજે.
હતો ગ્રીષ્મનો બપ્પોર તપતો, શીતલ લહરી આવી;
વિચારગ્રસ્ત પ્રભુજી કેરી, બન્ને આંખ બીડાઇ.
ને સ્વપ્નું લાધ્યું એમાં એ ભવિષ્યમાં જઇ પેઠા;
" ટાઇમ્સ " ખરીદી એક બેંચ પર કૈંક વાંચવા બેઠા.
" અષ્ટમ્ એડવર્ડ મહારાજે, *ઘરઘેલીને કાજે;
'વિશાળું' સામ્રાજ્ય તજ્યું છે, વફાદારીમાં આજે."
ઓતારી ! એ યવન છતાં પણ વફાદાર નારીને;
હું દેવ ! છતાં અન્યાય કીધો મેં સતી સિતા પ્યારીને.
જનકપુરમાં લગ્ન મંડપે, વેદાજ્ઞા લીધેલી,
વણવાંકે કદી ના તજવાને, અગ્નિ સાક્ષી કીધેલી.
અને વળી લંકાથી વળતાં અગ્નિ પરિક્ષા કીધી,
પૂર્ણ પવિત્ર જનક નન્દીની, ને અપનાવી લીધી.
છતાં ધોબીના કટુ વચન પર, રણવગડે રઝળાવી;
બેઠો બીરુ પતિનું હારી, કલંક શીર લગાવી.
વેદાજ્ઞા આગળ આર્યોને મોહ રાજ્યના કેવા !
રઘુકૂળમાં શું વેદ: દ્રોહિ હશે કોઇ હું જેવા !
અબુધ પ્રજાને રીઝવવા હું દુ:ખીયું જીવન વિતાવું,
તો પણ શા હક્કથી વણવાંકે, ગભરૂ પ્રિયા રિબાવું !
પ્રાણ જાય અરૂ વચન ન જાય એ રઘુકૂળ રીત વટાવી;
ખતમ થાય છે રઘુકૂળના યશ, અહીંઆ આગળ આવી !
જે સામ્રાજ્યે સૂર્ય નં છીપે, એની ભમણા ભાંગી !
ખોબા જેવડું અરે ! અવધ હું શકયો ભાઇના ત્યાગી !
તેં નહોતી વેદાજ્ઞા લીધી, નહોતા ચોરી ચઢીઓ;
તો પણ ટેક તજી ન વચનની ધન્ય ! ધન્ય ! જશ વરીઓ !
એટલામાં ચોઘડીઆં વાગ્યાં, સુમંત ઉભો આવી;
અને રામ આજ્ઞા ફરમાવે મૂકો પૂતળી લાવી

શ્રી. દેવકૃષ્ણ પિતાંબર જોષી

---

* પુનર્લગ્ન કરેલી

# મીઠી મુંઝવણ

સરખી સાહેલી સંગ સરિતાયે સંચરી
આછેરા નિર - ભરાય
સાહ્યબા સામે ઉભા રે. ૧

મંદ મંદ ચાલુ મધુ વાતોના તાનમાં
કોકિલ શો કંઠ ટહુકાય
સાહ્યબા સામે ઉભા રે. ૨

માથે મોડું બેડું મારી મચકાતી ચાલમાં
નવરંગી સાડી લ્હેરાય
સાહ્યબા સામે ઉભા રે. ૩

સખીયો ! પજવે છે મને નયનો નચાવતી
કેમ કરી ઘુમટો તણાય
સાહ્યબા સામે ઉભા રે. ૪

લોક તણી લાજમાંને પ્રેમ ના પ્રવાહમાં
હૈયું હિલોળાં ખાય
સાહ્યબા સામે ઉભા રે. ૫

અંગ અતિ અંગમાં ઊર્મિયો ઉપટતી
ચીતડામાં ચટપટ થાય
સાહ્યબા સામે ઉભા રે. ૬

નેહ ભર્યાં નયનોએ વ્હાલમ નિહાળતા
ચાલ્યા એ મુખ મલકાય
સાહ્યબા સામે ઉભા રે. ૭

શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ



# દિવ્ય તત્ત્વ

પળે પળે ચંચળ તારકો સમું
ઝબૂકવું; કાં વ્યય વ્યર્થ તેજનો ?
પ્રશાંત, સ્થિર, તપનિષ્ઠ મારે
હૈયે વસી શુક્ર તણી કણિકા !

અંગાંગમાં, તેજતણો સુસંચય
કરી બનું તેજ સ્વરુપ પૂરો !
અર્પી રહું અંજલિ અલ્પ સત્ત્વને
સુસંચવા કુહો ઉર દિવ્ય તત્ત્વને !

શ્રી. 'શશિન્' ઓઝા

# રમાબેન

લેખક : શ્રી. ચંદુલાલ સંપટ

જગત આખુંયે કહેતું કે–રમાબેન બહુ સારાં.

—ઘરનો ઘાટી કહે–"રમાબાઇ લઇ ચાંગલા." કારણ રામો મૂઓ ટકેટંક બે પેટ પામતો.

—પડોશણ જમની તેના મોંફાટ વખાણ કરતી કારણ લાલચુ જમની રમાના ઘરનું ચાખ્યા વગર દિવસ એક ન કાઢતી.

—અમરતા મળવા આવનારાઓનો પણ રમાબેનના ઘરમાં ખૂબ રાફડો ફાટતો ને બધાજ તેનો પાસેથી ચા નાસ્તો, માન મલાજો ખૂબ પામતા.

—લાગતા વળગતાને મન રમાબેન દેવી હતાં. કારણ કે વારપરબે રમાબેન કોરે હાથે કોઇને નજ નમતાં.

—પિત્રાઇ, મોળાઇ, માશીઆઇ, ફોઇઆઈ– કોઇપણ સગાં હોય તે કંઇને કંઈ પામેજ.

—ફક્ત એટલું જ કે રમાબાઇ ફૂલણજી હતાં અને તેને ફુલાવી ફૂલાવી બધા કામ કાઢી લેતા.

રમાનો વર રામલાલ નોકરી કરતો. રમાનો હાથ છુટો એટલે તેને નોકરીની આવકમાંથી પૂરું પડતુંજ નહિ. તેણે આવકના સાધન વધારવા બે ત્રણ ટયૂશનોય લીધા હતા ને તેમાંજ તે આખો દિવસ રચ્યોપચ્યો રહેતો.

સવારે તે વહેલો ઊઠે. રમાબાઈ શરીરે તો ખસેલા જેવા પણ વિશ્રાન્તિપ્રિય એટલે ઊઠે જરા મોડાં સાડાઆઠેક વાગે. તે દરમ્યાન તો રામલાલે સવારનાં બે ટયૂશનો પતાવ્યા હોય. રમાદેવી મોડાં ઊઠતાં એટલે ઘરના બન્ને બાળકો પણ મોડાંજ ઊઠતાં. ઊઠી માથાં મોઢાં કરી, નહાય ધૂએ ત્યાં દસ તો રહેજે થઇ જાય. રામલાલ ઘેર જમવા આવે ત્યારે દાળ ઉકળતી હોય અને શાક સમારાતું હોય.

રામલાલ બોલે નહિ તો તો ઠીક પણ જો બોલે તો તેના બાર'વાગી જાય. એટલે તે પોતાના સવારના કામોમાં પડી જતો. વેળા હાથ પર હોય તો ઘરમાં સાફસુફી કરી નાખે, બાળકોને ન્હાવાનું બાકી હોય તો તે પતાવવામાં મદદ કરે, નહિં તો કપડાં ધોઈ નાખે.

રામલાલ આમ સુખી–પણ મહિનો પૂરો ન થયો હોય ત્યાં તેની દોઢસોની આવક સાફ થઇ જતી. સામાન્ય રીતે ઘરખર્ચમાં તો આટલી આવક દંપતીને અને બે બાળકને આટલી મોંઘવારી છતાં પૂરી થઇ જવી જોઇએ. પણ–ના–ઘરખર્ચમાંયે હાથ રમાબેનનો તદ્દન મોકળો. મહિનામાં ખાસ્સી બચાવી શકાય તેટલી રકમ "વ્યાવહારિક કામો" "અનિવાર્ય ખર્ચ"માં તણાઇ જતી.

રામલાલે ઘરખર્ચ ઘટાડવાના ઘણાયે મિથ્યા ફાંફા માર્યાં. આવક વધારવાનો ઉપાય અને સમય હોત તો તો તે જરૂર અમલમાં મૂકત. પણ હવે આ બાબતમાં નિરૂપાય હતો. એટલે કેટલાક નિવાર્ય ખર્ચની બચતનો ઉપાય પોતેજ અજમાવી લેવાનો પ્રયત્ન કરતો.

દાખલા તરીકે ઑફીસમાં ને ટયૂશનમાં જતાં ઘણુંખરું તે ચાલી નાંખતો. આમ પાંચ રૂપિયા બચતા થયાં બપોરે ચા નાસ્તાને બદલે એકલા ચાથી ચલાવવા માંડયું. આમ ત્રણેક રૂપિયા બચતા થયા. પણ દરવાજા મોકળા ને બાળે ઢૂચા તે કયાં સુધી નભી શકે?

એક દિવસે રમાએ રામલાલ આગળ

બોમ્બ ફોડયો. માસનું ત્રીજું અઠવાડીયું હતું. પગારમાંથી ફક્ત પંદરેક રૂપિયા હાથ ઉપર હતા. હજી દસેક દિવસ કાઢવા બાકી હતા. છતાં રમાએ આવતી અગીયારસે સત્યનારાયણની પૂજા બેસારવાનો આગ્રહ કર્યો. થોડી ના–હા–રીસામણા–મનામણા ચાલ્યા. રમા એકની બે ન થઈ. રમાના વટહુકમે કથા કરવાનું ઠર્યું.

આધુનિક શિક્ષિત યુવક બીજું શું કરે? સ્ત્રી સન્માનવૃત્તિ શારીરિક શિક્ષાની તે વિરૂદ્ધ છે! મૌન સર્વાર્થ સાધનમ્–આ સૂત્ર જ મદદનીશ નીવડે. પંદર રૂપિયા તો ચવાયા–પણ મોદીને ત્યાંથી આણેલા સીધાસામાનનો આંકડો રૂા. સત્તર ને આના નવનો આવ્યો તે પોતાનું ડાચું ફાડી રામલાલ સામો ખડો થયો.

રમાએ રાત્રે સમજાવ્યું–" આપણો મોદી કેવો સારો માણસ છે. આ આંકડો પહેલી તારીખે આપશું તો ચાલશે. "

આ પ્રસંગ નિવાર્ય કે અનિવાર્ય એ વિષે રામલાલ કંઇ નિશ્ચય ન કરી શકયો. એથી ઉલટું રમાએ ધાક આપી કે, "આવા ધાર્મિક પ્રસંગે ઉદ્વેગ કરનાર ઉપર ઇશ્વર રૂઠે છે અને તેનું સત્યાનાશ નીકળી જાય છે. "

વિજ્ઞાનની દૃષ્ટિએ કંઇક અંશે જોનારો રામલાલ વધુ પિષ્ટપેષણમાં ન ઉતરતાં ચુપકીદી સેવી ગમ ખાતો અને આવી પરિસ્થિતિનો આઘાત પામી તેણે પંદરેક દિવસ સુધી અબોલામાં જ ચલાવ્યું.

× × ×

રમાને આવા અબોલાની કંઇ કિંમત ન હતી. દરમ્યાન બોલ્યા વગર જ રામલાલ જમી લેતો. આ શિવાય રાત્રે નવેક વાગે આવી, જમી, બાળકો સાથે થોડી વાતો, રમત કરી તે સુઇ જતો. એટલે તેના મૌનથી રમાને કંઇ નુકસાન ન હતું. તે સવારે અને સાંજે ધણીની થાળી પીરસી પડોસણ કાશીમાશી સાથે કે ઉપર ગોતમ મા પાસે બેસી આવે. ધણીને જોઇતું કારવતું હાથે જ લઇ લે અથવા રીસમાં ઓછું યે જમે તો તેને પૂછનાર તો કોઇ હોય જ નહિ.

બીજો માસ શરૂ થયેલો. પગારમાંથી સારી જેવી રકમ ભાડામાં, દૂધમાં, અગાઉથી ખર્ચ કરી નાખેલા આંકડામાં તણાઇ ગયેલી. રામલાલની અમૂઝણ નેને અકળાવી રહેલ હતી. " ઓછુ આવકમાં પૂરૂં કેમ કરવું? પૂરૂં કરવું તો કરવું પણ થોડું બચાવવું કેમ? "

રમાના સહકાર વગર આ બધું મિથ્યા હતું. છતાં રમા કોઇ પણ સલાહ સૂચન કે ઉપદેશ લેવા તૈયાર ન હતી.

રામલાલે એક વખત સલાહ આપવાની ધૃષ્ટતા કરેલી. જવાબ એવો સણસણતો મળ્યો. " તમે જડસા જેવા ભણેલા પણ વગર ગણેલા બબૂચક વ્યવહારમાં કંઇ ન સમજો. તમે ચૂપ રહો એમાં જ સાર છે. "

રામલાલ આટલા સત્કાર માટે તૈયાર ન હતો. આ તો દાઝયા પર ડામ હતો. ઘર ખર્ચમાં બચે નહિ તો કંઇ નહિ. પણ પુરૂં તો થવું જોઇએ પણ અબોલા શિવાય તેની પાસે ઇલાજ ન હતો.

દરમ્યાન તેના ઘરમાં નિરર્થક ખર્ચની પરંપરા વધતી જ ચાલી. રમા ભણેલી ન હતી–તે ખર્ચની નોંધ રાખી શકતી જ નહિ. " ખર્ચની નોંધ રાખવાની શી જરૂર? કોને બતાવવા માટે? તે ખર્ચ કયાં ખોટે રસ્તે થાય છે? ઘરમાં જ ખર્ચાય છે ને?" આ એના જવાબો હતા.

× × ×

એક વખત રામલાલ શનિવાર જેવા

દિવસે ટયૂશન ન હોવાને કારણે જરા વહેલો ઘેર આવ્યો. ઘેર આવવાની ઇચ્છા તો નહોતી થતી પણ થયું કે, "કપડાં કાઢી, બાળકોને જરા દરીયા કીનારે લ્હેરાવવા લઇ જઇશ."

ત્યાં તો ઘરનાં દ્વાર આગળ ચંપલ, બુટ અને સપાટનો ઢગ પડેલો જોયો. ઘરમાં કલબલાટ મોટે અવાજે વાતો, બાળકોની ધમાલ થતી હાહાહીહી મચી રહી હતી–દ્વારમાં ઊભતા વેંતજ ચાપાણી નાસ્તાનો જલસો જોયો. રમા પ્રાયમસ પર ભજીયાં, બટાટા પૌવા, ચાપાણી વિગેરે બનાવી રહી હતી. અને સાતેક સ્ત્રીઓ, નવેક બાળકો અને બેચાર મરદો વાતોના હીલોળા, રમાબેનના મોંફાટ વખાણ કરતા અનેક વાનીઓ આરોગતા હતા.

રામલાલ દ્વારમાં જ ખંચાયો. ત્યાં તો અંદરથી અવાજ આવ્યો "રામભાઇ આવ્યા." "ઓહો ! રામભાઇ અમે તો તમારે ત્યાં અછો અછો વાનાં પામીએ છીએ. રમાબેન તે રમાબેન—" રમાબેનના થતા વખાણને ત્યાં જ રહેવા દઇ રામલાલ મૂઠીવાળી ત્યાંથી નાઠો. અને રાત્રે દસ વાગે ઘેર આવ્યો ત્યારે રમાબેન જલસાના અવશેષોની સાફસુફી કરી રહ્યા હતા.

રમાબેનના હાથખર્ચમાં નિયમન લાવવા રામલાલે જેટલો પ્રયત્ન કર્યો તેમાં તે નિષ્ફળ જ ગયો. રમાએ તેને દાદ આપવાની સાફ ના પાડી. એથી ઉલટું તેના જીવનને અસહ્ય કરી મૂક્યું. તેના અબોલા ગમે તેટલા રહેતા તો તે પ્રત્યે તે દુર્લક્ષમાં જ રહેતી. જમ્યા વગર રામલાલ ચાલ્યો જાય તો માને કે પેટમાં દુખતું હશે. મોડો ઘેર આવે તો માની લે કે "ઑફીસમાં બહુ કામ હશે."

રામલાલભાઇનું જીવન "કોયડા" સમાન હતું. કોયડો ઉકેલશે કોઇ ?

# પ્રેમનું પ્રતીક

મૃત્યુ થતાં આત્મીય માનવીનું
તેની પછાડી સહુ આંસુ સારેઃ
પરન્તુ કોઇ કવિ આપી તેને
વાણીતણું રૂપ રચે કવિતા–
તેની બને છે કરૂણ પ્રશસ્તિ !

નિજ પ્રિયાના અવસાન અંગે,
શહાજહાંના નિશ્વાસ થંભી
તેના થયા જે કંઇ અશ્રુબિન્દુઃ
તેમાં થકી આરસની પ્રતિમા
રચાઇ, તે તાજમહાલ રમ્ય !

શ્યામ સ્વરૂપી જે કોલસો તે
બાળ્યે થતો શ્વેત, ન ખૂબ ધોયેઃ
જળી જળી આરસ શો બને છે
શહાજહાંનો ત્યમ શ્યામશોક !

મહા કલાકાર શહાજહાંએ
સ્થૂલ સ્વરૂપે છે વ્યક્ત કીધો
સ્વશોક તે તાજ સ્વરૂપ પામ્યો
ઉભુ થયું પ્રેમતણું પ્રતીક !

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

## " ફૂલને "

( ૧ )

વિષયી હે ઉપવનના ફૂલ !
ના કર ક્ષણિક પણ ભૂલ;
ના કર સુન્દરતા પર ગર્વ,
ચિમળાવાનું તૂ હે ફૂલ !....

( ૨ )

તૂ છે કોમળતાની મૂર્તિ,
પ્રેમી ત્હારો મત્ત સમીર;
પવન-અંકમાં તૂ ના ઝૂલ,
ના કર મારું ચિત્ત અધિર....

( ૩ )

શુષ્ક કરશે એ જ દિનેશ,
જે તુજથી કરે છે સ્નેહ;
કિન્તુ રે ! તૂ થશે નિઃશેષ,
કોમળસમ ત્હારો આ દેહ....

( ૪ )

એ જ પવન કરશે હાય !
વટોળાથી સર્વ વિનાશ;
જહેના અંકોમાં તૂ ઝૂલી,
પ્રાપ્ત કરે છે સુખના શ્વાસ....

( ૫ )

ભ્રમર ત્યજશે ત્હારો સંગ,
જે છે ત્હારા ભક્ત અનન્ય;
ચિમળાશે જ્યારે તૂ ફૂલ,
કરશે ભ્રમર શોધ એક અન્ય....

( ૬ )

હે ! અભિમાની હજુ પણ ચેત,
જીવન-નશ્વર !-એ ના ભૂલ;
હજુ રટી લે ઇશ્વર નામ,
અન્યથા છે રે ! રે ! ધૂળ....

શ્રી. " છાટમ "

## " પ્રેમ કેવો છે ! "

પ્રભુનો પ્રેમ કેવો છે,
ખરા પ્રેમીને પુછી જો !
કમળ દલમાં પુરાએલા,
મધુકરને તું પુછી જો !
દીપકમાં બળી ખાખ થનારા,
પતંગોને તું પુછી જો !
પતી પાછળ બળી જાતી,
સતી નારીને તું પુછી જો !
શશીના પ્રેમમાં પાગલ થનારી,
ચકોરીને પુછી જો !
"સૂર્ય" ભક્તોની ભક્તિ કેવી છે,
પ્રભુને તું પુછી જો !

સૌ. સૂર્યકુંવરી મહીડા

# વાંકડીયા વાળવાળો છોકરો

લેખક : શ્રી ભગીરથ મહેતા

નાનકડી ટેકરીઓની પડોશમાં એક મેદાન હતું. આ ફળદ્રુપ મેદાનની વચમાંથી ટેકરીઓમાં થઈને નીકળતું ઝરણુ વહી જતું. ગંભીર વાતાવરણવાળું આ સ્થળ સાંજે પાંચ વાગે સૂર્ય પ્રકાશથી વંચિત થતું.

અહીં કોઇ પહોંચી ન શકે એવે સ્થળે એક પંખીનો માળો હતો. ત્યાં રહેતું પંખી આજુબાજુમાં ચરતા ઘેટાંઓ ઉપર કૂદકા મારતું, કિલકિલાટ કરી કલ્લોલતું. તે ઉપરાંત વારંવાર પાકેલા અનાજનો લ્હાવો લેતું. આથી ઊગેલું કાંઇ સહીસલામત રહેવું ઘણું જ મુશ્કેલ હતું,

કહેવાતું હતું કે પહેલાં બે ભાઇઓએ આ સ્થળે ચઢી, આવો માળો ખેંચી કાઢી ફેંકી દીધો હતો. આજે તો એવી બહાદુરી દાખવવાની કોઇની તાકાત નહોતી. પરંતુ જ્યારે જ્યારે બાજુનાં ગ્રામ્યજનો અહીં આવતા ત્યારે ત્યારે તો તેઓ આ પંખીના માળાને લગતી વાતોએ જ વળતા.

નાના નાના પણ ચપળ બાળકો તો અહીંથી પસાર થતાં અચૂક કહેતાં કે તેઓ મોટાં થતાં આ માળાને ફેંકી દેવાના.

× × ×

વાંકડીયા વાળવાળો અહીં એક છોકરો રહેતો હતો. નાનકડી અને તેજસ્વી એની આંખો હતી. હોંશીયારી ભરેલી અને આકર્ષતી એની ચાલ હતી. આ માળો જડમૂળથી ઉખેડી ફેંકી દેવાની એણે પોતાની ઇચ્છા જાહેર કરી.

સૌ સાંભળનારાઓએ એની મજાક કરી. પરંતુ એણે એની પરવા ન કરી...અને એક રવિવારે એણે એના સાહસ કરવાના દિવસ તરીકે નક્કી કર્યો.

લોકો એના સાહસને જોવા ઊભા હતા. યુવાનો એને પ્રોત્સાહન આપતા. વૃદ્ધો એની પ્રવૃત્તિને થોભાવવા બૂમો પાડતા હતા. પણ... એણે પોતાના આત્મા શિવાય બીજા કોઇનો અવાજ ન સાંભળ્યો.

નાનકડી ઝાડી પકડી કોઇ ડાળી ઝાલી એણે ટેકરી ઉપર કૂદકો માર્યો. વાંદરાની જેમ ઉંડા મૂળવાળી ડાળી પકડી એ આગળ ધપ્યો. બાજુમાં ખાઇ હતી છતાં એ ડર્યો નહીં. પગને એ ટરાવતો ચઢતો હતો. ઝીણી કાંકરીઓ એને પાડવા કોશીષો કરતી હતી. બાજુમાં ઝરણાનો નિરાશાજનક કરૂણ અવાજ માત્ર આવતો હતો.

કેટલાંકે કહ્યું જો આ છોકરાની મા હોત તો એ આમ નજ કરત. ઊભેલી સ્ત્રીઓને ચિંતા થવા લાગી. થોડો વખત પેલા છોકરાને એક હાથે પોતાની જાતને ટેકવીને ઊભા રહેવું પડ્યું. છોકરાએ ક્યાંક પગ મૂક્યો. જરા સ્થિર કર્યો. પણ એ લપસ્યો. મજબૂતાઇથી એણે હાથ વડે ઝાલેલી ડાળી પકડવા યત્ન કર્યો. સૌના શ્વાસ ઉંચા થયા.

× × ×

એક છોકરી ઊભી થઇ ગઇ. પેલા વાંકડીયા વાળવાળા છોકરાને એણે બૂમ મારી કહ્યું: "શું કરે છે એ...? નીચે ઉતરી જા."

સૌ કોઇ આ છોકરી સામે જોઇ રહ્યા. છોકરો ગભરાએલો લાગતો હતો. પણ એણે ચઢવાનું જારી રાખ્યું. છોકરીની આ છોકરા સાથે સગાઇ થઇ હતી.

એક પથ્થર દડતો દડતો એની સામે આવ્યો. સૌ ત્યાં જ જોઇ રહ્યા. તેઓ વધુ ન જોઇ શક્યા. સાવચેતીની ચીસ પેલી છોકરીથી પડાઇ ગઇ. છોકરા સામે આંગળી ચીંધી કેટલાકે કહ્યું...એ ધ્રૂજે છે ! પડે છે !

...અને એ લપસ્યો. ઝડપથી એ પડ્યો. ન ઓળખાય એવી સ્થિતિમાં વાંકડીયા વાળવાળો છોકરો પડ્યો અને કદરૂપ બન્યો.

એને સાહસ માટે પ્રેરનારાઓ જતા રહ્યા. માત્ર એક વૃદ્ધે કહ્યું: " ખરાબ થયું " અને તેણે ઉમેર્યું: " પણ સારા માટે. કેટલીક વસ્તુઓ બહુ જ ઊંચે હોય છે અને તે સરળતાથી સૌના હાથમાં આવી પડતી નથી. * "

* જ્યોરર્જન જેન્સનની નોર્વેજીયન વાર્તા ઉપરથી

## ' આત્મવેદના '

મ્હારો મારગડો કોઇ રુંધશો મા,
રુંધશો મા, મ્હને રોકશો મા—મ્હારો૦

વરસો થકી આજ નિશ્ચલ હતી હું
રુઢીઓની બેડીઓમાં કેદી હતી હું
આજ મ્હને મારગમાં રોકશો મા—મ્હારો૦

જ્ઞાનહીન મારગમાં સડતી હતી હું,
અંધારે અંધારે આથડતી'તી હું,
આજ મ્હને અંધારે રોકશો મા—મ્હારો૦

ભૂલી હું, અન્ધારે ભટકી ભટકીને
જુઠાં મારગડામાં ભટકી ભટકીને
છૂટતાં આજ મ્હને રોકશો મા—મ્હારો૦

હૈયું મ્હારૂં આજ તલસે છે જ્ઞાનને
મનડું મ્હારૂં આજ માગે છે મૂક્તિને.
બેડીઓમાં કોઇ મ્હને રુંધશો મા—મ્હારો૦

સાંપડી છે આજ મ્હને જ્યોત એક જ્ઞાનતણી,
એના અજવાળે મ્હને મારગની સૂઝ પડી,
નવરૂપને પામતાં રોકશો મા—મ્હારો૦

નવરૂપને પામવા જાઉં હું આજ હવે
ક્રાંતિના રશ્મિમાં નાહું હું આજ હવે
મારગમાં કોઇ મ્હને રોકશો મા—મ્હારો૦

શ્રી. સનતકુમાર મહેતા

# પ્રૌઢ વિદ્યાર્થી : કસ્તુરબા

આજે પ્રૌઢ શિક્ષણનો પ્રશ્ન આપણા રચનાત્મક કાર્યક્રમમાં અગ્રસ્થાને છે. હજી આપણે ત્યાં સંખ્યાબંધ પ્રૌઢ બહેનો નિરક્ષરતાના હાંકણ નીચે હંકાયેલી છે. એવી પ્રૌઢ બહેનોને લખતાં-વાંચતાં-શીખવાની ભણવાની પ્રેરણા સ્વ. પૂ. કસ્તુરબાના નીચલા જીવનપ્રસંગ પરથી મળી આવે છે તેમ છે.

ભણેલી-સંસ્કારી-પ્રૌઢ શિક્ષણપ્રેમી બહેનો, નિરક્ષર બહેનોને આ દૃષ્ટાંત આપી તેમને લખતાં-વાંચતાં શીખવાની પ્રેરણા આપશે તો ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમના એક અગત્યના અંગને વેગ આપ્યો લેખાશે.

મહાદેવભાઇના મૃત્યુથી વાતાવરણ બહુ ગમગીન થઇ ગયું હતું. આવી જાતનું મૃત્યુ બહાર પણ અસ્વસ્થ કરી મૂકનારું હોય છે, જેલમાં તો આની અસર બહુ લાંબી ચાલે છે. છેવટે બાપુએ ઉપાય શોધ્યો, " આપણે બધાં આપણી એક એક મિનિટનો હિસાબ રાખીએ. આખો દિવસ કામમાં જ વિતાવીએ, જેથી આડાઅવળા વિચારો મનમાં આવી જ ન શકે. આ હિંસાથી ભરેલા જગતમાં અહિંસાએ પોતાનું સ્થાન શોધવું હોય તો એનો પણ આ જ રસ્તો છે. " બાપુ પોતે તો આખો વખત કામમાં રહેતા જ હતા. હવે બીજાંનો કાર્યક્રમ પણ નક્કી કરી આપ્યો. બાને ગુજરાતી શીખવવાનું શરૂ કર્યું, ગીતાજી પણ શીખવવા માંડી. ભૂગોળ શરૂ કરી અને ક્યારેક ઇતિહાસ પણ શીખવવા મંડી જતા. બપોરે જમીને સૂતા પહેલાં બાને કાંઇ ને કાંઇ વાંચી સંભળાવતા અને સમજાવતા. બાને ખૂબ રસ પડતો. તેઓ અત્યંત રસપૂર્વક શીખવાનો પ્રયત્ન કરતાં. ક્યારેક તો એમને અફસોસ પણ થતો કે, આ બધું બહુ મોડું શીખવાનું શરૂ કર્યું, પહેલેથી જ હોત તો કેટલું સારું થાત !

બા ખૂબ જ રસથી ભણતાં, પણ એમનું મન અને મગજ બાપુજીની જેમ જુવાન નહોતું. હવે એમને માટે નવા નવા વિષયો શીખવાનું મુશ્કેલ હતું. બાને આગળનો પાઠ યાદ છે કે નહિ એ જાણવા માટે શરૂઆતમાં બાપુ પ્રશ્નો પૂછતા. પણ મોટે ભાગે બાને એ યાદ નહોતો રહેતો. બાપુ બા ઉપર ચિડાતા તો નહિ, પણ જવાબ ન આવડવાને કારણે બાને બહુ ખરાબ લાગતું. તેઓ પાઠ યાદ કરવા મહેનત પણ બહુ કરતાં. એક દિવસ બાપુએ એમને પંજાબની નદીઓનાં નામ શીખવ્યાં. બાપુજી સૂઇ ગયા એટલે તેઓ મારી પાસે આવ્યાં, " સુશીલા, એ નામ મને કાગળ પર લખી આપને. " મેં નામ લખી આપ્યાં. એ કાગળ હાથમાં રાખીને બાએ આખો દિવસ નામ ગોખ્યા કર્યાં. પણ ૭૪ વર્ષની ઉમ્મરે નવી ચીજ શીખવાની શક્તિ તો કોઇ વિરલામાં જ હોય છે. બીજે દિવસે તેઓ નદીઓનાં નામ બાપુને કહી શક્યાં નહિ.

બાપુએ બાને પ્રાકૃતિક ભૂગોળ શીખવવી શરૂ કરી. રેખાંશ શું, અક્ષાંશ શું, અને વિષુવવૃત્ત શું એ બધું સમજાવ્યું. બા બહુ જ રસથી એ બધું શીખ્યાં. પણ યાદ રાખવું મુશ્કેલ હતું. દરરોજ બપોરે જમ્યા પછી બાપુ એક નારંગી મંગાવતા અને એની

ઉપર વિષુવવૃત્ત વગેરે બાને સમજાવતા છેવટે બાને એ બધું યાદ થઇ ગયું. થોડા દિવસ પછી એક વખત ભાઇ મનુને ભૂગોળ શીખવતા હતા. બાએ ત્યાં ઊભાં રહીને સાંભળવા માંડયું. ભાઇને અંગ્રેજી નામ આવડતાં. પણ હિંદી નામમાં ગોટાળો થઇ ગયો. બા આવીને મને કહે, " સુશીલા, પ્યારેલાલ જેને રેખાંશ કહે છે એને બાપુજી તો અક્ષાંશ કહેતા હતા. " એમની વાત ખરી હતી. ભાઇએ પોતાની ભૂલ સુધારી.

બાપુજીએ બાની સાથે ગુજરાતી પાંચમી ચોપડી વાંચવી શરૂ કરી. એમાં કવિતાઓ પણ આવે. બાપુજી એ કવિતાઓના રાગ બાને શીખવવા માંડયા. આઠ દશ દિવસ સુધી રોજ સાંજની પ્રાર્થના પછી બા અને બાપુજી એ કવિતા ગાતાં. અમારી અમ્માજાન ( સરોજિની દેવી ) ઘણી વાર મશ્કરી કરતાં. બાપુ હસી પડતા અને ફરી બાની સાથે ગાવા માંડતા.

બાપુએ બાને હિંદુસ્તાનના પ્રાંતોનાં નામ શીખવ્યાં. પછી દરેક પ્રાંતના મુખ્ય શહેરનું નામ શીખવ્યું. બાએ એ શીખવા પાછળ મહેનત તો ખૂબ કરી, પણ જ્યારે બાપુ પૂછતા ત્યારે બાના મોંમાંથી નીકળી જતું, "કલકત્તાની રાજધાની લાહોર છે." અથવા એવો જ કંઇ બીજો જવાબ બા દઇ દેતાં.

ધીરે ધીરે બાનો ઉત્સાહ મંદ પડવા લાગ્યો. તેઓ ઘણી વાર કહેતાં, " હું માંદી રહું છું એટલે મારું મગજ નબળું થઇ ગયું છે. કશું યાદ નથી રાખી શકાતું. " તોપણુ બાએ અભ્યાસ છોડયો નહિ. ગીતાજીના અભ્યાસ પાછળ વધારે વખત આપવા માંડયો. બાપુજી પાસે ગીતા શીખતાં. સાંજની પ્રાર્થના પછી મારી પાસે ગીતા વાંચતાં. એમનો ગીતાજીનો અભ્યાસ તો લગભગ મૃત્યુ સુધી ચાલ્યો એમ કહી શકાય.

મહાદેવભાઇના મૃત્યુ પછી બા નિયમિત બાપુની સાથે સવાર સાંજ ફરવા જતાં. બાપુ કોઇ વાર તો એમને ખૂબ જલદી પણ ચલાવતા. પણ આ ક્રમ એક મહિનાથી વધારે ન ચાલી શકયો. એક દિવસ તેઓ બાપુની સાથે ખૂબ ઝડપથી ૫૫ મિનિટ ચાલ્યાં. તે જ દિવસથી એમની છાતીમાં દુખવાનું શરૂ થયું. બસ, તે દિવસ પછી બા બાપુજીની સાથે ફરી શકયાં નહિ. સવારે બાપુ નીચે બગીચામાં ફરતા ત્યારે બા ઉપર વરંડામાં થોડા આંટા મારી ખુરસી ઉપર બેસી જતાં, અને ' આશ્રમભજનાવલી ' કે ' અનાસક્તિયોગ ' વાંચતાં. લગભગ એક કલાક એમનું આ વાંચન ચાલતું, પછી માલિશ વગેરે કરાવવા ઊઠતાં.

બાની વાંચવાની ઢબ નાના બાળક જેવી હતી. બાપુએ એમને આ રીત સુધારવા કહ્યું. બા મોટે ભાગે સવારે ' અનાસક્તિયોગ ' અને બપોરે છાપાં મોટેથી વાંચતાં. બાપુએ એમની વાંચવાની ઢબની ટીકા કરી ત્યારથી એમણે મોટેથી વાંચવું છોડી દીધું. બપોરે તેઓ છાપાં લઇને મારી કે ભાઇની પાસે આવતાં. પાછળથી મનુ આવી ત્યારથી એ વાંચી સંભળાવતી.

બાની લખવાની રીત પણ બાળક જેવી જ હતી. તેઓ દરેક અક્ષર છૂટો છૂટો લખતાં. બાપુએ એમને સારી રીતે લખતાં શીખવવાનો પ્રયત્ન કર્યો, અને એમને લખવાનો અભ્યાસ કરવાનું કહ્યું. બામાં ૭૪ વર્ષનો અનુભવ અને બુદ્ધિશીલતાની સાથે બાળકના જેવી સરળતા પણ હતી. કોઇ પણ કોઇ નવું કામ કરતું હોય તો એમને એ શીખવાનું મન થતું. હમણાં અકસ્માત મારા હાથમાં બાની ૧૯૩૧-૩૩ ની ડાયરી આવી ગઇ. એમાં મેં જોયું કે, એ દિવસોમાં પણ જેલમાં બાની અભ્યાસવૃત્તિ આજના જેવી જ હતી. તેઓ

મીરાંબહેનની પાસે હિંદી શીખતાં, કોઇ બીજાની પાસે ગુજરાતી શીખતાં, અને કેટલીક બહેનોને નૅપકિન બનાવતાં જોઇને એ શીખવાનું પણ એમણે શરૂ કર્યું હતું. સેવાગ્રામમાં નાના કહાનાને ઇતિહાસ ભૂગોળ શીખતો જોઇ બાએ પણ એ શીખવાનું શરૂ કર્યું હતું.

આગાખાન મહેલમાં અમને બધાંને નોટબુક મંગાવતાં જોઇને એમણે બાપુજીને પોતાને માટે નોટ મંગાવી આપવાનું કહ્યું. બાપુજીએ એમના હાથમાં બે ચાર કાગળો આપ્યા. "આની પર લખવાનો અભ્યાસ કર. જ્યારે કંઇક પ્રગતિ કરીશ ત્યારે નોટબુક મંગાવી આપીશ," એમ બાપુએ કહ્યું. બાને આનાથી બહુ આઘાત લાગ્યો. બાપુજી પણ પોતાની ભૂલ સમજ્યા. પણ પછી શું થાય? સરોજિની દેવીએ એમને માટે એક નોટબુક મંગાવી. મેં તે લઇને બાને આપી. એમણે તે બાપુજીની ચોપડીમાં મૂકી દીધી. કેટલુંય કહ્યું પણ એમણે તે વાપરી નહીં. બાપુના આપેલા કાગળો ઉપર જ લખવાનું પસંદ કર્યું. બાપુએ પણ કહ્યું. પણ બા તો સ્વાભિમાની હતાં. "મારે નોટબુકની શી જરૂર છે?" એમણે શાંતિથી જવાબ આપ્યો. છેવટ સુધી એ નોટ બાપુજીની ચોપડીઓમાં પડી રહી.

બાની જૂની ડાયરીઓમાં છે કે, તેઓ ૧૯૩૧-૩૩ માં ત્રણ વાર જેલમાં ગયાં. દર વખતે તેઓ નિયમિત રીતે રામાયણ અને ભાગવત સાંભળતાં. આગાખાન મહેલમાં સાંજની પ્રાર્થનામાં હંમેશાં તુલસી રામાયણની બે ચોપાઇ ગવાતી. બા બપોરે રામાયણ લઇ જતાં અને સાંજે વાંચવાની ચોપાઇઓ પહેલેથી વાંચી લેતાં. એનો અર્થ સમજવાનો પ્રયત્ન કરતાં. સેવાગ્રામમાં પણ તેમનો આ જ કાર્યક્રમ રહેતો. અહીં પ્રાર્થના પછી બાપુએ પોતે અર્થ સમજાવવો શરૂ કર્યો. બાની શ્રદ્ધા અંધશ્રદ્ધા નહોતી. અતિશયોક્તિ આવે ત્યારે બા કહેતાં, "આ તો બધાં ગપ્પાં જેવું લાગે છે." તેવી જ રીતે બાલકાંડમાં દશરથ અને જનકના વૈભવનાં લાંબાં લાંબાં વર્ણનો તથા સ્વયંવરના મંડપની રચના વર્ણવવામાં પાનાંનાં પાનાં ભરેલાં જોઇ બા કહેતાં, "બસ તુલસીદાસજીને બીજું કંઇ કામ જ નહોતું તે આવાં લાંબાં ને લાંબાં વર્ણનો જ લખ્યા કર્યાં?" બાપુજીને વિચાર આવ્યો કે, રામાયણમાંથી આવાં લાંબાં વર્ણનો ઉપાખ્યાનો વગેરે કાઢી નાખી એક સંક્ષિપ્ત તુલસી–રામાયણ બનાવ્યું હોય તો બાને ખૂબ કામ લાગે. તેથી એમણે રામાયણમાં નિશાની કરવી શરૂ કરી. બાલકાંડ અને અયોધ્યાકાંડના થોડા ભાગમાં નિશાનીઓ કરી હતી. પ્રાર્થનામાં પણ સંક્ષિપ્ત રામાયણ વાંચવાનું જ શરૂ કર્યું. બાપુએ ભાઇને કહ્યું, "દરરોજ બે ચોપાઇનો ગુજરાતી અનુવાદ કરી સુંદર અક્ષરોમાં લખી તમે બાને આપશો તો એમને બહુ સારું લાગશે અને મને પણ સંતોષ થશે." ભાઇએ અનુવાદ શરૂ કર્યો. બાપુ પોતે એ અનુવાદ સુધારતા. પણ પછી તો બાપુના ઉપવાસ વગેરે બીજાં ત્રીજાં કારણોને લઇને બાપુનું બાના રામાયણમાં નિશાન કરવાનું અને ભાઇનું અનુવાદ કરવાનું અધૂરું રહી ગયું.

બાપુના ઉપવાસ વખતે સાંજની પ્રાર્થના પછી બાને રામાયણની ચોપાઇનો અર્થ સમજાવવાનું મારે ભાગે આવ્યું. અને પછી એ કામ મારે માથે જ રહ્યું. બા ખૂબ ધ્યાનપૂર્વક અર્થ સાંભળતાં. જ્યાં બહુ જ ધર્મભાવથી નીતરતી ચોપાઇઓ આવતી અથવા ખૂબ કરુણરસ આવતો, ત્યાં બા પોતે જ આલોચના કરતાં. આ ક્રમ લગભગ એમના મૃત્યુ સુધી ચાલુ રહ્યો. મૃત્યુના બેએક દિવસ પહેલાં બા બહુ થાકેલાં લાગતાં હતાં,

આંખો બંધ કરી પડયાં હતા. મેં પૂછયું, " બા, આજે રામાયણનો અર્થ કરીશું ?"

બાએ આંખો ખોલી, " પૂછે છે શું કે અર્થ કરીશું ? રામાયણ લાવીને અર્થ કરવો શરૂ કેમ નથી કરતી ?" બાએ જરા ચિડાઈને જવાબ આપ્યો.

મેં કહ્યું, " તમે થાકેલાં લાગતાં હતાં એટલે મેં પૂછયું. "

બાએ શાંતિથી કહ્યું, " પણ સૂતાં સૂતાં રામાયણનો અર્થ સાંભળવામાં મને શું થાક લાગવાનો હતો ? અર્થ કરી સંભળાવ. "

તુલસી રામાયણ ઉપરાંત બપોરે બાપુએ બાને બાળરામાયણ વાંચી સંભળાવ્યું. પછી વાલ્મીકિ–રામાયણનો ગુજરાતી અનુવાદ વાંચી સંભળાવ્યો. બા બેસીને આ સાંભળતાં. પણ બાપુજીને જલદી પૂરું કરવું હતું, અને બા બા બધો વખત બેસી નહોતાં શકતાં, એટલે એ પણ મેં વાંચી સંભળાવવા માંડયું. પાછળથી આ કામ મનુએ લઈ લીધું. મનુએ બાને આખું વાલ્મીકિ–રામાયણ વાંચી સંભળાવ્યું. બપોરે જમતી વખતે હું બાપુ પાસે સંસ્કૃત વાલ્મીકિ–રામાયણ વાંચતી. બા પણ તે વખતે બેસતાં અને ખૂબ રસથી સાંભળતાં. બાની માંદગી વધ્યા પછી સંસ્કૃત રામાયણનો અભ્યાસ બંધ કરવો પડયો નહિ તો એમાંથી પણ સંક્ષિપ્ત રામાયણ બનાવવાનો બાપુનો વિચાર હતો. બાલકાંડ અને અયોધ્યાકાંડનો થોડો ભાગ તો કર્યો પણ હતો.

ગુજરાતી વાલ્મીકિ–રામાયણ પૂરું થયા પછી મનુએ બાને ' બારડોલીના સત્યાગ્રહનો ઇતિહાસ ' વાંચી સંભળાવવા માંડયો. પણ બાએ એમ કહી તે બંધ કરાવી દીધો કે, ' આ બધું તો હું જાણું છું. ' બાને ધાર્મિક પુસ્તકોમાં વધારે રસ હતો, એટલે ભાગવત મંગાવ્યું અને આખું ભાગવત પૂરું કર્યું. પછી પણ એકાદશી જેવા ખાસ દિવસોએ બા ભાગવત સાંભળતાં. છેવટના દિવસોમાં બાએ ફરીથી નિયમિત રીતે ભાગવત સાંભળવું શરૂ કર્યું. સાંજે ચારથી સાડા ચાર હું ભાગવત વાંચી સંભળાવતી. કોઇ મળવા આવતું તો વાંચવાનું બંધ રહેતું. એક વખત પાંચ છ દિવસ સુધી રોજ મુલાકાત આવી જે દિવસે કોઈ ન આવ્યું તે દિવસે પણ હું ભાગવત વાંચવા ન ગઇ. ક્રમ તૂટી ગયો. બાની માંદગી વધવાને કારણે મારે રાત્રે પણ સારી પેઠે કામ રહેતું હતું, તેથી હું બપોરે ઊંઘી ગઇ. ભાગવતને વખતે જાગી તો ગઇ, પણ થાકેલી હતી એટલે આળસ કરી ગઇ. મનને મનાવી લીધું કે, બાને આજે ભાગવત કદાચ યાદ જ નહિ આવે. પણ બા થોડાં ભૂલે ? એમણે મનુને બોલાવીને એની પાસે ભાગવત વંચાવ્યું. ત્યાર પછી જે થોડા દિવસ એમણે ભાગવત સાંભળ્યું, તે મનુએ જ વાંચી સંભળાવ્યું. મારી ફરીથી સંભળાવવા જવાની હિંમત ન ચાલી. પણ આજે મનમાં એનો પશ્ચાત્તાપ થયાં કરે છે. મને ખબર હતી કે મારી પાસેથી ભાગવત સાંભળવું બાને વધારે ગમે છે. કેમ કે હું થોડો થોડો અર્થ પણ સમજાવતી હતી. એક દિવસ આળસ કરી, પણ બીજા દિવસથી ગઇ હોત તો બા મને જરાક કહી સંભળાવત, પણ મનમાં તો ખુશ જ થાત. પણ હું એ ન કરી શકી. હું ઘડીભર ભૂલી ગઇ કે, જીવન ક્ષણભંગુર છે, સેવાની તક મળે એને કયારેય છોડવી ન જોઇએ.*

* તાજેતરમાં અમદાવાદના નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલ શ્રી. વનમાળા પરીખ અને ડૉ. સુશીલા નાયર રચિત પુસ્તક " અમારાં બા "માંથી સાભાર ઉધ્ધૃત.

# અખિલ હિંદ મહિલા પરિષદ

## ગુજરાત શાખા અમદાવાદ તરફથી યોજાયેલી દુધ સપ્તાહ

અખિલ હિંદ મહિલા પરિષદ અમદાવાદ શાખાએ તા. ૧૯—૨૦—૨૧ ફેબ્રુઆરીએ માધવબાગમાં તેમજ તા. ૨૩, ૨૪ તથા ફેબ્રુઆરીએ દરિયાપુરમાં, સપ્તાહ યોજી હતી જેમાં માધવબાગમાં તા. ૧૯મીએ દુધ સંબંધી મેજીકલેન્ટર્ન તથા સિનેમા સાથે ભાષણ, તા. ૨૦ મીએ બાળઉછેર સંબંધી ભાષણ તેમજ તા. ૨૧ મીએ બેબી શો. ૭ મહીનાથી એક વર્ષ સુધીના બાળકોની તંદુરસ્તીની હરીફાઇ વિ. યોજાયાં હતાં. આજ પ્રમાણે દરિયાપૂરમાં ઉપરના કાર્યક્રમો તા. ૨૩, ૨૪ તથા ૨૫ મીએ રાખવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત ગરબાની, રંગોળીની તેમજ રસોઇની હરીફાઇઓ ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટ્યુટમાં રાખવામાં આવી હતી.

પ્રદર્શનમાં દુધના ગુણો બતાવતા નકશા, સારા તંદુરસ્ત દુધાળા ઢોર, તેમને રાખવાના સ્વચ્છ તબેલા, દુધ કહાડવાના વાસણો, તાજા દુધમાં વાસી દુધનો ભેળ, દુધ સાચવવાની તેમજ ગરમ કરવાની કળા, વિ. નકશા તથા છબીઓ ખૂબ જ આકર્ષક રીતે મુકવામાં આવ્યા હતાં.

આરોગ્યની દૃષ્ટીએ દુધ એ ઉત્તમ ખોરાક છે. ઉંચી જાતના પ્રોટીન્સ, મોટાં પ્રમાણમાં ક્ષાર, લોહ અને વીટામીન્સ હોવાને લીધે તેમજ સહેલાઇથી પચે તેવી ચરબી હોવાને લીધે દરેક સ્થિતીના માણસોનો ઉત્તમ ખોરાક છે. પોષણ માટે જરૂરી અને ઘણી ઉંચી જાતના પ્રોટીન્સ દુધમાં હોય છે તેને કેસીનોજન અને લેક્ટોઆલ્બ્યુમન કહે છે. તે વિગેરે રહમજાવવામાં આવ્યું હતું.

ખોરાક પ્રદર્શનમાં સંપૂર્ણ ખોરાક કોને કહેવાય, યોગ્ય ખોરાક શો, સગર્ભા સ્ત્રીની સંભાળ વગેરે બાબતોના નકશા, ચિત્રો, અને પૂતળાં બતાવવામાં આવ્યાં હતાં. દરિયાપૂરમાં દરેક કાર્યક્રમોમાં મજુર બેનોએ પણ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

બેબી શો—માધવબાગ તથા દરિયાપુરમાં રાખવામાં આવ્યા હતા. ૭ માસ સુધીના તેમજ ૬ થી ૧૨ માસ સુધીના બાળકોને પહેલું ઇનામ રૂ. ૩)નું તેમજ રજું ઇનામ રૂ. ૨)નું એમ જુદી જુદી હરીફાઇ થઇ હતી. આ હરીફાઇમાં પાટીદાર, બ્રાહ્મણ, રાવળ, હરીજન, મુસલમાન, લોધા, દક્ષણી જાતના બાળકોએ ભાગ લીધો હતો અને એ જાતના બાળકો જ ઇનામ છતી ગયાં હતાં.

*

તા. ૨૪ મીએ ભોળાનાથ સારાભાઇ લેડીઝ ઇન્સ્ટીટ્યુટમાં રસોઇ, રંગોળીની હરીફાઇ તેમજ પ્રદર્શન હતું. ખોરાકની દૃષ્ટિએ પ્રદર્શન ઘણું જ ઉપયોગી હતું. શાકની ઉપયોગીતા તેમજ તેના ગુણો કોષ્ટકો દ્વારા બતાવવામાં આવેલા. અત્યારના સંજોગોમાં ભાવોની મોંઘવારીમાં, સામાન્ય પ્રજા ઓછામાં ઓછી કીંમતે મળતી ચીજોનો ઉપયોગ કરે અને કઇ કઇ વસ્તુમાં શું શું છે એનો ખ્યાલ મેળવે એ ઇરાદાથી આ પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. ખોરાકનું એક મુખ્ય કામ શરીરને ગરમી આપવાનું છે. એ ગરમી કેટલી તે માપને કેલેરી કહે છે. એક માણસને એક દિવસમાં સરેરાશ ૨૫૦૦ કેલેરી આપે તેટલો ખોરાક જરૂરી છે. જુદી જુદી વાનગીઓ કેલેરીઝની દ્રષ્ટીએ, વિટામીન્સની દ્રષ્ટીએ તૈયાર કરવામાં આવી હતી. સેપરેટ દુધ, આંબલાનો

ભૂકો, ઉગાડેલું કઠોળ, મગફળીનો ખોળ, ઘઉંની કાંજી વિ.ની ઉપયોગીતા અને તેના અમૂલ્ય ગુણો સમજાવવામાં આવ્યા હતાં. ખાસ કરીને પારસી તેમજ દક્ષણી બહેનોના નમુના વખાણવા લાયક હતા. ખાંડની તંગીના દિવસોમાં ખજુર, મધ અને ગોળની ચીજો બાળકોના નાસ્તા માટે કેવી રીતે બનાવી આપવી તે બતાવ્યું હતું. વીટામીન્સ આવે માટે અઠવાડીઆના સાતે દિવસ માટે જુદુ જુદુ કચુંબર, બાર આનામાં શરીરને પુષ્ટી મળે એટલી કેલેરી પૂરી પાડે એવી તૈયાર થાળી વિ. પ્રદર્શનમાં આકર્ષક વસ્તુઓ હતી.

મુક્તાહાર એટલે શરીરને જોઇતાં સર્વ તત્ત્વો પૂરાં પાડે તે પ્રમાણેનો ખોરાક દરરોજ ઘઉં ૦। શેર, બાજરી ૦। શેર, ચોખા ૦। શેર, કઠોળ નવટાંક, ઘી અધોળ, તેલ એક રૂપિયાભાર, ગોળ એક રૂપિયાભાર, ખાંડ અધોળ, ફળો આશરે ૦। શેર, લીલાંશાક પોણોશેર પાંદડાવાળા અને વગરનાં, દુધ ૧। શેર. ઉપર મુજબ લેતાં માથાદીઠ રોજનું ખર્ચ એક રૂપિયાથી પણ વધારે થાય.

રસોઇની હરીફાઈમાં બે વિભાગ હતાં. એક વિભાગમા માંદાની ચીજો-' ટામેટાનો સુપ અને ખાખરા ' અને બીજા વિભાગમાં " ગોળપાપડી તેમજ પાતુડી " એમ સાજાનો ખોરાક-એમ યોજના હતી.

રસોઇની હરીફાઈમાં ચાર બહેનોએ માંદાનો ખોરાક અને બે બહેનોએ સાજાનો ખોરાક તૈયાર કર્યો હતો.

જેમાં શ્રી જસુમતીબહેન પરીખ અને જસુમતીબહેન ઠાકરને માંદાના ખોરાક બનાવવા માટે અનુક્રમે પહેલું તથા બીજું ઇનામ તથા શ્રી કમળાબહેન નાયક અને સુમનબેન જોષીને સાજાનો ખોરાક બનાવવા માટે અનુક્રમે પહેલું અને બીજું ઇનામ મળ્યું હતું.

આ સપ્તાહમાં ખોરાક ઉપરાંત તન્દુરસ્તીનું બીજુ અંગ આનંદ તેને પણ વિસારવામાં આવ્યું નહોતું. જીવનમાં આનંદને પણ સ્થાન જરૂર છે. જો આનંદ તદન સ્વાભાવીક રીતે ન ઉત્પન્ન થાય તો તેને ઉત્પન્ન કરવા સાધનો રાખવાં જોઇએ અને આનંદને જન્મ આપવા પ્રયત્ન કરવો જોઇએ. આનંદની પ્રેરણામાં સંગીત બહુ ઉપયોગી સાધન છે. તેમાં સ્ત્રીઓને પ્રિય અને ગુજરાતી સ્ત્રીઓને પ્રિય ગુજરાતણના ગરબા છે. આ સમુહસંગીત ગુજરાતની બહેનોની અમૂલ્ય કળા છે. એ કળાને ઉત્તેજન આપવા ગરબા હરિફાઇ પણ રાખવામાં આવી હતી. હરિફાઇમાં ઉત્તમ ગરબા ગાનારી બહેનોની-સંસ્થાને-પારિતોષીક આપવામાં આવી હતી. આ ઇનામ, સર્વ ગુજરાતી બહેનોનાં માનીતાં મુરબ્બી લેડી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠનું શુભ નામ જોડવામાં આવેલું છે એવું વિજયપાત્ર ( Trophy ) હતું. જે સંસ્થાની બહેનો ઉત્તમ ગરબો ગાય તે સંસ્થામાં આ વિજય પાત્ર એક વર્ષ રહે એવી યોજના છે.

આ યોજના હમારી જાણમાં છે તેમ આજથી ૮-૧૦ વર્ષ પર અસ્તીત્વમાં આવી હતી. લેડી વિદ્યાબહેનને ૬૦ વર્ષ પૂરા થતાં સન ૧૯૩૫-૩૬ માં, તેમના માનમાં મણી મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો અને તેને કાયમી સ્વરૂપ આપવા અમદાવાદ શહેરની એક વિજયપાત્ર ( Trophy )ની ગોઠવણ કરેલી હતી. દર વર્ષે અમદાવાદની જુદીજુદી કન્યાશાળાઓની વિદ્યાર્થીનીઓ વચ્ચે ગરબાની હરીફાઇ ગોઠવી જે શાળાનો ગરબો ઉત્તમ જણાય તે શાળાને એક વર્ષ માટે એ વિજયપાત્ર રાખવા આપવું એમ ગોઠવણ થઇ હતી. શરૂઆતમાં બે વર્ષ આ ગોઠવણ અમલમાં મૂકાઈ હતી. પછી અમદાવાદની

[ પૃ. ૫૬ પર ચાલુ ]

# લગ્નના જાપાની રીતરિવાજ

વિવાહ—લગ્ન સામાજિક જીવનનું પહેલું પગથિયું છે. ગૃહસ્થજીવન ત્યાંથી શરૂ થાય છે. પાશ્ચાત્ય દેશોની અસર તળે જાપાન આવ્યું તે પહેલાં ત્યાં ઘર આંગણે—ઘરમાં લગ્ન થતાં હતાં; પરંતુ પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર પછી ત્યાં લગ્ન મંદિરમાં થવા લાગ્યાં. યુરોપમાં લગ્ન દેવળમાં થાય છે, એ રિવાજ જાપાને અપનાવ્યો ને તે એટલો બધો પ્રચલીત બની ગયો કે અમાતેરાસૂ નામે સૂર્યદેવીનાં મંદિરમાં જ લગ્ન થાય એવો નિયમ બંધાઇ ગયો, ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે કે જાપાનમાં સૂર્ય પુરુષદેવતા નથી, પણ સ્ત્રીદેવતા છે, લગ્નવિધિ વખતે શિન્તો—પુરોહિત માત્ર આમાતેરાસૂનું પુજન કરાવે છે એમ નથી, ઇજાનમી અને ઇજાનગી નામે સૃષ્ટિસર્જક યુગલની પૂજા પણ તે કરાવે છે.

આ સૃષ્ટિસર્જક યુગલ વિષે ત્યાં એક ખૂબ મઝાની કથા ચાલે છે કે સૃષ્ટિ નહોતી ત્યારે એ બંને આકાશમાં રહેતાં. એ પછી તેમણે સૌ પ્રથમ જાપાનની ધરતી પર જન્મ લીધો. ત્યાં તેમણે એક વિશાળ મહાલય બનાવ્યો અને તેની આસપાસ ફરવા લાગ્યાં. અચાનક બંનેની ચાર આંખો ભેગી થઈ, એ પછી તેમણે લગ્ન કર્યાં. આ યુગલથી સૃષ્ટિના કાર્યની શરૂઆત થઇ, અને એને લીધે જાપાનની આટલી વસ્તી છે. ગમે તેમ હોય. પણ લગ્નવિધિ પ્રસંગે એમની પૂજા ખૂબ જ જરૂરી છે. તેઓ સૃષ્ટિના આદિ સ્ત્રીપુરુષ છે, ને તેથી તેમનું પૂજન અનાદિ કાળથી ચાલતું આવેલું છે.

જાપાન અને કોરિયામાં હિંદની માફક બ્રાહ્મણ અને નાયી મારફતે લગ્નની વાતચીત ચાલે છે ને નક્કી થાય છે, પણ હમણાં હમણાં નવો ચીલો એ પડયો છે કે વિવાહ—સગપણ—નક્કી થયા પછી વરવહુ મળે છે. કોઇ સગાંસ્નેહીને ઘેર, કોઇ હોટલસિનેમા, બાગબગીચા કે મિજલસ—મેળાવડામાં તેઓ એક બીજાને નિહાળી લે છે. એ દૃષ્ટિમિલન પછી વરની-પસંદગી પર બાકીની વિધિનો આધાર રહે છે. કન્યાની પસંદગીનો પ્રશ્ન જ નથી. જૂની પુરાણી પ્રણાલિકા સામે હવે અસંતોષ ને વિરોધનો અગ્નિ ધૂંધવાતો જાય છે ખરો.

વરની પસંદગીની સંમતિ મળતા વેંત જ બંને પક્ષના ઘરડેરાંઓ લગ્નની—લેણદેણ, પહેરામણી, દાયજો વગેરેની વાતોમાં ગુંથાય છે. એ વિધિ જ્યાં પુરી થઇ કે જોષી મહારાજને તેડું થાય છે. જે મહુરત કાઢી લગ્નના ત્રણ દિવસ પહેલાં વરવાળાને ત્યાં કન્યાપક્ષ તરફથી કેટલીક વસ્તુઓ મોકલવામાં આવે છે. એ વસ્તુઓમાં ઘર ઉપયોગની ઘણીખરી ચીજો હોય છે, પલંગ, પથારી, પેટીઓ, કબાટ, કપડાંલત્તાં, વાસણકુસણ વગેરે. આ રિવાજ હિંદમાંના પહેરામણીના રિવાજને મળતો છે. લગ્નને દિવસે કન્યાને ઘેર એક વિધિ થાય છે. કન્યા સાદાં કપડાં પહેરીને માબાપ, સગાંઓ, સખીઓ વગેરે પાસેથી વિદાય માગે છે. જાપાનમાં સફેદ રંગ રૂદન-વિલાપ વેદનાનો પ્રતિક મનાય છે, એટલે વિદાય લેતી વખતે કન્યા સફેદ વસ્ત્રો પહેરે છે. બીજા કોઇ પણ રંગનાં કપડાં તે દિવસે પહેરાતાં નથી. વિદાય વખતે માબાપ અને કન્યા ખૂબ લાગણી બતાવે છે ને રડે છે. પાશ્ચાત્ય દેશોની લગ્નવિધિમાં આ પ્રકારનો માનવસ્વભાવ વ્યક્ત થઇ શકતો નથી. યરોપ-

અમેરિકામાં તો લગ્ન પ્રસંગે આંસુ વેરવાં એ અપશુકન મનાય છે.

કન્યાનો બાપ રડતાં રડતાં એક તલવાર લાવીને કન્યાના હાથમાં મૂકે છે. એ તલવાર આત્મસંરક્ષણને માટે આપવામાં આવે છે. ને તેને વીર પ્રજાના વીરત્વના ચિન્હ તરીકે ઓળખવામાં આવે છે.

હિંદુઓમાં જે રીતે શબને ઘરમાંથી લઇ ગયા પછી ઘર લીપી ધોઇને સ્વચ્છ કરવામાં આવે છે અને હોમહવનથી શુદ્ધ પવિત્ર કરવામાં આવે છે તેમ પિતાના ઘેરથી કન્યા વિદાય થઇ જાય પછી જાપાનમાં આખું ઘર ધોઇને પવિત્ર કરવામાં આવે છે.

પહેલાં વરને ઘર આંગણે લગ્નવિધિ થતી, હવે તે મંદિરમાં થાય છે. જે ઘરમાં લગ્નવિધિ થતી તેને સુંદર રીતે સજાવવામાં આવતું હતું તેમ મંદિરોને પણ શણગારવામાં આવે છે. શણગાર સામગ્રીમાં મોટો ઉપયોગ ફુલનો થાય છે જો કન્યા પતિને ઘેર જવાની હોય તો ફુલનો રંગ લાલ હોવો જોઇએ ને જો પતિ પત્નીને ઘેર જવાનો હોય તો ફૂલનો રંગ સફેદ હોવો જોઇએ. આથી લગ્નવિધિ પ્રસંગે વપરાએલા ફૂલોના રંગ પરથી લગ્ન પછી વર વહુને ઘેર જશે ને ઘરજમાઇ બનશે કે વહુ વરને ઘેર જશે તે લોકો સહેલાઇથી સમજી જાય છે. કન્યાનાં પિતાને એકે પુત્ર નહિ હોય તો જમાઇને લીલાલહેર પડે છે.

લગ્ન મંદિરમાં કે વરને ઘેર ગમે ત્યાં થાય તો પણ લગ્નને બીજે દિવસે વરવહુ બને વહુને ઘેર જાય એવો શિરસ્તો છે પણ પાશ્ચાત્ય જીવનની અસરને પરિણામે વરવહુ મધુરજનિ માટે કોઈ સૌન્દર્યભર્યા સ્થાને જાય છે. ત્યાંથી પાછા ફર્યા બાદ વહુના પિતાની મુલાકાત લઇ આવે છે. તે પછી એ દંપતી સંસારયાત્રા શરૂ કરે છે.

જાપાનમાં નવપરિણિત વરવધૂને મિત્રો અને સગાંસ્નેહીઓ ભેટ આપતાં નથી. સર્વ વસ્તુઓ માટે વિશાળ સ્ટોરમાં પૈસા ભરી તેની કૂપન લઈ આવે અને તે પાવતી વરવધૂને આપે. વરવધૂ એવી રોકડ પાવતીઓ એકત્ર કરે અને પોતાના ભાવિ ગૃહસંસાર માટે જે જે વસ્તુઓ આવશ્યકતા હોય તે વસ્તુઓ કિંમત પેટે પાવતી આપી ખરીદે છે.

( તા. ૨૮-૩-૪૫ ના "ગુજરાતી પંચ"માંથી )

## અખિલ હિંદ મહિલા પરિષદ

[ પૃ ૫૪નું ચાલુ ]

મ્યુનીસીપલ સ્કુલ બોર્ડે એ હરિફાઇ રાખવાની જવાબદારી સ્વીકારવા ના પાડી અને વિજયપાત્ર પડી રહ્યું. ત્યારબાદ હાલમાં લેડી વિદ્યાગવરી મણી મહોત્સવ સમિતીના મંત્રીએ એ આજના અમલમાં મૂકવા અખિલ હિન્દ મહીલા પરિષદ અમદાવાદ શાખાને વિનંતી કરી. જે તે મંડળે સ્વીકારી અને યોજના અમલમાં મૂકાઈ.

અમદાવાદ મ્યુનીસીપલ સ્કુલ બોર્ડે એ યોજના અમલમાં મૂકવા-જવાબદારી કેમ ન સ્વીકારી*તે હમે સમજી શકતા નથી.

શાળાઓ ઇનામ સમારંભો તો યોજે છે તો સમગ્ર અમદાવાદની કન્યાશાળાઓ વચ્ચે ગરબાની હરીફાઈ યોજી આનંદ સાથે સંગીતને ઉત્તેજન આપવાની જવાબદારી શા કારણથી નહિ સ્વીકારી હોય !

આ હરિફાઈમાં નાટકી પોષાક, હાવભાવને સ્થાન આપવામાં આવ્યાં નહોતાં. સ્વર, લય, અને શબ્દો પર ધ્યાન આપવામાં આવેલું હતું.

હરિફાઈમાં શ્રીયુત ઝવેરચંદ મેઘાણીનું "એકલતા" સૌથી સારી રીતે ગવાયું હતું.

એકંદરે સપ્તાહ સફળ થઇ હતી. આવી સપ્તાહો ગામેગામ અખિલ હિન્દ મહિલા પરિષદ તરફથી યોજાય તો જનતાને ઘણીજ લાભદાયક નીવડે.

# :: આજની સ્ત્રી એ દાગીનો કે પારસલ નથી ::

## વડોદરા સ્ત્રી પરિષદનાં સ્વા૦ પ્રમુખ સૌ. ચંચળબ્હેન પરીખ સ્ત્રીપરિસ્થતિની સમાલોચના કરે છે

આજના શુભ પ્રસંગે આપ સૌને મારા તરફથી અને સત્કાર સમિતિ તરફથી આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે.

શ્રી. સૌ. માતુશ્રી મહારાણી સાહેબના પધારવાથી આપણા આનંદ અને ઉત્સાહમાં વધારો થયો છે. શ્રી. સૌ. મહારાણી સાહેબ સ્ત્રીઓની ઉન્નતિમાં ઘણો રસ લે છે તે માટે વડોદરા રાજ્યની સ્ત્રીઓને ગૌરવ લેવા જેવું છે અને તેઓ તેમનો અંતઃકરણથી આભાર માને છે.

આપણા પ્રમુખશ્રી સૌ. હંસાબ્હેનની ઓળખાણ આપવાની મને કંઇ જરૂર લાગતી નથી. એ બેન-તો વડોદરા રાજ્યના ખુણે-ખુણામાં જાણીતાં છે. સ્ત્રીઓ સાધારણ રીતે પિતા અગર પતિના નામથી ઓળખાય છે, પણ આ બેને તો તેમના પિતા તથા પતિ ઘણા મોટા માણસો- હોવા છતાં આપબળે અને સ્વપરાક્રમથી સમાજમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. એકલા વડોદરા રાજ્યમાં જ નહિ પણ હિન્દુસ્તાનમાં તેમજ હિન્દુસ્તાન બહાર પણ શ્રીમતી હંસાબેનનું નામ જાણીતું છે. તેઓ ઘણી પ્રવૃત્તિવાળાં છે, તેમ છતાં સ્ત્રીઉન્નતિ માટે તેઓ ખાસ કાળજી ધરાવે છે.

આવા પ્રમુખને મેળવવાથી મને લાગે છે કે આપણે શુભ શરૂઆત કરી છે. મને ખાત્રી છે કે તેમની દોરવણી નીચે આપણે આપણું કાર્ય ફત્તેહમંદ રીતે પાર પાડીશું અને એ રીતે પરિષદ ભરવાનો હેતુ બર આવશે.

### સ્ત્રી એટલે-દાગીનો કે પાર્સલ ?

બીજા દેશોની સ્ત્રીઓથી આપણે બહુ પાછળ છીએ. હવે આળસ કરવી એ આપણુને ન પરવડે. મુઠ્ઠીભર કેળવાયલી બેનોથી આપણું શ્રેય નહિ થાય. જમાનાને અનુસરીને આપણે આપણા આચાર વિચાર ફેરવવા જોઇએ. કેટલીક વખતે મારા સાંભળવામાં આવ્યું છે કે સ્ત્રી એટલે એક દાગીનો અગર પારસલ. આ જમાનામાં આવા શબ્દો સાંભળવામાં આવે તે આપણા સ્વમાનને હાનિકારક છે. અજ્ઞાન બહેનો તો હસી કુહાડે, પણ કેળવાયલી બેનને તો તેથી જરૂર લાગી આવે. આપણી બેનોને અજ્ઞાનતામાંથી બહાર લાવવા માટે કેળવાયલી બેનોએ ઘણો પરિશ્રમ લેવો પડશે, અને હું ધારૂં છું કે, આપણા વિદ્વાન પ્રમુખની સુચના પ્રમાણે આપણે ખંત અને ઉમંગથી કામ કરીશું તો આ પરિષદનો હેતુ અને બહેનોની મહેનત સફળ થશે.

### લાભ લેવો એ આપણા હાથની વાત છે

શ્રીમંત મહારાજા સાહેબે સ્ત્રીઓની કેળવણી માટે ઘણું કર્યું છે, પણ તેનો લાભ લેવો તે આપણા હાથની વાત છે. વડોદરા રાજ્યમાં સ્ત્રીઓ નીરક્ષર ન રહેવી જોઇએ એવી હું ઉમેદ રાખું છું.

વડોદરા રાજ્યની આ પહેલી પરિષદ છે, તેને જો સફળ બનાવવી હોય તો પ્રમુખ બેનની દોરવણી હેઠળ આપણે મન મૂકીને કામ કરવું જોઇએ. એમાં કંઇ પૈસાની જરૂર નથી. બેનો તરફની લાગણીની જરૂર છે. હું કંઇ એમ કહેવા નથી માગતી કે તમારાં ઘર અને છોકરાંઓની સંભાળ રાખશો નહીં, પણ એ બધાને સાચવીને થોડોક વખત કામ કરીશું, તો જ આગળ આવી શકાશે, અને

સંસારમાં કચડાતી બ્હેનોનો આશીર્વાદ મેળવી શકાશે.

### પરિષદનું ધ્યેય

દરેક બેન સ્વાશ્રયી બને અને ગમે તેવા સંકટમાં ન ગભરાતાં પોતાનો રસ્તો શોધી લે, તો જ પરિષદનું ધ્યેય સચવાય અને કાર્ય કરનાર બેનોએ લીધેલા શ્રમનું ધારેલું પરિણામ આવે.

ન્યાતજાતનો ભેદભાવ રાખ્યા સિવાય કામ કરવું જોઇએ. આ બાબત બેનોએ ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

વડોદરા શહેરમાં કેટલીક સ્ત્રીસંસ્થાઓ છે. મારા ધારવા પ્રમાણે સ્ત્રીઓનું સંગઠન થાય તો કામ કરવાનું સુલભ બને. પણ આવું પરિણામ લાવવા માટે સારા બંધારણની જરૂર છે.

### હાલનો મુશ્કેલીભરેલો અનાજપ્રશ્ન

હાલમાં અનાજનો પ્રશ્ન બહુ મુશ્કેલી ભરેલો છે, તેને માટે પણ આપણે કાંઇક યોજના ઘડી કાઢવી જોઇએ જેથી ગરીબ લોકોનું દુઃખ હલકું કરી શકાય.

આવા હાડમારીના વખતે જુદે જુદે સ્થળેથી પ્રતિનિધી બેનોએ ઘણી અગવડ વેઠીને હાજરી આપી છે, તે ઉપરથી લાગે છે કે એમને જાણવાની તથા કામ કરવાની ઉમેદ છે. હાલની મુશ્કેલીના વખતમાં પ્રતિનિધી બેનોની આગતા સ્વાગતા અમારાથી બરાબર થઇ શકી નથી, એ અમે સારી રીતે જાણીએ છીએ. પરંતુ અમારી ત્રુટીઓ હોય તે તમે ઉદાર મનથી નિભાવી લેશો.

હું આશા રાખું છું કે, આવતી પરિષદ પહેલાં જ આ ભયંકર લડાઇનો અંત આવી ગયો હશે અને શાન્તિમય વાતાવરણ સ્થપાયું હશે.

છેવટે હું એટલું કહેવા માગું છું કે, આ પરિષદમાં જે ઠરાવો કરવામાં આવે, તેનું પાલન કરી આપણી ફરજો આપણે અદા કરવી જોઇએ.

અંતમાં શ્રી. સૌ. માતુશ્રી મહારાણી સાહેબને, માનવંતા પ્રમુખને, અને પ્રતિનિધી બેનોને મારા અંતરના ઉમળકાથી ફરીને આવકાર આપી હું મારું ભાષણ સમાપ્ત કરું છું.

# માનવસમાજ અને રાષ્ટ્રઘડતરનો સાચો પાયો

## શ્રી. સૌ. મહારાણી સા. સમજાવે છે: "गृहिणी गृहमुच्यते"નો સાચો અર્થ

શ્રીમતી સૌ. મહેતા અને સન્નારીઓ,

આજના શુભ સંયોગ પર આપ સર્વને અહીં પધારેલાં જોઇ મને ઘણો આનંદ થાય છે. કેટલાંક બહેનો તો રાજ્યના દુર દુર ભાગમાંથી પરિષદમાં ભાગ લેવા પધારેલાં છે. હું ઇચ્છું છું કે તેઓ સર્વનો વડોદરાનો ફેરો સુખદાયી અને આલ્હાદજનક થાય.

### ઉદાત્ત હેતુ

હું જાણું છું તે પ્રમાણે આપણા વડોદરા રાજ્યની સ્ત્રીઓની સંસ્થાઓ જે જુદે જુદે સ્થળે છે, તે સર્વ સંસ્થાઓ એકત્ર થઇ "અખિલ ભારતીય સ્ત્રી પરિષદ "ની એક શાખા જ બની રહે, એમ કરવા આપ માગો છો આ આપનો ઉદાત્ત હેતુ ખરેખર સ્તુત્ય છે. આપની આ યોજનાની વિચારણામાં અને તે દ્વારા ભવિષ્યમાં જે શુભ મહાન કાર્ય કરવા આપ આશા રાખો છો, તેને અંગે પ્રભુ આપને સહાય કરે, અને આપ સર્વને યશ મળે, એ શુભ વાચ્છના પ્રદર્શિત કરવાની તક લઉં છું.

તુલનાત્મક દ્રષ્ટિથી વિચાર કરીએ તો આપણે કહી શકીએ કે આપણા દેશમા સ્ત્રીઓની પરિસ્થિતિ એવી છે કે તે સુધારવાને સર્વ દિશા તરફથી મોટી સહાનુભૂતિની જરૂર છે. સ્ત્રીઓની ઉન્નતિ સાધવા ગઇ અરધી સદીમાં, આપણા વડોદરા રાજ્યે જે સુધારાઓ દાખલ કર્યા છે, તે આપણને અભિમાનનું કારણ છે. આપણે જાણીએ છીએ કે સ્ત્રી-શિક્ષણના સવાલને અંગે વડોદરા રાજ્ય હરહંમેશ સ્ત્રીઓને અનેક સાધનસામગ્રી પૂરાં પાડે છે. સમાજમાં સ્ત્રીઓનું ગૌરવ અને



સ્વમાન સચવાય એ ઉદ્દેશ ધ્યાનમાં રાખી, જ્યાં અને જ્યારે નિયંત્રણાની જરૂર લાગે તેવે ટાંકણે સ્ત્રીઓની મુસ્કેલી દુર કરવા કાયદામાં પણ સુધારા કરવા વડોદરા રાજ્ય તત્પર છે.

### એ નાનુંસૂનું કામ નથી

મારી અંગત માન્યતા છે કે, સ્ત્રી-કેળવણીમાં એવું તત્ત્વ તો સચવાઇ રહેવું જ જોઇએ કે જે તેમને ભવિષ્યમાં ગૃહકાર્યને અંગે કૃત્તેહમંદ બનાવી શકે. ગૃહકાર્ય અને કૌટુંબીક જીવન અને તેની આનુષંગિક ફરજ એ કાંઇ નાનુંસુનું કામ નથી. માનવસમાજ અને રાષ્ટ્રના ઘડતરનો ખરો પાયો તો સ્ત્રીઓને હાથે ઘરઆંગણે જ નખાય છે

અને એવું જ સૂક્ષ્મ તત્વ આપણા જુગજુના સૂત્ર "ગૃહિણી ગૃહમુચ્યતે"માં સચવાઇ રહ્યું છે. આધુનિક કાળમાં તો તદઉપરાંત પુરૂષ અને સ્ત્રીને 'સમાન હક્ક' એ સૂચક પ્રેરણા આપણા પાસે રજૂ થાય છે. હું માનું છું કે સ્ત્રીઓની પવિત્ર ફરજો સાથે સાથે આ જમાનો તેમના પર મોટી જોખમદારી મૂકે છે અને સર્વાંગે તેને પહોંચી વળવા હવે સ્ત્રીઓએ તૈયાર થવાનું છે.

### સર્વસામાન્ય જીવનક્ષેત્ર

સ્ત્રીઓ પોતાનાં કર્તવ્ય ઉપરાંત પુરૂષને કરવાનાં કાર્યો પણ બહાદુરીથી અને ઉમંગથી કરી શકે છે, એ વાત વર્તમાન વિગ્રહે હાલ સિદ્ધ કરી છે. જ્યારે આટલું કહેવું જ પડે કે પુરૂષ ઘરકામકાજની વ્યવસ્થામાં સ્ત્રીની બરોબરી કરી શકતો નથી. આપણાં બહેનો-માંથી કેટલાંક સુશિક્ષિત બહેનો વિજ્ઞાન અને કલામાં ભલે જીવન અર્પણ કરે પણ 'ગૃહ' એ જ સર્વસામાન્ય 'જીવનક્ષેત્ર' રહેવું જોઇએ. 'ગૃહ'ને જ પ્રેમ અને પવિત્ર ભાવનાથી ઉજળું રાખવામાં જ ખરું સ્વાત્માર્પણ છે અને તે જ મોટી સેવા છે એમ હું માનું છું: "One good mother is worth a thousand schoolmasters" આ એક અંગ્રેજ લેખકનું વાક્ય અક્ષરશઃ સાચું છેઃ પોતાના ઘરનું વાતાવરણ પવિત્ર અને જીવનપ્રવાહ પ્રસરાવતું કરવોથી આખા સમાજની સુધારણા થાય છે, 'ઘર' ખરી માનવતા સાધવાનું સાધન છે, અને એક માતા છોકરાંઓ પર પ્રેમદ્વારા સચ્ચરિત્રનો અખંડ પ્રવાહ વહેતો રાખી શકે. આપણા પ્રાચીન કાળના સતી નારીઓનાં દૃષ્ટાંત આપણા પાસે ગૃહદેવીઓ તરીકે સદા જીવન્ત છેઃ મારે યાદ આપવું જ પડે, દૃષ્ટાંત ખાતર કે મહાન શિવાજીનું ઘડતર જીજામાતાને જ આભારી છે.

પોતાનું આ અતિ ઉદાત્ત અને પવિત્ર કાર્ય સ્ત્રીઓ કેવી રીતે પાર પાડી શકે, તેને માટે કયાં પગલાં ભરવાં જોઇએ, કી યોજનાઓ કરવી જોઇએ આ સર્વ વાતનો પુરો ખ્યાલ આજ અત્રે આપી શકાય નહિ, પણ આ સર્વ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખી સ્ત્રીઓના કર્તવ્યનો ઉંચામાં ઉંચો આદર્શ આપણે સતત આપણા સન્મુખ રાખશું અને મને સંપૂર્ણ ખાતરી છે કે આવો ઉમદા આદર્શ સ્ત્રીજાતિને સદા જે તે કાળે વચ્ચે આવતાં વિઘ્નો દુર કરવા શક્તિવાન બનાવશે, ખરો યુગધર્મ શિખવશે અને પરિણામમાં એવાં તો ફતેહમંદ કરશે કે અખિલ વિશ્વ, સ્ત્રીઓને સાચી રીતે ઓળખી તેમની સર્વાંગે સમાજ-જીવનમાં બહુ મુલી કિંમત આંકશે.

આપના આ કાર્યમાં ફરી એક વાર આપ સર્વને સફળતા ઇચ્છી 'આ પરિષદ' ખુલ્લી મુકાએલી જાહેર કરૂં છું.

## યુદ્ધ-નાદે

નિર્દોષ પંખી ભયથી વિંધાયાં
શિશુ અનેકો ઘર-તળ લપાયાં
જેનાં હતાં તેનાં રહ્યાં ના
કોણે ગજાવ્યા વિષનાદ એવા ?

(૨)

સ્ત્રીઓ થઇ રત યુદ્ધ કાર્યે
ધાવણ લપાયું પર રક્ત વિશે
કંકણ કપાયાં કંઇ યુદ્ધ ચક્રે
કોણે ગજાવ્યા વિષનાદ એવા ?

(૩)

માનવ શિકારી માનવ વિંધે છે
અદૃશ્ય સિદ્ધિ કાજે ઝુરે છે
ભોક્તા ને ભોગ્ય ! રે કોણ રહેશે ?
કોણે ગજાવ્યા વિષનાદ એવા ?

(૪)

આભુષણોની જીદ કોઇ લે ના
ખોરાક, કપડાં, બળતણના ફાંફા
વિરમી ગયાં છે વિલાસી જીવડાં
કોણે ગજાવ્યા વિષનાદ એવા ?

શ્રી. વિલોચન

## દૂર રહ્યું એ બોલાવી !

દિન વિલાતાં
ઊતરે જ્યાં ત્યાં
ધરતી કયારે
રાત્રિના અકલિત ઓળા.

વાયુ કેરી
સુરભિ ઘેરી
શીતલ લ્હેરી
કૈં કૈં લાવે ભણકારા.

સાયર રાણો
ઘૂઘવે શાણો
અગણિત ગાનો
શ્રવણે કૈં મુજ પડતાં આ !

આકાશે જે
તારા ટમકે
અંતર મ્હારે
જગવે સ્વપ્નતણી માળા.

દૂર અંધારે
ડુંગર ધારે
આતમ તારે
દિલ રહ્યું કો ગણકાવી.

ને ઉર સારે
થાયે મ્હારે
કે અણુંસારે
વારે વારે
દૂર રહ્યું એ બોલાવી !

શ્રી. 'જશભાઇ પટેલ'

# :: આજની સ્ત્રીની આર્થિક પરતંત્રતા



## વડોદરા સ્ત્રી પરિષદના પ્રથમ

વડોદરા રાજ્ય મહિલા પરિષદના ૧ લા અધિવેશનનું પ્રમુખપદ મને આપીને આપે મને બહુ જ ઉપકારી કરી છે ઉપરાંત, આજ અત્યારે અહીં - આપે જે શબ્દોમાં મારા વખાણ કર્યાં અને આપે મારો જે સત્કાર કર્યો, તેને માટે પણ હું આપનો આભાર માનું છું.

પણ આપે કહ્યું તેમ હું કંઇ વડોદરામા મહેમાન નથી. વડોદરાને તો હું હમેશાં મારૂં ગણું છું. વડોદરાની પ્રગતિમા મને રસ છે અને હમેશાં રસ લઇશ.

અખિલ મહિલા પરિષદની અહીંની શાખાએ આ પરિષદ ભરી સુંદર કાર્ય કર્યું . એ માટે અહીંની આ શાખાને અભિનંદન ઘટે છે. અખિલ હિંદ પરિષદમાં માત્ર વડોદરા શહેરની જ બેનો જોડાય એટલું બસ નથી.

### અ. હિં. મહિલા પરિષદનો સંદેશ

એ પરિષદમાં આખા રાજ્યની બેનો પણ જોડાય એ ઇષ્ટ છે. એટલે આપે આ પરિષદ બોલાવી એ સૌથી સરસ કાર્ય કર્યું છે. અખિલ હિંદ મહિલા પરિષદનો સંદેશો આપણે ગામડે ગામડે અને ઘેરઘેર પહોંચાડવો જોઇએ, શ્રીમંત હોય કે મજુર હોય, રાય હોય કે રંક હોય સૌને આ સંદેશો પહોચાડવો જોઇએ.

અખિલ હિંદ મહિલા પરિષદનો આ સંદેશો છે. આપણી મહિલા પરિષદનું ધ્યેય શું છે ? સમાજમાં સ્ત્રી અને પુરૂષનુ સ્થાન સમાન છે એ આપણે સ્થાપિત કરવાનુ છે. આ સમાનતાનો અર્થ શું છે ?

સમાનતા એટલે સ્ત્રી અને પુરૂષ સરખાં છે એમ નહિ. કુદરતે સ્ત્રી અને પુરૂષ બન્નેને જુદાં સર્જ્યાં છે, જુદાં ઘડયાં છે અને જુદાં રહેવાનાં જ છે. પુરૂષે પુરૂષ અને નારીએ નારી થવાનું છે અને રહેવાનું છે.

તો સમાનતા એટલે શું ? સમાનતા એટલે સમાજમાં બન્નેનાં સ્થાન સરખાં છે. અને એ આપણે સ્થાપિત કરવાનું છે.

### સમાજમાં સ્રીનું સ્થાન

કેટલું બધું નીચું છે ? તે આપ જાણતા જ હશો. આપણે ત્યા પુત્રજન્મ થાય એટલે

# અન્નરહિત "રસોડાની રાણી" : : : : :

## અ. નાં સુકાની શ્રી. હંસાબહેન સમજાવે છે સ્ત્રી સમસ્યાનો સાચો ઉકેલ

પેંડા વહેંચાય છે, ત્યારે કન્યાના જન્મ વખતે કોઇને આનંદ થતો નથી, એ જ બતાવી આપે છે કે આપણે બન્ને વચ્ચે કેટલો બધો ભેદભાવ રાખીએ છીએ.

ઉપરાંત આપણા સામાજીક કાયદામાં પણ સ્ત્રીને અન્યાય થયો છે, એ આપણે સારી રીતે જાણીએ છીએ અને તેથી એ કાયદા સુધારવા માટે આપણે શા માટે એ મથામણ કરીએ છીએ ? કારણ, સ્ત્રી અને પુરૂષનાં સ્થાન સમાજમાં સરખાં નથી એ આપણો કાયદો પણ સ્વીકારે છે એટલે આ કાયદો સુધારાવવા આપણે પ્રયાસ કરવો જોઇએ.

### આપણી અધમ દશા થવાનું કારણ શું ?

આપણી આર્થિક પરતંત્રતાએ અને એ વસ્તુ તદ્દન સાચી છે. પણ આપણી આ આર્થિક પરતંત્રતા શાને આભારી છે ? તો હું કહીશ કે એ કેવળ અજ્ઞાનને આભારી છે

આપણી બેનો પોતાનું સ્વમાન જાળવી શકતી નથી, આપણી બેનો પોતાનું સ્થાન જાણતી નથી. એ એની અજ્ઞાનતાને લીધે.

આપણે આપણી બેનોની અજ્ઞાનતા હવે દુર કરવી જોઇએ. એમને જાગ્રત કરવી જોઇએ. આપણી અખિલ હિંદ મહિલા પરિષદનો એ સંદેશો છે અને એ સંદેશો આપણે ઠેરઠેર પહોંચાડવો જોઇએ.

આપણે આપણી બેનોની અજ્ઞાનતા દુર કરવા પુષ્કળ મહેનત કરવાની છે. બ્રિટીશમાં સ્ત્રી અને પુરૂષની સાક્ષરતાના આંકડા વચ્ચે કેટલો બધો તફાવત છે ? આપણા વડોદરા રાજ્યમાં તો ફરજીઆત કેળવણીનો કાયદો છે. આ કાયદો ૪૦ વર્ષથી અમલમાં છે. એટલે એને બે જમાના થઇ ગયા. જો આ કાયદાનો અહીં પુરેપુરો અમલ થયો હોત તો આજે તો વડોદરા રાજ્યમાં સ્ત્રી પુરૂષમાં સોએ સો ટકા નહીં તો ૮૦ ટકા તો સાક્ષરતા હોવી જોઇએ. છતાં વડોદરા રાજ્યમાં એ વસ્તુસ્થિતિ નથી એટલે આપણે સ્ત્રીઓને શિક્ષિત બનાવવા હજી બહુ બહુ પ્રયત્ન કરવાના છે.

### સ્ત્રીઓ માટેના પૂર્વગ્રહ

આપણી સમાજમાં સ્ત્રીઓ માટે જે પૂર્વગ્રહ બંધાયલા છે, તે દૂર ન કરી શકીએ ત્યાં સુધી આપણી બેનો પછાત રહેવા જ સરજાઇ છે.

આપણી અખિલ હિંદ મહિલા પરિષદ શિક્ષણ પરિષદ તરીકે સ્થપાઇ હતી અને શરૂઆતમાં એણે માત્ર શિક્ષણના પ્રશ્નો જ હાથ ઉપર લીધા હતાં. કારણ શિક્ષણ સિવાય આપણો ઉદ્ધાર થવાનો નથી. શિક્ષણનો પ્રચાર કરવો, પડદાનો રીવાજ દુર કરવો વીગેરે સામે શરૂઆતમાં મહિલા પરિષદ તરફથી ઝુંબેશ ઉઠાવવામાં આવી હતી. અને આરંભમાં એ યોગ્ય અને આવશ્યક હતું.

### સ્ત્રીઓની આર્થિક પરતંત્રતા

આપણે બેનોની અજ્ઞાનતા દુર કરવી છે, એ ખરૂં. પણ કેવળ જ્ઞાન સાથે બસ નથી. માત્ર જ્ઞાનથી આગળ વધી શકાતું નથી. આપણે સ્ત્રીઓનો આર્થિક દ્રષ્ટિએ પણ વિચાર કરવાનો છે. સ્ત્રીઓ જ્યાં સુધી આર્થિક દ્રષ્ટિએ પરતંત્ર છે, ત્યાં સુધી એની નિગધારતા નીકળવાની નથી. એટલે આપણે આપણી બેનોની આર્થિક પરતંત્રતા પણ

મટાડવી જોઇએ. તછ દેવાયલી કે વિધવા થયેલી બેનોની દશા જુઓ. એની આ કફોડી દશાનું કારણ શું ? કારણ એની આર્થિક પરતંત્રતા. એટલે જ્યાંસુધી સ્ત્રી આર્થિક દ્રષ્ટિએ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી એની એ દશા રહેવાની છે, એટલે સ્ત્રીઓ આર્થિક દ્રષ્ટિએ પણ સ્વતંત્ર થાય એ સમાજે જોવાનું છે

## આજની સ્ત્રી કેવી હોવી જોઇએ ?

સ્ત્રી એ માતા છે એ કથન-બરાબર છે. પણ એ સારી માતા થાય એ આપણે જોવાનું છે અને એને એ દ્રષ્ટિએ કેળવણી મળવી જોઇએ. પણ સ્ત્રી એ શક્તિ છે. એ સ્ત્રી શક્તિનો વિકાસ થવો જોઇએ. એટલે એ માતા થઇને બેસી રહે તો તેટલાથી. તેનો વિકાસ થશે નહી.

સ્ત્રીનું વ્યક્તિત્વ ખીલે એવી કેળવણી એને મળવી જોઇએ સ્ત્રીને એવી કેળવણી મળવી જોઇએ કે જેથી એ પોતાના પગ ઉપર ઉભી રહી શકે.

સ્ત્રી કેળવણીનો આદર્શ શો હોવો જોઇએ ? પુરૂષોથી ડરી જતી કે બીકણ બની જતી બેનો આપણે બનાવવી નથી. પોતાનું સ્વમાન જાળવવા પોતાના પગ ઉપર ઉભી રહી શકે એવી સ્ત્રીઓ આપણે બનાવવી જોઇએ. આપણે ઝાંસીની મરહુમ રાણી લક્ષ્મીબાઇ જેવી નીડર સ્વમાની સ્ત્રીઓ બનાવવી જોઇએ.

## અનેક સમસ્યાઓનું નિરાકરણ

સ્ત્રીઓની અનેક સમસ્યાઓ છે. એ સમસ્યાઓના ઉકેલ માટે એક બે વ્યક્તિઓ કામ કરે તેથી કંઇ બસ નથી. આપણે તો આખા સ્ત્રી સમુદાયને જાગ્રત કરવાનો છે અને એ માટે આવી પરિષદો અને આવાં સંગઠનોની જરૂર છે. આવું સંગઠન કરવા અને આવી પરિષદ ભરવા માટે એકવાર ફરીથી આપને અભિનંદન આપું છું.

દિવસે દિવસે જે પરિસ્થિતિ ઉભી થાય, તેનો ઉકેલ આણવાનો છે. સ્ત્રીઓના બધા પ્રશ્નોનું નિરાકરણ સ્ત્રીઓએજ કરવું જોઇએ.

## અન્ન રહિત રસોડાની રાણી

સ્ત્રીઓ તો રસોડાની રાણી છે એ કહેવું સાચુ છે. પણ અન્ન ન હોય, તો રસોડું ક્યાંથી.? અન્ન વિના રસોડાની રાણી તે શી રીતે બની શકે ? એટલે એનો અન્નનો કોઠાર અન્નથી ભરેલો રહે એ પણ આપણે જોવું જોઇએ. અન્ન, દુધ વિગેરે પ્રશ્નો પણ સ્ત્રીઓએ વિચારવાના છે અને એ માટે પગલાં ભરવાનાં છે; આપણી સમક્ષ આ પરિષદમાં અનેક ઠરાવો આવશે તેમાં આ પ્રશ્ન પણ મુખ્ય અને મહત્વનો છે અને એ માટે પણ' સખત લડત ચલાવવી જોઇશે. હાલ લડાઇને લીધે જે પરિસ્થિતિ ઉભી થઇ છે અને જે વિકટ પ્રશ્નો ઉભા થયા છે તેનો પણ આપણે વિચાર-કરવો પડશે. મોંઘવારી અતિશય વધી ગઇ છે, કાળાં બજાર ફેલાયાં છે, એ બધો વિચાર કરવાનો છે.

હિંદની બધી સ્ત્રીસંસ્થાઓએ આવા પ્રશ્ન ઉપાડી લેવાના છે. જો એ એક સાથે સંગઠનથી અને ઉત્સાહથી ઉપાડી લેવાય તો એનો સારી રીતે ઉકેલ આવે.

ઉપરાંત, આપની આગળ તો કેટલાક સ્થાનિક પ્રશ્નો પણ છે.

## સ્થાનિક પ્રશ્નો

મને જાણવા મળે છે કે અહીંની શિક્ષિકાઓની સ્થિતિ બહુ ખરાબ છે. જેને આપણે આપણું બાળક સોંપીએ, જેને આપણે આપણી ભાવી પ્રજા સોંપીએ તેને કેટલો તુચ્છ પગાર મળે છે ? એને માટે આપણે સ્ત્રીઓએ તો જરૂર કંઇ કરવું જ જોઇએ.

# પસાર થયેલા ઠરાવો

૧ હાલમાં આખા રાજ્યમાં અનાજ, ખાંડ, ગોળ, ઘાસતેલ વિ. જીવન ને જરૂરી ચીજો મેળવવામાં પડતી હાડમારી દુર કરવા માટે વ્યવસ્થિત રેશનીંગ જેમ બને જલદી દાખલ કરવા આ સ્ત્રીઓની પરિષદ શ્રીમંત સરકારને ભલામણ કરે છે. રેશનીંગ પદ્ધતિ એવી હોવી જોઇએ કે ગરીબ કે તવંગર સૌને સરખો હિસ્સો મળે.

૨ આપણા રાજ્યના દુધના ગંભીર પ્રશ્નોનો ઉકેલ લાવવા માટે જનતાનો સહકાર સાધી શ્રીમંત સરકાર યોગ્ય પગલાં લે એવી આ સભા વિનંતી કરે છે.

યોજના—(૧) સહકારી પદ્ધતિથી દુધનું ઉત્પાદન કરવાનો પ્રયોગ શરૂ કરવો. (૨) દુધની સ્વચ્છતા જાળવવા માટે સુધરાઇને કોઇ પણ ગુન્હેગારને સખ્ત શિક્ષા કરવાની પરવાનગી આપવી. (૩) દુધનો બગાડ બંધ કરવા માપબંધી દાખલ કરવી. (૪) આપણાં રાજ્યનું પશુધન પરદેશ જવા ન દેવું જોઇએ અને દુઝણી ગાયો ને ભેંસોની કતલ અટકાવી જોઇએ.

૩ આપણા સમાજમાં પરિચારીકાઓની બહુ જ ખોટ છે. તેથી સંસ્કારી અને શિક્ષિત બેનોએ આ ધંધો સ્વીકારવો એવી આ પરિષદ્ વિનંતી કરે છે. સાથે સાથે સંસ્કારી અને સમજુ માબાપોને પણ પોતાની દિકરીઓને આ ધંધામાં મોકલવા આ સભા ભલામણ કરે છે. ભણવા માટેની, રહેવા ખાવાની તથા કામ કરવાની સગવડ આપી તેમને પુરતા પગાર આપવાની વ્યવસ્થા કરી વધારે ને વધારે સંસ્કારી બેનો આ ધંધામાં આકર્ષાય એવી યોજના કરવા શ્રીમંત સરકારને આ પરિષદ વિનંતિ કરે છે.

૪ મધ્યમ વર્ગની બનતી અતી કફોડી આર્થિક સ્થિતિ સુધારવા માટે અને ગૃહઉદ્યોગો શીખીને પોતાની સ્થિતિ સુધારી શકે અને નિરાધાર અવસ્થામાં પગભર થઇ શકે તે માટે આખા રાજ્યમાં સ્ત્રીઓ માટે ઉદ્યોગાલયો સ્થાપવાની યોજનાઓ કરવા શ્રીમંત સરકારને આ પરિષદ ખાસ વિનંતિ કરે છે. તે જ પ્રમાણે સ્ત્રી સંસ્થાઓને પણ વિનંતિ કરે છે કે આવી ઉત્પાદન તેમજ વેચાણની યોજના એમણે સત્વર હાથે ધરવી.

૫ વડોદરા રાજ્યમાં ફરજીયાત કેળવણી હોવાને કારણે ભણનારની સંખ્યા દર વર્ષે વધતી જાય છે. પણ તે પ્રમાણમાં આરોગ્ય જળવાય તેવાં મકાનો નિશાળોને માટે હોતાં નથી. તેથી બાળકો અને શિક્ષકોને બહુ ત્રાસ પડે છે. આ મુશ્કેલી તરફ પરિષદ શ્રીમંત સરકારનું ધ્યાન દોરે છે; અને સગવડ પ્રમાણે નવાં મકાનો બંધાવીને જુનાને સમરાવી આ મુશ્કેલી જેમ બને તેમ જલ્દી દૂર કરવા વિનંતિ કરે છે.

૬ ઉગતી પ્રજાનું સ્વાસ્થ્ય સાચવવું એ દરેક સુધરેલી પ્રજાની ફરજ છે. શાળાઓમાં અભ્યાસ કરતાં બાળકોની વૈદ્યકીય તપાસ શ્રીમંત સરકાર તરફથી સંતોષકારક અને વ્યવસ્થિત થવી જોઇએ તે માટે યોગ્ય

મહેકમ રાખી વ્યવસ્થા કરવા આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે.

૭ સ્ત્રીઓનો પ્રચંડ વિરોધ હોવા છતાં કોલસા વિગેરેની ખાણોમાં સ્ત્રીઓને મજુરી માટે ઉપયોગમાં લેવામાં આવે છે. તે માટે આ પરિષદ બ્રિટીશ સરકારના આ ધોરણનો ઉગ્ર નિષેધ જાહેર કરે છે. કારણ કે આ પદ્ધતિ સ્ત્રીઓનાં આરોગ્ય ઉપર અસર કરી તેમનાં કુમળાં બાળકોની જીંદગી પાયમાલ કરે છે. તેથી આ પદ્ધતિ એકદમ બંધ કરવા તરફ બ્રિટીશ સરકારનું આ પરિષદ ખાસ ધ્યાન ખેંચે છે.

૮ આ પરિષદ રાવ કમીટીએ બહાર પાડેલા હિંદુ નિબંધના મુસદ્દાને હાર્દિક આવકાર આપે છે. આપણા સમાજમાં સ્ત્રીઓને કાયદામાં જે અન્યાયો થતા આવ્યા છે તે દૂર કરવા માટે અને આખા દેશમાં હિન્દુ કાયદાનું એક સરખું ધોરણ થાય તે માટે આ કાયદાને પ્રગતીશીલ ગણે છે. તેમાં અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી જે સુધારા સુચવવામાં આવ્યા છે. તે સ્વિકારીને વિના વિલંબે આ ખરડો પસાર કરવા મધ્યસ્થ ધારાસભાના સભ્યોને વિનંતિ છે.

૯ કોલ્હાપુરમાં એક સ્ત્રી ઉપર પોલીસ ફોજદારે ગુજારેલા જુલમને માટે ગુન્હેગારોને પુરતી સજા થઇ નથી તો એમને સખ્ત સજા કરી ભવિષ્યમાં એવું ન થાય તેને માટે દાખલો બેસાડવા કોલ્હાપુરની શ્રી. સરકારને આ સભા વિનંતિ કરે છે.

૧૦ વડોદરા શહેરમાં અને રાજ્યમાં નિશાળના વખતમાં, નિશાળ છોડી, ભટકતા અને રમતા ફરનારા છોકરાઓ તરફ અમે શિક્ષણના અધિકારીઓનું ધ્યાન ખેંચીએ છીએ; અને આ સ્થિતિ સુધારવા યોગ્ય પગલાં લેવા નામદાર સરકારને આ પરિષદ વિનંતિ કરે છે.

૧૧ રેફરમેટરીમાંથી છુટેલા છોકરાઓ માટે એક After Care Assooiataion સ્થાપવા અને તે સમિતી ઉપર સ્ત્રી સભ્યો નીમવા આ પરિષદ નામદાર સરકારને ભલામણ કરે છે.

૧૨ આ પરિષદ નામદાર સરકારને વિનંતી કરે છે કે વડોદરા સેન્ટ્રલ જેલના કેદીઓ બહાર મજુરી માટે જાય છે તેમના રોજનાં મહેનતાણાંમાંનાં ત્રણ આના કેદીને ખાતે જમા કરી શિક્ષાનો વખત પુરો થયા પછી તે એકઠા થએલા પૈસા કેદીઓને આપી દેવા. કારણ છુટયા પછી તરત તે પૈસા કેદીના ઉપયોગમાં આવે એ જ ધોરણ બીજી સરકારી જેલને પણ લાગુ કરવા આ પરિષદ નામદાર સરકારને વિનંતી કરે છે.

૧૩ આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે કે ૭ વર્ષની અંદરના બાળકોને કેળવણી આપવા માટે દરેક સ્ત્રી મંડળે બાળમંદિર ખોલવાને પ્રયત્ન કરવો જોઇએ અને ખાસ કરીને હરીજન બાળકોને માટે આ પ્રવૃત્તિ ઉપાડી લેવી જોઇએ આ કાર્ય શકય બનાવવા માટે જનતા અને શ્રીમંત સરકારને આર્થિક મદદ કરવા આ પરિષદ વિનંતિ કરે છે.

૧૪ કારખાનામાં કામ કરતી સ્ત્રીઓને થતા અન્યાયો અને પડતી હાડમારીઓ દૂર કરવા માટે આ પરિષદ . મંડળના સભ્યોની એક તપાસ સમીતી નીમવાનું ઠરાવે છે અને શ્રી. સરકારને વિનંતિ

કરે છે કે સ્ત્રીઓને લગતા કારખાનાના કાયદા અમલમાં મૂકવા માટે કારખાના-ઓના માલીકો ઉપર દબાણ કરે અને એક સ્ત્રી નિરિક્ષકની નિમણુક કરે.

૧૫ લડાઇના કારણે ઉભી થયેલી ભયંકર મોંઘવારીને લઇને લાચાર બનીને દુરાચારને રસ્તે જતી નિર્ધન સ્ત્રીજનતાના પ્રશ્ન તરફ આ પરિષદ સમાજનું લક્ષ દોરે છે. દેશ ભરમાં ચાલતા આ અનિતીમય વ્યાપારને ખુલ્લો પાડી તેમાંથી કમાણી કરતા દુષ્ટજનોને શિક્ષા કરવાની દરેક સરકારની ફરજ છે એમ આ પરિષદ માને છે.

૧૬ મત આપનારાંઓની લાયકાત બાબત સુધરાઇ નિબંધની કલમ ૧૨ (ગ) માં ઇન્ડીયન વીમેન્સ યુનિવર્સિટીની પરિક્ષા પસાર કરી હોય એવી દરેક બહેનોનો સમાવેશ થવો જોઇએ. આ રીતનો સુધારો કરવાનું આ સભા વ્યાજબી માને છે અને તે સુધારો કરવા માટે યોગ્ય પગલાં લેવા આ સભા શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

૧૭ આજની અનાજની તંગીના કારણે ઠેર ઠેર મરજીયાત માપબંધી થવા લાગી છે તેમાં જેમને ત્યાંથી અનાજ લેવા જનાર પુરૂષો ન હોય ત્યાં બેનોને ખૂબ હરકત પડે છે તો તે દુર કરવા આપણા રાજ્યમાં જ્યાં જ્યાં શકય હોય ત્યા ત્યાં બેનો માટે સહકારી ધોરણે અનાજ મેળવવાની સ્ત્રી સંચાલિત વ્યવસ્થા કરવા આ પરિષદ ઠરાવે છે. આવી સ્ત્રી સંસ્થાઓને સરળતાથી નિયમિત અનાજનો પૂરવઠો પુરો પાડવા તથા બીજી હરકોઇ મદદ કરવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

૧૮ રાજ્યમાં નોકરોની ગ્રેડોમાં સુધારો થયો છે. પણ શિક્ષિકાઓને તો અસંતોષ જ રહ્યો છે. ભવિષ્યના નાગરિકોના જીવન ઘડતરનું મહત્ત્વનું કામ કરનાર શિક્ષિકાઓનો અસંતોષ દૂર કરવાની ખાસ જરૂર છે. એટલે આ પરિષદ 'દ્વારા શિક્ષકાઓની ગ્રેડમાં યોગ્ય તે સુધારો કરવાની શ્રી. સરકારને આ પરિષદ વિનંતી કરે છે.

૧૯ ન્હાના અનાથ બાળકો માટે બાળ આશ્રમની વડોદરામાં ઘણી જ જરૂર છે તે બાળ આશ્રમ ખોલવા સહકાર આપે અને મીલોના કારખાનાઓમાં તથા નિશાળમાં કામ કરતી બેનોના બાળકો માટે ઘોડીયાખાતાની વ્યવસ્થા કરે એવી આ પરિષદ શ્રી. સરકારને વિનંતિ કરે છે.

૨૦ કોઇ પણ સંસ્થામા કામ કરતી સ્ત્રીઓને સુવાવડ પછી એક માસ ચડતે પગારે રજા મળવી જોઇએ એવી ભલામણ શ્રી. સરકારને આ પરિષદ કરે છે.

# આદર્શ ગૃહીણી

લેખિકા : શ્રી કુમુદ ઠાકોર

એક સંસ્કૃત લેખકે સ્ત્રીની કદર બહુ થોડા અને સુંદર શબ્દોમાં કરી છે. તેના કહેવા પ્રમાણે—

**गृहीणी सचीव, सखि मिथः,**
**प्रिय शिष्या ललिते कलाविधौ.**

—એટલે કે ગૃહીણી ઘરની પ્રધાન છે. સામાન્ય નિયમ પ્રમાણે રાજા પોતે કંઇ કાર્ય કરતો નથી. જે કંઈ કાર્ય રાજ્યનું થાય છે તે તેનો પ્રધાનજ કરે છે. તેમ ગૃહીણી જો શિક્ષીત હોય તો ઘરની તેમજ સંસારની ધુરા પુરૂષને માથે બહુ ઓછી પડે છે. બહારના કામથી થાકીને આવેલા પુરૂષને આ ગૃહમંત્રિ સાથે વાતચીત કરવાથી પોતાના થાકનો ભાર હળવો થાય છે.

કોઇ પણ સંસારિક રાજ્યકીય કે ધાર્મિક કાર્ય કરવું હોય તો યોગ્ય-સુસંસ્કારી ગૃહીણી તેના એક મિત્રની ગરજ સારે છે. એને યોગ્ય સલાહ સાંત્વન આપી તેની મૂશ્કેલીઓ દૂર કરવા અહોર્નિશ પ્રયત્ન કરે છે.

આટલું કાર્ય કરવા છતાં તે એક આજ્ઞાંકિત શિષ્યા જેવીજ રહે છે. સંસારમાં ડગલે ને પગલે વ્યવહાર બાબતોમાં એને પાઠ ભણવાના બાકીજ હોય છે, તે શિખવા માટે તે કાયમ તૈયાર હોય છે.

વળી સ્ત્રીને કલાની મૂર્તિ કહેલી છે. એને વિવધ કલાનો પણ શોખ ઘણો હોવો જોઇએ.

સ્ત્રીનું સામ્રાજ્ય ઘર છે. એ ગૃહમંત્રિ છે. એટલે ઘરને લગતા બધા વિષયો આદર્શ ગૃહીણીએ જાણવા જોઇએ તેમાં પ્રથમ સૂત્ર તો એજ " ચાહવું અને રહેવું " એ ગ્રહણ કરવું જોઇએ. " મીઠડું મોંપર બેસી ઘરને પ્રિય કરવાનું સ્વાશ્રય ને સ્વાર્પણનું જીવન " વ. એને છોડી પારકાં માણસોને પોતાનાં કરવાનાં છે એટલે એણે જે કંઈ કષ્ઠ પડે તે સહન કરી—ધીરજથી સહન કરી, ખંતથી પોતાની ફરજ બજાવી પ્રત્યેક મનુષ્ય, સ્વશુર પક્ષના આબાલવૃદ્ધ પ્રત્યે એક સરખો પ્રેમ રાખવો ઘટે છે. પરિણામે પ્રેમ પ્રેમને આકર્ષે છે અને તેની મુશ્કેલીઓ દૂર—આપોઆપ દૂર થઈ જાય છે. આદર્શ ગૃહીણી કોઈ દિવસ લડી ઝગડીને કોઈ દિવસ કુટુંબ કલેશનું મૂળ થતી નથી. સ્ત્રી જાતિને સહન કરવું એજ એક અમૂલ્ય લ્હાણું છે.

તે પોતાના પતિ તરફની સઘળી ફરજ નિયમીત અદા કરે છે. " બાળને મારતી ધણીને ધમકાવતી કુવડ રંડા કરે કલેશ ઉઠી" એમ એક કવિ કહી ગયા છે તેવું એ ભૂલથી કે સ્વપ્નમાં એ કરતી નથી. એને મન પતિ એજ એનું જીવન સર્વસ્વ, જીવન આધાર અને પ્રેમનો પારાવાર છે. પતિની સગવડો સાચવી બાકીનો વખત એ ગૃહકાર્યમાં રોકાયલી રહે છે. સંયુક્ત કુટુંબ હોય તો સાસુ સસરાની સેવા સુશ્રુષા કરી તેમને શાન્તિમય વૃદ્ધાવસ્થા ગાળવા, તેમને કંઈક ધાર્મિક વાંચન વાંચી આનંદ આપવા કોશીષ કરે છે.

એકલી સેવા, સુશ્રુષા કે પ્રેમ કરે એને પરવડે તેમ નથી. એ તો ગૃહના દરેક કાર્ય પર પોતાની તીખી નજર રાખે છે, પતિ સાધનો લાવે છે તેની તે સુવ્યવસ્થા કરે છે. ઘરને ઓછા ખર્ચે શણગારી સુંદર અને આકર્ષક બનાવે છે. ઘરનો ખૂણે ખૂણો, બારી, જાળી ને છત સુદ્ધાં વાળી ઝાડી સાફ રાખે છે. પ્રત્યેક વસ્તુ તેને યોગ્ય ઠેકાણે ગોઠવી વ્યવસ્થીત મૂકે છે.

રસોઇનું રસાયણ શાસ્ત્ર તો એ માતાના પાનમાંથી જ શિખી હોય છે પણ અનુભવ અને પ્રયોગથી તેમાં તે અનેક સુધારા વધારા કરે છે. માણસના શરીર ઘડતરનો મુખ્ય આધાર ખોરાક–સ્વચ્છ, તાજો અને પૌષ્ટિક ખોરાક–ઉપર છે. તેનો યોગ્યાયોગ્ય વિચાર કરી રોજના જમણની વાનીઓ વિવિધતાથી તૈયાર કરી થાળી પીરસે છે. દરેક વસ્તુનો વૈજ્ઞાનિક દષ્ટિએ એવો સુંદર સુમેળ કરેલો હોય છે કે ખોરાકનાં પાંચે તત્વો, વિટામીન્સ, ચરબી, ક્ષાર, પાણી, પ્રોટીન અને ચરબી તેમાંથી મળી રહે છે. વળી રસોઇ પણ એટલી સુંદર અને આકર્ષક બનાવે છે કે જે જોતાં જ ખાવાની વૃત્તિ થાય અને જમે બધું પાચન થાય. કારણ વિવિધવાનીઓમા નાખવાના મશાલાનો પણ તેણે સંપૂર્ણ અભ્યાસ કરેલો હોય છે એટલે એ વધારે પડતાં મરચાં કે વધારે પડતી હીંગવાળા નથી હોતાં, પણ પ્રમાણસર દરેક વસ્તુ નાંખેલી હોય છે.

આપણે રંભાના રસોઇ ઘરની વાત કરી પણ આદર્શ ગૃહીણી તે આદર્શ માતા પણ છે. બાળકના જન્મ પહેલાં અને જન્મ પછી એને આચરવાના નિયમો નક્કી કરેલા હોય છે. બાળઉછેર જેવો મહાન વિષય એ પોતાનો કરી લે છે. બાળકને જન્મથી જ કેવી રીતે સ્વચ્છ રાખવું, એને કેવી રીતે નવાડવુ, એને કેવા કપડાં પહેરાવવાં, એને ખોરાક અને આરામ કેટલો અને કેટલે વખતે આપવો તેનો તે નિશ્ચય કરી લે છે. અમૂક કલાક પછી જ બાળકને ધવરાવવું, એને નિયમિત સવારે બપોરે, સાંજે અને રાત્રે સુવાડવું, નવડાવતી વખતે એના શરીરે માલીસ કરવું, નવડાવીને એનું શરીર તર્તજ કોરું કરી નાંખવું, એના ભીના કે ખુલ્લા શરીર ઉપર બહારનો ખુલ્લો પવન લાગવા ન દેવો, ઉંઘમાં પણ જ્યારે જ્યારે એ ઘડી ભીની કરે ત્યારે ત્યારે તર્તજ બદલાવવી વગેરે નિયમો તે જાણે છે. બાળક રડે ને ધવરાવવા બેસે, કે જેટલી વખત નવરી પડે તેટલી વખત ધવરાવ્યાં કરે એટલી તે અજ્ઞાન નથી હોતી. પોતાના નાના બાળકના રોગ પોતેજ પારખી એને મટાડવા દેશી ઉપચારો કે જેનાથી કોઇ જાતનું નુકશાન ન થાય તેવા ઉપચારો તે કરે છે. જરા મોટું થતાં એને રમત રમવા આકર્ષે છે. રમત દ્વારા એના શિક્ષણની પણ તેજ શરૂઆત કરે છે. એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે "કેળવાયલી માતા સો શિક્ષક કરતાં પણ અધિક છે" કારણ કે સંસ્કાર કે શિક્ષણના જે પ્રથમ બીજ રોપાય છે તે ઘરમાંજ રોપાય છે. આદર્શ ગૃહીણી પોતાના બાળકને રમતમાં ને રમતમાં સાહજીક શિક્ષણ આપે છે. બાળક એ નકલી પ્રાણી છે. એને કહેવા કરતાં જુવે તેજ એ વધારે કરે છે. માતા સંસ્કારી હોય તેનું વર્તન પણ સંસ્કારી હોય એટલે એનીજ જીવનપોથીની છાપ બાળક ઉપર પડે છે. અને વર્ડસવર્થ તો કહે છેજ કે બાળક રૂપે તેની માતાજ ફરી આવે છે એટલે કે માતાના સંસ્કાર, આચાર અને વિચારનું કેવળ પ્રતિબિંબ બાળકમાં દેખાય છે.

મોટા થતા શાળામાં મૂકતાં યોગ્ય શિક્ષક છે કે નહિં, બાળક અભ્યાસ કરે છે કે શાળામાં જ માત્ર રમેજ છે, એના મિત્રો કોણ છે, કયાં ફરે છે વગેરે બધી વિગતોથી તે માહિતગાર રહે છે.

બાળકના શરીરની યોગ્ય વૃદ્ધિ થાય તેવો પૌષ્ટિક ખોરાક, નિયમિત વ્યાયામ તાજી અને સ્વચ્છ હવા અને નિયમિત આરામ તે પોતાના છોકરાંને આપે છે.

જેમ જેમ ગૃહીણી મોટી થતી જાય છે તેમ તેમ એની સંસારરૂપી માયાની જાળ વધનીજ જાય છે. છતાં તે નથી તો અકળાતી

નથી તો ગભરાતી કે નથી કંટાળતી. જીવનમા કોઈવાર આવતા કડવા ઘૂંટડા ગળી જઈને સદા પ્રસન્નવદના રહે છે.

સંસારમા બધાજ દીવસો કંઈ સરખા જતા નથી. કોઈ દિવસ કોઈ માંદુ પડ્યું તો આ ગૃહીણીજ ધાત્રિનું કામ કરે છે. માંદાનું બિછાનું સ્વચ્છ રાખવું, એનું શરીર ભીના કપડાથી લુછવું, એનું માથું દરરોજ હોળવું, લાબો મંદવાડ હોય અને શકય હોય તો માથું ચોળવું, એને નિયમિત દવા પાવી, દાકતરને સંપૂર્ણ હકીકત કહેવી, જરૂર પડે તો તેની શારીરિક સ્થિતિનો એક ( ચાર્ટ )—નકશો તૈયાર કરવો ( કે જેથી તાન જેવી બીમારીની ડૉકટરને ખબર પડે ) વગેરે એ કરે છે. આજારી માણસને કયો ખોરાક આપવો તેનું પણ દાકતરને પૂછીને વારંવાર ફેરફાર કરે છે. એને કઈ રીતે પોણ મળે એવો ખોરાકજ એ નિયમિત આપે છે. માંદુ માણસ ચીડીયું થઈ જાય તો તેને સમજાવી દૈનિક કાર્યક્રમ આટોપે છે. એની પાસે રસમય વાતો કે સુંદર ગીત ગાઈ દર્દીનું મન ખુશ રાખે છે.

ટાઇફોઇડ જેવા રોગના દર્દી સામાન્ય રીતે મૃત્યુને શરણ જે જોવામાં આવે છે તેવું આદર્શ ગૃહીણીના ઘરમાં જવલ્લેજ બને છે.

આદર્શ ગૃહીણી ચેપીરોગનો ફેલાવો થતો અટકાવવા પ્રયત્ન કરે છે તેમજ અકસ્માતને વખતે ગભરોઈ ન જતાં યોગ્ય મદદ મેળવી પોતાનું કાર્ય સાધી લે છે.

વિષય એટલો વિશાળ છે કે એને માટે સમય અને પાનનો પ્રતિબંધ હોયજ નહિં. છતાં પણ ઇતિ અલં.

# રચનાત્મક કાર્યમાં સ્ત્રીઓનો ફાળો

લેખિકા : શ્રી. સરોજ દિક્ષિત

"પૂરાતા પાયાના,
ચણુતર મહીં પત્થર થવું,
અમર ઇતિહાસે ભળી જવું."

—દેશળજી પરમાર.

કોઇ પણ કાર્યનું સર્જન તે રચનાત્મક કાર્ય. રચનાત્મક કાર્યમાં બે જાત હોય છે. એક એવું નવીન સર્જન અને બીજું એનું પુનર્સર્જન. નવીન સર્જન એટલે જે કાર્ય તદ્દન નવું જ–પોતાની મેળે જ–ઉદ્‌ભવેલું હોય તે. અને પુનર્સર્જન એટલે એકાદ વખત થઇ ગયેલું કોઇ કાર્ય વખત જતાં ભૂંસાઇ ગયું હોય એને ફરીથી સ્થાપિત કર્યું હોય તે. આવું રચનાત્મક કાર્ય સામાન્યતઃ દેશોદ્ધાર કે રાષ્ટ્રોદ્ધાર માટે જ હોય છે.

કોઇ પણ કાર્યમાં મુખ્યત્વે બે વસ્તુ હોય. ૧ ઉત્પાદન. ૨ વપરાશ, ઉત્પાદનમાં દા. ત. અનાજ. અનાજ ઉત્પન્ન કરવાને ખેડૂત ઘણી ઘણી મહેનત કરે છે. જમીનની રજેરજ ખેડવા એ પ્રાણ પાથરી દે છે. પરંતુ એ બધાંની પાછળ એ ખેડૂતને નિયમિત ભાથુ લાવી આપતી તેની સ્ત્રીને દુનિયા ભૂલી જાય છે બળદોની ગર્વાણને જો તે સ્વચ્છ ના રાખે તો બળદો વહેલા મરી જાય. તે સાથે જો આટઆટલી મહેનત કરતા ખેડૂતને ખાવાનું બરાબર ના મળતું હોય તો ખેડૂત આટલી બધી મહેનત કરવા અસમર્થ બને છે. અને પરિણામે ખેતી બંધ પડે છે. અને, ખેતી બંધ પડી એટલે અનાજની પૈદાશ પણ બંધ પડે, અને તેથી લાખો માણસો મૃત્યુવશ થઇ જાય.

ત્યારે આપણને–દુનિયાને–લાગતા આવા નાના સરખા કાર્યમાં જો એક સ્ત્રી સાથ ન આપતી હોય તો દુનિયા હુંધી વળી જવા સંભવ ખરો. છતાં ય લોકોને ક્યાં એની કિંમત છે ?

સ્ત્રીઓનો મુખ્ય ધર્મ તે સેવા અને સુશ્રુષા. કોઇ પણ માણસની સેવા કરવી એ તો તેનામાં નાનપણથી જ ગુણ રહેલો હોય છે. એ, એનો ગુણ એ પરિચારિકા થઇને બતાવી શકે છે. અત્યંત દુઃખથી પીડાતો માનવી વ્હાલસોયી ચાકરી મેળવવા ઝંખે છે. અને એ તેને માત્ર સ્ત્રીઓ પાસેથી જ મળી શકે છે. સુશ્રુષા કરવાનું કામ પુરુષોનું નહીં. કારણ પુરુષ એ તો પરુષ માનવી. એનામાં તો જ્યાં જુઓ ત્યાં કઠોરતા અને ક્રોધ. એના દિલમાં વળી વ્હાલ ક્યાંથી ?

અત્યારે લડાઇમાં ઘણી સ્ત્રીઓ પરિચારિકા બની દેશને સહાય કરે છે. એવીજ એક પરિચારિકા ફ્લોરેન્સ-નાઇટીન્ગેલ,—દીપધારિણી—જગમશહૂર છે. એણે ઘાયલના ઘા રુઝાવ્યા, દુઃખીનાં દર્દ વિદાર્યાં.

પરંતુ આ જે સેવા સ્ત્રીનીજ સરસ હોય છે એનું કારણ માત્ર એટલુંજ કે સ્ત્રીમાં એકલો વ્હાલ હોય છે એવું નથી પણ તેનામાં માતૃત્વ નીતરતું હોય છે. એક અંગ્રેજ લેખક કહે છે, "A girl is a borne mother." એ પ્રમાણે સ્ત્રી એ જન્મથીજ માતા છે. અને એટલેજ એ વધારે સેવાભાવી હોય છે.

એટલે પ્રાથમિક તાલીમની ભૂમિકારૂપે જ્યાં પસંદગીનું ધોરણ રહેશે ત્યાં, શિક્ષિત સ્ત્રીએ આત્મવિશ્વાસ અને ગામડાની સ્ત્રીએ પોતે જે દુનિયામાં રહે છે તેને લગતું જ્ઞાન પ્રાપ્ત કરવાનું રહેશે.

એટલે ઉપરની બધી બાબતોનો વિચાર કરીને ટ્રસ્ટીઓએ આ તાલીમ માટે ત્રણ કક્ષાઓ નિયત કરી છે:—

(૧) પ્રવેશ સંસ્થા

(૨) ગ્રામ સેવિકા સંસ્થા

(૩) ખાસ તાલીમ

પહેલી બે કક્ષાઓમા કાર્યકર્તાને, ગામડાની પશ્ચાદ્ ભૂમિકાના પ્રશ્નોનું જ્ઞાન, તેના માર્ગો અને શિક્ષણની પદ્ધતિનું જ્ઞાન આપવામાં આવશે.

કોઈ પણ સંજોગોમા તેને આખરી અંતિમ કક્ષા તરીકે લેખી શકાય નહિ. અને નવી તાલીમ, તંદુરસ્તી અને અન્ય વિભાગોની તેને તાલીમ મળે ત્યારેજ તેને છેલ્લી કક્ષા મળી શકે.

પહેલો પ્રવેશસંસ્થાનો શિક્ષણવર્ગ મુંબઇ પાસે બોરીવલીમાં ૫ મી એપ્રિલ '૪૫ થી શરૂ કરવામાં આવનાર છે. આ વર્ગ પ્રાંતિક શિક્ષકો તૈયાર કરવા માટે ભરાશે. અને તેમાં દરેક પ્રાંતમાંથી ૪ બહેનોને લેવામાં આવશે. આ પ્રાંતિક શિક્ષિતો અહીં તાલીમ પામીને પોતપોતાના પ્રાંતોમાં જશે અને ત્યાં જઈ પ્રવેશસંસ્થાના વર્ગો ચલાવશે, અને કાર્યકર્તાઓ તૈયાર કરશે તેમના પ્રાંતિક વર્ગો ચલાવવામાં તેઓ સ્થાનિક અનુભવી કાર્યકર્તાઓનાં સલાહ-સૂચનો અને દોરવણી મેળવશે અને કાર્યકર્તાઓની પસંદગી કરશે. ઉપર્યુક્ત મધ્યવર્તી વર્ગ એક માસ સુધી ચાલશે. ઉપર પ્રમાણેનો સમય જોતા એના કાર્ય વિસ્તારમાં આવતી તમામ બાબતોનું તલસ્પર્શી વિસ્તૃત જ્ઞાન આપવાનું અશક્ય હશે, છતાં તેઓ એ બધી બાબતોનું પૂરતું જ્ઞાન તો મેળવશેજ—આ પ્રાથમિકવર્ગ પછીજ ગામડાના તાલીમવર્ગોનું કાર્ય શરૂ કરી શકાશે.

આ પહેલો મધ્યવર્તીવર્ગ, મુખ્યત્વે નીચેની પ્રાથમિક બાબતો હાથ ધરશે:—

(૧) આ પ્રાંતિક તાલીમ પામનારાંઓને ગામડાના કાર્યકર્તાઓ તૈયાર કરવાને લગતું શિક્ષણ અપાશે;

(૨) તેમને પુસ્તકો અને તખ્તાઓ ૪. ને લગતી માહિતી પૂરી પાડશે,

(૩) તાલીમ પામેલાંમાંથી તૈયાર કાર્યકર્તાઓની પસંદગી કરશે;

(૪) બુદ્ધિશાળી અને શક્તિશાળી કાર્યકર્તાઓની પસંદગીને લગતું શિક્ષણ આપશે;

(૫) તાલીમ લેવા આવનારને ભણેલાં અને અભણને શીખવવાની પદ્ધતિ શિખવવામાં આવશે;

(૬) શિસ્તનું શિક્ષણ આપવામાં આવશે.

(૭) પોતાના શહેરી ભાંડુઓ પ્રત્યેની પોતાની ફરજોનું તાલીમ પામનારાંઓને જ્ઞાન અપાશે.

જુદા જુદા રચનાત્મક કાર્યક્ષેત્રોના નિષ્ણાતોને તેમજ જુદી જુદી સંસ્થાઓના ઉપરીઓને આ વર્ગમાં શિક્ષણ આપવા નોતરવામાં આવશે અને તેઓ આ તાલીમ પામનારાઓ સમક્ષ વ્યાખ્યાનો આપશે

આ વર્ગના સંચાલકો મહાત્માજી જેઓ બે દિવસો દરમિયાન મુંબઇ પધારવાના છે તેમની દોરવણીનો લાભ મેળવવાની આશા રાખે છે.

# સ્વ. શ્રી. શિવગૌરી ( ઉર્ફે નાનીબહેન ) ગજ્જરે

## ( ટુંક પરિચય )

આ શહૂર ગુજરાતી વૈજ્ઞાનિક સ્વર્ગસ્થ ત્રીભુવનદાસ ગજ્જરનાં શ્રીમતી શીવગૌરી બહેન થાય. શ્રી. શીવગૌરી ગજ્જરે પણ ભાઇને પગલે પગલે સેવાની કેડી ઉપર પોતાની જીવનયાત્રા આરંભી. ભાઇ જ્યારે વડોદરાના કલાભવનને વીકસાવવામાં અને હુન્નર ઉદ્યોગની કેળવણીનો પાયો રોપવામાં મશગુલ હતાં ત્યારે બહેન શીવગૌરીના મનમાં પણ કંઇક એવાજ વીચારો સ્ફુરી રહ્યા હતા.

ઇ. સ ૧૯૦૭ ની સાલમા સ્વર્ગસ્થ બાઇજીગૌરી મુનશી આગળ પોતાની અંતર-વ્યથા એમણે વ્યક્ત કરી હતી અને એજ સાલમાં બન્નેએ સાથે મળીને સુરતમાં વનીતા વીશ્રામનો પાયો નાંખ્યો હતો.

આ બંને બહેનોએ પોતાનું સઘળું સ્ત્રીધન આ સંસ્થાને અર્પણ કરીને અબળા-ઓના ઉદ્ધારનો પાયો નાંખ્યો અને એ શુદ્ધ ત્યાગમાથી જન્મેલી સંસ્થા આજે ખીલીને હજારો બહેનોને માટે આશીર્વાદરૂપ નીવડી છે.

વનીતા વીશ્રામની પ્રથમ સ્થાપના સુરતમાં કરવામાં આવી, એમા ગુજરાતી સ્ત્રીઓ અને બાળાઓને રહેવાની, ખાવાની, અભ્યાસ કરવાની તેમજ ગૃહઉદ્યોગ શીખવાની સગવડ આપવામાં આવતી કે જેથી આ સ્ત્રીઓ સ્વાશ્રયી બની શકે અને હિંદુ સમાજમાં ગાનભેર જીવી શકે.

શ્રી. નાનીબેન ગજ્જરે પોતાનુ સર્વસ્વ આ સંસ્થાને અર્પણ કરીને સંતોષ માન્યો નહીં, પરંતુ સંસ્થાની સ્થાપના કર્યા પછી તેના ભિન્ન ભિન્ન અંગોના વીકાસ પાછળ શક્તિઓ ખર્ચી સંસ્થા પાછળ પોતાનો આખો સમય તેમણે વ્યતીત કર્યો અને આ ઉન્નત કાર્યમાં ગુજરાતના સંસ્કારી સમાજનો સાથ એમને સાંપડી રહ્યો. પરીણામે ઈ. સ. ૧૯૧૧ માં સુરતના વનીતા વીશ્રામે પોતાનું મકાન ચણાવ્યું.

એ પછી શ્રી. નાનીબેન ગજ્જરે મુંબઇ તરફ નજર કરી મુંબઇ આવ્યાં અને અહીં પણ એમને ભાવભીનો આવકાર મળ્યો, પરીણામે ઇ. સ. ૧૯૧૪ની સાલમાં સેંડહર્સ્ટ રોડ ખાતે વનીતા વીશ્રામના મકાનમાં સુરત જેવી અબળા સહાયક સંસ્થાની સ્થાપના થઇ.

વનીતા વીશ્રામની સંસ્થા છેલ્લા વીશ વર્ષ દરમ્યાન ખુબ ખીલી છે, અબળાઓના ઉદ્ધાર અર્થે એ સંસ્થા તરફથી અત્યારે અનેકવીધ પ્રવૃત્તિ ચલાવવામાં આવે છે. અહીં સ્ત્રીઓ અને બાળાઓ માટે આશ્રમ છે. પ્રાથમીક ગુજરાતી શાળા છે ( સર મંગળ-દાસ નાથુભાઇ ગર્લ્સ સ્કુલ ) સ્ત્રી શિક્ષિકાઓ માટે અધ્યાપન મંદીર છે અને કર્વે વિદ્યા-પીઠથી માન્ય થયલી અંગ્રેજી શાળા છે.

સુરતમાં એક વીશાળ આશ્રમ છે જેમાં લગભગ ૨૦૦ સ્ત્રી અને બાળાઓને આશ્રય મળે છે. આ શાળાઓ અને આશ્રમ અનુભવી શિક્ષકો અને માનદ સેવકોની દેખરેખ નીચે ચાલે છે.

પરીણામે આજે આખાય હિંદુસ્તાનમાં વનીતા વીશ્રામ કેળવણી સંસ્થા તરીકે મશહુર છે.

ઇ. સ. ૧૯૪૦ માં આ સંસ્થાનો રૌપ્ય મહોત્સવ ઉજવાયો ત્યારે હિંદભરના આગે-વાનો અને કેળવણીકારોએ પોતાના આશીર્વાદ એને પાઠવ્યા. એ વનીતા વીશ્રામની લોક-પ્રીયતાનો પુરાવો છે. રાષ્ટ્રની સંસ્થાઓમાં એનું માનભર્યું સ્થાન ત્યારે સાબીત થયું હતું.

ગુજરાતની મહીલાઓના ઉદ્ધાર માટે કરેલા તનતોડ પ્રયાસ માટે શ્રીમતી શીવગૌરીનું સ્થાન કાયમને માટે અમર રહેશે એ નક્કી છે.



## [૧] ગાજર : એક પૌષ્ટિક કંદ

લોકદષ્ટિએ સામાન્ય ગણાતાં ગાજર, વૈદકીય દૃષ્ટિએ પૌષ્ટિક તેમજ સ્વાસ્થ્યવર્ધક ઉપયોગી કંદ છે. એમાં લોહ, ગંધક, ફોસ્ફરસ વગેરે ખનિજ ક્ષારો તથા ' એ ' ' બી ' અને ' સી ' વિટામિન મોટા પ્રમાણમાં છે. કાચાં ખાવાથી એ સવિશેષ ફાયદો કરે છે. ગાજરના રસનો ચામડી ઉપર લેપ કરવાથી ત્વચા સ્વચ્છ, સુંદર અને કાંતિવાળી બને છે. ગાજરમાં પીતરંજક દ્રવ્ય–કેરોટીન છે જે શરીરમાં જઈ ' એ ' વિટામિન ઉત્પન્ન કરે છે. ગાજર ' કોડલીવર ઓઇલ 'ની બરાબરી કરી શકે છે. ' એ ' વિટામિન શરીરસ્વાસ્થ્ય માટે આવશ્યક છે, એથી રોગ થતા અટકે છે અને ઉપસ્થિત રોગોના નિવારણમાં સરીરને સહાયતા આપે છે; તેથી શરીર પુષ્ટ બને છે.

કેરોટીન, લોહ અને ગંધકના ખનિજ ક્ષારોને લીધે ગાજર ત્વચાના રોગોનું નિવારણ કરે છે. એમાં લોહતત્ત્વ વધુ પ્રમાણમાં હોઈ, અત્યારની સર્વશ્રેષ્ટ લોહપ્રદાયક ઔષધિના સ્થાને એનો સફળતાપૂર્વક ઉપયોગ કરી શકાય છે. ઓષધિઓમાંના લોહ કરતાં કાચાં ગાજર ખાવાથી જે લોહતત્ત્વ શરીરને મળે છે તે વિશેષ પથ્ય તેમ ગુણકારી છે; કેમકે તે ત્વરિત વેગે રક્ત સાથે મળી શકે છે.

ગાજરમાં પ્રોટીન ઓછા પ્રમાણમાં હોવા છતાં તે ' પૂર્ણ આહાર ' ગણાય છે. કેમકે, તેમાં સાકર, કેરોટીન, લોહું, ફોસ્ફરસ, ગંધક ઉપરાંત એના રસમાં પેક્ટીન, આલ્બ્યુમિન, તેમજ એક પ્રકારના તેલના તત્ત્વનો સમાવેશ થયેલો છે. ટુંકામાં, ગાજર એક પૌષ્ટિક કંદ છે.

ગાજર કફ–પિત્ત નાશક છે, શૂળ, દાહ અને તૃષાને શાંત કરે છે ને શરીરમાંના સૂક્ષ્મ-કૃમિઓનો નાશ કરે છે. એ રુચિવર્ધક છે અને શરીરની અંદર થતી સડાની ક્રિયાઓને અવરોધે છે. અજીર્ણ કે સંગ્રહણીમાં તે લાભ કરે છે. ક્ષય રોગીઓને માટે ગાજરનો રસ ફાયદાકારક છે, માત્ર મધુમેહના રોગીઓ માટે તે ઇષ્ટ નથી.

ગાજરની ગણના સર્વશ્રેષ્ઠ ' રક્ત શોધક પદાર્થોમાં થાય છે. ૧૫–૨૦ દિવસ માત્ર ગાજરનો રસ કે ગાજર ખાઈને જ રહેવાનો પ્રયોગ, રક્તવિકાર, ગાંઠ, સોજા અને પાંડુ-રોગ જેવા ચામડીના રોગો માટે ખૂબ લાભદાયક સિદ્ધ થયેલો છે. ખસ ઉપર એના રસનો લેપ કરવાથી તે મટે છે. જૂના ઘા ઉપર બાફેલા ગાજરને વાટીને ચોપડવાથી તે મટે છે. શરીર પરનાં છાલાં અને બળતરા કરતા ઘા ઉપર કાચા ગાજરની લુગદીમાં આટો ભેળવીને બાંધવાથી ફાયદો થાય છે. યકૃતવિકાર, પથરી, બરોળ તથા બીજા પિત્તજ રોગવાળાઓએ ગાજર ખાસ ખાવાં જોઈએ.

ગાજર પૌષ્ટિક તેમજ બળવર્ધક છે. મૂત્રાશયની ઉપર એની સારી અસર થાય છે અને પેશાબમાં જતી રક્તશર્કરાને તે બંધ કરી દે છે. ગાજરનું મૂળ ઓના દૂધમાં

ઘસીને સૂંઘવાથી આંચકી અટકે છે; એનાં પાંદડાંને ઘી ચોપડી, ગરમ કરી તેનો રસ કાઢી, નાક અને કાનમાં તેનાં ટીપાં નાખવાથી આધાશીશી મટે છે. એનાં બીજ કામોદીપક, પૌષ્ટિક તેમ નાડીઓને શક્તિ આપનારાં છે. એ પચવામાં જરા ભારે અને વાયુ ઉત્પન્ન કરતાં હોઇ, એમાં કાળાં મરી નાખીને ખાવાથી નુકસાન કરતાં નથી.

[ " પ્રજાબંધુ "માંથી ]

---

## [૨] આંસુમાં રહેલું વીટામીન

બાળકની માફક મોટાં માણસોએ પણ ખરું જોતાં રડવાથી શરમાવું ન જોઇએ. રુદન એ રૂંધાએલી લાગણીને જેમ મોકળાશ કરી આપે છે તેમ રડનારની તન્દુરસ્તીને પણ ફાયદો પહોંચાડે છે. તમે જાણો છો ખરા કે, ગાલ પરથી રોનકદાર મોતીની માફક દડતા એકે એક અશ્રુમાં ઝેરીમા ઝેરી રોગ-જંતુનો નાશ કરવાનું સામર્થ્ય હોય છે ?

આંસુ, લાળ તથા શરીરના એવા સ્વાભાવિક સ્રાવોમાં કશોક રક્ષણકારક પદાર્થ હોવાની શંકા વિજ્ઞાનીઓને ગયેલી અને હવે એ પદાર્થ એમણે શોધી કાઢયો છે જે પેની-સીલીન અને સલ્ફા–દ્રવ્યો કરતાં પણ વધુ શક્તિશાળી છે. પેનીસીલીનના બ્રિટિશ શોધક ડૉ. એલેકઝાંડર ફ્લેમિંગે એ ગ્રન્થીસ્રાવ ઇ. સ. ૧૯૨૨ માં શોધી કાઢીને તેને 'લીસોઝા-ઇમ'નું નામ આપેલુ, પરંતુ ત્યાર પછી તે અન્ય વ્યવસાયમાં પડી જતા આ બાબતમાં વધુ સંશોધન થવા ન પામેલું.

હવે, ૨૨ વરસ રહીને કોલંબીઆ યુનિવર્સિટીના ડૉ. કાર્લ મેયરે એ બાબત પરત્વે પોતાનું વિશેષ સંશોધન બહાર પાડયું છે. એના જણાવ્યા પ્રમાણે ' લીસોઝાઇમ 'ની અંદર રોગજંતુઓ અથવા બેકટીરિયાનો નાશ કરનાર જે તત્ત્વ રહ્યુ છે તે ' બાયોટિન ' નામક વીટામીનનું છે.

' બાયોટિન ' એ સઘળા વીટામિન અથવા પ્રજીવક દ્રવ્યોમા શીઘ્રપ્રભાવી છે. આંસુમાં રહેલું બીજું એક પ્રજીવક દ્રવ્ય ' એવિડિન ' એ આ ' બાયોટિન 'નું વાહક અને ગ્રાહક છે. ડૉ. મેયરના કહેવા પ્રમાણે મુક્ત એવિડિનમાં એક ગ્રામના એક કરોડમા ભાગ જેટલું બાયોટિન ઉમેરવામા આવે તો એથી બનેલા લીસોઝાઇમની જંતુનાશક શક્તિ આઠગણી પરથી અઢીસોગણી પર પહોંચે. આ પરથી એ જ અનુમાન નીકળે છે કે વધારે રડતું છોકરું રોગજંતુઓથી વધારે પ્રમાણમા મુક્ત રહે છે, અથવા તો મુક્ત રહેવા માટે જ તેને કુદરતી રીતે વધુ રડવું આવે છે.

[ " પ્રજાબંધુ "માંથી ]

---

## [૩] શરીરને પાણી શાને જોઇએ ?

પાણી એ આપણે માટે એવી સુલભ વસ્તુ છે કે આપણે તેની મૂલ્યવત્તા પર ભાગ્યે જ કદી વિચાર કરીએ છીએ. માણસ અન્ન વિના અઠવાડિયા સુધી રહી શકે, પરંતુ એક યા બીજા સ્વરૂપમાં પાણી વિના તો ચોવીસ કલાક પણ તેનાથી રહી ન શકાય. રણપ્રદેશમા વનસ્પતિનો દેખીતો અભાવ પુરવાર કરે છે કે માત્ર માણસને કે અન્ય પ્રાણીઓને નહિ પરંતુ વનસ્પતિ સુદ્ધાંને પાણીની જરૂર અનિવાર્ય છે.

શરીરને પાણીની જરૂર શા માટે છે ? મુખ્યત્વે બે કારણે. એક તો, શરીરના જીવન-ધારક રસાયણોને પોષીને શરીરને ટકાવવા માટે, તથા બીજું, શરીરમાંનો નકામો કચરો બહાર કાઢવા માટે. શરીરનો ચામડી, હાડકાં તથા ચરબી સિવાયનો સઘળો ભાગ પાણીમાં ઓગળી જાય તેવો હોય છે. હાડકાંના પણ

વજનમાં ૧/૩ ભાગ પાણીનો હોય છે જ્યારે લોહીના વજનમાં ૪/૫ જેટલો શરીરના કોશોને પોષણદ્રવ્ય પહોંચાડવા માટે તથા નકામો કચરો બહાર કાઢવા માટે લોહી સાથે લગભગ ૧૦ રતલ પાણી શરીરમાં ફરતું રહે છે.

મરતો માણસ પાણી માગે છે એ એની સહજ પ્રેરણાના બળે. લોહીમાં તથા સ્નાયુઓમાં નકામો કચરો ઘણો વધી જતાં તેનું શરીર જલશોષ અનુભવે છે. શરીરમાં રહેલા પાણીના દસ ટકા પણ ઓછા થઈ જાય તો તેનું પરિણામ ગંભીર આવે, જ્યારે વીસ ટકા ઓછા થાય તો તો એ પ્રાણઘાતક જ નીવડે. તાવ, કોલેરા કે સંગ્રહણીમાં શરીરને પાણીનો જબરો શોષ પડે છે, એજ રીતે મૂત્રપિંડોનો મૂત્રસ્રાવ જો બંધ પડે અને નકામો કચરો પાણી સાથે બહાર નીકળતો રૂંધાઈ જાય તો 'યૂરેમિયા' નામનો રોગ થવા પામે છે જે ઘણી વખત પ્રાણઘાતક નીવડે છે.

શરીરમાં જળ-સમતુલા ( water-balance ) જાળવવાને એ જરૂરી છે કે શરીરમાંથી જેટલું પાણી નિકાસ પામે એટલું એમાં પાછું દાખલ થવું જોઈએ. અખાડાબાજોનું પરસેવાથી ખૂબ રેબઝેબ એવી શ્રમ પછીની સ્થિતિમાં વધુમાં વધુ ૧૪ રતલ સુધી વજન ઘટી ગયું હોવાના દાખલા નોંધાયા છે, એથી ઉલટું કેટલાક રોગોમાં શરીરમાંના ક્ષારોને ઓગાળવા માટે એટલું બધું પાણી પીવાની જરૂર પડે છે કે એથી વજન પણ વધી જતું દેખાય.

પૂરતા પ્રમાણમાં પાણી ન પીનારા લોકોને પેસાબ બહુ ઓછો થાય છે, પાચક રસોનો પણ સ્રાવ ઘટી જતાં બંધકોશ થાય છે, અને માથું દૂખે છે. ઘણીવાર પાણીના અભાવે આંતરડાં પણ કોહાવા માંડે છે. સામાન્ય સ્વરૂપમાં એથી ઊલટી થવા પામે છે અને ગંભીર સ્વરૂપમાં પછી બીજાં ચિહ્નો જણાય છે. આ રીતે જોતાં પાણી દેખીતી રીતે શરીરના શક્તિસંચયમાં ભલે મામૂલી ભાગ ભજવતું જણાતું હોય, પરંતુ એના વિના શક્તિસંચય તો શું પણ આરોગ્યની સામાન્ય જાળવણી પણ મુશ્કેલ બને. શરીરનું ઉષ્મામાન એકધારું જાળવવામાં પણ પાણી મહત્ત્વનો ભાગ ભજવે છે.

આપણા શરીરને પાણીનું કેટલું પ્રમાણ જોઈએ તેનો આધાર આપણે કેવું અને કેટલું ખાઈએ છીએ તેના પર તેમજ શરીરમાંથી પાણીની કેટલા પ્રમાણમાં નિકાસ કરીએ છીએ તેના પર રહે છે. ગરમીના દિવસોમાં પ્રવાહી ઉમેરો શરીરમાં વધુ પ્રમાણમાં થવો જોઈએ કારણ કે શિયાળામાં આપણે ગુમાવીએ છીએ તે કરતાં ઉનાળામાં ચામડીનાં છિદ્રો દ્વારા શરીરમાંનો ભેજ આપણે વધુ પ્રમાણમાં ગુમાવીએ છીએ. તાવ, ઊલટી કે ઝાડાથી રીબાતા દર્દીને પરાણે પણ પાણી પાવું જોઈએ. શરીરમાં પાણીના વધારાથી ઘણી વાર ચેપી કે હાનિકારક દ્રવ્ય પણ બહાર ખેંચાઈ જાય છે—જો કે હદથી જ્યાદે જલપાન પણ સારું નથી કારણ કે એથી મૂત્રાશય પર નિરર્થક બોજો વધે છે. સરેરાશ પુખ્ત ઉંમરના માણસને રોજના એના ખોરાકના પ્રકારના પ્રમાણમાં ૪ થી ૮ પવાલાં પાણી જોઈએ. ખોરાકની સાથે યોગ્ય પ્રમાણમાં લેવામાં આવે તો પાણીને લઈને પાચક રસોના સ્રાવમાં વૃદ્ધિ થવા પામે છે. સવારના ઊઠતાં વેંત એકાદ બે પવાલાં પાણી પી લેવામાં આવે તો તેથી બંધકોશ કે કબજિયાતમાં ફાયદો થાય છે.

[ "પ્રજાબંધુ"માંથી ]



### સ્ત્રી કાર્યકર્તાઓનો તાલીમવર્ગ :

સ્વ. કસ્તુરબા સ્મારકનિધિ દ્વારા ચલાવવામાં આવનાર સ્ત્રી કાર્યકર્તાઓનો તાલીમ વર્ગ, ચાલુ એપ્રિલ માસની તા. ૫ મીથી બોરીવલી ( મુંબઇ પાસે ) મુકામે શરૂ થનાર છે. ત્યાં દેશના જુદા જુદા પ્રાંતોમાંથી ગ્રામસેવાભિલાષી કાર્યકર્તા બહેનો પોતપોતાના પ્રાંતોમાં, સ્ત્રીઓના ક્ષેત્રોમાં રચનાત્મક કાર્ય ઉપાડવાની તાલીમ મેળવવા આવશે.

આ અંકમાં એ વર્ગની કાર્યદિશાને લગતુ, અમને એ વર્ગનાં પ્રવર્તક શ્રી. મૃદુલા બહેન તરફથી મળેલું નિવેદન પ્રસિદ્ધ કર્યું છે. તે પરથી જણાય છે કે, ગ્રામસેવાના આ રચનાત્મક કાર્યક્રમમાં શિક્ષિત અને નિરક્ષર બન્ને પ્રકારની બહેનો આવશે.

એમાં એક પ્રકારની બહેનો શિક્ષિત હશે. પોતાની આસપાસની અને વિશાળ દુનિયાને લગતું વિવિધ જ્ઞાન ધરાવનારી હશે, જ્યારે ગામડેથી જતી બહેનો પૈકી કેટલીક નિરક્ષર હશે તેઓ બન્નેમાં એક યા બીજા વિષયના જ્ઞાનનો અભાવ હશે, અને તેની પૂર્તિ તેઓ અહીં પ્રાપ્ત કરી શકશે.

આ વર્ગમાં, ગ્રામસેવાના અનુભવી કાર્યકર્તાઓ પોતાના અનુભવ જ્ઞાનનો લાભ આ તાલીમ પામનાર બહેનોને આપવાના છે અને તે દ્વારા પોતે, ગામડે જઇ સેવાદીક્ષિત થાય તે પહેલાં પોતે કયી ભૂમિ પર ઊભાં છે તેનો ખ્યાલ તેમને મળી જશે. એટલે, તે પરથી પોતાની ભાવિ કાર્યદિશાની રૂપરેખા તેઓ સહેલાઇથી દોરી શકશે.

આ વર્ગમાં તાલીમ પામેલી બહેનો જાતેજ કંઇ કાર્યકર્તા તરીકે ગામડે જઇ બેસી જવાની નથી; પરંતુ તેઓએ પોતપોતાના પ્રાંતનાં ગામડાંઓમાં પોતે આ વર્ગોમાં શું શું જોયું, મેળવ્યું, અનુભવ્યું તેનો લાભ એ ગામડામાં કામ કરવા તૈયાર થતી બહેનોને આપવાનું રહેશે.

આમ, સ્વ. કસ્તુરબારૂપી એક દીપકની જ્યોતમાંથી, આ કાર્યકર્તા તાલીમવર્ગના પ્રાંતિક દીપકો પ્રકટશે અને તેમાંથી દેશભરમા–પ્રાંતપ્રાંતનાં ગામડાંઓ દેશસેવિકાઓની આ મશાલ પોતાનો દીપ્ત પ્રકાશ પ્રસરાવશે.

આ વર્ગમા તાલીમ પામેલી બહેનો, ગામડે ગામડે, સ્ત્રીઓની થતી કર્કશાને નિહાળી, તેમાથી એ બહેનો–બાળકોના ઉદ્ધારની ચાવી હાથ કરો અને તેમને તેનના કાર્યમાં સંપૂર્ણ સફળતા મળો એવી પરમનિયંતા પરમેશ્વર પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે.

પ્રભુ ! અંધારેથી પરમતેજે તું લઇ જા

## સ્વ શ્રી. નાનીબ્હેન ગજ્જરનુ અવસાન

મુંબઇ વનિતા વિશ્રામના સંસ્થાપક અને પ્રાધ્યાપક ગજ્જરનાં મ્હેન શ્રીમતી શિવગૌરી ઉર્ફે નાનીમ્હેન ગજ્જરનું ૮૦ વર્ષની વયે સુરત મુકામે અવસાન થયાના સમાચાર આપતા ખેદ થાય છે. શ્રીમતી નાનીમ્હેને ત્રીશ વર્ષ પહેલાં સુરતમા વનિતા વિશ્રામની સ્થાપના કરી હતી. એ વનિતા વિશ્રામદ્વારા આજે ત્યા ગુજરાતી તેમજ અગ્રેજી શાળાઓ, કોલેજ અને આશ્રમ ચાલી રહ્યા છે.

ત્યારબાદ મુંબઇ મુકામે પણ વનિતા વિશ્રામની સ્થાપના કરવામા આવી હતી. અને શ્રીમતી નાનીમ્હેને પોતાનું સમગ્ર જીવન એ સંસ્થા પાછળ આપી દીધુ હતું. મુબઇનું વનિતા વિશ્રામ આજે જે સુંદર કક્ષાએ પહોંચ્યું છે તેની પાછળ શ્રીમતી નાનીબ્હેનનો અથાગ પરિશ્રમ પથરાએલો પડયો છે.

સરકારે પણ તેમની સેવાઓની કદર કરીને તેમને 'કેસરે હિંદ 'ના ચાંદની અને જે. પી. ના ખેતાબ તથા ઓનરરી પ્રેસીડન્સી મેજિસ્ટ્રેટના ઓદ્દાની નવાજેશ કરી છે. જનતાએ પણ વનિતા વિશ્રામનો રજત મહોત્સવ ઉજવીને તેમની સેવાની કદર કરી હતી. તેમનાં અવસાનથી સ્ત્રી સમાજને ન પૂરાય તેવી ખોટ પડી છે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાંતિ અર્પો.

---

## નવલ સ્મારક

સુરતના ગુજરાતી સાહિત્ય મંડળે સ્વ. સાક્ષર અને વિવેચક નવલરામ પંડયાનું યોગ્ય સ્મારક કરવા માટે ગુજરાતના વગદાર સાહિત્યકારોની એક સમિતિ નીમી છે અને તેમની સાથે સંપર્ક સાધી ઉપરોક્ત ધ્યેયને લક્ષીને કામકાજ શરૂ કરવા માટે શ્રી ઇશ્વરલાલ વીમાવાળા, નટવરલાલ શાસ્ત્રી, શ્રી. હસમુખ પંડિત, શ્રી. ભુવાનસિંહ ચાવડા તથા શ્રી. નટવરલાલ દેસાઇની એક સમિતિ વધુ સભ્યો કો. ઓપ્ટ કરવાની સત્તા સાથે નીમી છે. આથી સ્વ. નવલરામ પ્રત્યે ભક્તિભાવ તથા સન્માનની લાગણી ધરાવનારા સર્વે સાહિત્ય પ્રેમી સજ્જનોને વિનતિ છે કે તેઓ ઉપરોક્ત સમિતિમા શ્રી. ઇશ્વરલાલ વીમાવાળા, ( ઠે. નવચોક, કોળાપીઠ, સુરત )ની સાથે એ સંબંધમાં પત્રવહેવાર કરે તથા પોતાના તરફથી બનતો ફંડ ફાળો મોકલી આપે,

નટવરલાલ શાસ્ત્રી
નટવરલાલ દેસાઇ
મંત્રી
નવલ સ્મારક સમિતિ






ઝંડુ
રક્તો
ફોસ્ફોમોલ્ટ


TRADE MARK
ZANDU
RAKTO

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી :
સૌ. જયવતી દેસાઇ

# ગુણસુન્દરી

સહતંત્રી :
સૌ. વનમાળા દેસાઈ પી. એ
સૌ. રમા ઠાકોર બી. એ.

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૪ મું. ] મે : ૧૯૪૫ [ અંક

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ બાર આના



પુસ્તક ૪૪મું    મે : ૧૯૪૫    અંક ૩ જો

# માનવ તારૂં સર્જન

લેખક : શ્રી. " અજ્ઞાત "

માનવ ! તું તો, ઓ માનવી સર્જાયો છે, ' તારે ખાતર ? ' ના, ના. માનવજાત માટે, બધાને માટે, સદાને માટે. અને તને કોઈ ન રોકે, ન રોકી શકે માનવધર્મ બજાવતાં, સેવા સ્વીકારતાં. તું તો છે બંધનવિહિન, અને તેથી જ તું બજાવી શકે સાચા હૃદયથી બંધુત્વપ્રેમની અનેરી સેવા.

તને ન થવું જોઇએ, તારે ન થવા દેવું જોઇએ–આ ' અમુક ' ને પેલું ' અમુક, ' આ ' મારું ' ને પેલું ' તારું '. તને ન હોય બંધન–પછી તે દેહનું હોય, પ્રેમનું, સત્તાનું કે સ્વાર્થનું.

બંધન તે તો માનવીની પામરતાની હદ. અને તે પ્રેમના બંધનથી, તારો સાચો માર્ગ માનવસેવાનો. તેમાં બને તું ચલીત–તે કેમ પાલવે ? તને ન ઘટે આ–તને ન ઘટે દયા–માત્ર અમુક માટે, ન ઘટે ઉદારતા–તારા મિત્રો માટે, ન ઘટે અનુકંપા–તારા સ્નેહીઓ માટે–.

તું તો છે ' જાહેર મિલ્કત '. તને કોઇ ન બનાવે–બનાવી શકે–ન જોઇએ, અંગત મિલ્કત. કારણુ કેટલાય માનવના દ્વારને બંધ કરી તું એક સ્થાન લે તે સાચો રાહ નથી–તે માનવતા નથી.

ઓ માનવ ! તને મારા છેલ્લા પ્રણામ. હક નથી–લાયકાત નથી–તાકાત નથી છતાં કહું છું કે કરજે અને હૃદયે ધરજે ' માનવસેવા '. પ્રણામ ! મારા વ્હાલા વીર–મિત્ર, પ્રણામ !

પાછો ફરી સાદ ના દેતો કે ' હું ક્યાં ? ' ' તું ક્યાં ? '...અને છતાંએ કદી કદી કો સુખદુઃખના અવનવા પ્રસંગે એક માનવ તરીકે અને એક મિત્ર તરીકે...ઘડીભર હસાવી દેજે, ઘડીભર રડાવી દેજે...

...હું છું
' આજનો મિત્ર, આવતિકાલનો માનવ '.

# સૈનિકા

> રહેરી ચુકી હું, કર-કંકણોને,
> પિયુ હવે તો ભુજ-દંડ અર્પો;
> શૃંગાર દ્યો, બાણુ ધનુષ્ય કેરાં,
> ને ધૈર્યની ઢાલ સમીપ છાતી.

જાગો અરે અંતરના સુહાગો,
ને શૌર્ય તેજે, નયને પ્રકાશો;
વિનાશ અગ્નિ, પ્રજળો હૃદેમાં,
ને દેશસેવા વહજો નસોમાં.

સૈનિક શાના ? નહિ સૈનિકા હું ?
બળવાન શાના ? અબળા યદિ હું ?
અર્ધાંગિની જો મુજને, મનાવી,
અસામ્યતા શું, કદી પાલવે આ ?

.. પ્રણયને વળી પ્રાણુ કેરી,
મુજ રક્ત-લાલી સમ નાથ મારા !
.. શક્તિ-સમ શીવ શાના ?
જો ના બનું હું, કદી કાલી દુર્ગા ?

આદિ પુરૂષે કૌશલ્ય સોંપ્યું,
સ્વકીય માયા-રૂપ હસ્ત એને;
પૃથ્વી તણી સૌ ઉત્ક્રાન્તિ કાજે,
મસ્તાન બળને આદેશ આપ્યો.

મધરાત કેરા, પ્રશાન્ત કાળે,
પ્યારા બજાવો તમ પ્રેમ-બંસી;
ને મારી દેહે તમ વીર-શ્વાસો,
ગૂંથી બનાવો, સ્વરહાર સાચો.

અંગુલિઓથી ગણી ગણીને,
દયો બતાવો બમણા શું મોહન !
મુજ ઓષ્ઠ ઉપર તમ ઓષ્ઠથી આ,
લખ્યાં પ્રેમ-મંત્રો મુજ સાદ રોકે ?

કિંતુ સુનેરી કિરણોથી ભૂપર,
શું સ્વાદ તેનો લખશો તમે શું ?
ઝંકાર કરતા મુજ કંકણોનો,
સંવાદ લખશો ? કરવાલ મુજપર.

માન્યું અમે જોહર જે થતો તે,—
મૃત્યુ તણા એ તહેવાર જેવો,
શીલ-ભંગ કેરા સિંધુ ઉંડા ને,
તરવા તણો એ તહેવાર માન્યો.

આજે પરંતુ તમ મૂરલીનો,
રણભેરી જેવો ડંકો બજાવો,
વળી કરોને અસી ધાર વાળી,
ઉદાર મરવા, મારી રિપુને.

જોહરથી અધિકું, શું છે જગે આ,
" અશ્વે ચડીને જોહર ઉજવવો; "
કંકણુ બનો સૌ અમ આ સુહાગી,
યૌવનની ઊર્મિ અમ અંગ વ્યાપો.*

અનુવાદક : ડૉ. અમૃતલાલ પટેલ

---

* પંજાબના મરાઠા કવિ માખનલાલ ચતુર્વેદી ( " એક ભારતીય આત્મા " )ના ' હિમકિરીટિની " નામના કાવ્યસંગ્રહમાંના " ત્રિપાદિની " નામના કાવ્યનો છાયાનુવાદ.

# ચમકતો તારો કે જલતો અંગારો?

લેખક : શ્રી. વિઠ્ઠલ ઝવેરી

અરે ઓ અભાગા !

ચમકતા તારા યાને જલતા અંગારા !

તું તો પ્રકાશે છે ઉંચે ઉંચે ગગનમાં,

ચમકે છે ઝળુક ઝળુક, રાત્રીના અંધકારમાં;

ઉંચે ઉંચે, આસમાનમાં તારૂં છે સ્થાન–

દૂર...દૂર...અને છતાંએ...–

—કો રણે ભમતા, માર્ગ ભૂલેલા મુસાફરનો તો

તું જ સાથી ને ?...

—કો સાગરખોળે શિપ ઝુકાવી,

ઘોર ઘૂઘવાટમાં ઘૂમતા એકાકી નાવિકનો

તો તું જ સાથી ને ?...

—કો અટવીમાં અટવાયેલાનો તો તું જ

તારણહારને ?

અને કો કવિના હૃદયની ઉર્મિનું તો તું જ

સ્થાન ને ?

અરે ઓ અભાગા !, તું તો છે મૂક માનવીને

દૂર સુદૂરથી ઝાંખી ભાસતી—

'તેજલછાયા'...જીવન સાથે જુગાર ખેલતાં અનેક અણુજાણ માનવીનું તો તું જ 'એંધાણુ' ને ?...આસમાનમાં રહી રહી–નીકટતાથી તો આગે આગે હોવા છતાયે— તું બતાવે છે કેટલાયે પામર માનવીને જીવનનો સાચો રાહ...સાદો સરળ અને સર્વગ્રાહ્ય... અરે પણ તું તો આમ છે એક ચમકતો તારો—છતાંયે એક 'જલતો અંગારો'.

તું જલે છે—સૈકાથી એની એ ઘોર ભીષણ જ્વાલાએ—પરંતુ તે 'બીજાને ખાતર'. તારી જ્વાલા બીજાને શાપરૂપ નથી. માનવનો તો તું છે શાંત પ્રકાશનો તારો—તને તે તો દેખે છે એક નાનકડો તારો છતાં તું તો છે 'આંતરિક ભભકતો દાવાગ્નિ. તારી આ છે એક શાંત વેદના—શોકમય છતાં આનંદદાયક.

સેઠો તો ' તને માને છે એક નાનકડું ટપકું. મારા કરતાં તો તું હજારો ગણો મોટો છતાં તું તો બનાવવા પ્રયત્ન કરે છે કે તું એક ટપકું જ છે. એક નાનકડું ટપકું—

ચમકતું, ફરતું, કુદતું, પ્રકાશતું—

આપે છે પ્રકાશ—

અને છે માનવનું એંધાણુ—

અને ઓ જલતા અંગારા! તને જલતો નિરખી, કો માનવ હૃદયભીનો બની, ઘડીભર પાગલ બની દોડે ' આ બિચારો જલે છે, ચાલ એને શાંત કરૂં '—

ત્યારે તો તું ઘડીભર હસી રહે છે, અને કહે છે ' અરે ઓ ! રસાતળ ભૂમિના ભાવિક દૂર રહેજે. પરોપકાર માટે આભાર...હું ચેતું છું–ભલે–મને જલવામાં જ આનંદ છે. ખરી જીવનસાર્થકતા છે. જો મારી જ્વાલા બંધ પડશે તો, તો શું થશે તે તું જાણે છે ? '—

કો અટારીએ ઉભેલો કવિ કહેશે ' અરે ! આ કાળો ડાઘ, સ્વચ્છ આકાશમાં ક્યાંથી ? '—

કો નાવિક કહેશે ' અરે ! પેલો ચમકાટ ક્યાં ?—મારી દીશા કઈ ? મારે ક્યાં જવું ?

અને કો રણવગડાનો ભમતો જોગી બબડશે ' અરે ! ઓ આસમાની તારા ! તું પણ કાળો ડાઘ જ નિકળ્યો ?—અફસોસ !

માટે હે માનવ ! મારે તારો પરોપકાર ન ખપે. હું જલું છું માનવજાત માટે— અને એ જલતી જ્વાલા બંધ થશે તો હું બનીશ ' એક કાળો ડાઘ '. તે મારે ન જોઈએ.

—ત્યાં તો કોઈ માનવ બોલ્યો ' હું તો તારી જ્વાલાને વધારે ચેતાવવા માંગુ છું. ઓ તારકમાનવ ! હું તો જગતમાં તારા પ્રકાશને ચારે કોર પાથરી દેવા મથું છું '—

પણ તે અચલ તારો તો' તે જ ભાવે બોલ્યો—

' નહિ રે, માનવ !—હું વધારે જલીશ તો જલ્દી ખરીશ—'

અને ખરેખર ! વર્ષોના વર્ષો સુધી માનવસેવા કરી તે તારો આખરે ખરી પડ્યો—માનવચરણે ઢળી પડ્યો—અંગારાની રાખ સ્વરૂપે—કારણ તે ખૂબ જલ્યો.—



# અગ્નિ

લેખક : શ્રી.

"આં જો, બેટા મંજુ ! તારે જોઈતું મંગાવજે; સાસુ–સસરાની આજ્ઞાનું નમ્રપણે પાલન કરજે, નણંદના શબ્દોને સાંખી રહેજે. બેટા ! મારી તને વિદાય વેળાની આટલી શિખામણ છે."

"બા ! તારે મને કંઇ કહેવું નહિ પડે. તમે મને સંસ્કાર આપ્યા છે; તમારા ઘરમાં આટલી મોટી થઇ તો ય શું હજી તમારે એ કહેવાનું બાકી હોય ! ના, માડી! તારે મને કંઇ કહેવું નહિ પડે."

"હા, બેટા ! એ તો હું જાણું છું. મારી દિકરીને કંઇ કહેવાનું છે જ નહિ. પણ બે'ન ! મારું માતૃહૃદય છે એટલે એટલું અનાયાસે પણ બોલાઇ જાય છે; કારણ, આપણી જ્ઞાતિને તું ક્યાં નથી ઓળખતી ! વાતનું વતેસર કરતાં અને પારકા ઘરમાં કજિયા ઘાલવામાં આપણી જ્ઞાતિ ક્યાં પાછી પડે એવી છે !"

"બા ! એ બાબતમા તારે મને કંઇ જ કહેવું નહિ પડે. આપણી જ્ઞાતિને હું ક્યાં નથી ઓળખતી ?"

ગળગળા અવાજે અને રૂંધાયેલા કંઠે માતાને સંબોધતી હતી અને ટપકી પડવાની તૈયારી કરતાં મૌક્તિકોને સાચવી રાખવા –તેને સાચવવાનો પ્રયત્ન પોતે લગાર પણ કર્યો નથી તેમ દાખવતાં મંજુએ એની બે આંખોનાં અણિયાળાં પર રૂમાલ ફેરવ્યો. બન્ને બોલતાં જતાં હતાં અને ધીમાં ડગ ભરતાં રેલવે સ્ટેશનની નેમ તરફ જાણે સોંસરી નજર હોય તેમ સીધી સડકે ચાલ્યાં જતાં હતાં.

સાડા છ વાગ્યે સ્ટેશન પર બન્ને આવી પહોંચ્યાં. ટિકિટબારી પર ટિકિટ ખરીદવા માટે લાગતી કતારમાંથી સ્ત્રીઓને મુક્તિ મળેલી હોય છે એટલે પહેલી તકે તેઓ ટિકિટ મેળવી શક્યાં અને બન્ને સ્ટેશનની અંદરના ભાગમાં ગોઠવેલા બાંકડે બેઠાં. માતાએ પોતાની શાણી છતાં પહેલી જ વાર સાસરે જતી સુકન્યા સમી પુત્રી મંજુને વળી પાછી શિખામણ આપવા માંડી.

"અને બેટા ! સગાંવહાલાંમાં એવી ભળી જજે કે જેમ દૂધમાં સાકર? મારે તને કહેવું ન જોઇએ છતાં કહેવાઇ જાય છે."

"બા ? એ બાબતમાં તું જરાય ફિકર ન કરીશ. માતા ! હું તારી પુત્રી છું. તારા હાથે ઊછરી તારી ગોદમાં રહી ક્ષણે ક્ષણે તારા સંસ્કાર પામી છું. પછી તારે મને આવી શિખામણ આપવાની ન હોય !" ડાહી દિકરી મંજુએ માતાને શાતા આપી.

"પણ મંજુ ! એક વાત તો તને કહેવાની રહી ગઇ. રંજનલાલ વિલાયત જઇ આવેલા છે, શિક્ષિત છે, એમની સાથે કેમ વર્તવું એ તો હું તને શું કહું. એમની સાથે તું તારો વર્તાવ એમને અનુરૂપ રાખજે. એમની સહભાગી થજે." માતાથી પતિ પ્રત્યેની મંજુની ફરજનું ભાન કરાવ્યા સિવાય ન રહેવાયું.

અને ટ્રેન આવી. સંખ્યાબંધ માણસોની ગજબ ગીરદીમાં નાજુક દેહદૃષ્ટિવાળી મંજુએ ધક્કામુક્કીમાં ઝંપલાવવાનું પસંદ ન કર્યું. થોડી વાર રાહ જોઇ સ્ત્રીઓના ડબ્બામાં બેસવા એણે વિચાર્યું. અને એની ધીરજ એળે ન ગઇ. સ્ત્રીઓના ડબ્બામાંથી કાણુ–મોંકાણે ગયેલું. ૧૫–૨૦ સ્ત્રીઓનું એક

# સ્નાન

"પૌલસ્ત્ય"



ઝૂમખું બહાર આવ્યું અને મંજુએ એ ડબ્બામાં આશ્રય લીધો.

વિદાય ! વસમી વિદાય ! માતાથી વિખૂટી પાડનારી એ વિદાયપળ આવી. એન્જિને સીસોટી વગાડી, સ્ટેશનપરના પોર્ટરે ઘંટના બે ટકોરા વગાડયા અને ગાડીની ગતિ ચાલુ થઇ. માતા અને પુત્રી બન્નેની આંખોએ મોતીના દાણા જમીન પર વેર્યા. માતા વિદાય થતી પુત્રી નજર જોઇ શકે ત્યાં સુધી જોતી રહી, પુત્રીએ માતાને જોઇ શકી ત્યાં સુધી જોયા કર્યું. બન્ને વિખૂટાં પડયાં !

મંજુ સાસરે ગઇ.

[૨]

"વહુ બેટા ! આવો. આ તમારું ઘર છે. સંભાળો."

"આશીર્વાદ ! મંજુ તારા સસરાને પગે લાગ."

સસરાએ ગૃહલક્ષ્મીને ઘરમાં વાસો કરવા આમંત્રણ આપ્યું. સાસુએ પુત્રવધૂને કુલરિવાજ પ્રમાણે પાયે લાગણું કરવા સૂચન કર્યું.

મંજુ સાસુ–સસરાને પગે પડી. નણંદબાને ભેટી, અને પડોશની સ્ત્રીઓ જે નવી આવેલી વહુને જોવા ઇન્તેજારી દાખવી રહી હતી તે સૌને બે હાથ જોડી કપાળે લઇ જઇ નમસ્કાર કર્યા. સૌએ જાણ્યું: વહુ સુલક્ષણી છે, ઘરની લક્ષ્મી જેવી છે, કુળને ઉજાળે તેવી છે.

***

મંજુ એની માતાની એકની એક દિકરી ! છ માસની મૂકી એના પિતાએ એને ત્યજી દીધી હતી. એની માતાનો ત્યાગ કર્યો હતો; ધંધામાં ખોટ જવાથી ઘરબાર હતું તેમનું તેમ મૂકી એ કાળી રાત્રે કયાંક ચાલ્યા ગયા હતા. તે દિવસથી તેમનો પત્તો નહોતો. જેમ તેમ દુ:ખ વેઠી, પરાયાં પોતાનાં કરી એની માતાએ એને પંદર વર્ષની કરી હતી. પોતાની એક માત્ર મિલકત સરખી મંજુને એણે ઉછેરી હતી. આજે એની એ મિલકત પારકી થઇ હતી. છતાં એનો એને શોક નહોતો; એ તો એથી આનંદ પામતી હતી; પોતાની મિલ્કત યોગ્ય સ્થળે સુરક્ષિત રહેશે અને એનો ઉત્તરોત્તર વિકાસ–વૃદ્ધિ થશે એવી અનેક આશા–ઊર્મિઓને એ એના અંતરમાં સમાવીને આનંદ પામતી હતી–ઘડીઘડી હર્ષનાં આંસુ વહાવતી હતી.

***

"ઓહ ! મંજુ ! લગ્ન પછી આપણે કેટલા બધા દિવસે મળ્યાં ! ત્યારે તો તું મારી સામે નજર સરખી કરતાં પણ શરમાતી, દૂરથી મને આવતો જોતાં તું સંતાવા પ્રયત્ન કરતી. પણ આજે ? આજે તો તું મારી સામે જ આકાશના ચંદ્ર સામે ચકોરી ટીકીટીકીને જોઇ રહે તેમ તું જોઇ રહી છે ! ચકોરીને તો એ ચંદ્રમા ચાલતો–ગતિમાન દેખાય છે; પણ તું તો ન હાલે કે ચાલે ! કેમ, મંજુ ! કેમ બોલતી નથી ?"

પ્રથમ મિલનની રાત્રે વરવધૂ એકબીજાની સામે જોઈજ રહે, એ સ્વાભાવિક છે. બન્નેમાંથી એક પુરુષજ વાત ઉપાડવાની ધૃષ્ટતા કરી છે, સ્ત્રીજાતિને ઇશ્વરે એથી દૂર રાખી છે. અને રંજનલાલના ઉપલા શબ્દો છતાં મંજુએ એક હરફ પણ ન ઉચ્ચાર્યો. તે તો ચૂપચાપ જ્યાં ઊભી હતી ત્યાં જ જાણે પારસની મૂર્તિની માફક સ્થિર જ ઊભી હતી. હા, રંજનલાલના

ઉપલા શબ્દો સાંભળીને એણે એની આંખોને નીચે ઢાળી દીધી, કમરમાંથી વાંકી વળી રંજનલાલના પગ આગળ સરકવા ગઇ, પણ જાણે રંજનલાલને ધરતી ખસતી હોય તેવો ભાસ થયો. વાંકી વળેલી મંજુની કાયાને એણે ઊભી કરી; મંજુએ બે હાથ જોડયા. એનું એ હસ્તમિલનથી રંજનલાલને જાણે વાણીવ્યાપાર ન કરવાનું સૂચન થતું હોય તેમ લાગ્યું. અને રંજનલાલ ચૂપ રહી ગયો. એ એકેય અક્ષર આગળ ન બોલ્યો, મંજુ પણ મૂંગીજ રહી. અને ઘડીભર ઓરડામાં અવાજ કરતાં તમરાં પણ આ શાન્તિસુધાનું પાન કરવા જાણે ચૂપ થઇ ગયાં. આખાય ઓરડામાં નીરવતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું.

રંજનલાલ મંજુને ભેટી પડયો. અને મંજુની વાચા ઊઘડી:

" આવું આવું બોલીને તમે મને શું કામ શરમમા નાખો છો ? "

" મંજુ ! એમાં શરમમાં નાખવા જેવું શું છે ? આપણું આજનું મધુરમિલન હમેશને માટે મધુર જ રહે. " રંજનલાલે મધુરતાના મહાસાગરમા જાણે ડૂબકી લઇ રહ્યો હોય તેમ હર્ષાનંદ પામતાં કહ્યું.

" ભગવાન એમ જ કરે. ' મંજુના મોએથી માત્ર એ ત્રણ જ શબ્દો નીસરી પડયા. અને બન્નેએ નિશાદેવીના ખોળે નિદ્રાને આવકારી.

[૩]

મંજુનાં લગ્નને આજે ત્રણ વર્ષ વીતી ગયાં છે. રંજનલાલ એની બેરિસ્ટરી બરાબર ચાલતી નહિ હોવાથી મુંબઇ-કલકત્તા ધંધાની શોધમાં રખડે છે; પરંતુ ક્યાંય એને લાયક—એનો મોભો જળવાય, એનું વિલાયતનું શિક્ષણ કામ લાગે અને પૂરતી અર્થપ્રાપ્તિની સગવડ મળે તેવો ધંધો તેને હાથ લાગતો નથી. આખરે રખડી, થાકી, કંટાળી એ ઘેર પાછો ફરે છે.

એક અંધારી મેઘલી રાતે રંજન એના ગામના સ્ટેશને ટ્રેનમાંથી ઊતર્યો. 'ધોધમાર વરસાદ એને, એના નસીબની જેમ આગળ વધતો અટકાવે છે. આખી રાત એ સ્ટેશન પર જ વીતાવે છે. કારણ કે આટલા મૂસળધાર વરસાદમાં વીજળીના વારંવાર બોલતા કડાકા અને મેઘગર્જના વચ્ચે કોઇ ગાડીવાળો આજે સ્ટેશન પર આવ્યો નહોતો. અને જેમ તેમ કરી આખી રાત ટૂંટિયું વાળી બેસી રહીને એણે પસાર કરી સવાર થયું, છતાં સૂર્યનારાયણનાં દર્શનનો લાભ એને ન મળ્યો તે ન જ મળ્યો. વરસાદ એના સર્વશસ્ત્ર સરંજામ સાથે, જર્મની પર રશિયન કટક ઊતરી પડે તેમ આજે જાણે રંજન પર ઊતરી પડયો હતો. સાથે એનું મહાસ્ત્ર સરખા પવનને પણ એ ભૂલ્યો નહોતો. પરિણામે, રંજનને શરદી લાગી. એના શરીરે તાવ ધીકતો થયો, એ શુધબુધ ભૂલ્યો. પોતે કયાં છે તેનું એને ભાન ન રહ્યું અને એ ત્યાંજ ફસડાઇ પડયો. સ્ટેશન પરના પોર્ટરે ફરજતા આવતાં એને જોયો, ઓળખ્યો અને એક ગાડી કરી એને ઘેર લઇ ગયો.

રંજનને આવી સ્થિતિમા આવેલો જોઇ મંજુના હોશકોશ ઊડી ગયા; એ હાંફળી ફાંફળી દોડી જઇ એની સાસુને બોલાવી લાવી. સાસુએ ડૉકટરને બોલાવ્યા. ડાક્ટરે આવી ૨-૪ ડોઝ દવાના આપ્યા પરંતુ વ્યર્થ. અને ડાકટરે કહ્યું:

" રંજન નહિ બચે. એને હોશમાં લાવવાના મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડયા છે.

દાક્તરના ઉપલા શબ્દો સાંભળતાં જ મંજુ ત્યાં પછાડ ખાઇને પડી. રંજનની માતા અને બહેન રંજન સામે નિરાશ ચહેરે ટીકી ટીકીને જોઇ જ રહ્યાં. બન્ને નિરૂપાય

હતાં. તેમની આંખોએ પણ વરસાદને સાથ આપ્યો અને રંજનનું પ્રાણપંખેરું ક્યારે એના શરીરને છોડી ગયું તેની તેઓને ખબર પણ ન પડી.

હાય ! મંજુ ! જીંદગીમાં એકલી જ રહેવા સર્જેલી મંજુ ! હવે હમેશને માટે એકલી થઇ રહી. પિયરમાં એક માત્ર માતા હતી તે પણ પ્રભુના પવિત્રધામમાં ક્યારનીય પહોંચી ગઇ હતી.

[૪]

" રાંડ, નખ્ખોદિયણ ! તારું સત્યાનાશ જાય ! તેં જ મારા દીકરાને ભરખી નાખ્યો. તારાં છપ્પરપગીનાં પગલાં અમારા ઘરમાં થયાં ત્યારથી અમારા ઘરની ખાનાખરાબી બેઠી છે ! જા, ટળ, કર તારું કાળું મોઢું !" સાસુની સતામણીની પરંપરાના શ્રીગણેશ મંડાયા.

" માજી ! એમ શું કામ કહો છો ! એમાં મારો શો દોષ છે ! મને આમ મેણાં શું કામ મારો છો !" ગરીબ અસહાય મંજુએ નમ્રતા દાખવતાં કહ્યું.

" હજી તો રાંડ કહે છે કે શું કામ કહો છો ! આખા ને આખા મારા ભાઇને ભરખી ગઇ અને તોય કહે છે કે શું કામ કહો છો !" પાસે બેઠેલી નણંદે એની માના બદલે જવાબ દીધો.

" બહેન ! મને દુઃખીને આમ શું કામ બાળો છો ! એમનું મરણ શું મને સારું લાગતું હશે ?"

" ના રે, મોટી શાણી રાણી ના જોઇ હોય તો ! મારા ભાઇને તું નથી ભરખી ગઇ તો કોણ તારી મા ભરીખી ગઈ!" ભવાં ચડાવતાં નણદીએ મંજુ પર એનો ગુસ્સો ઠાલવ્યો.

" બહેન ! મારી મરેલી બાને શું કામ સંભાળો છો ! એ બિચારી ક્યાં તમારું ઘર સરખું જોવા આવી હતી !"

" જા; જા; રાંડ શંખણી ! તારી તો જીભડી જ વધી ગઈ છે. તારી જોડે હું ક્યાં જીભાજોડી કરું." નણદીના મિજાજનો પારો પારાશીશીની ટોચે પહોંચી ગયો હતો.

" અરે બહેન ! રહેવા દેને, એ રાંડ લજામણીનું ડાચું ! એ તો શુંનું શુંય બોલશે; એને બોલે હવે બંધ નથી; એને ડાચે ચોકડું જ ક્યાં છે ?" નણદીને નહિ બોલવાનું કહેવાનો ઢોંગ કરતાં સાસુએ સંભળાવ્યું.

*
* *

અને આવા શબ્દો જે મંજુના ઘરમાં ભાગ્યે જ કોઇ વાર સાંભળવા મળતા તે હવે રોજના થઇ પડયા. એકેય દિવસે ભગવાન ભાસ્કર પૂર્વમાં ઉદય પામ્યા વગર રહે તો મંજુના ઘરમાં આવા વાણીપ્રહારો સંભળાયા વગર રહે. મંજુ ! બિચારી સમજુ મંજુ આ બધું સાંભળીને સમસમી રહેતી; એના ભાગ્યને દોષ દેતી; પૂર્વજન્મનાં કહેવાતાં કરેલાં પાપના પરિણામ માટે અંતરમાં પશ્ચાત્તાપ વ્યક્ત કરતી. પરંતુ પશ્ચાત્તાપનાં પ્રશાંત વારિ પણ એના અંતરને હૈયું ઠારવા શક્તિમાન નહોતાં. અંતરમાં એનું હૈયું પતિશોકથી સતત પ્રજ્વલિત રહેતું હતું તેની સાથે સાથે આ બાહ્ય જ્વાળા પણ એને બાળી રહી હતી. એને માટે આ સંસારમાં વિસામાનું એકેય સ્થાન નહોતું.

માતાના સુસંસ્કાર પામેલી, આર્યત્વના આદર્શોને જીવનમાં ઉતારનારી મંજુ આજે કોઇ જન્મના ક્યા પાપે આ દોજખનો અનુભવ કરી રહી હતી ! ! છતાં એ એના ધર્મ-ગ્રંથોનાં વાચન મનન તો ચાલુ જ રાખતી; ઘડી-ભર એ વાચન-મનન-નિદિધ્યાસનથી એને શાન્તિ મળતી પરંતુ એની આસપાસ સળગાવાયેલો અગ્નિ એમ શાતા પામે તેવો નહોતો. એને તો જોઇતું હતું મંજુનું પવિત્ર બલિદાન ! આદર્શ મંજુનું બલિદાન !

હવે તો મંજુ કોઇ સદ્ગ્રંથ વાંચવા બેઠી હોય ત્યારે પણ એની સામે વાક્પ્રહારો એક કે બીજી રીતે ચાલુ રહેતા. એના વાચનમાં એને મન પરોવવા દેતાજ નહિ ! જાણે કોઇ કોઇ પક્ષિણીઓ એનો જીવ જ લેવા આવી ન હોય !!

સાસુ–નણંદના આ સંતાપોથી મંજુ ત્રાસી ગઇ; ભણેલી–ગણેલી, સમજુ અને વિચારશીલ મંજુ એના મગજને સ્થિર ન રાખી શકી. એ મગજ પરનો કાબુ હવે એના હાથમાં રહ્યો ન હતો. એનું ચિત્ત ચગડોળે ચડ્યું હતું. આખો વખત સાસુ–નણંદ એના અંતરને કોરી રહ્યાં હતાં.

અને એ બધાથી ત્રાસી જઇ આ દુનિયાની ઝંઝટોથી મુક્ત થવા એણે ગ્યાસતેલના એક જ શીશાનો ઉપયોગ કર્યો, વસ્ત્રપરિધાન કરી એણે એ મટ્ટીના તેલથી પોતાના સમસ્ત શરીરને છાંટી દીધું. એક જ દિવાસળી એની પેટીના ગંધક સાથે અથડાઇ, જરાક ઝબકારો થયો, મંજુનાં કપડાંને સ્પર્શી ગયો અને મોટો ભડકો થયો.

અંતરની આગ હોલવવા એણે બાહ્ય અગ્નિનો આશ્રય લીધો; બીજાંઓએ આપેલો અગ્નિ એને કામ લાગે તેમ નહોતો. એ અગ્નિ એણે પોતે જ પ્રગટાવ્યો અને અગ્નિસ્નાન કરી લીધું !!

---

# ભૂખ્યું બંગાળ

ભૂખ્યું આ બંગાળ, અરે ! આ ભૂખ્યું છે બંગાળ.

પ્રભાત થાતાં હારો લાગે, લાંબી સો સો વાર;
તોય ન આવે છેડો તેનો ભૂખ્યા ને બેકાર.–અરે એ બંગાળી બેહાલ,

મીદનાપુર તો મસાણ જાણે, શબઠગ ખૂબ ખડકાય;
તોય ઉંચકવા તેને ક્યાં કો માનવ ના જણાય–કહો કોણ કરે જંજાળ ?

માનવ મરતાં, શીયાળવાં કુતરાંને મિષ્ટાન્ન,
આખર મડદું છોડાવાને લાઠીનાં ત્યાં દાન;–કરતી પોલીસ ગોળી માર.

સો ઝુંપડામાં નેવું ઝુંપડે, ભૂખમરાંની ઝોળ,
મેલેરીયા ને કોલેરાનો ત્રાસ ઘણો વીકરાળ;–એ દવા વગર બેહાલ.

નગ્ન અને બેહાલ અરે ! એ ગલીએ ગલીએ તરફડતાં
રાત પડતાં ફૂટપાથોને શૈયા બનાવી સૂતાં;–કો જાય પ્રભુ દરબાર.

ખુંપી જાતું દૃશ્ય હૃદયમાં અશ્રુ વહેતાં જાય,
મદદ કરો એ બંગાળીને, આથડે અન્ન વિનાય;–આપો અન્ન–વસ્ત્ર તત્કાળ.

શ્રી. વિઠ્ઠલ ઝવેરી

# સ્ત્રી કાર્યકર્તાઓને ગાંધીજીનો આદેશ

**મુંબઇમાં બોરીવલી ખાતે કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટને આશ્રયે બ્હેનો માટે ઉઘાડવામાં આવેલી શિબિરની મુલાકાત મહાત્માજીએ લીધી હતી. એ પ્રસંગે મહાત્માજીને બ્હેનો તરફથી કેટલાક પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા. જેના મહાત્માજીએ જવાબ આપ્યા હતા. ઉપરાંત જાહેર સભામાં એક ટુંકું પ્રવચન પણ મહાત્માજીએ આપ્યું હતું.**

**આ બન્ને પ્રસંગોના સત્તાવાર ભાષણો આ નીચે આપ્યાં છે.**

કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટના સંચાલક મંત્રી શ્રી. મૃદુલાબેને બોરીવલીમાં સ્થાપેલી બહેનોની શિબિરની મુલાકાત ગાંધીજીએ લીધી હતી, આખી શિબિરમાં ફરીને ગાંધીજીએ બધું બારીકાઇથી તપાસ્યું હતું, ગાંધીજીને શિબિરની બહેનો, સંચાલકો અને કાર્યકર્તાઓની સભામાં લઇ જવામાં આવ્યા હતા. ગાંધીજીનું તો આજકાલ મૌન જ રહે એટલે તેમણે લખીને સૂચના કરી કે જે કોઇએ પ્રશ્ન પૂછવો હોય તે પૂછે. જવાબ સાંજની પ્રાર્થના પછી તેમણે આપવાનું ધાર્યું હતું.

પણ શ્રી. મૃદુલાબેને કહ્યું કે સાંજની સભામાં કદાચ એટલી ભીડ હોય કે જવાબ માટે જોઇતી શાંતિ ન પણ મળે. એટલે ગાંધીજીએ પોતાનો વિચાર બદલ્યો અને ત્યાં ને ત્યાં જ જવાબ આપવાનું શરૂ કર્યું.

છબી પાડનારાઓનું એક મોટું ટોળું ત્યાં હાજર હતું એટલે ગાંધીજીએ શરૂઆતમા તેમને વિનંતી કરી કે એ બોલી રહે ત્યાં સુધી તેઓએ તેમને હેરાનગતી કર્યા વગર નિરાંતે બોલવા દેવા.

ગાંધીજીએ જણાવ્યું હતું કે બહારના ઘોંઘાટ અને ધાંધલ વચ્ચે પણ અંતરનાદ સાંભળવાની ટેવ પાડવાનો મેં ઘણો પ્રયત્ન કર્યો છે અને એમાં ઠીકઠીક સફળતા પણ મેળવી છે.

પણ આખરે હું તો અપૂર્ણ વ્યક્તિ રહ્યો. એમાં હું પૂરેપૂરો સફળ નથી થઇ શકયો. દરેક વસ્તુને માટે ઉચિત સમય અને સ્થાનની મર્યાદા હોય છે હું તમને એટલું જ કહેવા માગું છું કે કવખતે ફોટો પાડવો એ કળા નથી, જંગલીપણું છે.

પછી ગાંધીજીએ જાહેર પ્રાર્થનાનો વિષય લીધો હતો. તેમને ખબર પડી હતી કે શિબિરની દિનચર્યામાં સામુદાયિક પ્રાર્થનાને સ્થાન આપવામાં આવ્યું નથી.

પોતાનો અનુભવ ટાંકતાં ગાંધીજીએ જણાવ્યું હતું કે હું બધું છોડી શકું છું. ખોરાક વગર દિવસો સુધી હું ચલાવી શકું, પણ પ્રાર્થના વગર એક પણ દિવસ ચલાવી શકતો નથી.

પ્રાર્થના આત્માનો ખોરાક છે. શરીરને આહારની જેટલી જરૂર છે, તેના કરતાંયે વધારે આ આધ્યાત્મિક ખોરાકની માનવીને જરૂર છે.

હું દક્ષિણ આફ્રિકામાં હતો ત્યારથી સામુહિક પ્રાર્થના ચલાવતો આવ્યો છું, ત્યાં મારા હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી એમ અનેક સાથીઓ હતા. તેમાંના કેટલાક ઘણા ધર્મચુસ્ત પણ હતા છતાં પ્રાર્થનામાં તેઓ બધા ભળતા.

તેમાંના કોઇને કોઇ દિવસ એમ લાગ્યું નહોતું કે ઇશ્વરનું નામ લેવામાં આવી રીતે

ભાગ લઇને તેઓએ કશું ગુમાવ્યું હોય, ઉલટું મેળવ્યું હતું એમ લાગતું.

હિંદુસ્તાનમાં હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં હજારો સ્ત્રીઓ અને પુરૂષો જાહેર પ્રાર્થનામાં આવે છે. એમ મને કહેવામાં આવ્યું છે કે તેઓ કંઇ પ્રાર્થના ખાતર નથી આવતાં, પણ મારા "દર્શન" માટે આવે છે.

પણ એમ હોય તો પણ હું તો એનો એ જ અર્થ કરૂં કે તેમના કરતાં કંઇક વધારે ઇશ્વરમય પુરૂષ તરીકે તેઓ મને જુએ છે તેથી મારી તરફ તેઓ આકર્ષાઇને આવે છે, એટલે પ્રાર્થનામાં ભાગ લીધો ગણાય.

હું જાણું છું કે સંપૂર્ણ સત્ય અને અહિંસાથી હું હજી દુર છું. જો સંપૂર્ણ સત્ય અને અહિંસા મેં મેળવ્યાં હોત, તો વાણીથી કશું બોલવાની જરૂર ન રહેત. સત્ય અને અહિંસા મારા ચહેરા પરથી બધા જોઇ શકત, આંતરિક અનુભવ દ્વારા તેને ઓળખી શકત.

મેં તો એટલે સુધી કહ્યું છે કે એક પૂર્ણ પુરૂષના સત્ય અને અહિંસા આખા જગતને સારૂ બસ છે. શરીરધારીએ સંપૂર્ણતાને પહોંચવું અશક્ય છે.

મારે તો તમને એટલુંજ કહેવું છે કે સત્ય અને અહિંસાની સિદ્ધિમાં મેં જેટલી સફળતા મેળવી છે, તે પ્રાર્થનાના પ્રતાપેજ છે.

મનુષ્ય એક સામાજિક પ્રાણી છે. આપણે હિમાલયની ટોચ પર નથી રહેતા. સમાજમાં રહીએ છીએ. આપણે એકઠા રહીએ છીએ, એકઠા જમીએ છીએ, એકઠા રમત ગમત કરીએ છીએ, તો પછી એકલી પ્રાર્થના જ છાનામાના કે વ્યક્તિગત રીતે શા માટે કરવી ?

માત્ર શરીર અને તેની ક્રિયાની દ્રષ્ટિએ તો માણસ અને પશુ સરખાં છે, પોતાના સર્જનહારને ઓળખવામાંજ મનુષ્યની વિશેષતા રહી છે.

પ્રાર્થના કોઇને કદીએ વેઠરૂપે લાગવી ન જોઇએ. તેમાં રસ હોવો જોઇએ. ઇશ્વર મનુષ્ય માત્રની સ્તુતિ કે પ્રાર્થનાનો ભૂખ્યો નથી.

તે સમદ્રષ્ટા છે. તે પાપીમાં પાપીને પણ સહન કરે છે. કારણ કે તે પ્રેમસ્વરૂપ છે. પણ જો આપણને એમ લાગે કે પ્રભુ જ સર્વેનો કરતા હરતા અને પોષણહાર છે. તો આપણું ઋણી હૃદય પોતાની મેળે જ તેની સ્તુતિનું ગાન કરશે.

પછી કોઇ શું કહે છે. કે ખુશ થાય છે કે નાખુશ, તેની આપણને દરકાર જ નહિ રહેશે. ઇશ્વરનું નામ લેવું. એ કંઇ પાપ નથી, કે જેથી મોટેથી કે જાહેરમાં લેતાં આપણને શરમ આવે; તેમજ કોઇની બીકથી તો તેનો ત્યાગ કરાય જ કેમ ?

પેગંબર દાનિયલનો કિસ્સો તમે જાણતા હશો. તે હંમેશ ઘરમાં તો ઇશ્વરપ્રાર્થના કરતા જ હતા. તે યહુદી હતા. તેથી ઇશ્વરને તે જુહોવાને નામે ઓળખતા.

પણ જ્યારે દેશના રાજા નેબુચાડનઝરે હુકમ કાઢયો કે કોઇ જુહોવાનું નામ નહિ લઇ શકે ત્યારે પેગંબર દાનિયલે મોટેથી અને જાહેરમાં પ્રાર્થના કરવાનુ શરૂ કર્યું.

એટલે હું તો તમારી પાસે એવી આશા ગણીશ કે જાહેર પ્રાર્થના માટે તમને કોઇ બહાર પણ કાઢી મૂકે તો તમે હસતે મોઢે અને પ્રસન્નચિત્તે તેને સહન કરશો. તમે એકલા તો કદી હશોજ નહી કેમકે ઇશ્વર તમારી સાથે રહ્યો છે.

શ્રી. મૃદુલાબેને માગણી કરી હતી કે એક પ્રજા તરીકે આપણા દોષોનો ચિતાર ગાંધીજી આપે. ગાંધીજીએ તેના જવાબમાં જણાવ્યું હતું કે મારી તો ખાત્રી છે કે

હિંદની પ્રજાના અવગુણો કરતાં સદ્‌ગુણો વધારે છે.

હું જાણું છું કે આપણી પ્રજામાં ઘણા દોષો છે. હિંદુસ્તાન ગુલામ દેશ છે. અને એ ગુલામી બ્રિટિશ સત્તા અહીં જામી તેની પહેલાંની છે.

કુરિવાજો અને વિચારની ગુલામી સૌથી ખરાબમાં ખરાબ પ્રકારની ગુલામી છે. એ પણ હું જાણું છું; છતાં જે શાંતિ અને આશ્વાસન મને અહિંથી મળ્યાં છે તે બીજે ક્યાંયથી નથી મળ્યાં.

હું વિલાયતમાં રહી ચૂક્યો છું અને ૨૦ વરસ જેટલો મારા જીવનનો ઉત્તમમાં ઉત્તમ ભાગ દક્ષિણ આફ્રિકામા ગાળ્યો છે. ત્યાંના લોકોએ મારી સાથે પ્રેમનો સંબંધ રાખ્યો હતો છતાં હું વિલાયત કે દક્ષિણ આફ્રિકાને પોતાના દેશ તરીકે નથી અપનાવી શક્યો.

વર્ષો પહેલાં એક મિત્રના પ્રશ્નના જવાબમાં મેં કહ્યું હતું કે મારી માના ખોળામાં જ મારા પ્રાણ જાય એમ હું ઝંખું છું. મારી જન્મદાતા મા તો ચાલી ગઇ હતી. તે તો તમારા સરખા નાનકડા બે પગ વાળી હતી.

પણ મારી વિરાટ મા જેના ૮૦ કરોડ હાથ ને પગ છે, ૪૦ કરોડ મોં છે તે દરિયાપારથી મને હંમેશાં બોલાવ્યા કરતી હતી. તેના વિશાળ ખોળામાં હું હવે આવીને પડ્યો છું. અને ત્યાં જ પ્રાણ ત્યાગવા ઝંખું છું.

એનાં ગુણગાન કરવાની મારે જરૂર હોય નહિ. અને તેના દોષો તો જ્યારથી હિંદુસ્તાન આવ્યો છું ત્યારથી પોકારી પોકારીને ગતાવી જ રહ્યો છું, પણ મને આપણી પ્રજાનો એક જ સૌથી મોટો દોષ બતાવવાનો આગ્રહ કરવામાં આવે તો હું કહું કે એ બિરૂતા છે.

એક બીજા બહેને એવો પ્રશ્ન પુછ્યો કે જ્યાં આટલાં બધાં સામાજીક બંધનો સ્ત્રીઓ ઉપર છે, ત્યાં તેઓ કેવી રીતે કસ્તુરબા સ્મારક યોજનાને અંગે ગામડામાં જઇને કામ કરી શકે ?

જવાબમાં ગાંધીજીએ કહ્યું હતું કે હું તો એમ સમજ્યો છું કે જે સામાજીક બંધનો તમને કચડી નાંખે અથવા તમારી અધોગતિનાં કારણભુત થાય એ બધાં બધનો તોડવાં એ તમને પ્રથમ પાઠ તરીકે અહીંઆ શીખવવામાં આવે છે.

પણ હું તમને સુચવવા ઇચ્છું છું કે બંધનોથી મુક્ત થવું એટલે સ્વછંદી થવું એમ નથી.

આજે આધુનિકતા અને પ્રગતિને નામે અનેક અનાચારો સમાજમાં પ્રસરતા જાય છે જેઓ કાયદા દ્વારા એક પત્નીવ્રત દાખલ કરાવવાની મોટી મોટી વાતો કરે છે, તે પોતેજ એ નિયમનું પાલન કરતા નથી.

અને હવે કોઇ સ્ત્રીઓ પણ એજ પંથ પર ચડી છે. ભણેલી, સુશિક્ષિત સ્ત્રીઓના એવા કેટલાક દાખલા મારી પાસે છે કે જે પત્ની હયાત છતાં પોતે તેના પતિને પરણતાં આંચકો ખાતી નથી.

આને હું પ્રગતિ નહિ પણ સ્ત્રીઓની અધોગતિ ગણું છું. વહેમી ચાલ તથા સામાજીક સડાને નાબુદ કરવાને નામે આવી વિચારપ્રણાલીનો બચાવ ન થઇ શકે.

સ્ત્રીસ્વાતંત્ર્યનો અર્થ એમ તો ન જ કરાય ને કે પુરૂષોના અનાચારોનું અનુકરણ કરવાની સ્ત્રીઓને છુટ હોય ? આ માર્ગે ચાલીને હિંદુસ્તાનને કોઇ દિવસ સ્વરાજ મળવાનું નથી. જે સ્વરાજને માટે હું ઝંખી રહ્યો છું તે તો નહિ જ.

સામાજીક બંધનો તોડવાનો અધિકાર

હરકોઇને પ્રાપ્ત નથી થતો. હૃદયની પવિત્રતા એની પહેલી શરત છે

માત્ર પવિત્ર હૃદયવાળાજ અંતર્નાદને સાંભળી શકે છે. એટલે હરકોઇ આંતર્પ્રેરણાને નામે સ્વચ્છંદી આચરણ કરવા લાગે તો એનું પરિણામ સ્રીસ્વાતંત્ર્ય નહિ પણ નૈતિક અરાજકતાજ થાય.

તે પછીનો સવાલ ગામડાંઓમા અસ્પૃશ્યતા નિવારણના કામને વિષે હતો. ગાંધીજીએ તેના જવાબમાં જણાવ્યું હતું કે હું જાણું છું કે શહેરો કરતાં ગામડાઓમાં અસ્પૃશ્યતાનો સવાલ વધારે વિકટ છે. હું પોતે દેહાતી છું. હું ત્યાંની પરિસ્થિતિ સારી રીતે જાણું છું.

એટલે તમારે એ કામ કરવું હોય તો તમારે મરણીઆ થઇને એવા દૃઢ નિશ્ચય સાથે ગામડામાં જવું જોઇએ.

કાં તો અસ્પૃશ્યતા નાબુદ થશે કે કાં તો તમે નાબુદ કરાવતાં મરી મિટશો.

માતા, પિતા, ભાઇ કે પતિ કોઇ પણ આ કામની આડે આવે તો તમારે તેને વશ ન થવું; અને પડે તેટલાં દુઃખ સહન કરવાં. જે ગામમાં તમે જઇને વસો ત્યાં સૌથી પહેલાં ભંગીઓને તમે અપનાવો. તેને અને તેમનાં છોકરાંને ભણાવો.

પછી બીજા "અસ્પૃશ્ય" વર્ગોને હાથમાં લો. કમનસીબે "અસ્પૃશ્યો"માં પણ માંહોમાંહે અસ્પૃશ્યતા છે. તમારે તેમની સાથે છૂટથી ભળવું જોઇએ. તેઓ સ્વચ્છતા અને સફાઇના નિયમો જાળવે. સ્વચ્છ રીતે રાંધે તો તેમની સાથે ખાવાપીવાનો વ્યવહાર પણ રાખવો જોઇએ.

એને સારૂ જરૂર હોય તો પોતે તે લોકોને રાંધી આપવું જોઇએ, એમનાં ઘરની સફાઇ કરી આપવી જોઇએ, જે ગામમાં લોકો આની સામે વાંધો લે તે ગામનો ત્યાગ કરી શકો છો.

છેલ્લો પ્રશ્ન એ હતો કે ધનિક લોકોએ કસ્તુરબા નિધિમાં મુખ્ય ભાગ ભર્યો છે એટલે તેમનું પ્રભુત્વ આ બધી સંસ્થાની ઉપર રહેશે તેથી એ સંસ્થા ગરીબને બદલે ધનિકોની થઇ જવાનો ડર છે.

ગાંધીજીએ જવાબમાં જણાવ્યું હતું કે આ ડર પાયા વગરનો છે. હું ધનિક લોકોની સાથે છૂટથી ભળું છું, તેમની સાથે રહું છું અને તેમના પૈસાંનો ઉપયોગ કરૂં છું.

પણ તેનો અર્થ એ નથી કે તેઓ મારી ઉપર સરદારી કરે છેઃ એ વાત છે ખરી કે કસ્તુરબાનિધિના ટ્રસ્ટીમંડળમાં ધનિકોનો બહુ મત છે. પણ તેથી તમે એવી બીક શા માટે રાખો કે તેઓ મારી ઉપર કંઇ દબાણ કરશે અથવા કરવા ઇચ્છશે.

વાત તો એ છે કે નિધિ એકઠો થયા પછી ટ્રસ્ટી મંડળમાંથી ખસી જવાને તેઓ તૈયાર હતા. ઠરાવ નામંજુર કરવાની સર્વોપરિ સત્તા પણ મને આપવા તેઓ તૈયાર હતા.

પણ ઉંડો વિચાર કરતાં મને લાગ્યું કે મારાથી એમ ન થાય. ધનિકોને આમ ગુમાવી બેસવા હું ઇચ્છતો નથી. મારે તેમના પૈસાની જરૂર છે. તેવી જ રીતે ગરીબોની સેવા માટે તેમની શક્તિ, તેમની બુદ્ધિ, તેમની વ્યવહારકુશળતાનો ઉપયોગ પણ મારે જોઇએ છે.

હું એ માનવાને તૈયાર નથી કે ધનિકો બધા નઠારા છે. દોષમુક્ત કોઇ માનવી નથી. મારી અહિંસા મને શીખવે છે કે પોતાના દોષો પહાડ જેવા હું જોઉં પણ બીજાના દોષો પ્રતિ ઉદાર વૃત્તિ કેળવું. બીજાનો ન્યાયાધીશ થવાનો મને શો અધિકાર છે ?

હું મારા પોતાના દોષોને પહોંચી શકું તો એ મારે માટે બસ છે.

બધા અંતર્મુખ થવાનો પાઠ શીખે અને આત્મશુદ્ધિની સાધના કરે તો આ જગતની કાયાપલટ થાય. ત્યારે ધનિકો પણ કોઇ બીજાની પાછળ નહિ રહેશે એમ જોવામાં આવશે.

ધનિકો પોતાની બધી મિલકત છોડવાને તૈયાર ન થાય ત્યાં સુધી હું તેમની સાથે મિત્રતાનો વહેવાર ન રાખી શકું એ મારાથી ન બને. આમવર્ગમાં પણ સર્વત્યાગની શકિત કેટલા બતાવી શકે છે ?

માટે ધનિકો પાસે એટલી જ માગણી હું કરી શકું કે તેઓ તેમના પૈસાના માલિક તરીકે નહિ પણ ટ્રસ્ટી થઇને તે રહે અને એનો ઉપયોગ સમાજ-સેવાને અર્થે તે કરે.

આથી વધારેનો આગ્રહ કરવો એટલે સોનાના ઇંડા મુકનાર મરઘીને મારી નાંખવી.

બહેનોની પાસે ભાષણ કર્યા પછી ગાંધીજીએ સાંજનું ભોજન ઝપાટાબંધ પુરૂ કર્યું ને પછી મોટરમાં બેસી જાહેર સભા હાઇસ્કુલના મેદાનમાં હતી ત્યાં ગયા.

મેદાન ચીકાર ભરાયું હતું. ઘણી બહેનો હાજર હતી. બધાયે પ્રાર્થના ને હિંદુસ્તાની ભાષણ દરમ્યાન ખુબ શાંતિ જાળવી હતી.

ગાંધીજીએ જણાવ્યું હતું કે બાલાસાહેબે તેમને સ્મરણ કરાવ્યું હતું કે તેઓ બોરીવલીમાં ૨૦ વરસ પછી આવ્યા હતા.

સભામાં આટલાં બધાં ભાઇ બેનોને આટલા વરસ પછી મળી હું બહું રાજી થાઉં છું. તમારી વચ્ચેજ કસ્તુરબા નિધિવતી મૃદુલાબહેને શિબિર કાઢી છે.

તેમાં બધા પ્રાંતની બહેનો શીખવા આવી છે. આ શિબિરમાં બધા રસ લેજો અને શીખવાનું શીખજો.

પછી ખાનસાહેબ તરફ ઇશારો કરી ગાંધીજી બોલ્યા હતા કે ખાનસાહેબની સાથે વાત કરવી હોય કે મારે લખવું હોય, તો મારે શું કરવું ?

મારે એમ ઇચ્છવું કે તે મને સંસ્કૃતમય હિંદીમાં વાત કરે ને નાગરી લિપિમાં લખે કે મારે વિનયને ખાતર પણ તેમની સાથે ઉર્દુ કે ઉર્દુ લિપિમાં વહેવાર રાખવો.

જો તમે કહો કે મારી ફરજ તો ઊર્દુમાં જ તેમની સાથે બોલવા લખવાની છે તો તમે કબુલ કરશો કે તમારે પણ એમજ કરવું ઘટે. કેમકે ખાનસાહેબ બધાના મિત્ર છે. તમે મુશ્કેલીનું બહાનું તો નહિજ કાઢો.

ઉર્દુ લિપિ શીખવામાં જરાય મુશ્કેલી નથી અને પ્રેમની સામે મુશ્કેલી પણ આસાનીનુ રૂપ લેય છે.

વળી તમે આજ ભજન સાંભળ્યું: "હરીનો મારગ છે શુરાનો નહિ કાયરનું કામ જોને" એ વાત શબ્દેશબ્દ ખરી છે ઇશ્વરને ઓળખવાનો માર્ગ વિકટ છે ને તે માર્ગ કાપવો એ શુરાનું કામ-બીકણનું નહિજ.

ત્યારે ગુલામ શુરવીર હોય ખરા ? ને મસગુલામી સામે ? તેથી આપણે ગાઇ શકીએ કે મુક્તિ માર્ગ પણ શુરાનો છે. કાયરનો કદી નહિ.

છેવટે હરિજનનો વિષય લીધો ને ગાંધીજી બોલ્યા. અસ્પૃસ્યતા , એ ગુલામીની નિશાની છે. ગુલામ કરનારને મુકિતનો અધિકાર કયાં છે ?

મેં તો કહ્યુંજ છે તો હિંદુ ધર્મનો નાશ છે. બંને સાથે કદી નભી નહિ શકે. તેથી મારી ઉમેદ છે કે મને સાંભળનારા બધા ભાઇઓએ અસ્પૃસ્યતાને કાઢી ન હોય, તો તે જડમુળથી કાઢી નાંખે અને બધા એના નિવારણ અર્થે જેટલું આપી શકે તે આપે.

અંતે સેવિકાઓએ સારી પેઠે પૈસા એકઠા કર્યા હતા.

## ::: કમલા નેહરૂ સ્મારક હોસ્પીટલ :::

લેખિકા : શ્રી. કૃષ્ણા હઠીસીંગ

પુરાણા સમયમાં પવિત્ર ગણાયલા પ્રયાગ શહેર, કે જેને હાલમાં અલ્હાબાદ તરીકે ઓળખવામાં આવે છે ત્યાં ભારદ્વાજ મુનીના જુના આશ્રમની સામે કમલા નહેરૂ મેમોરીઅલ હોસ્પીટલનું છેલ્લામાં છેલ્લી ઢબનું મકાન ઉભેલું છે. આ સુંદર અને સારી રીતે તૈયાર કરાયલું મકાન ભારત માતાની સેવાભાવી અને આદર્શ પુત્રીઓમાંની એક સેવાભાવી પુત્રીની અને સ્વતંત્રતાની લડતમાં ઘણીજ અવિશ્રાંત કાર્ય કરતી સ્વ. કમલા નેહરૂની નીઃસ્વાર્થી સેવાઓ અને ભવ્ય હિંમતની પીછાણ તરીકે બાંધવામાં આવ્યું હતું.

### નાની કોંગ્રેસ હોસ્પીટલની શરૂઆત

અલ્હાબાદમાં ઘણાં વરસોની વાત પર શ્રી. કમળા નહેરૂએ પોતાના સહકાર્યકરોની મદદ સાથે નાની કોંગ્રેસ હોસ્પીટલ શરૂ કરી હતી.

### શ્રી. કમળા નહેરૂની આશાઓ સફળ નીવડી નહીં

શ્રી. કમળા નહેરૂને આશા હતી કે વધુ સુભેદભર્યા સમયમાં કોઇક દિવસે તેણી આ હોસ્પીટલને કંઇક અંશે વધુ મોટી અને સારી બનાવવાને શકિતવાન થશે અને જે બનવા જોગ હશે તો સ્ત્રીઓ અને બાળકો માટે એક આદર્શ સારી હોસ્પીટલ કે જેની અત્યંત જરૂર હતી તે ઉભી કરી શકશે.

પરંતુ તેમની તે આશા ફળીભુત થઇ નહિ અને તેઓ કાળના ક્રૂર પંજામાં ઝડપાયાં અને પોતે નીર્દય, રીતે તેમના જુવાન, આનંદી, ઉત્સાહી, આશાભર્યા અને સુંદર સ્વપ્નો સેવતા જીવનનો અંત આવ્યો હતો. એમ મનાતું જણાતું નહતું કે મરણ આપણી વચ્ચેથી આવા જુવાન માણસને છીનવી લઇ જઇ શકે છે પરંતુ આખરે તેમજ બન્યું છે.

કમળા નહેરૂ બાબેની હીંદની સઘળી ખાહેશો તદન છીન્નભીન્ન થઇ ગઇ છે. સઘળાં વીરતાભર્યાં સ્વપ્નાં ભસ્મીભુત થઇને સ્વપ્ના જેવાં નીવડયાં છે, પરંતુ શ્રી. કમલાની માતૃભુમી તેમને ( શ્રી. કમળાને ) ભુલી ગઇ નથી અને તેમની પાછળ રહેલાંઓએ તેમની ( શ્રી. કમળાના ) અંતરની ઇચ્છા તેઓ જો કે આ સૃષ્ટિ પર હયાત ન હોવા છતાં પણ પુર્ણ કરવાનો નીર્ણય કર્યો હતો.

### ગાંધીજી સાથની મુલાકાત

શ્રી. કમળાના મરણ પહેલાં થોડાક મહીના આગમચ ડોકટરોએ નીર્ણય કર્યો કે શ્રી. કમળાએ સારવાર માટે સ્વીટઝરલેંડ જવું જોઇએ. શ્રી. કમળા નેહરૂ સ્વીટઝરલેંડ જવા માટે સ્ટીમર પકડવા માટે મુંબઇ આવ્યાં અને ગાંધીજી વર્ધાથી શ્રી. કમળા નેહરૂની તબીયત જોવા માટે મુંબઇ પધાર્યા હતા, કારણ કે શ્રી. કમળાની તબીયત વર્ધા આવી શકે તેવી ન હતી. શ્રી. ગાંધીજી અને શ્રી. કમળા નેહરૂએ સ્ટીમર ઉપડતાં પહેલાં ઉલટની લંબાણ વાતચીત કરી હતી કારણ કે શ્રી. કમળા નેહરૂ ફરીથી આ દેશ, કે જેને તેમણે આટલો બધો ચાહ્યો હતો અને જેની તેમણે વફાદારીપૂર્વક અને અવિશ્રાંત રીતે સેવા બજાવી હતી, ત્યાં કદીએ પાછા ફરનાર ન હતાં.

### બાળકોની હોસ્પીટલને ભુલતા ના

બીજી ચીજો સાથે શ્રી. કમળાએ ગાંધી-

અને કહ્યું હતું કે અલ્હાબાદની નાનકડી હોસ્પીટલ કે જે સ્થાપવામાં તેણીએ મદદ કરી હતી તેને ભુલતા ના.

આ હોસ્પીટલને ગાંધીજી ભુલ્યા ન હતા.

### શ્રી. કમળાનું મરણ

ફેબ્રુવારી ૧૯૩૬ માં કમળા નેહરૂનું સ્વદેશથી ઘણે દુર અને જે સઘળાઓ તેણીને ચાહતાં હતાં તેમનાથી દુર લોસેનમાં એક સેનેટોરીયમમાં મરણ નીપજ્યું હતું. સદ્‌ભાગ્યે પંડીત જવાહરલાલ શ્રી. કમળાની માંદગીના બીછાણા આગળ વીમાન માર્ગે જઇ પહોંચવા માટે વખતસર જેલમાંથી છુટયા હતા અને જ્યારે શ્રી. કમળાએ પોતાના છેલ્લા શ્વાસ લીધા ત્યારે પંડીત જવાહરલાલ અને તેમની પુત્રી ઇંદીરા તેમની નજદીક હતાં.

### શ્રી. કમળાનું સ્મારક

ગાંધીજીએ શકય બન્યું ત્યારે તરતજ કમળાની યાદમાં સ્ત્રીઓની એક હોસ્પીટલનું મકાન બાંધવા માટે ગોઠવણો કરી હતી. શ્રી. કમળા સ્ત્રીઓ અને બાળકોના સવાલમાં હમેશાં ઉંડો રસ લેતાં હતાં અને તેથી તેણીની યાદગીરી તરીકે આવું સ્મારક ઉભું કરવા માટે યોજના હતી અને જાહેર પ્રજાએ તે માટે ફંડ ઉઘરાવવા માટેની ગાંધીજીની અપીલનો સુંદર જવાબ વાળ્યો હતો.

### જુનામાં જુના શહેરમાં કમલા સ્મારક

આજે હિંદના એક જુનામાં જુના શહેરમાં મર્હુમના સ્મારક તરીકે છેલ્લામાં છેલ્લી ઢબનું મકાન હસ્તી ધરાવે છે. આ ઇમારત દેખાવમાં ઘણી સુંદર છે અને તે બિલ્ડીંગમાની હોસ્પીટલના કામકાજથી સંખ્યાબંધ સ્ત્રીઓ અને બાળકોને રાહત મળશે.

### ગાંધીજીના હાથે હોસ્પિટલ ખુલ્લી મુકાઇ

આ હોસ્પીટલ ખુલ્લી મૂકવાની ક્રિયા ગાંધીજીએ ગઇ તા. ૨૮ મી ફેબ્રુઆરી ૧૯૪૧ ના દીને એટલે કમલાની સંવત્સરીના દીને કરી હતી. આ વખતે પંડીત જવાહર અને બીજા તેમના ઘણા મિત્રો અને સાથીઓ જેલમાં હોવાને લીધે હાજર રહી શકયા ન હતાં. જેઓ જેલની બહાર હતા તેઓ હિંદભરમાંથી આ ગંભીર પ્રસંગે હાજર રહેવા માટે આવ્યાં હતાં.

### હોસ્પીટલનું સુંદર કાર્ય

આ હોસ્પીટલ ઉઘડી ત્યારથી તેણે ઘણું જ સારૂં કાર્ય કરી બજાવ્યું છે અને દેશભરમાં સૌથી વધુ પ્રતિષ્ઠા મેળવી છે. તે હોસ્પીટલ બનાવવા માટે અવિશ્રાંત શ્રમ લઇ રહ્યા છે. આ સંસ્થા એકલી સ્ત્રી કાર્યકરોના હાથે જ ચલાવવામાં આવે છે ને આ હોસ્પીટલની આજની સ્થિતિ માટેનો સઘળો યશ તે સંસ્થાના સશક્ત સુપરીન્ટેન્ડન્ટ અને તેના સ્ટાફને ઘટે છે.

### હોસ્પીટલ ફંડમાં ફાળો આપો

વખતોવખત આ હોસ્પીટલ માટે ફંડ ઉઘરાવવામાં આવ્યું છે અને એ યોગ્ય છે કે દરેક હિંદીએ આ હોસ્પીટલના ફંડમાં બને તેટલો વધુ ફાળો આપવો જોઇએ.

### ૨૦૮૧ દર્દીઓની મુફત સારવાર

આ હોસ્પીટલમાંના દર્દીઓના ઘણા મોટા ભાગની સારવાર મુફત થાય છે. સને ૧૯૪૪ ની સાલ દરમ્યાન ૨૦૮૧ દર્દીઓની મુફત સારવાર કરવામાં આવી હતી. ૧૪૯ દર્દીઓ પાર્ટપેઇંગ (થોડા પૈસા આપતા) હતા અને ૧૩૩ દર્દીઓએ આખી ફી આપી હતી. આ હોસ્પીટલમાં દર્દીઓ માટે ૪૪ ખાટલાઓ રાખવાની અસલ જોગવાઇ હતી.

પરંતુ હાલમાં ત્યાં ૬૦ ખાટલાઓ છે અને આટલી સંખ્યા પણ પુરતી નથી,

ઘણીયે વખત સામાન્ય વોર્ડોમાં સગવડની ખામીને લીધે દર્દીઓને પાછા કહાડવા પડે છે. દર મહીને દર્દીઓનો નિયમિત થતો જતો વધારો આ હોસ્પીટલની લોકપ્રિયતા અને તેની પ્રતિષ્ઠા છે કે જે તેણે છેલ્લા ત્રણ વરસમાં મેળવી છે તે પુરવાર કરી આપે છે.

## ઉદાર મદદની જરૂર

આગલાં વર્ષોની ખોટને પુરીવળવા આ હોસ્પીટલનું ફંડ હજી પણ ઘણું ઓછું છે અને જાહેર પ્રજામાંથી ઉદાર સખાવતોની જરૂર છે, કે જેથી આ હોસ્પિટલનું કામ સારી રીતે ચાલી શકે અને તે પોતાના દરદીઓને વધુ સારી સગવડો આપી શકે.

કમળા નહેરૂ હોસ્પીટલ પ્રજા માટે છે અને તેને પ્રજાએ ભુલવી જોઇતી નથી. જે સ્ત્રી, કે જેનુ નામ આ હોસ્પીટલ સાથે જોડાયલું છે તેણે પોતાના જુવાન જીવનનો દેશ માટે ભોગ આપ્યો હતો. તેમણે પોતાના જીવનની છેલ્લી ઘડી સુધી પોતાની નબળી અને નાદુરસ્ત તબીયત છતાં પણ સેવા બજાવી હતી. તેમની સેવાઓની અને જીવદયાની યોગ્ય કદર પ્રજાએ આ સંસ્થાને ઉદાર રીતે મદદ કરીને હોસ્પીટલ ફંડ છલોછલ ઉભરાવી દઇને કરવી જોઇએ અને તે હોસ્પીટલ સારૂં કામ કરી શકવાને શક્તિવાન થાય તે માટે યથાશક્તિ મદદ કરવી જોઇએ છીએ.



# ગુનેગાર પિતાનો પત્ર

લેખક :
આપાજી બાવાજી અમીન

મારી મોટી દીકરી કાન્તાનું લગ્ન તા. ૨૬ મી માર્ચ ૧૯૪૫ ના રોજ મુંબઇમાં સીવીલ મેરેજના કાયદા પ્રમાણે થયું છે. ગ્વાલીઅર રાજ્યના ગુના પ્રાંતના સેડોરા ગામના રજપૂત યુવક રા. દરમાનસીંગ અ. રઘુવંશી સાથે લગ્ન થયેલું છે.

બંને જણ કોલેજમાં ભણતાં હતાં ત્યારથી સંબંધ શરૂ થયેલો. મારી સંમતિ પ્રથમથી જ કાન્તાબેને લીધેલી. પાંચ–છ વર્ષના ગાળા દરમ્યાન તેમનો પરિચય વધતો ચાલ્યો. છેવટનાં વર્ષોમાં કેટલાંક વિપરીત સંજોગોને લીધે મને સમજાવા લાગ્યું કે કાન્તાબેન કંઇક વધારે પડતું જોખમ ખેડી રહી છે. લગ્ન ના કરે તો ને વધારે સુખી અને યશસ્વી થઇ શકે. મારા વિચાર પ્રમાણે કાન્તાને સમજાવવાનો મેં પ્રયાસ કર્યો છતાં બંનેનો વિચાર લગ્ન કરવાનો મક્કમ રહ્યો. પરિણામ ઉપર દર્શાવ્યું છે અને તેને વધાવી લેવાની મારે શીર ફરજ આવી પડી. કહેવત છે કે, ' વાવે તેવું લણે. '

સિદ્ધાન્તના, નાતજાતના કે વ્યવહારિક અંતરાયોના કારણે હું પાછો હટું, કાયર બની મારી વ્હાલસોઇ દીકરીને ત્યજી દઉં અગર એ સ્થિતિમાં મારે શું કરવું તે સમાજ વિચારી લેશે. પાટીદાર સમાજ સામે આ એક બંડ છે, હું બંડખોર ગુનેગાર છું અને મારો ગુનો ભારે છે એમ પણ હું માનું છું. મારાં ભાઇભાંડુઓ, કુટુંબીજનો અને જ્ઞાતિજનો સાથેનો મારો સંબંધ ઘણો મીઠો છે. જે ગામમાં, જે ગોળમાં, જે સમાજમાં હું જન્મ્યો છું. તેના અનેક ઉપકાર મેં અનુભવ્યા છે. ગોળ કે જ્ઞાતિ બહાર મારે મહત્ત્વનો સંબંધ હોય એમ પણ નથી. જ્ઞાતિનું ઋણ મારા ઉપર અનેકઘણું છે. વિશાળ દુનિયાનો સંબંધ નવોસુનો છે. પાટીદાર જ્ઞાતિ માટે મારા અંતઃકરણમાં અતિશય આદર છે; તેના ઉત્કર્ષ માટે ઘણી ઊંડી ઝંખના છે. અને આ જ્ઞાતિના એક સામુલી સેવક તરીકે રહેવાની મને હજી પણ ઉત્કંઠા છે. મારા કથનની સત્યતા પુરવાર કરવાની શક્તિ અત્યારે મારામાં નથી કારણ કે મારું વર્તન બાહ્યદ્રષ્ટિએ જ્ઞાતિ વિરૂદ્ધનું છે.

પાટીદાર જ્ઞાતિ અત્યારે ઉછાળે ચઢી છે. પાટીદાર મૂળગત સ્વભાવે સાહસિક, ઉદાર, ઊચ્ચાભિલાષી અને સ્વાતંત્ર્યપ્રિય છે; છતાં ધંધે તે જમીન સાથે જોડાયેલો અને જ્ઞાને અધુરો હતો. એટલે પાટીદાર જ્ઞાતિનાં રૂઢિ અને સંસ્કાર આ સંજોગોને આભારી છે.

પાછલાં પચાસ વર્ષમાં કેળવણીનો પ્રચાર, સત્પુરૂષોનો સાથ, સ્વદેશભક્તિ, પરદેશગમન, ગામ ઘરથી જુદા પડવું, ધંધારોજગાર અંગે બહાર રહેતા થવું. લક્ષ્મીજીની મહેર એમ વિધવિધ પ્રકારનાં નવીન વહેણ પાટીદાર સમાજમાં દાખલ થયાં અને તેના પરિણામે સારાંનરસાં અનેક ભરતી ઓટ આવ્યાં છે. ગામ, ગોળ, કૂળ, રીત, આચાર, વ્યવહાર બંધાય છે તેટલી જ ઝડપથી તૂટે છે. સૌ કોઇ વિમાસી રહ્યા છે કે જ્ઞાતિમાં હતું શું અને રહેશે શું ? જ્ઞાતિ ચઢે છે કે પડે છે ?

આ ઊથલપાથલ જીવનનો એક તલસાટ છે એમ હું સમજું છું. બંધીઆર બેક વૅાટર્સનાં શાન્ત સડેલાં પાણી કરતાં ખુલ્લા સમુદ્રના હિલોરા મને વધુ પસંદ છે. દરેક જુવાન હૃદયની ભાવના દુનિયાના ઝોલે ચઢી હિલોરા લેવાની હોય છે. એ મદોન્મત સ્થિતિમાં મેં આગળ જણાવેલું પગલું ભરવાની પરવાનગી મારી દીકરીને આપેલી. તેમ કરવામાં મેં ખોટું કર્યું છે એમ હું નથી માનતો. અનુભવે અગર ઉમરના કારણે મારામાં કંઇક શિથિલતા આવી કે વ્યવહારકુશળતા આવી જેથી કાન્તાને આ જોખમ ન ખેડવાની મેં સલાહ આપી કાન્તાએ સલાહ માન્ય કરી નહિ એમાં એનો દોષ શું છે ? જુવાની અને દીવાની સરખા છે એમ માનીએ તો પણ એટલું તો ચોક્કસ છે કે દુનિયા જુવાનોની છે. ડાહ્યા અને બૂઢાઓ લંગર સમાન છે. ભૂલો કરતાં કરતાં આગળ ધપી શકે અને દરિયો ખેડી શકે તે જુવાનો. આવી મથામણમાંથી મને એક સત્ય સમજાયું કે સમજુ માણસે હલેસાં મારનારને લંગર તરીકે અંતરાયરૂપ નહિ નીવડતાં જુવાનીના પવનને સહરૂપ બની નાવને વ્યવસ્થિત રીતે આગળ ધપાવવામાં મદદગાર બનવું જોઇએ.

પાટીદારસમાજમાં વ્યવસ્થાની જરૂર અત્યારે જેટલી છે તેટલી બીજા કોઇ વખતે નહિ હોય અને તેટલું જ કઠિન કાર્ય અત્યારે વ્યવસ્થા સ્થાપવાનું છે. જૂનાં રીતરસમ કામ નહિ લાગે. નવીન દૃષ્ટિની અત્યાવશ્યકતા છે. જુવાનીની આંખે જોતાં શીખો. ઘર છે; ગામ છે, કુટુંબ છે, જ્ઞાતિ છે અને આજે તે સૌમાં અગત્યનું સ્થાન દેશનું છે આજે આપણે સમષ્ટિમાંથી વ્યક્તિમાં આવ્યા છીએ અને વ્યક્તિમાંથી વિરાટમાં જઇ રહ્યા છીએ.

સારો બચાવ કરતાં જે સત્ય હકીકત છે તે તરફ સમાજની દૃષ્ટિ ખેંચવાનો હું પ્રયાસ કરી રહ્યો છું. સમાજમાં નાનુંમોટું, ગરીબતવંગર સૌ કોઇ કબૂલ કરશે કે જુવાન છોકરાછોકરીઓના લગ્નનો પ્રશ્ન વિકટ થઇ પડયો છે. જ્ઞાતિનો જુવાન વર્ગ, માઙેનતુ ને મધ્યમ વર્ગ અને દુઃખી વર્ગ કચડાઇ રહ્યો છે અને અંતરની હાય નાંખે છે. સમાજનું કન્યારૂપી રત્ન ઠોકરે ચઢયું છે. સરકારી, અને શક્તિશાળી પિતાઓની પાકી ઉંમરની સુશિક્ષિત કન્યાઓ આંખો ફાડી પૂછે છે કે અમારૂં પાટીદાર સમાજમાં શું સ્થાન છે ? આવી પરિસ્થિતિમાં સમજ્યે કે વગરસમજ્યે આવા કીસ્સાઓ બનવાના. કુદરત તેનો રસ્તો ગુંગળામણ અને ગુંગવાડામાંથી પણ કરે જવાની. પાટીદાર સમાજ વિશાળ છે; વિશાળત્વ તેનું બળ છે. રીતરિવાજો જેટલા બહોળા વિચાર ઉપર રચાયેલા હશે તેટલો લાંબો વખત તે નભી શકશે અને દેશની વધતી જતી એકતાની ભાવના સાથે એણે જ્ઞાતિભાવનાનો સુમેળ પણ સાધવો જોઇશે.

# મહીસાગરના તીરે તીરે

લેખક :
શ્રી. ઝવેરચંદ મેઘાણી

'દરિયા ! ઓ દરિયા !'
'શું છે મહી ?'
'મારી જોડે પરણ.'
'નહિ પરણું.'
'કેમ નહિ ?'
'તું કાળી છે તેથી.'
'જોઈ લેજે ત્યારે.'

એમ કહીને મહી પાછી વળી. ને પછી મંડી પથ્થર તાણવા તાણી લાવીને મહી દરિયો પૂરવા. દરિયો તોબા પોકારી ગયો. રખે આ કાળવી મને આખોય પૂરી વાળશે! કહે કે ચાલ બાપુ! તને પરણું પરણ્યાં. મહી-સાગરનાં એ લગ્નની ચોરી તરીકે વાસણા પાસે એક ઓરો બતાવાય છે.

***

આવી ડરકામણી મહીને મેં દીઠી–ચાંપેલ અને બદલપુર નામનાં બે ગામોની પાસે. દીઠી તે સાથે જ ખાતરી થઈ કે દરિયાને ગળે પડીને જ પરણી છે આ ચંડી. ને આ મહી-સાગરનું લગ્ન તો કાળા કોપનું નીવડ્યું લાગે છે. હું જ્યારે મહીની વત્સલા જનેતા તરીકેની કલ્પનામાં મગ્ન હતો ત્યારે મારગમાં જ મહારાજ વારંવાર બોલતા આવતા હતા કે 'આ મહી નથી પીવાના ખપની, નથી ખેતીના ખપની, નથી નહાવાના ખપની, છે ફક્ત સોગંદ ખાવા પૂરતી જ કામની' ત્યારે મને સાચો ખ્યાલ આવતો નહોતો. પણ તા. ૨૦–૩–૪૫ની સાંજરે બદલપુરના ઊંચા ટીંબાથી પોણોએક ગાઉની છિન્નભિન્ન પૃથ્વી વટાવ્યા પછી જ્યારે અમે મહીના પટમાં ઊતર્યાં ત્યારે મહી વિકરાળ, કાસ્તરાખોર, કદરૂપી કુમારકા લાગી. પુરુષભાગ તરીકે દરિયાની મને દયા આવી.

***

બદલપુરથી લઈને અમારી મુસાફરી પાંચ સાત ગાઉ સુધી કાંઠે કાંઠે જ ચાલી. મહી-સાગરનાં તટવાસી ગામોની અને મહીની વચ્ચે માઈલ દોઢ દોઢ માઈલ સુધીની ધરતી ખોવાઈ ગઈ છે. પૃથ્વીની સપાટીથી પાંચ છ માથોડાં પેટાળમાં ત્યાં ગાડામારગો ચાલે છે. દશ વીશ વર્ષ પર આ મહીકાંઠે અકબંધ ગામડાં ઊભાં હશે, તેને મહી તરફ ઢળતા ચોમાસુ જળપ્રવાહોએ ચૂંથી નાખ્યા છે, ને આજે એ છૂટા પડેલા ગામ ટુકડા એકેક ઊંચે ટેકરે એવી રીતે ઊભા છે કે જાણે કદી આંખની ય ઓળખાણ નહોતી! બાલાનો ટેકરો હાલાનો ટેકરોઃ જુદા જુદા નિવાસીઓના નામના ટેકરાઃ વચ્ચે પાંચ–છ માથોડાં ઊંડાં ખોદાણો.

***

એ પાંચ માથોડાં ઊંડું પૃથ્વી-દળ તદ્દન માટીનું જ બનેલું છે. ત્રણ હાથ ઊંડે ખોદીએ ને 'ટ્રેપ'નો કાળમીંઢ આવી ઊભો રહે એવી મારી સોરઠી ધરતીથી ઊલટા જ પ્રકારની આ નર્યો કાંપની જ બનેલી રસાળ કંઠાળ પૃથ્વી છે. એ પૃથ્વીનું આ સેંકડો એકરોનું ખોદાણ એટલે કેટલો વિનાશ? એકેક વીઘું જ્યાં પાંચ હજારના ભાવનું બોલાય છે, તે જ પ્રદેશમાં આવો ધરતી-વિનાશ? શું એ વિનાશ કોઈ ઇજનેરી ઉપચારે ન રોકી શકાયો હોત? મને કહેવામાં આવ્યું છે કે આવો ઉગાર તદ્દન શક્ય અને સરલ હતો–મહીમાં વહેતા જતાં વધો નીરને પૃથ્વીનું પેટ ખોદવું ન પડે તે રીતે મારગ આપી શકાયા હોત.

***

ને મહી વધુ ભયંકર લાગી. કારણ કે એને કાંઠે મેં હત્યાની કરી હતી, ઝાંબુંબની

વનરાજિનું માનચિત્ર આંકી મૂક્યું હતું. એથી ઊલટી જ આ કાંઠાની સ્થિતિ છે. મહીકાંઠે સુનકાર છે. ઊંડાં કોતરોમાં થઈને બહાર નીકળવાના માર્ગો બિહામણા છે. મહીકાંઠે પંખીડાં બોલતાં નથી. સામો કિનારો (ભરૂચ જીલ્લાનો) ત્રણેક ગાઉના ગમગીન પટની આરપાર નિસ્તેજ ઓળા જેવો દેખાય છે. કોઈ સમોળાં 'રેખાળાં માનવી' મહીપાર ઊતરતાં નહોતાં. સોરઠી લોકકથા માયલી એ રાવલ નદી, કે જેને પ્રેમભગ્ન રબારી યુવાન રાણો એક વાર પોતાની આહિરાણી પ્રિયા વિશે પૂછતો હતો—

પાતળ-પેટાં ને પીળરંગાં
પડવને પારે;'
રાવલ ! રેખાળાં માનવી
ઊતર્યાં કયે આરે !

અર્થાત્ હે રાવલ નદી ! પેટે પાતળિયાં, પીળરંગાં, ને ઉદર પર પડતી ત્રિવલી વડે શોભતાં હરણ સરીખાં સુકુમાર મારાં માનવી—મારાં કુંવર્ય-તારે કિયે આરે ઊતરી ? એવો કોઈ પિયુ આંહીં મહીને પ્રશ્ન પૂછે તેવું વાતાવરણ નહોતું.

***

રોજંદા એક વાર ચડતા 'ઉધાન'નાં સાગર-નીરનો સમય આજે રાતના ૧૧-૧૨ નો છે. અત્યારે પાણી સાથળ સમાણાં ને કયાંઇક કયાંઇક ઘૂંટણ સમાણાં છે. દૂર દૂર હું પંક્તિબંધ માણસોને મહીજળ ઓળંગીને સામે પાર જતાં જોઈ રહું છું. આ ગામ-ગામના આરા સિવાય વચ્ચે તો મહી ઉતરાય તેમ છે. નહિ. આરે હોડીઓ રહે છે. ને ઉધાન હોય ત્યારે એ પાર જવાના ખપમાં આવે છે.

મહીના શયનમંદિરમાં સાગર રોજ પ્રવેશે છે. એ દરિયાઈ ભરતીને 'ઘોડો' કહે છે. ઘોડાનું રૂપક જેને સૂઝ્યું હોય તેને ધન્ય છે. નદીમાં આવતો સાગરનો જુવાળ ઘોડાનો જ ઘાટ રજૂ કરે છે કેશવાળી શી શ્વેત ફીણાળી તરંગ-ટોચ, વિલાસમસ્તીના ઉછાળા મારતા નીર-કદમો, અને હડૂડૂડૂ એવા હણહણાટઃ ઘોડો આવવાનો થાય ત્યારે આરેઆરેથી માછીઓ પોતપોતાની નાવડીઓને ઘોડાની સામે એક માઇલ લઇ જાય, ને નાવનો અને ઘોડાનો જ્યાં સંપર્ક થાય ત્યાં ઘડીભર તો નાવડીને પોતાના પાછલા પડખામાં લપાવી દઈને પછી ઘોડો એને પોતાની માણેકલટને સ્થાને, અગર તો કાનસૂરી વચ્ચેના કોઇક ફૂમતાબંધ શણગારની અદાથી રમાડતો ઝુલાવતો હીલોટા દેતો દેતો ધસ્યો આવે છે નદીની શયન-સોડમાં.

***

એ દેખાવ કલ્પનામાં છે ત્યાં સુધી સુંદર છે. પણ મહારાજે મને એવા એક મહી-ઉતરાણનો કિસ્સો કહ્યો હતો. તેણે મનને ઉદાસીથી ભરી મૂક્યું છે. પોતે વડોદરેથી આવતા હતા. સાથે એક ભંગી ને એની દીકરી થયાં. બાઈના હાથમાં બાળક હતું. સાથે વાંસનો ભારો હતો. આરા પર આવ્યા કે તુરત એક માણસે બૂમે મારી, જલદી ઊતરો નહિતર ઘોડો આવે છે. મહારાજ તો બાજંદા તરૈયા, શરીરે પોવરધા, તે પાણીમાં ચાલ્યા. પછવાડે પેલો ભંગી ઊતર્યો, ને એ વાંસનો ભારો પાણીમાં ખેંચતો ચાલ્યો. મનમાં એમ કે બાઈ બાળકને લઈને પાછળ પાછળ ચાલી આવે છે. પેલે કાંઠે બેઉ પહોંચી ગયા પછી પાછળ જુએ તો દૂર દૂર બાઈ પાણીની અંદર સજ્જડ બનીને ઊભી થઈ રહેલી, પાસે છે બાળક. બૂમ પાડી, "અરે બાઈ, ઝટ ચાલી આવ !" પણ બાઈના મોંમાં બોલ નથી, શરીરમાં સંચરાટ નથી. બૂમો પડે છેઃ 'ઘોડો આવે છે ! વાઘુ આવે છે !' જે માણસ બૂમો પાડતો આવ્યો

તેને પેલા ભંગીએ કહ્યું: 'બાઇ, મારી દીકરીને તું ઉતારી લાવ.' માછી કહે 'શું દઇશ?' ભંગી કહે 'મારી કને બે આના છે તે આ લે.' 'એટલે તો શાનો ઉતારું!' એમ કહેતો એ તો ઢબઢબતો ચાલ્યો ગયો, ને મહારાજ એ ભંગીને, અને પછી એની પાણીમાં દૂર થંભી રહેલી બાળકવંતી પુત્રીને જોઇ રહ્યા. બેમાંથી કોઇમાં જાણે ચેતન નથી. ને શિર ઉપર સદાની વિદાય તોળાઇને ઊભી છે. મહારાજ પાછા ગયા, બાઇ પાસે પહોંચ્યા, બાઇને કહે છે કે 'આંહીં આવ!' બાઇ બોલતી જ નથી. એ તો જાણે કે જીવન–મૃત્યુ વચ્ચેનો ભેદ જ સ્વચ્છ ઊભી છે. મહારાજે જઇ બાળકને હાથમાં લીધું, બાઇનો હાથ પકડી ચડતાં પાણીમાં દોરી, બાઇ રસ્તે ફક્ત એટલું જ બોલી શકી: 'બાપજી! મારું તો જે થવું હો તે થાવ, પણ મારી છોકરીને કંઇ થવા દેશો ના હોં કે!' મુશીબતે બાઇને સામે કાંઠે પહોંચાડી ત્યારે બાઇનો બાપ બોલ્યો:

બાપજી! તમારાં તો ઘી ગોળનાં હાડ ખરાં ને! એ તો ઘી ગોળનાં હાડ વાળા તેથી જ તમે આને લઇ આવ્યા, અમે તો શું કરી શકીએ!'

તે દિવસે એ ભંગીના બોલ પર જેવા પોતે મરકયા હશે તેવા આજે પણ મંદમંદ મરકીને મહારાજ કહે છે: 'ઘી ગોળના હાડકાં!' વસ્તુતઃ તો એણે વર્ષોથી નરી ખીચડી સિવાય, કંગાલ ઘરના ખરાબ દાળ–ચોખાના બે મૂઠી આરણાના એક ટંકના ભોજન સિવાય ઝાઝું કંઇ જોયું નથી.

***

ગમગીન અને નિર્જન મહી–આરા પર મળી ગયેલો એક ખારવો. તડાકાબંધ વાતો કરતો કરતો બેએક માસ પર મહીસાગરમાં ધસડાઇ આવેલા મચ્છની વાત કહી ગયો. ૫૦–૬૦ હાથ લાંબો, ગોં ફાડે તો મહીં આપણે ઊભા ને ઊભા ચાલ્યા જઇએ તેવડા પેટવાળો એ મગરમચ્છ આંહીં ચાપોલ સુધી આવી ચડયો હતો. મોંમાંથી પાણી ઉછાળતો હતો. પછી ઓટ થયો. જળ છીછરું બન્યું. મચ્છે બહુબહુ બરાડા પાડ્યા, બહુ તરફડાટા નાખ્યા, છેવટે કમોતે મરી ગયો.

વાત સાંભળીને મને સોન–હલામણની લોકકથામાંથી બે દુહા સાંભર્યા—

> મચ્છ માંજળ હોય,
> (આંઇ) કિયે અવગુણે આવિયો
> લેવાણો લોઢ
> કે સાયરે સંઘર્યો નહિ!

દેશવટે ચાલી નીકળેલી સોનવિજોગી હલામણ સિંધ તરફ જતાં જતાં એક સોરઠી નદી (ઢેબર કે વરતુ)ના સંગમમુખ પાસે મચ્છને જોઇ કહે છે કે બાઇ! તું મચ્છ તો મહાજળમાં હોય, તું અહીં નદીનાં છીછર નીરમાં કયાંથી આવ્યો? શું તું ભરતીના તરંગોમાં ધસડાયો? કે દરિયે તને સંઘરવા ના કહી? શું તું યે મારા સરીખો દેશવટે કાઢેલ છો?

મચ્છ એનો જવાબ આપે છે—

> અઇ વીળ વળે,
> વીળે વાળણું નહિ;
> સોનાની સંગતે
> હાલીતલ હળવું પડયું.

હે બાઇ! ભરતી (વીળ્ય)માં હું આંહીં સુધી નાનકડા માછલાની સાથે સાથે ભૂલથી ચાલ્યો આવ્યો. આ વેળ્ય પાછી ઊતરી જશે એ જાણતો નહોતો, ઊતરતી વેળ્યમાં હું પાછો ન વળી શકયો. આમ હું મહાન, એક નાના–ક્ષુદ્ર–માછલાની સોબતમાં હાલવાથી હલકો પડયો. *

* "ફૂલછાબ" તા. ૨૦–૪–'૪૫ માંથી સાભાર–ઉધ્ધૃત.

# પીડા વગર પ્રસૂતી

લેખક :
શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

આજની સ્ત્રીઓને સુવાવડનો ડર લાગવા માંડયો છે ! ઘણી બહેનો મારી પાસે આવી ખુલ્લા દિલે સુવાવડ ન આવે એવી દવાની માગણી કરે છે ! ભણેલી સુધરેલી જ નહિ—અભણ સ્ત્રીઓની પણ આ માગણી છે ! સુધારકો ' વસ્તી વધે છે તે માટે કાંઇ કરવું જોઇએ ' એવી વાતો કરે છે. નિખિલ ભારતવર્ષીય મહિલા પરિષદો ' સંતતિનિયમન 'ના ઠરાવો કરે છે. આ જ્ઞાનપ્રચારના જમાનામાં કર્ણોપકર્ણ આવી વાતો કુમારિકાઓના કાન સુધી અને અભણ સ્ત્રીઓ સુધી પહોંચે છે. આમ, સુવાવડનો ડર સ્ત્રીઓને સતાવી રહ્યો છે એ ચોક્કસ છે

એક વખત એક સુશિક્ષિત બાઇ મારી સલાહ લેવા આવ્યાં હતાં. તે સમયે બીજી એક બાઇને હું તપાસતો હતો. તપાસી રહ્યા બાદ મેં એ બાઇને કહ્યું:—' સુવાવડનો ડર ન રાખશો. " પેલી સુશિક્ષિત બાઇ એ સાંભળી રહી હતી. જ્યારે તેમનો વારો આવ્યો ત્યારે સૌ પ્રથમ એ બાઇએ મને પ્રશ્ન પૂછયો:—" તમને પુરુષોને સુવાવડના ડરનું ભાન કેમ કરી કરાવી શકાય ? " હું શરમાયો. શો ઉત્તર આપવો એ સમજી શકયો નહિ. મેં ધીમેથી કહ્યું:—" સ્ત્રીઓ પુરુષો કરતાં કષ્ટ ધીરજથી સહન કરનાર છે. સુવાવડનું કષ્ટ સ્ત્રીને લાગતું જ નથી. આજકાલના દુષ્ટ પ્રચારની તમારા મન ઉપર અસર થઇ છે અને તમો નાહકનાં બીધેલાં છો. સુવાવડનો ડર રાખશો તો સૃષ્ટિનું શું થશે ! "

" તમને પુરુષોને બોલતાં—દલીલો કરતાં સારી રીતે આવડે છે. તમે કદીએ સ્ત્રીઓનાં હૃદયમાં પ્રવેશ કરી સ્ત્રીઓના પ્રશ્નોના જવાબો આપ્યા જ નથી. " એ બાઇ ગયા. હું દવાખાનેથી ઘેર ગયો. મને એ બાઇના શબ્દો યાદ આવવા લાગ્યા. સ્ત્રીઓને શું ખરેખર અસહ્ય કષ્ટ સુવાવાવડમાં થતું જ હશે ? કુદરતનો આ કષ્ટ પાછળ કંઇ હેતુ હશે ? કુદરતે આવું કેમ કર્યું હશે ? કાં કુદરત અન્યાયી છે કાં અમે ચિકિત્સકો બેવકૂફ છીએ કે એનું રહસ્ય સમજી શકયા નથી. સુવાવડ વખતે શું કામ કષ્ટ થવું જોઇએ ? "

એક શસ્ત્રવૈદ્ય કહે છે કે " પુરુષ અને સ્ત્રી—બેમાંથી એક ઉપર શસ્ત્રક્રિયા કરવાનું મને કોઇ કહે તો હું ' સ્ત્રી ' ઉપર જ શસ્ત્રક્રિયા કરવાનું પસંદ કરું. કારણ કે સ્ત્રી દરદ ધીરજથી સહન કરે છે. કવિઓ સ્ત્રીઓને મૃદંગી, અબલા, કુસુમપેલવા—વિશેષણો લગાડે છે. પરંતુ ખરી રીતે પુરુષો કરતાં સ્ત્રીઓ વધુ કઠિન છે. "

અને આ વાત મને તદ્દન સાચી લાગે છે. સાધારણ તાવ પુરુષને આવ્યો હોય છે તો તે આખું ઘર ગજાવી મૂકે છે—ગાંડું કરી મૂકે છે જ્યારે સ્ત્રીને તાવ સાથે બીજી કેટલીયે પીડા થતી હોય છે પરંતુ તે શાંતિથી ચૂપ જ રહે છે. એક પહેલવાન બાઇને હું ઈન્જેકશન આપતો હતો. ઇન્જેકશન નસમાં આપવાનું હતું. જરાક લોહી પીચકારીમાં મેં ખેંચ્યું તે એ બાઇએ જોયું પણ ખરું. જેવું મેં ઈન્જેકશન આપવું શરૂ કર્યું કે એ બાઈ બેભાન બની ગયા ! ધબ દઇને પાટલી ઉપરથી નીચે પડયા ! મેં સમયસૂચકતા વાપરીને નસમાંથી સોય કાઢી લીધી. હું ગભરાયો. કમ્પાઉન્ડરને સ્ટિમ્યુલન્ટ મિક્ષ્ચર ઝટ બનાવીને દર્દીને પાઇ દેવા કહ્યું અને થોડુંક સ્મેલિંગ સોલ્ટ સુંઘાડવા કહ્યું. થોડીવારે એ બાઇને ભાન આવ્યું ત્યારે મને કહેવા લાગ્યાઃ—" મને

ઇન્જેકશન લેતાં આવું જ થાય છે. હું દરદ સહન કરી શકતો જ નથી " મેં કહ્યું તો પછી તમારે મને પ્રથમથી આ વાત કરવી હતી ને ? દર્દીએ લાચારી બતાવી: " મને એ કહેતાં શરમ લાગી. એક પહેલવાન જેવો માણસ નાનીશી સોયની અણી ચામડીમાં પેસતાં આટલો ગભરાય છે ! " મને એની વાત સાવ સાચી લાગી. એના જેવો પહેલવાન જેવો માણસ ઇન્જેકશનની સોય સહન કરી નથી શકતો એ કહેતાં તેને જરૂર શરમ આવતી જ હશે. ઘણાયે હ્ષ્ટપુષ્ટ જણાતા માણસોને હું આવા જ ઢીલા પોચા તરીકે જાણું છું.

પરંતુ મેં એક પણ સ્ત્રીને હજી ઇન્જેકશનની સોય લેતાં બૂમ પાડતી કે ગભરાતી જોઇ નથી. તે શાંતિથી ચિકિત્સકની સામું જોઇ રહે છે. ચામડી બહેર મારવાની દવા ચિકિત્સક લગાવે છે કે નહિ તેની પણ તે પૂછપરછ કરતી નથી !

આપણો સૌનો ઘરનો અનુભવ પણ એમ જ કહેશે કે પુરુષો કરતાં સ્ત્રીઓ ઘણું કષ્ટ સહન કરી શકે છે. સ્ત્રીના સ્વભાવમાં જ દુ:ખ સહન કરવાની અદ્ભુત શક્તિ છે. સાસુસસરા અને નણંદ વચ્ચે આવીને તે જે રીતે સહન કરતાં શીખે છે તે અદ્ભુત નથી શું ? પિતાનું ઘર છોડીને પારકે ઘેર તે જાય છે ત્યારે તેના મનમાં "શું શું થતું હશે ? મને તો લાગે છે કે પ્રજાતંતુની અવિચ્છિન્નતા માટે ભગવાને સ્ત્રીને સર્જી છે એટલે કષ્ટ સહન કરવાનું બળ અને ધૈર્ય પણ તેણે તેને આપેલું જ છે. સદીઓથી જે કષ્ટ સ્ત્રીઓ સહન કરતી આવી છે તેમાંથી જ સ્ત્રીનું સૌંદર્ય, કોમળ ભાવો ખીલ્યા છે સૃષ્ટિની શૃંખલા અતૂટ રાખવાનું કાર્ય સ્ત્રીઓ જ કરે છે પુરુષો તો કેવળ ' necessary evil ' છે એમ કહીએ તો ચાલી શકે.

' Necessary evil ' – ' નભાવી લેવા લાયક દૂષણ '–કહેવાનો મારો આશય તમને કહું. પ્રાણિશાસ્ત્ર બાયોલોજી–પ્રમાણે ' નર ' ખરી રીતે Race માટે–પ્રજા માટે–અલ્પ ઉપયોગી છે–'mere accessory ' છે; જ્યારે પ્રજા માટે–સંતાનો માટે-સ્ત્રી જ સર્વસ્વ છે. પુરુષ બહાર ભટકે છે, મહેનત કરે છે, પોતાના સ્ત્રી બચ્ચાંનું ભરણપોષણ કરે છે, એટલે અંશે તેની સામાજિક ઉપયોગિતા જરૂર છે જ પરંતુ પ્રજાઉછેર માટે–પ્રજાતંતુની અવિચ્છિન્નતા માટે–સ્ત્રીનો જ મુખ્ય ભાગ છે અને હવે તો "Partheno-genesis" અથવા અલૌકિક પુનરુત્પત્તિ–પણ શક્ય બની છે ને !

પરંતુ આપણે ફરીથી આ દુ:ખ pain–ઉપર આવીએ. પુરુષોના નસીબમાં કષ્ટ–દુ:ખ-સહનના પ્રસંગો નથી જ્યારે સ્ત્રીના જીવનમાં છે જ. પ્રજાતંતુ અવિચ્છિન્ન રાખવા માટે સ્ત્રીને દુ:ખ સહન કરવું પડે છે અને એ સુવાવડનું કષ્ટ સહન ન કરે તો સૃષ્ટિ કેમ ચાલે ? હજારો વર્ષોથી સ્ત્રીઓ કષ્ટ સહન કરતી આવી છે અને હજી યે કરશે જ. પરંતુ વધતા જતા વિજ્ઞાને તેમને હવે કષ્ટ-મુક્ત બનાવવા કમર કસી છે. સિમ્સન નામનાં વિદ્વાને ' ક્લોરોફોર્મ 'ની શોધ કરી છે ત્યારથી આનાં બીજ વવાયાં છે. અલબત્ત, આ શોધ પછી પણ એનો ઉપયોગ ઘણા વર્ષો સુધી પ્રજાએ ન કર્યો. પાદરી ધર્મગુરુઓએ સિમ્સનની આ શોધ માટે બે શબ્દો સ્તુતિના ન કહ્યા. પરંતુ " એ સિમ્સન તો પ્રભુના કરતાં વધુ ડાહ્યો છે એમ બતાવવા પ્રયત્ન કરે છે " એ મહાપુરુષે સહજ નિંદાથી તેને નવાજ્યો. પરંતુ સિમ્સને તેની પરવા ન કરી. એ સ્કોટલેંડનો વતની હતો. પાદરીઓએ ક્લોરોફોર્મ સંમોહનની શોધમાં ભગવાનનો અપરાધ જોયો. સ્ત્રીઓનું સુવાવડ વખતનું

કષ્ટ આના પ્રયોગથી કમી થઈ જશે એવું તેણે જ્યારે કહેલું ત્યારે પાદરીઓ તેની પર ચીડાયેલા. " જો સુવાવડમાં કષ્ટની જરૂર જ ન હત તો પ્રભુએ કષ્ટ ન પડે એવું જ કર્યું હોત " આના જવાબમાં સિમ્સને કહ્યું: " જ્યારે પ્રભુએ આદમની પાંસળીઓમાંથી ઇવને ઉત્પન્ન કરેલી ત્યારે પ્રથમ તો આદમને ખૂબ ઘેનમાં–સંમોહનમાં–નાખ્યો હતો; એ જ બતાવે છે કે ભગવાને ' સંમોહન 'નો સત્કાર કરેલો છે. "

આ દલીલમાં સામર્થ્ય નથી. ખરી રીતે પ્રશ્ન તો સ્ત્રીઓના દુઃખનો છે. આદમ–પુરુષના કષ્ટનો નથી. પરંતુ ક્લોરોફોર્મ આખરે દુનિયામા રહેવા સર્જાયેલું હતું એટલે વિક્ટોરિયા રાણીને ડયુક ઑફ એડિનબરોના જન્મ વખતે સુવાવડમાં કષ્ટ ન જણાય માટે તે આપવામાં આવેલું. અને ત્યારથી સુધરેલી પ્રજાઓમાં તેનો ઉપયોગ થવા લાગ્યો; સૌનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું.

પરંતુ ખરી રીતે તો હમણાં હમણાં જ એનો વ્યાપક ઉપયોગ થવા લાગ્યો છે. ' Premedication ' અથવા ' Twilight–Sleep ' નામથી હવે આ પ્રસૂતા–કષ્ટહર–ક્રિયા જાણીતી થએલી છે. સ્ત્રી ખરી રીતે આ પ્રયોગથી પ્રગાઢ નિદ્રામાં પડતી નથી પરંતુ એ અર્ધસૂતી જાગતી drowsing સ્થિતિમાં પડેલી હોય છે અને શું થાય છે તેનું તેને જ્ઞાન નથી રહેતું. બાળકના જન્મ સુધી સ્ત્રી semiconscious અર્ધજાગૃત સ્થિતિમાં રહે છે. સંમોહનના નિયમિત ઇંજેક્શનો આપીને આ સ્થિતિ ઉત્પન્ન કરવામાં આવે છે અને જો પૂરતી કાળજીથી તે આપવામાં આવે તો માતા અને બાળક બન્નેમાંથી કોઇને પણ તેનાથી જરા જેટલું પણ નુકસાન થતું નથી. હા, એમાં ભય પણ છે જ. માટે હોંશિયાર તજ્જ્ઞો પાસે જ ક્રિયા કરાવવી. મોટી માત્રા પડી જાય તો બાળકના જીવને જોખમકારક નીવડે છે.

પ્રસૂતીનું કષ્ટ હવે અદશ્ય થઇ ગયું છે. આટલાં વર્ષોથી સ્ત્રીઓએ ધૈર્યથી કષ્ટ સહન કર્યું તેનો બદલો આ શોધે તેમને આપ્યો છે. વિજ્ઞાનની આ જેવી તેવી સિદ્ધિ નથી.

વિજ્ઞાને આ પ્રસવકષ્ટ નિવારવા સંમોહન તો શોધ્યું પરંતુ હજી સ્ત્રીઓને માટે સુવારોગ–puerperal fever–નો મોટો ભય તો ઊભો જ હતો. સંમોહનની શોધો થઇ પરંતુ સુવાવડ પછી ઘણી સ્ત્રીઓ સુવાવડના ચેપી તાવમાં મરતી હતી–રીબાતી હતી તેની શોધની પણ જરૂર હતી જ. અસબાબ સ્વચ્છતા, જંતુઘ્ન પ્રવાહીઓ, પ્રસૂતિતંત્રનો વિકાસ–આ બધાંથી સુવાવડ પછીનો આ તાવ ઘણે અંશે ઓછો તો થઇ જ ગયો હતો. છતાં યુરોપની હૉસ્પિટલમાં ઘણા વખત સુધી સુવાવડી સ્ત્રીઓનું ચોંકાવનારું મરણપ્રમાણ જણાયું હતું. પ્રસૂતિગૃહોમાં 'ચેપ' કેમ ફેલાય છે તેનું કારણ શોધવા માટે ઘણા ચિકિત્સકોએ સબળ પ્રયત્નો કર્યા છે. હંગેરીના ડૉ. ઇગ્નેઝ ફિલિપ સેમેનેલ્વીઝ ( Ignaz Philipp Semmelveis ) ( ૧૮૧૮–૧૮૬૫ ) વિયેનાના પ્રસૂતિગૃહમાં ચિકિત્સક હતા. વિદ્યાર્થીઓ અહીં શીખવા માટે આવતા. શબચ્છેદન ગૃહમાંથી પાધરા જ તેઓ પ્રસૂતિગૃહમાં ક્લાસીઝ માટે આવતા. કોઇ હાથ ધોતું નહિ. સેમેનેલ્વિસનો પોતાનો મિત્ર આ બેદરકારીથી ઘા ઝેરી થવાથી–blood-poisoning થી મરી ગયો. સેમેનેલ્વિસે બધાને Chlorinated Lime water–ચૂના અને મીઠાના પ્રવાહીથી હાથ ધોઇને જ પ્રસૂતિગૃહમા આવવાનો હુકમ કર્યો. આ સાદી દરકારથી બીજે વર્ષે પ્રસૂતિગૃહમાં મરણપ્રમાણ ઘણું ઘટી ગયું. અત્યાર સુધી પોતાના જ અજ્ઞાનથી કેટલીક સ્ત્રીઓ મરણશરણ થઇ હશે તેનો તે ચિકિ-

ત્સકે જાતે જ ખેદ પ્રદર્શિત કર્યો ! કારણ કે એ પોતે પણ ચેપી હાથો વડે જ પ્રસવ કરાવતો હતો. પરંતુ વિયેનાના અને અન્ય સ્થળોના તેના સમકાલીન ચિકિત્સકોએ સેમેનેલ્વિસની આ વાતને હસી કાઢી અને વધારામાં સેમેનેલ્વિસને ઊંટવૈદ તરીકે જાહેર કર્યો. દરમિયાન આ પંડિતોના ઘમંડમાં હજારો સ્ત્રી મર્યે જતી હતી ! ઑસ્ટ્રીઆના રાજનગરમાંથી આ તેજસ્વી હંગેરીઅનને ઢોરની માફક હાંકી કાઢવામાં આવેલો. જેના ઉપર માનનો વરસાદ વરસવો જોઇતો હતો તેની ઉપર, સાધારણ માણસોએ નહિ પણ વિદ્વાન ગણાતા ચિકિત્સકોએ જ જુલમ કરવામાં પાછી પાની ન કરી. તેને criminal ગુનેગાર તરીકે જાહેર કરવામા આવ્યો ! ઇર્ષ્યાની આગ શું નથી કરતી ? ૧૮૬૧ માં પોતાના વતન બુડાપેસ્ટમાં તે રહેવા ગયો અને ત્યાં રહી આ મહાન વીરે ' સૂતિકા-જ્વર ' ઉપર પ્રથમ પુસ્તક પ્રગટ કર્યું ! પરંતુ જે અપમાન અને જુલમો એની ઉપર ગુજરેલા તેથી તેનું મગજ ખસી ગયું–તે ગાંડો થઇ ગયો; તેને ગાંડાની હોસ્પિટલમાં મોકલવામાં આવ્યો ! ત્યાંથી સારો થઈ એ ઘેર આવ્યો, વળી પાછો તે પોતાના પ્રિય કાર્યમાં રચ્યોપચ્યો રહેવા લાગ્યો. છેવટે જે શોધથી તેણે અનેક પ્રસુતીઓના જાન બચાવ્યા હતા, જે Blood-poisoningથી પ્રસુતીઓને બચાવી હતી, તે જ વ્યાધિનો એ પોતે ભોગ બન્યો અને પંચત્વ પામ્યો. પ્રસવ વખતે ઘણુ દૂષિત થાય છે. અને પરિણામે રક્તવિષ–બ્લડ પોઇઝનિંગથી સ્ત્રીઓ મરે છે એ શોધ સેમેનેલ્વિસની હતી. પરંતુ આ ચેપ લાગ્યાનું ખરું કારણ શું તે શોધવાનું માન લુઇ પેસ્ચોર (૧૮૨૨–૧૮૯૭)ને ગયું. રોબર્ટ કોચને ભાગે પણ અર્ધું માન, આ શોધનું જાય છે જ. પેસ્ચોર ડૉક્ટર ન હતો, તે કેમિસ્ટ હતો. દારૂ અને બીયરમાં ઉત્સેચન ક્રિયા–fermentation–જોઇને એણે જંતુઓની શોધ કરી. દૂધનું દહીં જંતુઓથી જ થાય છે એમ એણે જાહેર કર્યું. આ જંતુઓ વાતાવરણમાં મોટી સંખ્યામાં રહેલાં હોય છે એમ એણે જાહેર કર્યું. આ બધાં જંતુઓ રોગોત્પાદક નથી હોતાં, કેટલાંક જ હોય છે એમ એણે પ્રયોગોથી જાણ્યું. પેસ્ચોરની આ શોધથી ' ચેપ ' શું છે, શાથી થાય છે એનું સાચું જ્ઞાન પ્રાપ્ત થયું. આ શોધને પરિણામે શસ્ત્રક્રિયામાં ઘણી સફળતાઓ મળવા લાગી. પ્રસુતિતંત્ર—( midwifery ) નો વિકાસ પણ થયો.

જરાક વિષયાન્તર થયું. વાચકોની ક્ષમા ચાહું છું. પ્રસુતા–જ્વર Puerperal fever–Haemolytic streptococcus નામનાં જીવાણુઓ રક્તમાં રહેલાં રક્તકણો–બ્લડ–કોર્પ્યુસલ્સ–નો નાશ કરી નાખે છે–થાય છે એ હવે પુરવાર થઇ ચૂક્યું છે. અને ખૂબીની વાત તો એ છે કે આ સુવાવડીનો ઝેરી તાવ હોસ્પિટલોમાં સુવાવડો કરાવે છે તે સ્ત્રીઓને જ, મોટે ભાગે લાગુ પડે છે. હોસ્પિટલોમાં–પ્રસૂતિગૃહોમાં–સ્વચ્છતા. જંતુરહિતતા માટે પુષ્કળ કાળજી રાખવામાં આવે છે છતાંય, આ ઝેરી તાવ પ્રસૂતિગૃહોમાં પ્રસવ કરનારી બાઇઓને જ વિશેષ લાગુ પડે છે. ઘર આગળ સુવાવડ સુનાર સ્ત્રીઓને આ તાવ લાગુ પડે છે પરંતુ સરખામણીમાં પ્રસુતિગૃહો કરતાં ઘણો ઓછો. પ્રસંગોપાત હું અત્રે જણાવી દઉં છું કે જો ઘરમાં પૂરતી જગો હોય તો સુવાવડો ઘેર જ થાય એ ઇષ્ટ છે એમ હું માનતો થયો છું. ચેપનો ભય પ્રસુતિગૃહો કરતાં ઘરમાં ઘણો ઓછો છે. કોઇ કહેશે કે ક્યાં હોસ્પિટલની સ્વચ્છતા અને ક્યાં ગૃહની સ્વચ્છતા ! હવે તો નર્સો પણ સૂતિકાશાસ્ત્રમાં કેળવાયેલી ત્યાં

કામ કરે છે, સ્વચ્છતા અને જંતુરહિતતા માટે પૂરેપૂરી કાળજી રાખવામાં આવે છે. હા, આ બધું ખરું: છતાં ય વિચિત્ર રીતે આ ચેપનાં બીજ ત્યાં જ રહેલાં છે એ વાત એટલી જ સાચી છે—નર્સોના ગળામાં ટૉન્સીલોમાં આ જંતુઓ વસેલાં માલૂમ પડયાં છે—પડે છે !

નર્સો પ્રસવ કરાવતી વખતે જંતુઘ્ન–sterile–થએલાં વસ્ત્રો પહેરે છે. ગળામાં અને ટૉન્સીલોમાં આ જંતુઓ ભરાઇ રહ્યાં હોય છે એ જ્ઞાન પછી હવે તો પ્રસવ પહેલા નર્સો પોતાનું ગળું જંતુઘ્ન પ્રવાહીના કોગળાથી બરાબર સાફ કરે છે અને મોંઢે મુગતી–maske–પહેરે છે. ચેપ સામે પૂરેપૂરી બની શકે એ બધી કાળજી રાખવામાં આવે છે. ચિકિત્સકો અને સેવિકાઓ સફેદ–બગલાની પાંખ જેવાં સફેદ–ધોયેલાં વસ્ત્રો પહેરીને પ્રસુતિ ગૃહોમાં ફરે છે. આ છતાં ય કેસો થાય છે જ ! ! મરણપ્રમાણ ૨૦–૨૫ ટકા જેટલું જણાય છે.

પરંતુ હવે એક એવી દવાની શોધ થઇ છે જેના પ્રતાપે આ દારુણ ઝેરી તાવ જલદીથી વશમાં આવી જાય છે અને મરણ પ્રમાણ ૨૫ ટકાથી ૩ થી ૪ ટકા જેટલું આવી ગયું છે. આ યુરોપની વાત છે. અહીંઆં પણ આ દવા વપરાવા લાગી છે. જમાનાની બલિહારી છે કે ઔષધો પણ હવે આંતરરાષ્ટ્રીય બન્યાં છે. જર્મનીમાં એક કિંમતી શોધ થઇ એનો આખા જગતને લાભ મળ્યો ! આ દવાનું નામ ' પ્રોન્ટોસિલ. ' આને માટે જર્મન શોધકોને "નોબેલ પ્રાઇઝ" મળ્યું. આ દવાના અનેક પ્રયોગો ઉંદરો ઉપર થયા અને હવે તો આખા વિશ્વમા ઝેરી તાવમાં–streptococcus infectionમાં આનો સરળતાથી ઉપયોગ થઇ રહ્યો છે. આ દવા અમુક રંગોમાંથી શોધાઇ છે. આ ચાલુ યુદ્ધમાં ઘણાના વાંચવામાં આવ્યું હશે કે દરેક અમેરિકન સોલ્જરને આ દવા આપ્યું છે. મૂળ દવા પ્રોન્ટોસિલ એ પછી ઘણી કંપનીઓએ નોખાં નોખાં નામોથી આ દવા વેચવા માંડી છે. ' સલ્ફેનિમિડ ' એ જાણીતું નામ છે. (સલ્ફેનિમાઇડ હમણાં જર્મની સિવાય સર્વત્ર વપરાય છે.) ચૂર્ણ અને ગોળી–બન્ને રૂપમાં આપવામાં આવે છે. ઘા થયો હોય તો તુરત જ તે ઘા ઉપર આ દવાનો ભૂકો છાંટીને પાટો બાંધી દેવામાં આવે છે અને ગોળીઓ ગળાવામાં આવે છે. સૂતિકા–જ્વર ઉપર આ દવાનો છૂટથી ઉપયોગ થાય છે અને મરણપ્રમાણ આ ઝેરી તાવથી ઘણું જ અટકી ગયું છે એમ એકીમતે પુરવાર થયું છે.

આયુર્વેદજ્ઞો પાસે ઘણી દવાઓ છે પરંતુ પ્રોન્ટોસિલ વા સલ્ફેનિમાઇડ જેવી અચૂક અસર ઉપજાવી શકે એવી દવાઓ પ્રજા પાસે મૂકાય નહિ ત્યાં સુધી પ્રજાને એ દવાઓમાં કેમ વિશ્વાસ આવે ?

આમ, સુવાવડનો ભય–સુવારોગનો ભય–વિજ્ઞાને ઘણે અંશે દૂર કરી નાખ્યો છે. જંતુહીનતા, સ્વચ્છતા, આધાર–આ બધા ઉપર અવનવો પ્રકાશ પડયો છે અને આપણે આશા રાખીશું કે ભવિષ્યમાં એક પણ બાઇ સુવાવડમાં કે તે પછીના કોઇ ઉપદ્રવથી નહિ જ મરે.

હવે કષ્ટહર પ્રસુતિ માટે "Caudal analgesia" ( કોડલ એનેલ્જેસિયા )ની શોધ થઇ છે. કરોડરજ્જુના અંતભાગમાંથી ગર્ભાશય તરફ જનાર નાડીઓ આવેલી છે. શસ્ત્રવૈદ્યોએ આ નાડીઓનો સરસ પરિચય કર્યો. ગર્ભાશયમાંથી મગજ તરફ જનાર જ્ઞાનતંતુઓ વા નાડીઓમાં, કોકેનમાંથી બનાવવામાં આવેલો metycaine ( મેટિકન ) નામની દવાનાં ઇન્જેક્શન આપવાથી પ્રસવ વખતે મુદ્દલ કષ્ટ જણાતું નથી. પરંતુ ઇન્જે-

કશનની સોય આ જ નાડીઓમાં જવી જોઇએ. કરોડરજ્જુના પ્રવાહીમાં–Spinal fluidમાં કે રક્તમાં દવા ન જવી જોઇએ. કુશળ શસ્ત્રવૈદ્ય આ પ્રમાણે કરે છે. પ્રથમ ઈંજેકશન લીધા પછી બાઇ જાહેર કરે કે હવે દરદ નથી જણાતું. જરૂર જણાય તો પ્રસવ સુધી આવાં ઇંજેકશનો ફરીથી આપવામાં આવે છે અને આ બધો વખત ચિકિત્સક દરદીની બરાબર સંભાળ રાખે છે. ગર્ભાશયનું આકુંચન બરાબર થાય છે કે નહિ તે એ તપાસતો રહે છે. આ કલાકૌશલ્યની અવધિ છે. સ્ત્રી જમવા બેઠી હોય છે અને પ્રસવ માટેની લાગણી થતાં ઊઠે છે. અર્ધા કલાકમાં પ્રસવ કરાવીને હસતી હસતી બહાર આવી, ખોરાક પૂરો કરે છે !

શસ્ત્રક્રિયાનો અપૂર્વ વિકાસ માનવજાતિ આવાં દુઃખ હરવાને જ કરશે કે બીજાં અનિષ્ટો પણ જન્માવશે એ તો ભવિષ્ય કહેશે. આજે તો " ટવાઇલાઇટ સ્લીપ "નો બોલ–બાલા છે. આ પ્રમાણે પ્રસવ થએલાં બચ્ચાંના માનસ ઉપર કંઇ અસર થાય છે કે નહિ એ તપાસવાનો પ્રયોગ પણ કેટલાકે કર્યો છે; પરંતુ ઢોલના અવાજમાં એવી પપૂડીઓ હમણાં નહિ સંભળાય; ભવિષ્ય જણાવશે.

---

ઉપરના લેખ પર શ્રી. સરોજિની મહેતાએ નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય લખ્યો છે. જે વાચકોને ઉપયોગી થઇ પડે તેમ હોવાથી આ નીચે આપેલ છે.

ઉપરના લેખનો સારાંશ એ છે કે જો ' ટવાઇલાઇટ સ્લીપ ' આણનારી દવાનો ઉપયોગ કરવામાં આવે તો પછી સુવાવડનો ડર રાખવાની જરૂર નથી. વૈદકીય દૃષ્ટિએ એ સાચું હશે. પણ આ સંબંધમાં બીજા ઘણા મુદ્દા વિચારવાના છે.

સુવાવડનો ડર સ્ત્રીઓમાં હોય છે તે માત્ર પ્રસૂતિ સમયના કષ્ટનો નહિ–જો કે એ કષ્ટનો અણુમાત્ર પણ ખ્યાલ પુરુષવર્ગને આવી શકે એમ જ નથી. એમાંના ઘણા તો ખેતરમાં બાળકને જન્મ આપી પછી તેને ટોપલામાં નાખી ઊંચકી જનારી સ્ત્રીઓના દાખલા જ આપ્યા કરશે ! પણ સ્ત્રીઓને તો એ કષ્ટ ઉપરાંત અનેક યાતનાઓ સહન કરવાની છે. બાળકના જન્મ પહેલાંની શરીરની અસ્વસ્થ સ્થિતિ, બાળકને ઉછેરવામાં પડતો શ્રમ, ઉજાગરા, બાળકોના દાંત આવવા, ઓરી અછબડા, ઉટાંટિયો એ બધામાં માતાને પડતી તકલીફ, એ સર્વનું માપ કોણ કાઢે ! અને આર્થિક સંકડામણની વાત તો ન કરવામાં જ લાભ છે.

પ્રસૂતિનું કષ્ટ ' ' ટવાઇલાઇટ સ્લીપ ' જેવા ઉપાયથી ઓછું થાય તો પણ સ્ત્રીના શરીરને એ મોટો ઘસારો તો છે જ. ચાલુ અઠવાડિયામાં જ મારી ઓળખાણની બે સ્ત્રીઓ ઉપરાઉપરી બાળકોના જન્મથી ક્ષયરોગનો ભોગ થઇ મરણ પામી. બન્નેની આર્થિક સ્થિતિ સારી હતી, એટલે પુષ્ટિકારક ખોરાક કે ખુલ્લી હવાના અભાવે એ રોગ લાગુ પડયો નહોતો, અનેક સુવાવડોથી જ લાગુ પડયો હતો. ત્રીજી એક બાર બાળકની માતા એનીમિયાથી પીડાતી સોજા આવેલે શરીરે મરવાની આળસે જીવે છે. આ બધાને ' ટવાઇલાઇટ સ્લીપ ' શા કામની ? એમને તો સુવાવડનો ડર જુદા સ્વરૂપમાં રહેવાનો જ.

એક બાળક છેક નાનું, ધાવણું, હોય ત્યાં બીજા બાળકની તૈયારી થતાં સ્ત્રીને કેવી શારીરિક અને માનસિક યાતનાઓ થાય છે. આર્થિક સંકડામણથી મન કેટલું મુંઝાઇ જાય છે તેનું થોડાં પાનાંમાં સચોટ વર્ણન વાંચવું હોય તો શ્રી મેઘાણીની ' ગંગા તને

શું થાય છે '* એ વાર્તા દરેક વાચકને વાંચવાની હું ભલામણ કરું છું. ગર્ભપાતની દવા ખાધા પછી ગંગા જે શબ્દો ઉચ્ચારે છે તેમાં આ સમસ્ત પ્રશ્નનો સમાવેશ થાય છે: " એ પરણુ ! છ મહિના પછી મારું શું થાત ! તમારો ટુંકો પગાર–ચાર છોકરાં, આપણે ત્રણ–એમાં હું આ પાંચમો જીવ કયાંથી ઉછેરત ! ઓહ ! મારી કેડયના મકોડા ખડી ગયા છે. હું હાડકાનો માળખો બની રહી છું મને ગઇ સુવાવડે બે રૂપિયાનું ઘીયે પેટમાં રેડવા નહોતું મળ્યું. દસ દા'ડે મારે ખાટલો છોડવો પડેલો, ગાંસડો લુગડાં ધોવા જવું પડતું'તું અરધો ગાઉ આઘે. મારો દેહ કટકેકટકા થઇ ગયો'તો. એ સારુ–તમારા સારુ, અભાગીઆ નાના જીવને આ નરકમાંથી ઉગારવા સારુ મારે આ કરવું પડ્યું. "

આ વાર્તાનાયિકા પ્રસૂતિના કષ્ટ (labour-pain)નું તો નામ જ નથી દેતી. એને મનથી એણે ગણાવેલી બીજી વેદનાઓ એ વેદના કરતા અનેક ગણી વધારે ડરામણી છે. સુવાવડનો મુખ્ય ડર એમાં જ રહેલો છે.

* ' મેઘાણીની નવલિકાઓ ' ખંડ બીજો.

અમેરિકાના કોઇ ' ફાર્મ ' પર એકાદ સ્ત્રી ચૌદ બાળકની માતા બની આનંદી અને તંદુરસ્ત રહી હોય તેની કથા આપણાં પત્રો ખૂબ રસથી છાપી આધુનિક સ્ત્રી સામે ધરે છે. પણ આધુનિક હિંદી સ્ત્રીની આસપાસ જે સૃષ્ટિ પડી છે તેમાં તો દર કલાકે વીસ સ્ત્રીઓ પ્રસૂતિમાં મરણ પામે છે. એંશી નેવું ટકા બહેનો ગંદી, હૃદયહીન સોયાણીને હાથે પ્રસૂતા થાય છે, ઉપરાઉપરી બાળકોના જન્મથી માંદલી રહેતી કે મરણશરણ થતી સ્ત્રીઓ ચારે તરફ નજરે પડે છે. અમેરિકાની એકાદ અપવાદરૂપ સ્ત્રીના દાખલા છાપનારા આપણી સ્ત્રીઓની મૂંગી કથનીઓ તરફ કયારે ધ્યાન આપશે ? જૂની થયા છતાં એ કથનીઓ હજી યે સંસારમાં ભજવાયે જાય છે.

[ " પ્રસ્થાન "માંથી. ]

# સ્ત્રીઓની જાગૃતિ શી રીતે થઇ શકે?

લેખિકા : શ્રી. જ્યોત્સ્ના શુક્લ

## આપણી ઉદાસીનતા

લગભગ બે અઠવાડીઆ પહેલાં ગૂજરાતનાં એક સુવિખ્યાત સમાજસેવિકા શ્રીમતી નાનીબહેન ગજ્જરને અંજલિ આપવા માટે સુરતમાં એક સભા થઇ હતી. શ્રીમતી નાની-બહેન એટલે શું એ વિષે આ સ્થળે કશો પણ ઉલ્લેખ કરવાની જરૂર નથી, કારણ કે એ કોઇથી અજાણ્યું નથી. ખરી રીતે તો એ અંજલિની, અથવા માત્ર અંજલીજ શા માટે–સૂરતનાં એ સુપુત્રીના યોગ્ય સ્મારકનીયે પ્રવૃત્તિ સૂરતનાં સૌ બહેનોએ ઉપાડી લેવી જોઇતી હતી. એ ન થયું, એટલુંજ નહીં પણ પેલી શોકસભામાં હાજરી આપવાનીયે વૃત્તિ કોઇને ન થઇ! આમાં નવું કંઇજ નથી. આવા અનેક પ્રસંગો મેં જોયા છે. જ્યારે આપણને એમ થાય કે બહેનોએ આમાં અગત્યનો ભાગ ભજવવો જોઇએ, અને છતાં એવું બનતું નથી. કોઇ કહેશે 'બહેનોને એવું કશું કરવા માટે વખત જ હોતો નથી.' આ દલિલમાં ખૂબ વજૂદ છે એ હું સ્વીકારું છું, કારણ કે જે બહેનો ઓછે વધતે અંશે કંઇ પણ પ્રવૃત્તિ કરે છે એમને પણ વખતની એ મુસ્કેલી તો હોય જ છે. પરંતુ એનો અર્થ એ નથી કે સૂરતમાં બહેનો ઘરની બહાર જ નથી નીકળતાં અને એકેએક વ્યક્તિને માટે તો એ સાચું પણ નથી હોતું. પણ આની ચર્ચા આજે આ સ્થળે હું નહીં કરૂં. જો કે તે દિવસની સભામાંથી પાછા ફરતાં મેં મજાકમાં કહ્યું હતું ખરૂં કે "કોઇપણ સભામાં વધુ હાજરીની ઇચ્છા હોય તો તેમાં એકાદ ગરબો કે નૃત્યનો કાર્યક્રમ રાખવો એટલે સભાગૃહ ખીચોખીચ ભરાયા વિના નહીં રહે. આવી સભા હોય તો ગરબો કે નૃત્ય-અભિનયનું વસ્તુ શોકના આવિર્ભાવવાળું રાખવું પણ રાખવું તો ખરૂંજ, એ સિવાય વધુ હાજરીની આશા રાખવી મિથ્યા છે!"

આ પ્રસંગનો આટલો ઉલ્લેખ આજે મેં એ કારણે કર્યો છે કે આનંદ અથવા કુતુહલના પ્રસંગો સિવાયની પ્રવૃત્તિઓ તરફ આપણે અજબ ઉદાસીનતા સેવી રહ્યાં છીએ.

આજે સ્ત્રીપ્રવૃત્તિ વિકસતી જાય છે, અને એને કઇ રીતે વેગ આપવો એ તરફ ઠીકઠીક ધ્યાન અપાઇ રહ્યું છે. એવા પ્રસંગે સૌ કોઇ એમાં ઓછો વધતો ભાગ ભજવે એ જરૂરનું છે. થોડા વખત પહેલાં ગૂજરાત મધ્યસ્થ સમિતિ તરફથી સ્ત્રીપ્રવૃત્તિમાં વેગ લાવવા માટે શા ઉપાયો યોજવા જોઇએ એનો વિચાર કરી રૂપરેખા નક્કી કરવા માટે એક સમિતિ નીમવામાં આવી હતી. આ સમિતિ અંગે અમે જે નિવેદન તૈયાર કર્યું હતું તે સ્ત્રીપ્રવૃત્તિ માટે સ્ત્રીઉન્નતિને માટે જરૂરી હોવાથી અહીં સામેલ કરૂં છું.

## મહાસભા અને સ્ત્રી ઉન્નતિ

મહાત્મા ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમમાં સ્ત્રી ઉન્નતિના મુદ્દાનો સમાવેશ કર્યો છે એ પૂરવાર કરે છે કે સ્ત્રીના સર્વાંગી વિકાસ વિના સમાજનો કે રાષ્ટ્રનો પણ સર્વાંગી વિકાસ થવો અશક્ય છે. પ્રત્યેક વિચારવાન વ્યક્તિને આ વાત સમજાય છે, પણ એ માટે શું કરવું એ ગુંચ ક્યાં તો ઉકલતી

નથી અથવા સાચું કહીએ તો એ માટે ગંભીરપણે વિચારજ થયો નથી, અને જ્યાં વિચાર થયો છે ત્યાં તેનો અમલ નથી થયો.

ગૂજરાતમાં જુદી જુદી દૃષ્ટિએ ઓછા-વત્તા પ્રમાણમાં સ્ત્રી પ્રવૃત્તિ ઘણાં વર્ષોથી ચાલે છે. વનિતા વિશ્રામો, સ્ત્રી મંડળો, મહિલા વિદ્યાલયો અને સ્ત્રી સામયિકો વગેરે એનાં ઉદાહરણો છે. પરંતુ મોટે ભાગે એ પ્રવૃત્તિઓએ સંકુચિત વર્તુલમાંજ કામ કર્યું. 'જે હાથ ઝુલાવે પારણું એ જગત પર શાસન કરે' એ સૂત્ર ખૂબ ગૌરવપૂર્વક સમાજ આગળ મૂકવામાં આવ્યું. અને સ્ત્રીઓ પણ એથી પ્રસન્ન થઇ ! પણ એ પારણામાંના બાળકને ઉત્તમ નાગરિક બનાવવાનું, અરે તેના સામાન્ય ઉછેરનું પણ જ્ઞાન જેને બીચારીને નથી હોતું તે જગત પર શાસન કેવી રીતે કરી શકે એનો કોઇએ વિચાર જ ન કર્યો. પરિણામે સ્ત્રીસમાજ રૂંધાતોજ રહ્યો, સુયોગ્ય માતા તરફથી મળવા જોઇતાં જ્ઞાનથી બાળકો વંચિત રહ્યાં અને આને લીધે કેળવણીના ને સમાજ સુધારાના જાતજાતના પ્રયોગો નિષ્ફળ નહીં તો નિરાશાજનક તો અકાળ જ નીવડયા. આમ બનવામાં બાળલગ્ન, અકાળ માતૃત્વ, અનેક પત્નીત્વ અને વિધવા સ્ત્રીના પુનર્લગ્ન પ્રત્યેની ઘૃણા વગેરે આપણી સામાજિક રૂઢિઓએ બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે.

પણ ગાંધીજીએ રાજકારણમાં સ્ત્રીઓને સમાન હિસ્સો આપીને એકજ ઝટાકે સ્ત્રીનું અને સ્ત્રી પ્રત્યેની સમાજની દૃષ્ટિનું અદ્દભુત પરિવર્તન કર્યું. સ્ત્રી પ્રવૃત્તિમાં અને સ્ત્રીઓના વિશાળ સમુદાયમાં ખરી જાગૃતિ તો ૧૯૩૦ની સવિનયભંગની ચળવળમાંથી આવી એમ કહી શકાય. સ્ત્રી શું કરી શકે, ક્યાં જઇ શકે, એનું સ્થાન ક્યાં એવા કોઇ પ્રશ્નોને ત્યારે અવકાશજ નહોતો. સ્ત્રીપુરૂષના જાતિભેદ એ કાળથી જાણે ભૂલાઇ ગયા અને સ્ત્રી નિર્ભય રીતે દરેક પ્રકારના રાષ્ટ્રીય કાર્યમાં પુરૂષ સાથે સહકાર કરવા લાગી. ૧૯૩૦-૩૨ની ચળવળમાં ગૂજરાતમાં અને આખા દેશમાં સ્ત્રીઓએ જે ભવ્ય ફાળો નોંધાવ્યો, એણે સ્ત્રીપ્રવૃત્તિના ક્ષેત્રમાં એક નવી જ દૃષ્ટિ પેદા કરી છે. આ દૃષ્ટિ એ છે કે; સ્ત્રીને જો યોગ્ય તક આપવામાં આવે, એની સુષુપ્ત શક્તિઓ સંપૂર્ણ વિકાસ પામે એ માટે કાળજી રાખવામાં આવે, વિવિધ પ્રકારની સામાજિક રૂઢિઓ, અન્યાય તેમજ અસમાન વર્તન અને અતિ સંકુચિત મનોદશાને પરિણામે ઉભી થતી અનેકવિધ મુશીબતોમાંથી એમને રાહત આપવામાં આવે, તો સ્ત્રી રાષ્ટ્ર પુનરુત્થાનની એકેએક પ્રવૃત્તિમાં જ્વલંત ફાળો આપી શકે એમ છે. આથીજ ગાંધીજી કહે છે કે સ્ત્રીને બાજુએ રાખીને દેશની સ્વતંત્રતા નહીં મેળવી શકાય.

અને આમ છતાં સ્ત્રીપ્રવૃત્તિમાં હજી જોઇએ એવો વેગ આવ્યો નથી. જ્યોતિસંઘ કે વિકાસગૃહ અને એવી કેટલીક થળી સંસ્થાઓ બાદ કરીએ તો બીજી સ્ત્રી સંસ્થાઓમાં પણ આ દૃષ્ટિએ કામ થતું નથી, અને મોટે ભાગે તો એ સંસ્થાઓ ઉપલા વર્ગોની બહેનોની કલબ જેવી અથવા મનોરંજનના કાર્યક્રમો ગોઠવવા પૂરતીજ પ્રવૃત્તિ કરે છે. ગામડાંઓની બહેનોનો પ્રશ્ન તો અણઉકેલ જ પડયો છે. સામાજીક અનિષ્ટો અને અત્યાચારો હજી ઓછા નથી થયા. આનું કારણ એ હોઇ શકે કે માત્ર સ્ત્રીઓનો જ પ્રશ્ન લઇને ચોક્કસ કાર્યક્રમ હજી સુધી આપણે ઘડયો નથી. એટલે સત્યાગ્રહની ચળવળ વખતે જેલભરતી માટે અથવા તાત્કાલિક કામ માટે બહેનો આવી રહે છે, પણ એ જુવાળ શમી જતાં બહેનોનો ઉત્સાહ પણ

ઓસરી જાય છે ને કાયમી કામ કરનારાં બહેનો ઊભાં થતાં નથી.

આ વિષય પરની અમારી ચર્ચામાં મુખ્ય મુદ્દા આ હતા.

૧. સ્ત્રીઓને અને ખાસ કરીને ગામડાંની સ્ત્રીઓને ઘરકામમાંથી બીલકુલ નવરાશ મળતી નથી. શહેરોમાં ક્યાંક ક્યાંક સવારના નવથી બપોરના ત્રણ સુધી અને સાંજના છથી રાતના દશ સુધી રસોડાં ચાલે છે. ગામડાંઓમાં ધનિકવર્ગના પુરુષો બેસી રહે છે અને સ્ત્રીઓને ખૂબ વૈતરું કરવું પડે છે.

૨. પ્રાથમિક શિક્ષણ ઓછું છે. નિરક્ષરતાનું પ્રમાણ ભયંકર છે.

૩. ભણેલી બ્હેનો પણ મોજશોખમાં પડી જાય છે ને કામ કરવા આવતી નથી.

૪. પુરુષો સ્ત્રીપ્રવૃત્તિમાં રસ લેતા નથી અને મહાસભાવાદીઓ પણ પોતાના ઘરની સ્ત્રીઓને જાહેર કામમાં પ્રેરતા નથી, તેમજ તેમના તરફનું વર્તન પણ સુધારતા નથી.

૫. શરૂઆતના કાળમાં સ્ત્રી જાગૃતિના કાર્યમાં પુરુષોએ પણ સાથ આપવો જ પડશે, એ વિના એ કામ નહીં થાય; એટલું જ નહિ પણ પુરુષોએ પોતાની સગવડો પણ ઓછી કરવી પડશે.

૬. સ્ત્રી કાર્યકર્તાઓને પીઠબળ ને ઉત્તેજન નથી મળતું તે મળવું જોઇએ.

૭. સ્ત્રી કાર્યકર્તાઓને આર્થિક સહાય મળવી જોઇએ.

ચર્ચાના મુખ્ય મુદ્દા ઉપર પ્રમાણે હતા. આજના આપણા સમાજજીવનમાં સ્ત્રીને ઘરકામમાંથી નવરાશ મળે એ લગભગ અશક્ય જેવું લાગે છે ! સ્ત્રી પુરુષ અથવા આખું કુટુંબ સમજી વિચારીને ચોક્કસ ગૃહવ્યવસ્થા ગોઠવે નહિ ત્યાં સુધી એ ન બને; અને એ માટે પણ લોકમત કેળવવાની અને પ્રચારની જરૂર છે.

સ્ત્રીપ્રવૃત્તિનો હેતુ જાહેર કાર્યકર્તા બહેનો ઉભાં કરવાં એટલો જ માત્ર નથી અને એ હોવો પણ ન જોઇએ. સ્ત્રીનો મોટો સમુદાય પોતપોતાનાં કૌટુંબિક જીવનમાં ગૂંથાયલો રહેશે એ માનીને જ એ પ્રવૃત્તિ ચલાવવાની છે, પરંતુ એ કૌટુંબિક જીવન પણ સુખકર, આનંદમય ને સમાજને હિતકર બને એ માટેના પ્રયત્નો કરવા પડશે, એટલે સ્ત્રી પ્રવૃત્તિમાં સ્ત્રી કાર્યકર્તાઓ તૈયાર કરવાં એ અને સ્ત્રી પ્રત્યેનું સમાજનું દષ્ટિબિંદુ બદલી તેમનો સર્વાંગી વિકાસ સાધવાના પ્રયત્નો કરવા એ એમ બે ભાગ રહેશે.

સ્ત્રી કાર્યકર્તાઓ તૈયાર કરવા માટે નીચે મુજબ વિચાર્યું છે—૧. મધ્યમ વર્ગની વિધવા બહેનોને જેમના પર બાળકોની કે કુટુંબની જવાબદારી ન હોય એવાં બહેનોને આ કાર્યમાં રસ લેતાં કરવાં ને તેમને યોગ્ય તાલીમ આપવી, ૨. સ્ત્રીઓના પર ચોક્કસ કામોની જવાબદારી વગેરે વગેરે.

સ્ત્રી કાર્યકર્તાઓ માટે શરૂઆતમાં નીચે મુજબનાં કાર્યો કરવાનાં રહે:—

૧. ગામડામાં અને પછાત કોમોમાં બહેનો સાથે મળીને વાતચીતદ્વારા તેમનામાં સંસ્કાર રેડવાનું અને વિઘાતક રૂઢીઓ, વહેમ વગેરેના ગેરફાયદા સમજાવવાનું. આમાં વિનય અને શિષ્ટ ભાષાનો પણ સમાવેશ થઇ જાય છે.

૨. ઘરની, શરીરની, બાળકોની અને કપડાંની સ્વચ્છતા રાખતાં શીખવવાનું.

૩. માતૃત્વની જવાબદારીનો અને બાળઉછેરનો ખ્યાલ આપવાનું.

૪. પ્રૌઢ સ્ત્રીઓમાં નિરક્ષરતા નિવારણનું.

૫. સ્ત્રીની કુદરતી શક્તિનું ભાન કરાવવાનું. દેશદેશની અને ખાસ કરીને ભારતની મહાન સ્ત્રીઓના જીવનચિત્રો સમજાવવાનું.

૬. જિલ્લાની ભૂગોળનો આછો ખ્યાલ, લોકલબોર્ડ, મ્યુનિસિપાલીટી અને ગ્રામ પંચાયત વિષે સમજણ.

૭. સાદાઇ, સ્વાવલંબન અને કાંતણ.

૮. આ બધા કાર્યો માટે પત્રિકાઓ, પ્રદર્શનો, બ્હેનોના વર્ગો, મનોરંજનના કાર્યક્રમો વગેરે વગેરે.

સ્ત્રીઓને અંગેનું કોઇ પણ કાર્ય ખૂબ મુશ્કેલ છે એ ખરૂં છે. ઘણીવાર એમાં નિષ્ફળતા જેવું જ લાગશે ને છતાં એને માટે ખંતથી ફરીફરીને કાર્ય કર્યે જ છૂટકો છે.

### એ અશક્ય તો નથી જ

ઉપર જોયું તેમ પ્રત્યેક વિચારવાન વ્યક્તિએ હવે આ સ્થિતિમાં પલટો લાવવો જ જોઇએ એવો નિશ્ચય કરે અને એ માટે પોતાના સમય ને શક્તિનો થોડો ઘણોયે ઉપયોગ કરવાની જવાબદારી સ્વીકારે તો સ્ત્રી પ્રવૃત્તિને જરૂર વેગ મળે અને એની કાર્યદીશામાં પણ આવકારદાયક ફેરફાર થાય. આમ કરવામાં કોઇએ કશું ગુમાવવું પડે એમ નથી. હા, થોડી વ્યક્તિઓએ પોતાનાં સુખ સગવડનો ભોગ આપવો પડે, બહેનોને પણ જુદાં જુદા પ્રકારનાં સખત કામો કરવાની જવાબદારી ઉપાડવી પડે, પણ પરિણામે આખા સમાજનું એમાં હિત છે એ આપણે સમજી લેવું જોઇએ.

# આ સાચું હોય તો—

**નીચેનું લખાણ "સયાજીવિજય"ના તા. ૩૦-૪-૪૫ ના અંકમાં પ્રકટ થયેલું છે. એ સાચું હોય તો હજી પણ આપણે ત્યાં લોહીનો વેપાર કેટલો ધમધોકાર ચાલી રહ્યો છે તેનું હૂબહૂ ચિત્ર એમાંથી મળી આવે છે.**

ગામ .વડેલી તા. સંખેડાના રહીશ બાઇ દીવાળી ( ઉર્ફે ) લીલાવતી તે પટેલ હીરાભાઇ અંટોલની દીકરી, હું આ નોટીસથી ગામ વીરોદ તા. વડોદરાના રહીશ પા. જીભાઇ ઝવેર તથા તમે ઉપાડી આણેલી બાઇ ડાહીને આથી ખબર આપું છું કે તમો બન્નેવ થઇને મને ઘરનાં બારણાં બંધ કરીને મોંમાં ડુચો ઘાલીને મને ખુબ મારી અને બીજે દીવસે રાત્રે ઘરના મેડા ઉપર પાટડીએ દોરડું બાંધી તેનો ગાળો પાડી મને ગળે ફાંસો આપતા હતા પણ તમારા હાથમાંથી છટકી જઇને એક પરારના ઢગલામાં સંતાઇ ગઇ. પછી મને શોધી કાઢીને ઘેર લાવ્યા તે વખતે મને તાવ આવ્યો હતો પછી થોડા દીવસ વીત્યા બાદ તમોએ વીરોદ ગામની ઘાંયજણ બાઇ મંગુ તે ગોકળની સ્ત્રીની સાથે મને તમોએ ગોઠવણ કરી વેચી દેવા સારૂ ગામ દેણા તા. વડોદરાના ભીલ દુધ ભરનાર છગન મોતીની સાથે મારાથી છાની વાતો કરી ગોઠવણ કરીને મને પીયેર મોકલી દેવાના કારણ સમજાવી છગન મોતીની સાથે રાતે પહેરેલા કપડે જબરજસ્તીથી મોકલી અને પછી હમે વડોદરા આવ્યાં. પણ હું રસ્તાની બીલકુલ અજાણ હોવાથી મને વડોદરા સ્ટેશન આવ્યાંને ગાડીએ બેસવા કહ્યું તે વખતે મેં ખુબ આનાકાની કરી પણ મને મારી નાખવાની ધમકી આપીને કહ્યું કે તને તારા ધણીએ વેચવા સારૂ મારી સાથે મોકલી છે તે વખતે મારા શરીરમાં કંપારો છુટયો ને તાવ વધુ ચડયો. પછી બીકની મારી ગાડીમાં બેઠી ને પાલેજ સ્ટેશને ઉતારીને છગનની સાસરીએ મને તેડી ગયો બે દીવસ રહ્યાં ને પછી તેના સાળાની ઓરતનો સાસરીમાં સંભોઇ આવ્યાં તે કરજણ તાલુકાનું ગામ છે ત્યાંના પટેલ અંબાલાલ જાદવે હમને રોકયાં ને દીવસ ૪ રાખ્યાં મને સખ્ત તાવની બીમારી હતી પછી મને કણભા તા. કરજણના ભીલ તીભલા કસીઆને ઘેર છગન લઇને રાતે ગયો ત્યાંથી રાતે હું છગન તથા તીભલો હમે ત્રણ જણ અભરાનું પરૂ તા. કરજણના ગામમાં ભીલ મોહન તીભલાને ઘેર ગયાં ને રાતે મોહને ગાડું જોડયું ને કરજણ સ્ટેશને આવ્યાં. છગન મોતી, તીભલા કસીયા, મોહન તીભલા હમે ચાર જણને ગાડીમાં બેસાડી અમદાવાદ બ્રાહ્મણ બાબુલાલ શંકરને ત્યાં ગયાં તેઓ અરૂણ મીલમાં તાણાના કામ ઉપર નોકરી કરે છે અને ઘર કાલુપુર રાજા મહેતાની પોળ કાનજી દીવાનનો ખાંચો ઘર નંબર ૧૨૭૪ મીલ ફોન નંબર ૨૮૮૬ છે બાબુને ત્યાં રાત રાખી પછી બાબુ સાથે છોકરીઓ વેચવાનો ધંધો કરનાર અમદાવાદ ખાડીઆ ચાર રસ્તા ઘોડાગાડીના સ્ટેશન પાસેના મકાનના ત્રીજે માળે રહેતો ત્રીવેદી મણીલાલ જગન્નાથ જીલ્લાનો દાદો છે તેને ત્યાં હમને લઇને ગયા તે વખતે મારા શરીરને બીમારીથી સારૂં ન હતું પણ થોડા દીવસ પછી મણીલાલ કહેતો હતો કે તમને તારા સાથે આવનાર માણસો છગન તથા તીભલો

તથા મોહન તથા બાબુ એ ચાર જણાએ મને વેચાણ રૂા. ૧૧૦૦માં આપીને ચાલ્યા ગયા છે ને તેમાંથી રૂા. ૨૦૦ બાબુએ લીધા છે એવું મને કહ્યું. મને અમદાવાદ દરીયાપુર ટાવર પાસેના દવાખાનામાં મારૂં શરીર ઘણું બીમાર થવાથી દવા કરાવી તે દવા કંઇ ગુણ લાગી નહીં જેમ જેમ દીવસ આવવા લાગ્યા તેમ તેમ શરીર ઘણું બીમાર થયું ત્યાર પછી મને ત્રીવેદી મણીલાલ જગન્નાથે બીજા કોઇ પહાણુ જેવાને ત્યાં આપવાની તે માણસ સાથે છાનીછાની વાત થતી હતી તે ઉપરની બધી વાત કોઇ આર્યસમાજીએ જાણી કરીને માણસે જાણીને વીરમગામના આર્યસમાજી ખત્રી પ્રાગજી નાગજીને આ બધી વાત બાબુએ કહીને પછી ખત્રી મને બચાવવાના કારણો મને મારા બાપના સાધારણ ઓળખવાળા હોવાના કારણે મને મણીલાલને ઘેર ઘોડાગાડી લઇને તેડવા આવ્યો અને પછી બાબુએ મને ઘરના ત્રીજા માળેથી નીચે જવા કહ્યું એટલે હું નીચે આવી ત્યારે ખત્રી પ્રાગજીએ મને ઘોડાગાડીમાં બેસી જવા કહ્યુ ને પાકો ભરોસો આપ્યો કે તમને બચાવવા હું લઇ જવું છું તેથી હું મારા શરીરનો ને જીવનો બચાવ થવાના કારણે હું પ્રાગજીને ઘેર ગાડીએ બેસાડીને વીરમગામ ગઇ ત્યાં મારી દવા કરવા લાગ્યા ને થોડા દીવસમાં શરીર સારૂ થવા લાગ્યુ ને થોડા દીવસ વીત્યા બાદ જેવું હતું તેવું શરીર સારૂં થઇ ગયું ત્યાર પછી મારે કપડાં વીગેરેના ખર્ચ માટે મારે પ્રાગજીને ત્યાં માસ તરીખે નોકરી કરવા લાગી તથા પછી મને કહ્યું કે તમારા બાપને ખબર આપીએ એટલે અમે બન્ને જણ વીરમગામની પોલીસમાં જઇને મારા પીતાનું ઠેકાણું લખીને જાહેર કર્યું. તેથી મારા પીતા આવીને તેડી લાવ્યા સાથે ખત્રી પ્રાગજી મારા પીતાનું ગામ જોવા તેમના બે બાળકો સાથે વડેલી આવ્યા ને એક રાત રહી પરેલ વિગેરેને મળીને મને સોંપીને ગયા છે માટે આ નોટીસથી "મારા ધણી જીભાઇ ઝવેરે ઉપર જણાવેલા કૃત્યો મારા ઉપર ગુજારેલાં તેથી હવે તમારો મારા ઉપર ધણીપણાનો હક્ક રહેતો નથી માટે મારા લગ્નના પહલાના દાગીના કપડા તથા મારા પીતાએ આપેલા દાગીના કપડાં અને સ્ટીલની કપડાં મુકવાની ટ્રંક તમે જે તમારે ઘેર તમે રાખી છે તે આ નોટીસ પહોંચે અથવા જાણ થયે મને દીવસ આઠની અંદર આપી જવું નહીંતર ઉપર કરેલા કૃત્યોના ગુના બાબત મારે તમારી ઉપર કેસ કરવો પડશે ને તેનો તમામ ખર્ચ તમારે શીર રહેશે અને પહેલાં તમારી ઉપર વડોદરા તાલુકાના ન્યાયાધીશી વર્ગ ૧ માં ફરીયાદ કરી હતી તેમાં જે તમે લખી આપ્યુ છે તે પ્રમાણે નહીં પાળતાં પણ ગુનો કર્યો છે માટે ઉપરની બધી હકીકત શ્રીમંત સરકાર પોતાના રાજ્યની પોલીસ બાધ લેશે અને હરામખોરો ઉપર કેસ કરી પકડીને શીક્ષા અપાવશો અને મારી ખાસ જરૂર પડે તો સાક્ષીમાં બોલાવશો તો હું આવી પ્રતિજ્ઞા સાથે સાક્ષી પુરી જઇશ.

બાઇ દીવાળી ઉર્ફે લીલાવતી તે પટેલ હીરાભાઇ અંબેદાસની દીકરી સ. દા. પોતે.

---

# મેનીનજાઇટીસ : ગરદનતોડ બુખાર

લેખક : વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્રી

વ્યાધિ નવો છે કે જુનો તેની ખેંચાતાણમાં સમય ગુજારવા કરતાં જે વ્યાધિ ચોતરફ મનુષ્યના પ્રાણ હરી રહેલો અને જેનું નામ સાંભળીને માનવી ભયભીત બની જાય છે; તેવા આ સુ-શીઘ્ર પ્રાણહરવ્યાધિ મેનીનજાઇટીસના સંબંધમાં સામાન્ય જનતા ઓછેવત્તે અંશે પણ પરિચિત બને અને એ રાક્ષસીપંજો પસારતા ભયાવહ-વ્યાધિથી સચેત બને એજ એક આ લેખનો મુખ્ય હેતુ છે.

જનતાની છુએ અને ચિકિત્સકોના હાથે ચડેલા આ સેરિબ્રોસ્પાઇનલ મેનીનજાઇટીસ રોગનો ઠીક ઠીક પ્રમાણમાં ફેલાવો પામ્યાને હજી ગણ્યા ગાંઠયાં વર્ષોજ વીત્યાં છે. તેનો પ્રથમ ઉદ્‌ભવ સને ૧૮૦૫ થી ૧૮૩૦ સુધીમા યુરોપના દેશોમાં અને ત્યાંથી આગળ વધી અમેરિકામાં થઇને તે એક વખત શાંત થયો. ફરીથી સને ૧૮૩૭ થી ૧૮૫૦ સુધીમા યુરોપના દેશોમાં ફેલાયો અને ૧૮૭૫ મા આફ્રિકા થઇને આ વ્યાધિ એશિયા ખંડમા આવી પહોંચ્યો. સને ૧૯૦૭ માં એણે પ્રથમ હિન્દમાં દેખાવ દીધો અને સને ૧૯૧૪ માં તો એ હિન્દના ઘણા ભાગોમાં દેખાયો. સને ૧૯૩૪ માં તો ગુજરાતના પાટનગર સમા અમદાવાદ શહેર અને એના આજુ-બાજુના વિસ્તારમાં એણે પોતાની ભયંકરતાનો પ્રત્યક્ષ પરચો આપીને મેનીનજાઇટીસના નામનો શોર મચાવી મૂકયો.

હવે તો એ કાયમનો આ દેશનોજ રહે-વાસી હોય એમ જુદા જુદા પ્રાન્તોમાં શરૂ થાય છે અને પ્રયત્નોને પરિણામે એનું શમન પણ થાય છે. કેટલાક ચિકિત્સકોનું માનવું છે કે ખાસ કરીને જેલખાનાં-શરણસંસ્થાન, સિપાહીઓને રહેવાનાં સ્થળો અને ભેજવાળી જગ્યાએ આ વ્યાધિ ખાસ કરીને ફાટી નીકળે છે. આ રોગ થવાનું કારણ આંગ્લવૈદક કહે છે કે મોતીઝરો-લાલ તાવ, ગરમી, શરદી અને ભેજથી જંતુ ઉત્પન્ન થઇ મેનીનજાઇટીસ શરૂ થાય છે.

ત્રિદોષ સિદ્ધાન્તને મુખ્ય માનનાર આયુર્વેદશાસ્ત્રી નિષ્ણાતો માને છે કે વૃદ્ધ પિત, વૃદ્ધ વાત અને હીન કફરૂપે ફેરવાઇ જઇને આ વ્યાધિ ઉત્પન્ન થાય છે. ખાસ કરીને અતિ ઠંડા તથા રૂક્ષ (ફરસાણ-ચવાણાં વિ.) ભોજન, શીતળ વાયુ, ધુણીથી ભરપુર અસ્વચ્છ અને ગંદુ હવામાન, ઋતુ વિપર્યય શરીરપર ચોટ લાગવી, મસ્તકમાં ફોડકા થવા, મોતીઝરા અને ઉપદંશના વ્યાધિવાળાને આ વ્યાધિ તત્કાળ પોતાના પંજામાં પકડી લે છે.

આ વ્યાધિની શરૂઆત થઇ ત્યારથી અમે જોતા આવ્યા છીએ કે ખાસ કરીને શિશિરઋતુને ઉતરવાના અને વસન્ત ઋતુને બેસવાનો સમય એજ આ વ્યાધિની મોસમનો પણ સમય મોટે ભાગે હોય છે. અર્થાત્ બંને ઋતુના ગુણધર્મ જ્યારે સાથે ભોગવાતા હોય છે, ગરમી અને ઠંડી બંને ઋતુના સમન્વય વખતે આ વ્યાધિની શરૂઆત હોય છે. તેની સાથે ઋતુમા પણ હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગ થાય છે ત્યારે ખાસ કરીને આ વ્યાધિ અને આવીજ જાતના બીજા સંક્રામક વ્યાધિ જરૂર પેદા થાય છે

આ વખતે હુતાશણી ગઇ છતાં ઠંડી હતી અને અચાનક તા. ૨૮ મી ફેબ્રુઆરી પછી સખ્ત ગરમી શરૂ થઇ ગઇ, બારેક

છે: માથામાં ચક્કર આવતાં હોય એમ લાગે છે અને કાનની નીચેની નસો અને ગરદનની નસો ભારે જણાવા લાગે છે તથા દુખાવો શરૂ થાય છે; આ એનું પૂર્વસ્વરૂપ છે.

એકાદ દિવસ આ વાત જણાયા પછી મસ્તકપીડા વધવા લાગે છે અને એની સાથે તેની ગરદનમાં પણ પીડા શરૂ થાય છે. ગરદન પાછળથી જેમ ખેંચાતી હોય એવું જણાય છે. જેમ ધનુર્વાતનો દરદી કામઠું બને છે તેમ ગરદનનો ભાગ પાછળ ખેંચાએલો જણાવા લાગે છે. તેની સાથે દરદી માનસિક શક્તિ ખોઇ બેઠેલો તથા બેહોશ બની જાય છે. શુદ્ધિમાં આવતાં દુઃખાવાની બૂમો મારે છે, સાથે જ ઉલટી અને બકારી શરૂ થાય છે. ત્રણ દિવસમાં કમ્મરમાં પણ દર્દ શરૂ થઈ જાય છે. તાવ ૧૦૨° અને વધારેમાં વધારે ૧૦૩° થી વધતો નથી. દરદીને અંધારામાં પડી રહેવું ગમે છે, ઊંઘમાં પડે છે તો પણ ઉલટી અને ઉબકા શરૂ જ હોય છે. ઝાડો–પેસાબ ઘણુંખરૂં બંધ જ હોય છે અને અસાધ્ય બનતા દરદીનાં મળ–મૂત્ર પથારીમાં જ થઇ જાય છે. કેટલાક દરદીને હોઠ ઉપર મોતીના જેવા દાણા જણાય છે અને શરીર ઉપર લાલ રંગના દાણા કેટલાક કેસોમાં જોવા મળે છે. બધાં લક્ષણોમાં દરદી પોતાની ડોક જે પાછળ ખેંચાએલી હોય, તેને કોઇ પણ પ્રકારે સીધી રાખી શકતો નથી–કરી શકતો નથી. ગરદનનો ભાગ કઠણ થએલો અને સોજાવાળો જણાય છે, ધીરે ધીરે આખું શરીર અક્કડ થઇ ગએલું માલમ પડે છે, દરદી રડે છે, લવારી કરે છે, આંખો લાલ થયેલી માલમ પડે છે અને કીકીનો ભાગ મોટો થએલો જણાય છે.

મેનીનજાઇટીસના દરદીનો એક પગ વાળવાનો આપણે પ્રયત્ન કરીશું તો બંને પગ સાથે જ વાળી શકાશે એક પગ નહિ જ વળી શકે કારણ કે આ રોગીની સ્નાયુપ્રણાલી વિશેષ ઉત્તેજીત થતી હોવાથી તેમાં જડત્વ આવી જાય છે. અને કેટલીક વખત દરદી બહેરો કે આંધળો થઇ જશે એમ જણાય છે. કારણ કે રોગની શરૂઆત પછી થોડા જ કલાક બાદ સ્નાયુ શક્તિની ક્રિયા અલોપ થતી જાય છે અને ઘણું કરીને સ્થાનિક રક્તસંચાલન ક્રિયા વધી પડે છે અને એથી જ દરદી પ્રલાપ કરતો જણાય છે. નાડીની ગતિ કોઇ વખતે તાપમાન સાથે વધતી જણાય છે તો કોઇ વખત તદ્દન મંદ પડી જાય છે. કેટલાક રોગીના પેસાબમાં "આલ્બ્યુમિન"નું પ્રમાણ વધેલું માલુમ પડે છે.

મેનીનજાઇટીસના રોગીને ચાર પ્રકારમાં વહેંચી શકાય

(૧) રોગના આક્રમણની સાથે બેહોશી, સખત જ્વર અને અસહ્ય વેદનાવાળો દરદી બોતેર કલાકમાં જ ઉપડી જાય છે.

(૨) શરૂઆતમાં સખ્ત વેદના થાય છે અને તીવ્રતા પણ માલમ પડે છે, પરન્તુ ઉપચાર શરૂ કરતાં સદ્યલાભ થવા લાગે છે. આવો દરદી કેટલાંક સપ્તાહ પથારી સેવીને બેઠો થાય છે, પરન્તુ એના સ્નાયુને સંપૂર્ણ તંદુરસ્તી પાછી મેળવતાં કેટલાક મહિના લાગે છે.

(૩) બહુજ સાધારણ લક્ષણો સાથે વ્યાધિની શરૂઆત થાય છે અને બહુ આગળ વધતો પણ નથી–તેમ થોડાક સમજપૂર્વકના ઉપચારોથી દરદી સારો પણ થઇ જાય છે.

(૪) તીવ્ર વેગનું શમન થયા પછી પણ રોગી અત્યંત નિર્બળ બની જાય છે અને મહિનાઓ સુધી દરદી પથારીવશ રહે છે, યા તો મુનકાર ક્રિયાવિહીન, શૂન્યમનસ્ક, ચેતના વિહીન, દેહમાંનું ચેતન કોઇએ હરી લીધું હોય તેવો, મરવાની આળસે જીવતો હોય છે.

આવો દરદી કેટલાક મહિનાઓ સુધી આ દશા ભોગવે છે.

આ રીતે મેનીનજાઇટીસના વ્યાધિનો કોઇ એક જ પ્રકાર અને રૂપ કહી શકાય તેમ નથી, પરન્તુ આકરા હુમલાવાળો દરદી તો પ્રથમ સપ્તાહમાં જ ખતમ થઇ જાય છે છેલ્લામાં છેલ્લી શોધનાં ઇન્જેકશનો અને પીચકારી વડે રસી ખેંચવાના ઉપાયો કામે લગાડવા છતાં સો કેસમાંથી માંડ ચાળીશ કેસો જ બચાવી શકાય છે, અને સાઠ કેસો તો પૂરતા ઉપચાર કરવા છતાં ય બચી શકતા નથી. એમ આંકડાઓના તારણ ઉપરથી કહી શકાય.

આ દરદને કેટલાક સંક્રામક ( ચેપી ) માનતા નથી અને કેટલાક માને પણ છે કે આ વ્યાધિ ફેલાવનારો જરૂર છે. તેના જંતુને "મેનીંગો કોકસ "ના નામે ઓળખવામાં આવે છે.

આંગ્લપદ્ધતિ પ્રમાણે ગરદન અને કમ્મરના કરોડરજ્જુ પાસેથી પિચકારી વડે રસી ખેંચવામાં આવે છે. અને એ વખતે દરદીના દુઃખનું ધ્યાન આંખમાંથી આંસુ સરી પડે તેવું કરુણ છે. રસી ખેંચની અને "એન્ટી-મેનીંગો સિરમ" નું ઇન્જેકશન આપવું એ આ દર્દની મુખ્ય ઉપચાર પદ્ધતિ છે. દરદની શરૂઆતમાં આ ઇન્જેકશન આપવામાં આવે તો અમોઘ ઔષધ બની જાય એમ ડોકટરો માને છે. દરદીને બચાવવા માટેનો આ સિવાય બીજો ઇલાજ એલોપથીમાં નથી, પછી આનુષંગીક ઉપચાર તરીકે બ્રોમાઇડ ઓફ સોડા, કલોરલ જેવી સ્નાયુ શૈથિલ્યકૃત દવાઓ, મોરફીઆનું સૂક્ષ્મ માત્રાનું ઇંજકશન, દરદીની ઉત્તેજનાનું શમન કરવા આયોડિન અને ગ્લુકોઝની વરાળ આપવાના ઉપચારો બુદ્ધિપૂર્વક દરદીના પ્રારબ્ધ ઉપર હાથ મૂકી કરવામાં આવે છે.

રાણપુરનિવાસી ડો. વોરા કે જેઓ મારા મિત્ર છે એમનું ચોકકસ માનવું છે કે દરદની શરૂઆતથીજ જો સુમાર્ગ-વિચારી એમ. બી. ૬૯૩ ની ટીકડીની યોજના કરવામાં આવે તો દરદી ચોક્કસ બચી જાય છે. ગયા વર્ષમાં પ્રત્યેક દરદીને આ ટીકડી આપીને એમણે સારૂં પરીણામ મેળવેલું.

આટલે સુધી તો દરદની શરૂઆત, લક્ષણ સ્વરૂપ અને થઇ રહેલી ચીકીત્સા સંબંધમાં હકીકત આપી. દેશી વૈદકના ઉપચારોનો દરદી અને પરીચારકો બંને શ્રદ્ધાવાન હોય અને વૈદ્ય પણ પોતાની જવાબદારી બરાબર સમજીને સંપૂર્ણ કાળજીપૂર્વક ઉપચાર કરે તો સોએ એંશી ટકા કેસમાં વીજય મેળવી શકે.

છતાં એ કહ્યા વગર નથી ચાલતું કે સાધારણ મનુષ્યે મેનીનજાઇટીસ જેવા ગંભીર રોગમાં ઘરગથ્થુ ઉપચારના વિશ્વાસે રહીને દરદીને રીબાવા દેવો એના કરતાં તો કુશળ વૈદ્ય કે ડોકટરની સારવાર નીચે લઇ જવો અથવા નજીકની સારી હોસ્પિટલમાં ખસેડવો તે વધુ હિતાવહ છે. એકાદ કેસ શહેર, ગામડામાં કે મહોલ્લામાં થએલ સંભળાય કે તરતજ આમજનતા અને મ્યુનિસિપાલિટીએ સતેજ બની જઇ લોકકલ્યાણની ભાવનાવાળા અમલદારોએ ફરજીઆત સફાઇ, સ્વચ્છતા, અને ગંદકી દુર કરવા તરફ પૂરતું ધ્યાન આપવું જોઇએ, જાહેર પ્રોગ્રામો, હોટલો, ખાણાં–પીણાંની દુકાનો, ભુસા અને મીઠાઇવાળાઓને દુકાને તાળાં મરાવી ફરજીઆત આરામ કરવા માટે સખત ફરમાન કરવું જોઇએ.

અઠવાડીયા પહેલા હું ભાવનગર ગયો ત્યારે મેં સાંભળ્યું કે મેનીનજાઇટીસના ચાર છ કેસ થયા અને મ્યુ. હેલ્થ ઓફિસર ગોકી ઉઠયા. શહેરની બધીજ હોટલો, સિનેમા, નાટયગૃહો, મીઠાઇની દુકાનો, સખ્ત જાપ્તા

સાથે ફરજીઆત બંધ કરાવી અને ગલીએ ગલીએ અને નાકે નાકે લીંબડો ગુગળ અને લોબાનની લારીઓમાં ધુણી બનાવી ફેરવવા માંડી અને મેનીનજાઇટીસ સામે સખ્ત હાથે કામ લઇને મજબુત મોરચો રચ્યો તથા વ્યાધિની વ્યાપકતા વધે એ પહેલાંજ વિજય મેળવ્યો. જનતાની સુખાકારી માટે અઢાર-અઢાર કલાક સાઇકલ ઉપર દોટ મૂકી શહેરમાં પુરતી તંદુરસ્તી જળવાય એ માટે સતત પહેરો ભરનાર ઓફિસરો આપણાં શહેરે શહેરમાં હોય તો કેટલું સારૂ ?

## દેશી વૈદકના ઉપચારો.

(૧) દરદીના ગળા અને કમ્મર ફરતું ગરમ કપડું વીટાળવું.

(૨) ગરદન ઉપર નીચેનો લેપ-કરવો.

એરંડાનાં મીંજ તો. ૮ અડદનો લોટ તો. ૮ લસણ તો. ૪ આહન તો. ૪ અફીણ તો. ૧ કપુર તો. ૧.

ઉપરની બધી ચીજોને જુદી જુદી ખાંડી પછી પાણીમાં ખદખદાવી નીચે ઉતારી તેની અંદર મહાનારાયણ તેલ મેળવી કાનની નીચેથી ગરદનના બધા ભાગમાં જાડો લેપ કરી ઉપર ગરમ કપડું વીંટવું.

બાર કલાક લેપ રહેવા દઇને ત્યાર પછી કાઢી ગરમ પાણીથી ધોઇ દુખતા બધા ભાગ ઉપર વિષગર્ભ તેલ તથા નારાયણ તેલ મેળવી ધીરા હાથે માલીશ કરવું. ( તેલ ચામડીમાં ઉતરી જાય એ રીતે ) આ તેલનો આખા શરીરે પણ એક હાથ મારી દેવો.

### (૩) ક્વાથ

સાસુંકુષ્ઠ, કચુરો, ભારંગી, ત્રાયમાણ, ગળો, કાકડશીંગી, પુનર્નવા, એરંડમૂળ. દશમૂળ જવાસો

આ સર્વ વસ્તુને સરખા વજને લઇ બોરકૂટ ખાંડી તેમાથી પાંચ તોલા ભુકો લઇ બત્રીસ તોલા પાણીમાં નાંખી ઉકાળવું અને દશ તોલા પાણી બાકી રહેતાં તેમાં તાજું ગૌમૂત્ર તો ૧૦ નાંખી ફરી પકાવવું અને દશ તોલા બાકી રહેતાં કપડે ગાળી તેના ત્રણ ભાગ કરી ચાર ચાર કલાકને અંતરે દરદીને આપવું.

### (૪) વાત સંજીવની મિશ્રણ

બ્રહદવંત ચિંતામણી રતી ૨, ચતુર્ભુજ રસ રતી ૨, કસ્તુરી ભૈરવ રતી ૨, ષોડષ ગુણ ગંધક ભરિત ચંદ્રોદય રતી ૨, સંજીવની વટી ગોળી ૨૦, હિરણ્યગર્ભ રસ રતી ૧.

ઉપરની બધી ચીજો ખટલામાં ઘુંટી તેના સરખા પ્રમાણુમાંનાં બાર પડીકાં કરી, આદુ તુલસી અને નાગરવેલના પાનના રસમાં જરા મધ મેળવી એક પડીકું મિશ્ર કરી ૭ ૭ કલાકને અંતરે દરદીને આપવું. ઉપરનો ક્વાથ અને આ ઔષધ બંને સાથે ચાલુ કરવાં, અથવા પ્રતાપલંકેશ્વર રસ રતી ૧, ગળોસત્વ રતી ૧, બ્રહદ, કસ્તુરી ભૈરવ રતી ૧ મેળવી મધ સાથે ચાર ચાર કલાકે આપવું અને તેના ઉપર બબ્બે ગોળી યોગરાજ ગુગળની આપવી.

કહેવાનું રહી જાય છે કે ઉપચારની શરૂઆત કરતાં પહેલાં દરદીના પેટમાં-આંતરડાંમાં જુનો મળ હોય તો એનિમા અથવા સૂક્ષ્મ રેચન આપી કોષ્ઠશુદ્ધિ કરી લેવી બહુ જરૂરી છે. ઉકાળેલા ઠારેલા પાણી સીવાય દરદીને બીજું કશુંજ ન આપવું. સંપૂર્ણ લંઘન એ પણ એટલુંજ જરૂરી છે.

પુખ્ત મનોબળવાળા, સશક્ત અને હુશીયાર પરીચારક સીવાય વધુ માનવીઓના સંસર્ગથી દરદીને ખાસ બચાવવો. ઘરમાં દરદી હોય તો ઘરનાં બીજાં માણસોએ જુદો વસવાટ કરવો અને સંસર્ગજન્ય ચેપ ન ફેલાય એની સંપૂર્ણ કાળજી રાખવી.

વિદ્વાન અને પ્રવીણ વૈદરાજો ઉપરના ઉપચારો જાણતાજ હોય છે એટલે આ સેવક બીજું તો શું કહેવાનો હતો. પણ મેનીન-જાઇટીસ જેવા વ્યાધી ઉપર દેશી વૈદક વીજય મેળવી કેસો સારા કરી શકે એ વૈદ્ય સમાજને વધુ ખુશી હાંસલ કરવા જેવું અને આયુર્વેદની કીર્તીને વધારવા સમાન છે.

જનસમાજ આક્રમણકારી આવા વ્યાધી સામે સતેજ બને, જીવન રક્ષાના ખર્ચને સમજે, આહાર, વિહાર અને રૂઢીના ધર્મથી જાણકાર બને તો હિન્દનું મરણ પ્રમાણ જરૂર ઘટાડી શકાય અને અવનવા વ્યાધિઓ ફાટી નીકળીને આજે દેશનું નિકંદન કાઢી રહેલ છે એનાથી બચી જવાય.






### તાલીમ વર્ગનાં તાલીમીઓ :

એપ્રિલ માસની છઠ્ઠી તારીખે બોરીવલી મુકામે કસ્તુરબા સ્મારકનિધિ દ્વારા શરૂ થયેલા તાલીમ વર્ગનું ઉદ્દઘાટન મુંબઈ સરકારના માજી વડાપ્રધાન શ્રી. ખેરના હસ્તે થઇ ગયું. અને અગાઉથી જાણવા મળ્યું હતું તેમ, તેને ગાંધીજીની દોરવણી તો નથી મળી શકી પરંતુ એમાં તાલીમ લેતી બહેનોને ઉદ્દેશીને જે સખુનો ગાંધીજીએ સંભળાવ્યા છે તે હરેક સેવાભાવી બહેને પોતાના અંતરપટ પર સુવર્ણાક્ષરે અંકિત કરી લેવા જેવા છે. તે માટે એ આદેશ આ અંકમાં અન્યત્ર અમે એ છાપ્યો છે.

તાલીમ પામનાર બહેનો દેશના જુદા જુદા પ્રાંતોમાંથી આવેલી હોઇને તેઓ એ તાલીમ પામી પોતપોતાના પ્રાંતોમાં જઇ એવા તાલીમ વર્ગો શરૂ કરી ગામડેગામડે એ મશાલની જ્યોતનો પ્રકાશ પથરાય તેમ એ બહેનો કરશે એવી અમે આશા રાખીએ છીએ.

પરંતુ એ જ્યોત લઇ જનારી બહેનો જો પોતે એક વિશિષ્ટ પ્રકારનું માનસ પોતાની સાથે લઇ જશે–જેમની સેવાર્થે દીક્ષાન્વિત થઇને તેઓ જાય છે તેમનાથી જો તેઓ પોતાને મોટાં, તેમના કરતાં કંઇક વિશિષ્ટતા ધરાવતાં અને પોતાની પાસે તેમના કરતાં કંઇક વધારે છે અને તેનું તેઓ તેમને દાન કરવા જાય છે એવા અભિમાનને સાથે લઇને જો તેઓ જશે તો તેમનામાં કસ્તુરબા સ્મારક નિધિએ રાખેલી આશા વ્યર્થ નીવડવાની છે. પરંતુ જો તેઓ તેમનામાં ઓતપ્રોત થઇ જશે, તેમની સેવાની ખરી ધગશ ધરાવી તેમનાં કુટુંબીજન જેવાં થઇને સેવાકાર્ય ઉપાડશે, તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી થઇ કામ ઉપાડશે તો એ જનતા જનાર્દન તેમની ચિરકાલની ઋણી થઇ રહેશે.

ગ્રામજનતા પોતા પરના ઉપકારોના ઋણને બહુ સારી રીતે પિછાને છે; એ ઋણભાર હળવો કરવા એ માર્ગો શોધતી જ હોય છે અને એટલે તેમના પર એ કાર્યકર્તાઓનો જો કંઇ મુદ્દત્તર ઉપકાર થયો હશે તો એ ઋણને એ કદી નહિ વિસારે. તેમનો પડયો બોલ એ ઝીલી લેશે, એમની સલાહ–સૂચનાને એ હમેશાં માન્ય રાખશે.

એટલે તાલીમ પામી બહેનોએ ગામડે જઇ પોતાનું થાણું નાખી એમનામાં ઓતપ્રોત થવાની ભાવના સાથેજ એમનામાં ભળી જવું જોઇશે. અને ગામડામાં ઉપાડવા જેવા રચનાત્મક પ્રશ્નો ક્યાં ઓછા છે ! એ જનતાના આરોગ્યનો પ્રશ્ન, તેમની આર્થિક, સામાજિક અને ઇતર પ્રશ્નોની પરંપરા આ સેવિકા બહેનો સામે રાહ જોતી ઊભેલીજ છે. એકેએક એ સેવિકા બહેનો એ પ્રશ્નોને ઉપાડે, તેનો–ત્યાંના વાતાવરણનો ઊંડો અભ્યાસ કરે અને શું કરવા જેવું છે તેનો વિચાર કરી જનતા સાથે ભળી જઇ તેના ઉકેલ લાવવામાં પ્રયત્નશીલ થઇ જાય.

એવી ગામડે જતી તાલીમ પામેલી બહેનોને તેમના આ કાર્યમાં અમે સફળતા ઇચ્છીએ છીએ.

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી :
સૌ. જયવતી દેસાઇ

# ગુણસુન્દરી

સહતંત્રી
સૌ. વનબાળા દેસાઇ બી.એ
સૌ. રમા ઠાકોર બી. એ.

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૪ મું ] જુન : ૧૯૪૫ [ અંક ૪

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ બાર આના



પુસ્તક ૪૪મું | જુન : ૧૯૪૫ | અંક ૪ થો

# સાગરદેવ

ઓ સાગરદેવ ! કે ઉરમાં શાં સંતાડ્યાં સોણલાં ?
કે સોણલે રૂપેરી ભાતઃ
કે સોણલે સોનેરી ભાતઃ
ઓ સાગરદેવ ! કે રંગની શી છોળો ઉછાળતો ?

ઓ સાગરદેવ ! કે નેણમાં શાં છાંટન્તો છાંટણાં ?
કે છાંટણે જીવનની વાતઃ
કે છાંટણે મોતીની ભાતઃ
ઓ સાગરદેવ ! કે રંગની શી છોળો ઉછાળતો ?

ઓ સાગરદેવ ! કે કાળની તું બજાવે બંસરી;
કે ઘેરું ઘેરું ગાતો તું ગીતઃ
કે પ્રકૃતિથી બાંધી તેં પ્રીત
ઓ સાગરદેવ ! કે રંગની શી છોળો ઉછાળતો ?

ઓ સાગરદેવ ! કે રૂમઝુમ વાગંતી ખંજરી;
કે ચોરે તું આજ મારું ચિત્તઃ
કે લીધી તેં કાળ થકી જીતઃ
ઓ સાગરદેવ ! કે રંગની શી છોળો ઉછાળતો ?

ઓ સાગરદેવ ! કે વાત શી પરીઓની વાંચતો ?
કે દેવ તણી ભાષા ભણેલઃ
કે ભાવનાના ચંત્રો શીખેલઃ
ઓ સાગરદેવ ! કે રંગની શી છોળો ઉછાળતો ?

ઓ સાગરદેવ ! કે રંગમાં રાચે તું રંગીલો;
કે સુખડાં જોતો સદૈવઃ
કે દુઃખડાં ધોતો સદૈવઃ
ઓ સાગરદેવ ! કે રંગની શી છોળો ઉછાળતો ?

ઓ સાગરદેવ ! કે સૂરજને સોમે સમા સાથી;
કે માનવીના ટૂંકા છે જીવઃ
કે એ માનવીને શીખવે તું શિવઃ
ઓ સાગરદેવ ! કે રંગની શી છેળો ઉછાળતો ?

શ્રી. મૂળજીભાઈ પી. શાહ



## જવાલા જલે

જ્વાલા જલે કોઇ જ્વાલા જલે
અમ્બરમાં આજ કોઇ જ્વાલા જલે.
સ્વાર્પણનો શુભ્રશિખ અગ્નિ બળે,
અમ્બરમાં આજ યજ્ઞજ્વાલા જલે.

સળગે શિખાઓ એની વળગે અન્તને;
સિન્દુર રંગ એના રંગે દિગન્તને;
નયણે નયણે એનાં રશ્મિ ઢળે
જ્વાલા જલે કોઇ જ્વાલા જલે.

જાગે પ્રસુપ્ત પ્રાણ જનતા પ્રમાદ છોડી
આવે સમર્પવાને આહુતિ સર્વ દોડી,
આવા અણમોલ ક્યાંથી લ્હાવા મળે,
જ્વાલા જલે કોઇ જ્વાલા જલે.

આળાં પ્રજાળતી ઝેરવેર બાળતી
વસુધાનાં આંગણિયા તેજે અજવાળતી
સર્જનના સોનેરી સોણલાં ફળે,
જ્વાલા જલે કોઇ જ્વાલા જલે.

અમીદાસ પ. કાણકિયા

# શોકયનું સંપેતરું

લેખક : શ્રી. " પૌલસ્ત્ય "

લીલા મેટ્રીકમાં નાપાસ થઇ ત્યારથી એના પિતા હરજીવનદાસે એનો અભ્યાસ મુકાવી દીધો. છતાં ઘર આગળ એને લખવા-વાંચવાની સગવડ આપી હતી. જો એ એના પહેલાજ વર્ષે મેટ્રીકમાં પાસ થઇ હોત તો દેશભરમાં વર્તમાનપત્રોએ એની તસ્વીર સાથે " **માત્ર સોળ વર્ષે મેટ્રીક થયેલી કુમારિકા** " સરખાં મોટા અક્ષરોએ હેડીંગો છાપી એના પાસ થયાના સમાચાર વિશ્વવ્યાપી બનાવી દીધા હોત; પરંતુ પત્રકારોના નસીબે કહો કે લીલાના દુર્ભાગ્યે કહો એનું નામ મેટ્રીક પાસ થયેલાંઓની યાદીમાં ક્યાંય જોવામાં આવ્યું નહિ. પરિણામે, કોલેજનો અભ્યાસ કરાવની મુરાદ રાખતા લીલાના પિતા હતાશ-નાસીપાસ થયા, અને એનો અભ્યાસ બંધ કરાવ્યો.

***

લીલા, હજુ તો જુવાનીના ઉંબરે પગ મૂકતી, એની કિશોરાવસ્થા મૌગ્ધ્યનું સ્વરૂપ લેતી જતી હતી; છતાં એના વિશાળ વાચનને પરિણામે એનામાં જાણે ડાહ્યાપણું ઠરતું હોય એમ એનો ચહેરો જોનાર હરકોઇ સ્વાભાવિકજ કલ્પી શકતું.

એને જો પુસ્તક મળે તો જાણે સ્વર્ગનો આનંદ મળ્યો. અભ્યાસકાળ દરમિયાન એ સાહિત્યનાં અને ખાસ કરીને નવલકથાઓનાં પુસ્તકો ખૂબ વાંચતી, જ્યારે એના હાઇસ્કૂલનાં પાઠ્ય પુસ્તકો વાંચવામાં એને કેમ જાણે કેટલોય કંટાળો ઉપજતો; જ્યારે નવલકથા એને હાથ પડી તો જાણે એના બારજ વાગ્યા. રાતભર અને રહી જાય તો દિવસે પણ એને પૂરી વાંચી કાઢે ત્યારે જ એનો છાલ છોડે. આ નવલકથા વાચનને પરિણામે, એના માનસપટ પર અમુક પ્રકારના કલ્પના-તરંગો ન ભુંસાય એવી છાપ છાપી ગયા હતા.

લીલા નાપાસ થઇ તેની એને ફિકર નહોતી, પરંતુ " હવે શું ? " એ એક જ પ્રશ્ન હવે લીલાના મગજને મૂંઝવી રહ્યો હતો. " હવે ભણવાનું ગયું, ઘરમાં તો કામ કંઇ કરવાનું છે જ નહિ અને નાપાસ થઇ એટલે બાપા નવલકથા કે અન્ય કોઇ પુસ્તક મારે હાથમાં જોતાં જ ચીડાશે. " વગેરે વગેરે અનેક વિચારોની હારમાળા એના નાજુક મગજ પર એક પછી એક આક્રમણ કર્યે જ જતા હતા.

લીલાનો અભ્યાસ બંધ થયો, વાંચવાનું બંધ થયું; અને એનું મગજ નવરું પડ્યું !

[ ૨ ]

" તમને તે મારે કહેવું શું ? લોકો નાત-જાતમાં અને તળાવ-મંદિરે અને ચૂંટી ખાય છે; કહે છે: મોટી સોળ વરસની ઢોળેપો કરી છે એને ક્યાં ગતે ઘાલશો. "

ભીષ્મના સંધ્યાકાળે ગામની ભાગોળે આવેલા મહાદેવના દર્શનેથી પાછાં વળતાં લીલાની માએ એના પિતાને, જાણે દબાવી રાખેલી હવા જોશપૂર્વક બહાર નીકળે તેમ ચાલતાં ચાલતાં જ ઊભરો કાઢ્યો.

" લીલાની મા ! આખીય નાતમાં નજર ફેરવું છું, ક્યાંય લીલાને લાયક મૂરતીઓ નથી આંખે આવતો ! છે તો અભણ જેવા, ખેડૂત સરખા અને નિરુદ્યમી છતાં ઘમંડી એવા બીજા વરો નજરે પડે છે,

એવા સાથે મારી કુમળી લીલાને કયાં અથાડું ! " નિરાશા વ્યક્ત કરતાં લીલાના પિતાએ એની માતાને પોતાની નિરુપાયતા દર્શાવી.

" તો ઝખ મારવા આટલું બધું ભણાવી ! નહોતા જાણતા આપણી નાત-જાત, નહોતી ખબર આપણા સમાજના સંજોગોની ! અને છતાં કંઈ કર્યા વગર ઓછો જ છૂટકો છે ! પહેલેથી એના નાનપણથી જ કયાંક જોઈ રાખ્યું હોત તો આ મૂઝવણ ન આવત ! " લીલાની માતાએ એના પિતાને એમના પશ્ચાદ્બુદ્ધિ બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવતાં કહ્યું.

" હશે, પણ હવે કરવું શું તે જ કહે ને ! "

" કરવું શું, વળી ! કયાંકે યં જોવું તો પડશે જ ને ! કયાંય ડોશી કુંવારી જોઈ, તે લીલા કુંવારી રહેશે. ગમે ત્યાં પણ કરવું તો પડશે જ ને ! " લીલાની માતાએ એનું ડાશીશાસ્ત્ર લાવી રજૂ કર્યું અને આગળ ચલાવ્યું.

" જુઓ. પેલા ગરબડ પંડયાનું ઘર. એમનો મોટો છોકરો હમણાં જ રાંડયો છે. નાતના કેટલાય લોક એને ત્યાં પૂછવા ગયા હતા, પણ કોઇને ય હજી હા પાડી નથી. પણ મને ખાતરી છે કે આપણી લીલાને જોઇને તો એ અચૂક જ હા પાડશે. " ઉપાય સૂચવતાં લીલાની માએ કહ્યું.

" અરે ! તું એ કયાં બતાવે છે ! એને ત્રણ ત્રણ તો છોકરીઓ છે. અને ચોથું ધાવણું તો હમણાં જ ગુજરી ગયું. વળી વિસ્તારી કુટુંબવાળો પણ કયાં ઓછો છે ! ઘરમાં કળથી માણસોનો જમેલો, નોકરનું નામ નહિ, અને લીલાને જો ત્યાં પરણાવીએ તો આખાય ઘરના કામનો બોજો એને જ માથે પડે. " ઉપાય નિરુપાય જેવો સ્પષ્ટ કરી બતાવતાં લીલાના પિતાએ કહ્યું.

" ત્યારે, નાનો કે મોટો એકેય મૂરતિઓ મારી નજરે તો, છેક દૂર દૂર સુધી નજર કરતાં કયાંય આવતો નથી. "

" એટલે તું એમ કહે છે કે રહ્યું સહ્યું આ એક જ રતન આપણી નાતમાં છે, એમ જ ને ! "

" હા, એ સિવાય એકેય નથી; અને તે પણ વાર લગાડશો તો હાથથી જશે. માટે તમને ચેતવવા જ આજે આ વાત ઉપાડી છે."

લીલાની માની આ વાત એના પિતાને કડવો ઘૂંટડો ગળ્યા સિવાય ન જ ચાલે તેમ તેમણે પોતાના ગળે ઉતારી; કેમકે કયાંય આખી જ્ઞાતિના ગામેગામના અને ગોળે ગોળના મૂરતિયા જોતાં એકેય તેમને ભાગે આવે તેમ નહોતો.

અને એક વૈશાખી પૂનમે લીલાનાં માતા-પિતાએ લીલાને લગ્નગ્રંથિથી ગાંઠી દઇ એને પારકી બનાવી દીધી.

[ ૩ ]

લીલા પરણીને આવી ત્યારે એણે જોયું તો ઘરમાં સાસુ છે, સસરો છે, ચાર નણંદો છે, બે જેઠ છે અને બે દિયર છે. જેઠનાં ચાર લાડકવાયાં એને " કાકી, કાકી " કરતાં દોડી આવ્યાં, દેરાણીઓએ એમનાં પુષ્પો લીલાની સામે ધરતાં હર્ષમાં ને હર્ષમાં ઉચ્ચાર્યું " બાબા ! જો તારાં નવી કાકી આવ્યાં ! " અને નણંદોનાં નાનાં ગુરગુડિયાં તો " મામી, મામી "ના સંબોધનોએ એને એવી રેબઝેબ કરી નાખી કે આખા શરીરનો પરસેવો એને નવડાવી નાખતો હતો. શું આ પરસેવો હતો કે વ્હાલસોયાં કુટુંબીઓનાં સ્નેહજળનું સ્નાન હતું કે પછી એને નવરાવી જ નાખવાની વાત હતી; એ કશુંય ત્યારે લીલા ન સમજી શકી ! અને છેલ્લે

આવ્યાં એને " નવી બા ! નવી બા "નું સંબોધન કરતાં હારબંધ ઊભાં રહેલાં ચડતાં ઊતરતી જણાતાં બાળકો—એમનો ચહેરો જોતાં એ નમાયાં, કંગાળ, જેનું કોઇ ન હોય તેવાં છતાં દેવનાં દીધેલ હોવાથી એણેજ રક્ષેલાં ત્રણ ભૂલકાં ! ! ખરેખર, એમને રામનુંજ રખવાળું હતું ! ! એ ત્રણેયમાંથી એને ડાબા જમણા હાથની આંગળીઓએ વળગાડી ત્રીજાને કાખમાં લઇ એણે ઘરની મેડીમાં એના પતિદેવના ખંડમાં પગ મૂક્યો ! ! જાણે કોઇ નવાજ વાતાવરણમાં એ આવી રહી હતી. એની આસપાસ શું હતું તે એનેજ સમજાતું ન હતું; પોતે ભાનમાં છે કે તંદ્રામાં તેનો પણ તેને ખ્યાલ નહતો. ખંડમાં પ્રવેશતાંજ એની નજર એના પતિદેવ—જીવનસાથી—ચંપકલાલ પર પડી.

ચંપકલાલ દુબળો પાતળો છતાં દેહસૌષ્ઠવ જાળવી રહેલા જુવાન સરખો લાગતો હતો. એની પ્રથમ પત્ની ગુજરી ગઇ ત્યારથી એ શોકનિમગ્નજ રહેતો, છતાં દિનપરદિન એ એને ભૂલવાના પ્રયત્નો કર્યા જ કરતો અને હવે એના માનસપટ પર એની એ મૃત પત્નીની માત્ર આછી છાયા જ અંકિત રહી ગઇ હતી. પરંતુ કોઇ કોઇ વાર એનાં ત્રણ ભૂલકાંઓ એને એમની માની યાદ દઇ જતાં, છતાં તુરત જ એ એને વિસરી જતો. ચંપકલાલને જોતાં જ જાણે એ તંદ્રામાંથી જાગ્રત થઇ એણે ચંપકલાલને પ્રણામ કર્યા, નીચે નમી પગે લાગી. અને પેલાં ત્રણેય ભૂલકાંને ત્યાંજ મૂકી દીધાં. પોતે ક્યાં આવી છે, શું કામ આવી છે અને પોતાનું ભાવિ કેવું હશે એના વિચારોમાં એ ડૂબી ગઇ. તે જ્યારે ચંપકલાલે એને કંઇક અટકચાળું કર્યું ત્યારે જ સજાગ થઇ.

[ ૪ ]

હવે લીલા ઘરની મોભિપણું થઇ ગઇ હતી. માબાપને ઘેર કોઇ કામને કંઇજ હાથ અડકાડેલો નહિ છતાં અહીં એ ભણેલી ગણેલી લીલા ઘરમાં પોતાને ફાળે આવતું સઘળું કામકાજ ઉઠાવી લેતી. સાસુ—સસરાની સેવા કરતી, નણંદોના પડયાબોલ ઉપાડી લેતી, દિયરોની મીઠી મજાકને શરમના શેરડા વચ્ચે વધાવી લેતી અને જ્યેષ્ઠ બંધુઓની મર્યાદા જાળવતી રહીને ચંપકલાલના ઘરની રાણી થઇ રહી હતી.

ઊગતી જુવાની, નવલકથાઓમાંનાં વિવિધ પાત્રોનું રસદર્શન અને સંસ્કૃત સાહિત્યના ઉપમા—અલંકારોથી સુપરિચિત લીલા એકાદ નવલકથાની નાયિકાના રસિક કોડ પણ સેવતી. પર્યટને જવાનું, રસોલ્લાસભરી વાતો કરવાનું—રસતરબોળ થવાનું એને ઘણુંય મન થઇ આવતું. પોતે યુગલ ક્યાંક જઇ આનંદ પ્રમોદ માણવાનું ઘણુંય ઇચ્છતી, છતાં એ બધામાંથી એને માટે કાંઇયે ન હતું; એના નસીબે તો માત્ર લખાયું હતું. શોકયનું સંપેતરું. એનું ભણતર, એની રસિકતા, એના ઉલ્લાસ અને ઊર્મિઓ, ચંપકલાલના ઘરમાં પગ મૂકતાં વેંત જ ઓસરી ગયાં હતાં, નિઃશેષ થઇ ગયાં હતાં. જ્યાં પણ જવાનું થાય ત્યાં એ સંપેતરું સાથે લઇને જવાનું એને પાલવે તેમ નહોતું અને એને તરછોડવાનું તો એના શિક્ષણે એને શીખવ્યું જ નહોતું. એટલે એક સુગૃહિણી પોતાના ઘરની અને કુટુંબની જેવી અને જેટલી માવજત કરે તેવી ને તેટલી માવજત કરવી, એ જ માત્ર એનું હવે લક્ષ્ય થઇ ગયું હતું. હવે એનું એક જ ધ્યેય હતું: ઘરની રાણી બની સંસ્કારલક્ષ્મી સરખા સંસ્કારો પોતાનાં નહિ તો શોકયનાં બાળકોને આપવાનું.

લોકો એને કહેતા " શોકયનું સંપેતરું " છતાં લીલાને મન તો એ પતિની અને પોતાની અણમૂલ મિલકત.

અને ઇશ્વરે એને એ સંપેતરું સાચવવાનો બદલો દીધોઃ એના ખોળાનો ખૂંદનાર આપીને ! !

# ખૂબ લડી મરદાની યહ તો વિજયલક્ષ્મી રાની હૈ

૧૮૫૭ ના બળવા તરીકે ઓળખાએલા હિંદી સ્વાતંત્ર્ય-યુદ્ધમાં અંગ્રેજો સામે બહાદુરીપૂર્વક ઝૂઝનાર ઝાંસીની રાણી લક્ષ્મીબાઇને બિરદાવતું "ખૂબ લડી મરદાની વહ તો ઝાંસીવાલી રાની થી" એ કાવ્ય ઘણું મશહૂર છે. એ કાવ્યની ઢબમાં જ લખાએલું આ કાવ્ય અમેરિકા ખાતે હિંદની આઝાદીનો તેજસ્વી જંગ ખેલી રહેલાં શ્રી. વિજયાલક્ષ્મી પંડિતને અનુરૂપ બાનીમા બિરદાવે છે. શ્રી. ગોપાલપ્રસાદ વ્યાસના લાંબા હિંદી કાવ્યમાંથી ચાર કડીઓ અહીં ઉતારી છે.

સિંહાસન હિલ ઉઠે, ઉધર ચર્ચિલને ભૃકુટિ તાની હૈ,
ભારત મેં સર્વત્ર ખુશી કી એક લહર લહરાની હૈ.
ઐ નેહરૂ પરિવાર! તુમારી કીમત અબ પહચાની હૈ,
દૂર ફિરંગી કે કરને કી સબને મનમેં ઠાની હૈ.
ચમક ઉઠી સન પૈંતાલીસ મેં ફિર તલવાર પુરાની હૈ,
ભારત કે બચ્ચે-બચ્ચે કે મુંહ પર યહી કહાની હૈ.
ખૂબ લડી મરદાની યહ તો વિજયલક્ષ્મી રાની હૈ. ૧

ભારત કે સર્વસ્વ જવાહર કિ યહ બહિન છબિલી હૈ,
વિજયલક્ષ્મી નામ રૂપ, ગુણ મેં સબસે અલબેલી હૈ.
પૈદા હુઇ પ્રયાગનગર આનન્દભવન મેં ખેલી હૈ,
સત્ય, અહિંસાકી સાથિન હૈ, ઉસકી જેલ સહેલી હૈ.
સ્વતંત્રતા કી અમિત કથાએં ઉસ કો યાદ જબાની હૈ,
ભારત કે બચ્ચે-બચ્ચે કે મુંહ પર યહી કહાની હૈ.
ખૂબ લડી મરદાની હય તો વિજયલક્ષ્મી રાની હૈ. ૨

લક્ષ્મી હૈ, યા દુર્ગા હૈ, યા સરસ્વતી કા હૈ અવતાર;
જે. જે. સિંહ પુલક ઉઠતે હૈ દેખદેખકર તર્ક-પ્રહાર;
અમરિકા મેં વ્યુહ તોડકર મારા ઉસને ખુબ શિકાર.
ગિરજાશંકર, ઢ્ઢન, મિયાં હો ગયે મસાલે સબ બેકાર.
ભારત કી સ્વતંત્રતા હી ઉસકી આરાધ્ય ભવાની હૈ,
ભારત કે બચ્ચે-બચ્ચે કે મુંહ પર યહી કહાની હૈ.
ખૂબ લડી મરદાની યહ તો વિજયલક્ષ્મી રાની હૈ. ૩

અમરિકા મેં પહુંચી ઉસને વહ જ્વાલા સુલગાઇ હૈ,
ભારત કી આઝાદી કી ઐસી આવાજ ઉઠાઈ હૈ.
ચેત ગઇ અમરિકા સારી લન્દન ચિન્તા છાઇ હૈ,
સૈન ફ્રાન્સીસ્કો મેં ઉસને ઐસી ધુમ મચાઇ હૈ.
દેખ ઇસે ઇડન કે ચેહરે પર છાઇ હૈરાની હૈ,
ભારત કે બચ્ચે-બચ્ચે કે મુંહ પર યહી કહાની હૈ.
ખૂબ લડી મરદાની યહ તો વિજયલક્ષ્મી રાની હૈ. ૪

# ::: શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતની દિનચર્યા :::

[ ભારતનાં એક સન્નારી, વિજયાલક્ષ્મી પંડિત હાલમાં અમેરિકામાં ઘૂમી રહ્યાં છે ને હિંદનો સાચો અવાજ સંભળાવી રહ્યાં છે. તેમના સત્ય-પ્રચારથી બ્રિટિશ સરકાર ભડકી ઊઠી છે ને અમેરિકાને હિંદની સાચી પરિસ્થિતિનું ભાન-જ્ઞાન થયું છે. નીચેના લેખમાં શ્રીમતી વિજયાલક્ષ્મીની અમેરિકા ખાતેની રોજબરોજની પ્રવૃત્તિઓનો ને તેમની દિનચર્યાનો ચિતાર આપવામાં આવ્યો છે. ]

ફ્રિસ્કો પરિષદનાં આરંભથી જ ઉત્સાહી અને ઉગ્ર શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત આન્દોલનમાં વ્યસ્ત રહ્યાં છે કે જેથી ભારતની આઝાદીનો સવાલ પરિષદના પ્રતિનિધિઓ સમક્ષ આવી શકે. એમણે રૂટરના ખાસ ખબરપત્રીને જણાવ્યું હતું કે "દુનિયાના રાજનીતિજ્ઞોને અમારી સ્થિતિની જાણ કરાવવાનો, તેની પ્રતિક્રિયા જાણવાનો તથા અમુક અંશમાં તેમનો પ્રત્યક્ષ રાજનૈતિક સહયોગ મેળવવાનો આ સોનેરી અવસર છે." તેમણે આ અવસરનો પૂરો લાભ ઉઠાવ્યો અને અઠવાડિયાનાં સાતે દિવસ કામ કરતાં રહ્યાં. તેઓ રોજ સવારે આઠ વાગ્યાથી, ટેલિફોનની ઘંટડી વાગતાં જ, ઊઠી કામે લાગે છે. જેમાં વધારે તો વર્તમાનપત્રોના ખબરપત્રીઓ મુલાકાત માટે આવે છે. એમના રોકાણવાળાં કાર્યક્રમમાં તેઓને માટે પણ વખત મુકરર હોય છે. એ પછી શ્રીમતી પંડિત કાફી અને સંતરાંનો રસ લે છે અને સવારની ટપાલ તથા છાપાં વાંચે છે. એમની ટપાલ પણ ખૂબ હોય છે—ખાસ કરીને એમના સમાલોચકોની. તેઓમાંથી ઘણાએ એમને મદદ કરવાની ઇચ્છા ધરાવનારા તેમજ ભારતના રાષ્ટ્રીય આન્દોલન સંબંધમાં વધુ જાણકારી મેળવવાની માંગણી કરનારાઓ હોય છે.

એમના સન્માનમાં ફૂલો, ફળો, અને ખાદ્ય સામગ્રીઓથી ભરેલા કંડિયા બરાબર આવતાં જ રહે છે. એ બધું એવા લોકો તરફથી આવે છે. કે જેમને એઓ ઓળખતાં સુદ્ધાં હોતાં નથી પરંતુ જેઓએ એમને બોલતાં સાંભળ્યાં છે અથવા છાપાઓમાં એમનાં ભાષણો વાંચ્યાં હોય છે.

સવારનો સમય એઓ અખબારોને આપે છે. ફ્રિસ્કો સમ્મેલન માટે લગભગ બે હજાર ખબરપત્રીઓ આવ્યા છે અને સેંકડો તેમની સાથે વાતચીત કરવાની વિનતિ કરતા જ રહે છે. એઓ લગભગ એમાંના બધાને મળી ચૂકયાં છે અને વાતચીત કરી ચૂકયાં છે. એઓ કોઇને પણ મુલાકાતમાં ૧૫ મિનિટથી વધુ સમય આપતાં નથી. પણ એટલા સમયમાં તેઓ કહેવાનું બધું જ કહી દે છે.

બપોરના ભોજન વખતે હિંદી સ્વાતંત્ર્ય રાષ્ટ્રીય સમિતિના મુખ્ય સભ્યોને મળી તેઓ બીજા આંદોલન અને કાર્યક્રમ નક્કી કરે છે તથા યોજનાઓ ઘડે છે. એ અંગેની ચર્ચાઓમાં સૈયદ હુસેન, શ્રી અનૂપસિંહ વગેરે હાજર રહે છે; જેમની સાથે પ્રાસંગિક પ્રશ્નો પર ચર્ચા ચાલે છે તથા ભાષણોનો કાર્યક્રમ નક્કી કરાય છે. એ જ વખતે અમેરિકાના પત્ર પ્રતિનિધિઓને પણ બોલાવવામાં આવે છે.

એ પછી શ્રીમતી પંડિત શહેરમાં ફરે છે, બજારમાં જાય છે અથવા જોવા લાયક સ્થળો જોવા જાય છે. એઓ એટલાં તો પ્રસિદ્ધ થઇ ગયાં છે કે એમની સફેદ યા કાળી સાડીથી જ લોકો એમને ઓળખી લે છે અને સડકો પર એમનો ફોટો લેવા માટે અથવા હસ્તાક્ષર મેળવવા ટોળે વળી, જાય

જાય છે. એક દિવસ તો એક હોલીવુડના અભિનેતાને પણ શ્રીમતી પંડિતને માટે બોલાવવામાં આવ્યો—જ્યારે તે રેસ્ટોરામાં હતો. લોકોએ ત્યાં શ્રીમતી પંડિતના ટેબલની આસપાસ એમના હસ્તાક્ષર મેળવવા માટે ભીડ કરી દીધી.

બપોર પછી શ્રીમતી પંડિત " ઈંડિયન નેશન કમિટિ "ની કચેરીમાં જાય છે, જ્યાં ટપાલ એમની રાહ જોઈ રહી હોય છે. ત્યાંથી જ તેઓ ટેલીફોન પર જવાબ આપે છે, પત્રો લખે છે અને વકતવ્યો પણ લખાવે છે. તેમનાં એ નિવેદનો તરત જ પત્રોને આપી દેવામાં આવે છે. પોતાના ઓરડામાં જ તેઓ મુલાકાત પણ આપે છે. મિસર, ઈરાક અને સાઉથ એરેબિયાના વિદેશ મંત્રીઓને એઓ મુલાકાત આપી ચૂક્યાં છે.

સાંજે ભોજન સમારંભોમાં એમનો સમય ચાલ્યો જાય છે. કોઈ કોઈ વખત રેડીઓ અને અન્ય કાર્યક્રમો પણ હોય છે. એમનો કાર્યક્રમ ઘણો જ રોકાણવાળો હોય છે. તો પણ તેઓ ભારતીય રાષ્ટ્રવાદી હિતને માટે સારામાં સારો પ્રચાર અને કાર્ય કરે છે અને વધારેમાં વધારે લોકોને મળે છે. તેઓ એક જ પ્રકારનું ભાષણ બીજી વાર કદી પણ કરતાં નથી.

રાત્રે ૧૦ વાગ્યે પોતાના મુકામ પર આવે છે, જ્યાં એથી પણ વધારે સંદેશાઓ, કાગળો અને ટેલીફોનના સંદેશા તેમની રાહ જોઈ રહ્યાં હોય છે. એ બધું પૂરું કરી તેઓ એક પુસ્તક લઈને જ્યારે પોતાના સુવાના ઓરડામાં જાય છે ત્યારે લગભગ અર્ધ રાત્રિએ દીવો બુઝાય છે—આખલા દિવસ સુધીને માટે બધું શાંત થઈ જાય છે.

---

# સંધ્યા

( રાસ )

સખિ ! સંધ્યાની સેર ફૂટી જોને (૨),
ઓલ્યા કનકવાની,
સૂરજ કનકવાની, દોર તુટી જોને...સખિ.

સખિ ! લીધો ગ્રહી જોને (૨),
સંધ્યા રાણીએ,
ઓલી સંધ્યા રાણીએ, તું જોને છબી જોને...સખિ.

સખિ ! સંતાડી દીધો જોને (૨),
સાગરના જળમાં,
ઊંડા સાગરના તળમાં, ડુબાડી દીધો જોને...સખિ.

સખિ ! હસે શશી જોને (૨),
નભના ચોગાને,
પેલા નભના ચોગાને, શરમાઈ સંધ્યા જોને....સખિ,

' ભવ્ય '

# નૂતન નારીવાદ

—લેખક—
શ્રી. કનૈયાલાલ જ. રાવળ

પાશ્ચાત્ય દેશોમાં વિફરેલા ઝંઝાનિલની ચાપટો પૂર્વના શાંત, સ્વસ્થ, સરલ, અને ઉમદા જીવન–આદર્શને લાગતાં સમસ્ત જગત હાલકલોલકજેવી સ્થિતિમાં મૂકાયું છે. વેગ, વરાળ, વીજળી અને વિમાનના આ યુગે કંઇ નવા જૂની જોઇ લીધી, કેટલીય ઉથલ-પાથલ કરી નાખી અને નવી સંસ્કૃતિનો કક્કો ઘૂંટયો. ઔદ્યોગિક ક્રાંતિએ જડવાદને અપનાવીને તળિયાઝાટક ફેરફારો કરી નાખ્યા. લોકો નવતામાં, વૈવિધ્યમાં નવા એશઆરામની તાઝગીમાં રાચવા લાગ્યા. જૂનું એટલું કટાયેલું છે, સડેલું છે, દઢ છે, જરીપુરાણું છે. નવું એટલું સારૂં છે, સુખપ્રદ છે. તાજું છેઃ એવો પવન સુસવવા લાગ્યો; તેણે તેણે અધ્યાત્મ જીવન (Spiritual life) નો એકડો જ કાઢી નાખ્યો. બુદ્ધિમતવાદીઓએ અંતઃકરણના અને આત્મિક પ્રાબલ્યના પોરણને સ્થાને બુદ્ધિના ત્રાજવાંતોલાંને ચલણમાં આણ્યાં. ઇશ્વરને બીચારાને રૂખસદ આપી; ધર્મને ધતીંગ કહીને ઊર્મિ–આવેશના સાદને બહુમાન કર્યું. પાર્થિવ પૂજાની મહત્તાની ધજા ફરકાવી નવા આચાર વિચારના તરંગોએ લોકોના માનસનો રંગપલટો ( કાયા કલ્પ ) કર્યો. સમૂહવાદે પ્રજાતંત્રને સર્વોત્તમ ગણીને મહોર છાપ મારી; વ્યકિત વ્યક્તિ સ્વાતંત્ર્યને પગ ભર થવા ધીંગી ધરતી મળી ચૂકી. સમાજવાદે સમાનતા, સ્વતંત્રતા અને ભ્રાતૃભાવની ઘોષણાઓ કરી. માનવે મનની જાગ્રત, અર્ધજાગ્રત, અને અજાગ્રત અવસ્થાઓના અતલ અંધારમાં ડૂબકી મારી કેટલાક મોતીઓની લુમ હાથ કરીઃ ઊર્મિને દમો નહિ, વિકારને રહેવા દો, માનસનો અભ્યાસ કરો, આંતર્ પ્રેરણાના ધબકારને પિછાનો ઇ. ઇ. તે સાથે કળાની ખાતર કળાની ઉપાસનાનો આદર વધ્યો.

આ ઉપાસનામાં નૂતન નારીવાદે પોતાનો બંસીસૂર પૂરાવ્યો. Woman is born free: સ્ત્રી આજન્મ સ્વતંત્ર છે; પણ સર્વત્ર તે પરતંત્ર જ શા માટે છે ? એ નહિ ચાલે, સ્ત્રીએ પુરુષસમોવડી થવા માથું ઊંચકયું. આ વાદના હિમાયતીઓએ હૂકળ મચાવીને જાહેર કર્યું કે સ્ત્રી પુરુષની સમાન છે; સ્ત્રી તલપૂર પણ પુરુષથી નીચી નથી; પુરુષની ગુલામડી નથી. આથી સ્ત્રી પુરુષના કાર્યક્ષેત્ર જે અત્યાર સુધી ભિન્ન હતા તે એક થઇ ગયા. ચનમની રહેલા સ્ત્રી ઉદ્ધારકોએ હકકપ્રાપ્તિ માટે લડત ચલાવી ને સખ્ત ઝૂંબેશ ઊઠાવી. પછી તો સ્ત્રી સમાજ પૂરઝડપમાં પુરુષો સામે કેસરિયાં કરી નીકળી પડયો. સ્ત્રી પુરુષ વચ્ચે સરસાઇ માટે હરિફાઇ ચાલી, ઘર્ષણ થયાં, અને સર્વ સ્થળે સ્ત્રી શક્તિશાળી અને લાયક છે એવું દાખલાદલીલપૂર્વક ભાર દઇને સમજાવવામાં આવ્યું. કોઇપણ કામ નારીથી નારીત્વને લીધે ન થાય એવી માન્યતા નારીને અપમાનકારક લાગી. પરિણામે નવી નારીને વિજય મળ્યો, અને તરત જ પોતાને રાહે ચાલી.

પાશ્ચાત્ય આધુનિક નારી દરેક આવી જ હોય છે એવું નથી હોતું; તેમાં અપવાદ હોય. હિન્દુસ્તાનની દરેક નારી પાશ્ચાત્ય નારીને પંથે વળી છે એમ પણ માનવાનું નથી. પશ્ચિમની કેટલીક નારીમાં આર્ય સ્ત્રીનાં લક્ષણો છતાં થાય છે; અને હિન્દની કોઇ કોઇ ચડાઉ–ધનેડા સમી નવી નારીમાં પશ્ચિમની નૂતન નારીની ચમક દેખા દે છે. પણ આજની આર્ય નારી તરસી નજરે

પશ્ચિમ તરફ મીટ માંડી રહે છે એથી ભયની કુશંકા થયા કરે છે.

નારીવાદીઓએ વિરોધ જમવ્યો: પુરુષ શિકારી છે; સ્ત્રી શિકાર છે. અને આ ઘટના આદમ અને ઈવના સમયથી બનતી આવી છે. ' शुनिमन्चेतिस्त्रवा ' સ્ત્રી ભોગ્ય છે; સ્ત્રી પુરુષની દાસી છે; સ્ત્રી પરતંત્ર છે; અબળા કહેવાય છે, જાહેરમાં કામ કરવા તે નાલાયક ગણાય છે. સ્ત્રીનો ધર્મ પતિની આમન્યા પાળવી, પતિની ઈચ્છાનુસાર વર્તવું, પ્રજોત્પત્તિ કરવી, રસોડું સંભાળવું, ઘર શણગારવું ઈત્યાદિ ચોકઠામાં જ સમાપ્ત થતો, સ્ત્રીની રક્ષા પુરુષે કરવી એમ મનાતું. પરંતુ નવા વાદે આ માન્યતાઓ ઉપર છીણી મૂકી. સ્ત્રી માટે અત્યાર સુધી ઘર કેન્દ્રરૂપ મનાતુ, તે બદલાઈને અત્યારે સમાજની ભિતરમા કેન્દ્ર ફેલાયુ. જે જે કાર્યમાં પુરુષને છૂટછાટ હતી, ખાસ હક્કો હતા. પૂર્ણ સ્વતંત્રતા હતી, તે તે કાર્યોમાં સ્ત્રીએ એટલી જ છૂટછાટ આંચકી લીધી. જો પુરુષ એક ઉપર બીજી કરી શકે, ફરીવાર વિવાહ કરી શકે, એક સાથે અનેકને ચાહી કે પરણી શકે તો, સ્ત્રી પણ એમ શા માટે ન કરી શકે ? પુરુષ દુર્ગુણી હોય, વ્યસની હોય, નિર્લજ્જ હોય, સ્વચ્છંદી હોય, લંપટ હોય તો સ્ત્રીએ પણ એવા શા માટે ન થવું ? એવી દલીલો આવી આવા પ્રશ્નો ઉઠતા ગયા અને સ્ત્રીએ તરત જ તેને અમલી સ્વરૂપ આપ્યું. જેટલો મનસ્વી વિલાસ કુંવારા પુરુષો કરી શકે છે. જેટલી શિથિલતા પરિણિત પુરુષો લઈ શકે છે, તેટલો જ સ્વચ્છંદ વિહાર સ્ત્રીએ શરૂ કરીને પોતાને વીંટતાં તંગ બંધનો ઢીલાં કરી ફગાવી દીધાં, દિલ બહલાવવા, જાતીયભૂખ સંતોષવા પુરુષે લીધી છે તેટલી આંગલી પાછલી કેડીઓ સ્ત્રીએ ખોળી લીધી. એથી ય આગળ વધીને સ્ત્રીએ ફુંજારો જાહેર કર્યો: સ્ત્રીએ શા માટે કૌમાર્ય પાળવું ? પુરુષ કૌમાર્ય ન પાળે, ને એકલી સ્ત્રીએ એ પાળવું, એવી જબરદસ્તી શા માટે ? સ્ત્રીએ એવો શો અપરાધ કર્યો છે ? કૌમાર્યની પાળો તોડવામાં પાપ શું છે ? વાંધો શું છે ? હાનિ શું છે ? આ બધી વાતો સ્ત્રીઓના કાર્યપ્રદેશની છે; તેમાં પુરુષે ગણગણાટ, ફફડાટ કે ખટખટ શા માટે કરવી જોઈએ ? માથું શા માટે મારવું જોઈએ !

સૌંદર્ય બતાવવામાં, અને ફેશનની ટાપટીપ કરવામાં જેટલી દેખાદેખી પેસી અઈ તેટલી બલ્કે તેથી વધુ દેખાદેખી પુરુષ સાથે હોડ બકવામાં ( Challenge ) પેઠી, બરોબરી મેળવવા, કદમ સાથે કદમ મૂકાવવા, હાથ શું હાથ મિલાવવા અને સૂર સાથે સૂર મેળવવાનો હેતુ તડકે મૂકી સ્ત્રી પુરુષ સાથે ચડસાચડસી કરવા કટીબદ્ધ થઈ ગઈ- પુરુષની આબાદ વાનર નકલ પોશાકમાં આવી. રાંધવાની ક્રિયાની અને ઘર સ્વચ્છ રાખી દીપાવવાની જવાબદારીનું પોટલું ફંગોળી દઈ આજની નારી હેન્ડબેગ પર્સ કે અડવે હાથે વિચરવામાં ગુમાન લે છે. ઘરમાં સ્ત્રી પુરુષે સરખે હિસ્સે કાર્યક્ષેત્રની વહેંચણી શરૂ કરી. બહાર નોકરીમાં પણ નીરોગી સ્પર્ધાને બદલે તીવ્ર રસાકસી થઈ. કુટિલ-tug of war-બરજાગ્રહ ખેલાઈ રહ્યો. બુદ્ધિ ચતુરાઈ વિષે પણ એટલી જ હરિફાઈ જામી રહી.

સ્ત્રી પોતે કદિ ઊંડો વિચાર કરતી નથી. પુરુષના દોષ જોવાં છતાં તે દોષને દોષ રૂપે-કલંક રૂપે-જોતી નથી તેમ જ તે દોષ સુધારવા મથતી નથી; પુરુષની ખામીઓને તેણે વગોવી નથી તેમ ડામી પણ નથી: વિકૃતિને નિંદી નથી, કે નથી પુરુષને કુમાર્ગે જતો અટકાવ્યો.

પણ અહીં તો તે પુરુષના કાર્યોને ઈર્ષાની નજરે નિહાળી રહી છે, પુરુષના આચારને સદાચાર માની બેઠી છે. આથી તો તેની દાનત મોટો બુકડો ભરી જવાની છે, વધુ ખાટી જવાની છે, એથી તો પુરુષ જે જે કાર્યોમાં મનફાવતું વર્તે છે, તે સર્વ કાર્યોમાં સ્ત્રી પણ યથેચ્છ વર્તે છે. સ્ત્રી એથી બે ડગલાં આગળ વધી છે: પુરુષની ફક્ત સમોવડી થઈ રહેવા કરતાં તેનાથી સવાઈ થવાની તેને રઢ લાગી છે.

પુરુષે શુદ્ધ જીવન ગાળવું એવો આગ્રહ આ નવી નારી નથી કરતી. પણ પોતે ય પુરુષ જેવી થઈ રહેવા માગે છે, એમાં પુરુષના દૂષણોનું અનુકરણ છે. મુસલમાનોએ હિન્દમાં આવી હિન્દુનું સારૂં અનુકરણ કરવા કરતાં અનેક પેટાજ્ઞાતિઓ પાડવાનું ખરાબ અનુકરણ કર્યું, એના જેવું જ સ્ત્રીએ કર્યું છે. સુલક્ષણનું અનુકરણ થઈ શકતું નહિ હોય ? કદાચ સારૂં આચરણ હૃદયમાંથી સ્વયં સ્ફુરતું હશે. પણ અંધ અનુકરણને દેખાદેખી પસંદ છે, તેથી ગાડરિયા પ્રવાહની માફક તે ધસી જાય છે. પોશાક પુરુષ જેવો, બોબ્ડહેરના ઓડિયાં, સપાટ ઉરપ્રદેશ, અને ગૃહકાર્યમાંથી સ્ત્રી છૂટકારો મેળવે; અને આર્થિક સ્વતંત્રતાને મુખ્ય સ્વતંત્રતા માનવા લાગે. કારણ કે સ્વાભાવિક રીતે એવું દેખાય છે કે જે કમાય તેનું ઘરમાં ઉપજતું હોય છે, કમાનાર વ્યક્તિ મોટી ગણાય છે, તેનું સીધું કે આડકતરૂં દબાણ કે સરસાઈ બીજા ઉપર છવાઈ રહે છે. પણ ઘરમાં જે હાથપગ જોડી બેસી રહે છે તે કુટુમ્બનો ઘતર પરચુરણ ઘસડબોળો કરે છે. બ્રહ્મદેશમાં પરાપૂર્વથી સ્ત્રી કમાનાર વ્યક્તિ છે; પુરુષ મનમોજી હોય છે, ઠીક લાગે તો કામ કરે નહિ તો ચીરૂટ પીધા કરે. છતાં તે પુરુષો નમાલા નથી, ગુલામ નથી; બ્રહ્મી સ્ત્રી પોતાના પતિને પોતા જેટલો જ

## ગુણસુન્દરી

આવો સાહેલી સહુ સાથમાં રે લોલ;
કરીએ કંઈ દીલડાંની વાત રે–આવો.

સેવા ને સ્નેહતણા કર્મથી રે લોલ;
રહીયે સદાય ભલી ભાત રે–આવો.

સસરાને પિતૃ તુલ્ય માનીયે રે લોલ;
સાસુ સાચી જનેતા–માત રે–આવો.

જીવન સાગર મોજાં ઉછળે રે લોલ;
પતિ–એ જ જીવન આધાર રે–આવો.

ક્રોધને કદી ય નવ જાણીયે રે લોલ;
દાખવીએ નમ્રતા સદાય રે–આવો.

સરખી સાહેલી સાથ સ્નેહથી રે લોલ;
રમીએ સૌ જીવન રાસ રે–આવો.

ગરવાં ગુણસુંદરી સદ્‌ગુણે, રે લોલ;
જઈએ જીવન પેલે પાર રે–આવો.

શ્રી. દેવાયત સોની

ઊંચો ગણી માન આપે છે, એ ઉપરાંત પોતે ઘરનું કામ પણ કરે છે. નવી નારીને મતે બ્રહ્મી સ્ત્રીઓ મૂરખ જ લાગે !

કૌમાર્ય અને તેની પવિત્રતા એ તો સત્તરમી સદીની જંગલી પ્રથા છે: આજે તેની કિંમત કોડીનીય નથી. એ તો અસંસ્કારી ને ભોળી ધર્મઘેલડીઓની હવાઈ ભાવના હતી; વેવલી સ્ત્રીઓનાં ચોખલિયાવેડાં હતાં. નૂતનાત્મા સ્ત્રી કૌમાર્યના વાડાથી મોકળી રહે છે; કદાચ તે કુંવારી રહેશે ( લાંબા વખત સુધી ), તોપણ કૌમાર્યની શુચિતાની ખેવના તે નહિ રાખે. સંયમ નામે તેને ખપે નહિ. તેના મૂળમાં જોતાં તો એવી સ્થિતિ લાગે છે કે

સ્ત્રી આજે અફલાતુની (Platonic—સૂક્ષ્મ) પ્રેમમાં બીલકુલ માનતી નથી. 'જયાજયંત'ની ભાવનાને તે ધૂત્કારી કાઢે, અસંભવિત ગણે અથવા દંભ માને કે વાણીવિલાસ ગણે. આજે સ્ત્રીનું માનસ free love નિર્બંધ પ્રેમમાં રગદોળાયેલું છે; પાપની કલ્પનાના ફુગ્ગાઓ તેણે ફોડી નાખ્યા છે; પ્રેમ ફક્ત દિલની વાત છે, અને પ્રેરણાનો પરિપાક છે. વૃત્તિ જે બાજું લઇ જાય ત્યાં જવાનું સ્ત્રીને રૂચે છે. જ્યાં મનને ઉલ્લાસ લાધે, જ્યાં સુપ્ના સમડ નીકળે ત્યાં પ્રેમ પ્રયાણ કરે છે.

નૂતન નારી અલગ્ન લગ્ન તરફ, એટલે કે લગ્નવિધિ વગરના જાતીય આનંદોપભોગ તરફ, વધુ ને વધુ દોરાતી જાય છે. એનું કારણ એ જ કે લગ્ન કેવળ બંધનરૂપ છે, એક પ્રકારનું કેદખાનું, જનાનખાનું છે. એમાં આત્માનું પંખી પૂરાય તો ઝૂરી ઝૂરી મરે. છતાં જો લગ્ન કરવાં જ હોય તો ટ્રાયલ મેરેજ—અજમાયશી લગ્ન અને સહચાર લગ્ન–Companionate Marriage–ક્યાં નથી કરી શકાતાં? પણ એ ય પ્રયોગ ખાતર જ! મુક્ત સહચારમાં જીવનવિકાસ થાય છે અને જીવનનો લ્હાવો પણ લેવાય છે. હલકી મણાતી નાતરિયા કોમમાં પણ આટલી કલંક કાલિમા નથી. પણ આજે નારીને સંપૂર્ણ મોકળાશ જોઇએ છીએ. નારીને ગૃહિણી થવું નથી ગમતું, સખી થવું ગમે છે; તે મિત્ર થવું ઇચ્છે છે, કહોને, હરિફ થવા માગે છે. 'ઘરરખ્ખુ' શબ્દ જ તેને ભડકાવે છે.-ઘરને ખીલે બંધાઇ રહેવાની અથવા બીજી ઝંઝાળમાં ફસાવાની તેને મુદ્દલ ઇચ્છા નથી. એટલા માટે તો તે માતૃત્વને ધારે ત્યાં સુધી કૃત્રિમ સાધનો દ્વારા રૂંધી લે છે; કેટલીકવાર દવાથી માતૃત્વના અંકુરોને ઊગતા ડાંભી દે છે; અને કેટલીકવાર ઑપરેશન દ્વારા સદાને માટે માતૃત્વ હણી નાખે છે. પરંતુ જો કોઇ સ્ત્રીને માતૃત્વની ઝંખના થાય, તો તે વગર લગ્ને પ્રસન્નતાથી સ્વીકારી લે છે. તે છતાંય વસ્તુસ્થિતિ એવી છે કે માતૃત્વ ઘણી સ્ત્રીને પસંદ નથી. બાળકો બોજારૂપ નડતરરૂપ તેને લાગે છે.

અસારની પાશ્ચાત્ય કેળવણીની પેદાશ પુરુષમાં દેખાય છે તેવી જ રીતે સ્ત્રી પણ એવી થવા તલપાપડ થઇ રહી છે. એ જ કેળવણીએ અને નવી નીતિભાવનાએ નારીમાં બહુ પતિત્વના કોડ જગાડ્યા છે. બીજા શબ્દોમાં કહીએ તો આનો અર્થ છાના છતરાયા વ્યભિચારની છૂટ આપી છે એ દેખીતું છે. પશ્ચિમના દેશોમાં વ્યભિચાર ગુનો ગણાતો નથી એ હકીકત મોટી છટક બારી રૂપ હોય. પણ આવી નવી નીતિના ધોરણે બીજા દેશોમાં પાયમાલીજ આણે ને! ત્યારબાદ ખેવડાઇ, છૂટાછેડા, કુટુમ્બકલહ કુટુમ્બભ્રષ્ટતા અને કુટુમ્બનાશઃ એ બધાના મૂળમાં અયોગ્ય સંબંધનું વિષ રહેલું છે. આજનો પ્રેમ એટલે વાસનાતૃપ્તિ, સ્વચ્છંદ ભ્રમરવૃત્તિ, અને વ્યભિચાર છૂટ. —

આ વાદે તો નૂતનાત્મા છોકરીઓને એમેચ્યોર પ્રોસ–અવેતન વારાંગનાજ બનાવી દીધી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અને એને પરિણામે કૌટુમ્બિક ભાવનાના નાશ સાથે સમસ્ત રાષ્ટ્રની ઉન્નતિના પાયાના ચણતરમાં પથ્થર થવાને બદલે નૂતન નારી રાષ્ટ્રના વિનાશને આમંત્રી રહી છે.

# સૌનું સ્વાસ્થ્ય સ્ત્રીઓના હાથમાં છે

લેખક : કવિરાજ મંગળદાસ ચતુર્ભુજજી

ઉપર ઉપરથી જોતાં સ્ત્રીઓના હાથમાં આખા ય સમાજનું સ્વાસ્થ્ય ટકાવવાનું બળ છે કે નહિ તે સમજી નથી શકાતું પણ જરાક ઉંડા ઉતરી બારીકાઇથી વિચાર કરતાં સ્પષ્ટ દેખાઇ જ આવે છે કે જો સ્ત્રીઓ ધારે તો આખા ય જગતનાં માનવોનું સ્વાસ્થ્ય રક્ષવામાં એમના જેવો હીસ્સો બીજા કોઇથી યે અપાય એમ નથી.

સ્ત્રીઓ પુરુષોને આધિન જ હોય છે એમજ માની તેઓ છેકજ પરાધીન છે એવી કંગાલભાવનાને સેવતાં સૌ સૌના સ્થાનમાં સૌને સરખા જ હક્ક છે. એ અનુભવથી નક્કી કરી જોતાં પોતપોતાના ક્ષેત્રમાં રહીને પણ સ્ત્રીઓ પુરુષો કરતા વિશેષ કાર્ય આરોગ્યતાની સાધનામાં સાધી શકે છે અને જગત સમક્ષ સર્વાંગ સ્વાસ્થ્યની સાધનાના મૂળમાં અમૃતસિંચનથી આલ્હાદક પરિણામ ઘણાજ વેગથી લાવી શકે છે.

ગૃહવ્યવસ્થાના ઉત્તમ કાર્યમાં પાકશાસ્ત્રનું શિક્ષણ સ્ત્રીઓને સ્વભાવિક રીતે જ મળતું રહેતું હોવાથી એ શુભકાર્યમાં આપણા સમાજમાં એમનું જ પ્રાધાન્યપણું હોવાનો સૌને અનુભવ છે જ.

આરોગ્યતા સાચવવા માટે બીજા નિયમોની જેટલી જરૂર છે તેથી યે વધારે જરૂર તો આહારવિહારની શુદ્ધતાની છે. આહારવિહારમાંનો આહાર વિભાગ તો ઘણેખરે સ્ત્રીઓના હાથેજ કેળવાય છે અને એમાં રસામૃતની કુંપી ઢોળવાનું એમનાજ કરકમલમાં છે.

સમાજને આહારવિહારની શુદ્ધતાનો પાઠ ભણાવવામાં સ્ત્રીઓજ ધારે તો અજબ હીસ્સો આપી શકે છે. આહાર શુદ્ધ રાખવો કે અશુદ્ધ. આરોગ્યતા બક્ષે એવોજ રાખવો કે રોગી બનાવી મૂકે એવોજ, તે પુરુષો કરતાં સ્ત્રીઓજ નક્કી કરતાં શીખે તો સમાજમાં આજે મિથ્યારસાસ્વાદની જે ઘેલછા છવાયેલી છે તે ઓછી થતી જાય અને આખરે શ્રેષ્ટ રસાસ્વાદની મજા સૌને મળી રહે.

આજે આપણે જે જે ખોરાકો ખાઈએ છીએ તે તે ખોરાકો ખરેખર આરોગ્યતા સાચવનાર છે? રસોઈ તૈયાર બનાવતા પહેલાં આ પ્રશ્નની વિચારણા કદી કરી જોઈ છે ખરી?

કળા તરીકે નવીન નવીન મિશ્રણોથી વિવિધ વાનગીઓ ભલે સર્જાય પણ સાથે સાથે સ્વાસ્થ્ય ટકાવની વિચારણા થતી રહે તો આટલી બધી મુશ્કેલીઓ જણાય જ નહિ.

આજકાલનાં આપણાં જીવન જુઓ. આપણી શારીરિક સંપત્તિ જુઓ, આપણી માનસિક કાયરતા જુઓ અને વિવિધ દર્દોથી પીડાતાં આજનાં દોઝખ સરખાં આપણાં કૃત્રિમ જીવન જુઓ. કેટલા ટકા આપણે સ્વાસ્થ્યરક્ષાની દૃષ્ટિએ ફતેહમંદી પામેલ છીએ તે આજના જન્મમરણના આંકડાઓથી અને આપણાં ફીકાં શરીરોથી આપણે સહજે જ નક્કી કરી શકીએ છીએ ત્યારે સ્વાસ્થ્યરક્ષાને લક્ષમાં લઇને આહાર કેવા જોઇએ એ પ્રશ્ન આપણાં શાસ્ત્રોમાં ચર્ચાયો છે ખરો? શારીરિક માનસિક અને બીજી તમામ પીડાઓથી બચવા માટે ઇશ્વરે આપણને આયુર્વેદની મહાન બક્ષીસ કરેલી છે. એ જોતાં અનેક પ્રશ્નોના ઉત્તર મળી રહે છે અને જીવન જીવવાની સાચી ચાવી આપણને હાથ લાગે છે.

શુ ત્યારે સ્ત્રીઓએ અને તેમાંયે તમામ

સ્ત્રીઓએ આયુર્વેદનો અભ્યાસ કરવા જ મંડી પડવું જોઇએ એમ પૂછવાનું સહજે જ મન થઇ આવે. એ વેળાએ એ જ ઉત્તર ધ્યાનમાં રખાય કે તમામ સ્ત્રીઓએ સામાન્ય જ્ઞાન તો આ બાબતનું, મેળવવું જ જોઇએ અને શક્ય હોય તેટલા અમુક ટકામાં તો આ કાર્ય સારી રીતે જ સધાવું જોઇએ.

આયુર્વેદની મહત્તા આટલા ઉપરથી સમજી લઇ કંઇ જ ન બને તો શ્રીમદ્ ભગવદ્ ગીતાના અધ્યાય સત્તરમામાંની ભગવદ્ આજ્ઞા તો વાંચી વિચારીને સ્ત્રીઓએ હૃદયમાં ઉતારવી જ જોઇએ.

એ અધ્યાયમાં શ્રદ્ધાત્રયવિભાગ યોગની ખાસ ચર્ચા છે એમાં યે ત્રિવિધ આહારની તો સ્પષ્ટતાથી છણાવટ કરેલી છે. સાત્વિક, રાજસિક અને તામસિક આહારોની સમજણ માટે ક્રમસરનું એમાં વર્ણન છે.

આયુષ્ય વધારનાર-સત્વવાળો બલ આપનાર-આરોગ્યતા બક્ષનાર સુખ આપનાર અને પ્રીતિ ઉપજાવે એવો જે આહાર હોય તે સાત્વિક આહાર કહેવાય છે.

કડવા, ખાટા, તીખા, ખારા, લૂખા, અને દાહ ઉપજાવનાર હોય એવા ખોરાકને રાજસિક આહાર કહે છે અને તેનાં ફળ, પરિણામ, દુઃખ, શોક અને રોગ છે.

એક પહોર એટલે ત્રણ કલાક વીતી ગયા હોય તેવા-રસ વગરના થઇ ગયા હોય એવા, દુર્ગંધ મારતા હોય તેવા, ખાતા વધેલાં એઠાં અને સડી ગયેલા હોય તેવા, તેમ માંસવાળા આહારો તામસિક આહાર કહેવાય છે.

આટલી સમજણ ઉપરથી આપણે સાત્વિક બનવા માગતા હોઇએ તો उर्ध्वं गच्छंति सत्वस्था એ ભાવનાને દૃઢ કરવા માગતા હોઇએ તો અને જીવનની ઉચ્ચશ્રેણીમાં રહી જીવવા માગતા હોઇએ તો બીજા આહારો આપણે ઓછા જ કરી દેવા જોઇએ એ ભાન રાખ્યા વગર રહી જ નહિ શકાય અને એને પંથે જતાં સંયમમય ઉજ્વળ જીવન જીવવાનું રહસ્ય સમજાતાં શુદ્ધ વિહારની સમજણ પણ આપોઆપ જ એમાંથી મળી રહેશે.

સાત્વિક વૃત્તિમાં કેવા પોશાક યોગ્ય ગણાય અને કેવા વિચારો યોગ્ય ગણાય એનું ચિંતન-આપોઆપ જ થવા માંડે છે.

કેવળ સાત્વિક ન જ રહી શકાય તો ના છૂટકે જ બીજી શ્રેણીના રાજસ આહારોમાંથી અમુક છુટ ભલે લેવાય પણ તામસ આહાર તો છોડી જ દેવા જોઇએ.

આ ઉપદેશ અત્યારનો નથી છતાં સમાજ એ રસ્તે ઓછા ટકામાં જ વળ્યો છે એ આપણું ભારતનું દૂર્ભાગ્ય છે. ભારત ભૂમિ જ્યારે ઉચ્ચ જીવન જીવી ઉત્તમ શ્રેણીએ પહેલાં હતી તેવી સ્થીતિમાં જવા માગશે ત્યારે આવી નજીવી ગણાતી છતાં ઘણી જ મહત્વની બીના તરફ ધ્યાન આપ્યા વગર રહેશે જ નહિ.

મૈયા ભારતની જય ઘોષણના શુભ પર્વને દિવસે આવા આવા પ્રયાસો અવશ્ય જરૂરના લેખાશે જ.

આપણે આપણો ફાળો વહેલો ભરી આપીએ તો આપણને એનો સંતોષ પહેલો જ મળશે એ દીવા જેવું છે.

દીપોત્સવી આવે છે, વિવિધ વાંચન સામગ્રીની વાનીઓ વાંચકો અને વિચારકો માટે પીરસાશે જ અને વિવિધ ખાદ્ય વાનગીઓની કળા પણ ખીલી જ નીકળશે ત્યારે આપણે કેવા કેવા ખોરાકોની પસંદગી કરીશું એ આપણા નિર્ણયથી જ સમજાશે અને પરિણામ રૂપ તેવી તેવી વાનગીઓ હસ્તકળાથી પ્રગટી નીકળશે.

જાગૃત સ્ત્રી સમાજ આ કાર્યમાં શુભ પહેલ કરે એ ઘણું જ લાભપ્રદ બની રહેશે.

જો કે પુરૂષોની ઇચ્છા મુજબના ખોરાકો સ્ત્રીઓએ તૈયાર કરવાના જ હોય છે છતાં મૂળમાં જ જે ખાવું પોતાના જ હાથમાં હોય તેમાં શુદ્ધતા રખાય, જો સાત્વિકતા કેળવાય તો સ્વાદની દૃષ્ટિએ જરા પણ નિરસતા જણાશે નહિ જ. અત્યારે તો આપણને મિથ્યા રસાસ્વાદની ટેવ જ પડેલી હોવાથી શુદ્ધ આહારની મજા કેવી છે તે આપણે એ ક્રિયાપ્રયોગમાં ને દરરોજના વહેવારમાં મૂકયા સિવાય પારખી જ ન શકીએ.

ગરમ પીણાંથી અને ઠંડા-ટાઢા ખોરાકોથી હોજરીને આપણે કેટલું નુકશાન પહોંચાડીએ છીએ તે નવીન ઉપરનો પ્રયોગ શરૂ કર્યા પછી જ આપણને સમજાય એમ છે.

સ્ત્રીઓ આ કાર્યમાં પહેલ કરી એવી જ રચના ગૃહક્ષેત્રમાં દાખલ કરે તો આમ ગૃહ ગૃહે અને ગામે ગામ ઉત્તમ ભાવના પેદા થતાં સ્વર્ગીય આનંદનો અનુભવ સૌ કોઇને મળી રહે.

બાળકો કે જેમનો ઉછેર સ્ત્રીઓના હાથથી જ થવાનો છે એમાં પણ આ કાર્યથી મદદ લાભ થશે અને બચ્ચાંઓને રહા, બીસ્કુટ ને બજારૂ ખોરાકોથી બચાવતાં સહજેજ આરોગ્યતા જળવાશે.

ઇશ્વર ભારત ભૂમિમાં અમૃત આશીર્વાદ ઉતારી ભગવદ્ ગીતામાંની આ પ્રાથમિક ફરજરૂપ ભાવના હૃદય હૃદયમાં દઢાવો અને સૌને સુખી કરો એવું જ ઇચ્છા કરીએ.

આશા રાખું છું કે આ બાબતની યોગ્ય ચર્ચા આ પત્રમાં જ વાંચક વર્ગ કર્યા જ કરશે અને શુદ્ધ ભાવના સાથે શ્રેષ્ટ નિર્ણય પર આવી ભારત માતાનું મુખ પુલકિત કરશે. ઇશ્વર સૌને સન્મતિ દ્યો.

---

# રજનીની ફરિયાદ

નયણાં ભરી ને અવિરામ
  કે ચંદ્રમા ચાળો કરે રે.
નયણે ઠરી ને અભિરામ
  કે ચંદ્રમા ચાળો કરે રે. ૧

હસવે વેરાય એનાં ડોલરિયાં ફૂલડાં,
વીણું વીણું ને વહી જાય અણમૂલડાં;
કાળી રાધા ને ગોરા શ્યામ !
  કે ચંદ્રમા ચાળો કરે રે ૨

પળમાં મનાય વળી પળમાં રીસાઇ જાય,
ગોવાલણ વાદળીના ઘરમાં સંતાય હાય;
એ તે સહાય કેમ રામ !
  કે ચંદ્રમા ચાળો કરે રે. ૩

એ છે ગંગાનું નીર, હું છું સૂકેલ ભોમ,
એનું ખીલે જો ઉર ખીલું તો રોમ રોમ;
મારૂં એ જીવન તમ્મામ;
  કે ચંદ્રમા ચાળો કરે રે. ૪

જીવનના રાજ તેથી આઘા આઘા જ રહે,
વળશું તો વેલડી શી મારી કાયા ન થહે;
હું તો કરૂં છું પ્રણામ
  છો ચંદ્રમા ચાળો કરે રે. ૫

મારી શાશ્વત પ્રકાશ કાજેની ઝંખના,
એને ચંચલ ઉજાશ આપીને ડંખના
દેવા છે રોજ રોજ દામ;
  કે ચંદ્રમા ચાળો કરે રે. ૬

શ્રી. મનુભાઈ ત્રિવેદી

# રમાબેન

લેખક : શ્રી. ચંદુલાલ સંપટ

## રામલાલના જીવનનો કોયડો ઉકેલાય છે

— અપ્રિલ અંકના અનુસંધાનમાં —

રામલાલનો જીવન કોયડો વખત જતાં વધુ ને વધુ ઉગ્ર બનતો ગયો. રમાની સ્ત્રી હઠના ખડક સામે તેનું બધું ભણતર, ગણતર અને તપશ્ચર્યા અથડાઈને ચૂરેચૂરા બની ગયા.

તેઓના જીવન પ્રવાહમાં એક દસકો તણાઈ ગયેલો. પણ પ્રેમપર્યાપ્તિ વધુને વધુ ફલિત થવાને બદલે તેઓનું માનસિક અંતર વધતું જતું હતું અને ઘરના વાતાવરણમાં ઉગ્રતાએ અને અશાન્તતાએ કાયમનું ઘર ઘાલ્યું—એટલે સુધી તે રમાએ પતિની મીઠી ગોદ અને હૂંફને પણ અળગી કરવી પડી.

રામલાલના જીવનમાં હવે રસ ઊડી ગયો. નિરાશાની ઝનૂનમાં તે ઘણીવાર ન ચિન્તવવાનું ચિન્તવતો-પણ તેમ કરવા જતાં તેના એ દૈવી સુકોમળ બાળકોની સૌમ્ય મૂર્તિ તેની સમક્ષ ખડી થતી ને તેના વિચારો કોમળતા ધારણ કરતા અને પરિણામે આયુષ્ય દોરી નિમાયેલી હોય તેટલું જીવી કાઢવા મનને મનાવતો અને માનતો કે કંઇ નહિં તો તેના જીવનની તિતિક્ષા દ્વારા પણ બાળકોને "પિતા"ની હુંફ તો મળતી ચાલુ રહેશે અને આ શાશ્વત સાન્ત્વનને પકડી જીવનના વમળવાળા વહેણમાં ફરી પાછો તરવાના તરફડિયાં મારવા મંડી જતો.

જતાં તેની તરવાની શક્તિ ઓસરી રહી હતી. આખા દહાડાનું "વૈતરું" કરી તે રાત્રે હમસો થઇ પડતો. સાથે સાથે તો તે હવે કરજરૂપી સાપના ભરડામાં પણ જકડાઇ ચૂક્યો હતો અને લેણદારોનો હાઉ તેના અર્ધદગ્ધ થઇ રહેલા આખા હૃદય ઉપર હથોડા છીણીના અસહ્ય ઘા મારી રહ્યો હતો.

રમા એક રાત્રે તેને ઉપદેશ દેવા બેઠી, "આ વૈતરૂં કોને માટે આદર્યું છે ? ટ્યુશન છોડી દો. રાતના દસ દસ વાગે છે. ઘેર આવી ઢગલો થઇ પડો છો. નથી સુખે ખાતા—નથી પીતા."

રામલાલે જવાબ આપ્યો, "રમા, મને સર્વ વાતે સુખ છે—આવક છે, ઘર છે, બાળકો છે, આબરૂ છે—ફક્ત એકજ વાતનું દુઃખ છે કે આપણે વર્ષો થયાં આપણી આવકમાં પૂરૂં કરી શકતાં નથી અને કરજમાં દિનપ્રતિદિન ધસડાતાં જઇએ છીએ. આમ ખરાબે ચડેલું નાવ તોફાની સાગરમાં ક્યાં સુધી ટકી શકશે ?"

અણઘડ રમાનો ફક્ત આટલોજ જવાબ હતો, "મને કહો છો તે થોડી હું પૈસાને બટકાં ભરૂં છું ? હું ન ગમતી હોઉં તો દેશ ભેગી કરો. હું મારૂં જીવન તમે મોકલશો તેટલા પૈસાથી ફૂટી કાઢીશ."

રામલાલે ફરી મૌન ગ્રહ્યું. તે સાફ સાફ સમજી ચૂક્યો હતો કે ઘરનું અર્થશાસ્ત્ર સમજવા જેટલી રમામા સમજણ નથી—ભવિષ્યના વિકટ પ્રશ્નોની આગાહીની તેનામાં કલ્પના નથી અને આવકમાંથી પૂરૂં કરવાની તેનામાં ઘરરખુ આવડત નથી.

હવે તો દર પહેલી તારીખે કરજ ભરપાઇ કરાવી લેવા લેણદારો રામલાલના ઘરનો ઉંબરો

રોચવા લાગ્યા. ઑફીસમાં ટેલીફોનની ઘંટડીઓ તેને પજવવા લાગી. ઑફીસે જતાં અથવા સાંજે ઘર તરફ વળતાં રામલાલના આડા ઊતરી લેણુદારો તેને પજવણી, ધાકધમકી અને કોર્ટ સુધાં કરવાની દમદાટી દેવા લાગ્યા. હવે રામલાલને જે ફક્ત ઘર પૂરતું દુઃખ હતું તે હવે જગતભરનું દુઃખ થઇ ગયું. શાન્ત રહીને સમજાવટથી બે ચાર માસ તો પોકળ વચનો આપી ગાડું ગબડાવ્યું. ઝનૂનમાં આવી જઇ ઉદાર રમાના ડઝનવાર મહેમાન બની ચૂકેલા ધરારસગાને ઘેર પૈસાની વ્યવસ્થાની ટેલ પણ નાખી આવ્યો પણ સગાંઓ આહાર જેવો ઓડકાર તો કાઢી ન શકયા એથી ઉલટું રમાને ઘેર ભાણું માંડી ઝૂકાવનારાઓ રામલાલને વગોવવા મંડી ગયા. " દોઢસોના ધણીને ભીખ માગતાં શરમ નથી આવતી ? " આ બાબતનો આખરી અંજામ એ આવ્યો કે રામલાલ સમસમીને બેસી રહ્યો અને બે ચાર પચ્ચીસ લેણુદારોએ પોતાના લેણાની કોરટમાં ફરીયાદ કરી અને રામલાલે તે એક જ અવાજે સ્વીકારી લીધી અને કોરટે લેણુદારોને " ડીક્રી " કરી આપી.

કંઇક અંશે આ વસ્તુને રામલાલે વધાવી લીધી—એ આશયે કે આ બાબતમાંથી કદાચ રમાને જીંદગીનો બોધપાઠ મળે પણ રમાને બોધપાઠ મળ્યો કે નહિ પણ એટલું સત્ય હતું કે તેને પોતાના દાગીનામાંથી પાંચ તોલા સોનાને કડવા કરી અળગા કરવા પડયા.

પાંચ તોલા સોનાના ખારસા સાડા ત્રણ સો રૂપિયા આવ્યા. આ દાગીના રામલાલે પસીનાના પૈસામાંથી મેળવેલા તે ગયા ત્યારે રામલાલનો તો જીવ કપાયો પણ રમાના હાથમાં દેવું પતાવતાં પચાસેક રૂપિયા ખણુખણુવા લાગ્યા ત્યારે તે જીંદગીનું ને દાગીના વેચાણનું દુઃખ બધું ભૂલી ગઇ અને તે વધેલા રૂપિયાનો ઘડોલાડવો કરવાના વિચારમાં ડૂબી ગઇ. તેણે રામલાલનું કાંડું પકડી હચમચાવી દીધું.

" મારો એકનો એક બાબો ! તમે તો ભુખડી બારસ જ રહ્યા. જીંદગીમાં પૈસાની છૂટ જોવાનો દિવસ કદી ન તે ન જ આવ્યો. હાશ હવે ઠીક થયું. આ પચાસ રૂપિયા વડે હું મારા બાબાની જન્મી ઉજવીશ. મારા લાગતા વળગતા, સગા સાંઈ, બધાને મારે આંગણે બોલાવીશ ને જલસો કરીને મારા બાબાની જન્મી ઉજાળીશ. "

રામલાલથી ન રહેવાયું—" પણ રમા ! આ તો ઘર બાળ્યાના પૈસા છે—તીરથ ન કરાય—આટલા તો હાથ પર રહેવા દે—કામ આવશે અનેક રીતે. "

રમા તાડૂકી, " પૈસા તો મારા દાગીનાના છે—હું મૂઇને મારા પૈસા યે વાપરવા નહિ દો ? હાય ! હાય ! " કરી રમાએ ઠૂવો મૂકયો. રામલાલને નસીબે પાછું મૌન—અબોલા અને અફસોસ જ રહ્યાં.

બાબાના જન્મદિનનાં નોતરાં ખુદ રમા જઇ લાગતેવળગતે ઠેકાણે દઇ આવી—જ્યાં ન જઇ શકે ત્યાં ટેલીફોન કરીને, કરાવીને અને છેવટે ચીઠ્ઠીઓ, મૌખિક સંદેશાઓ પાઠવીને પણ નોતરાં પહોંચાડયાં. રાતના વાતચિતના ઉદ્‌ગારો ઉપરથી રામલાલ કલ્પી શકયો કે અંદાજે પચાસેક માણસોનો જલસો રમાએ ગોઠવી કાઢયો હતો. આટલી મોંઘવારીના જમાનામાં પચાસ રૂપિયા જેટલી નજીવી મૂડીમાં પચાસ માણસોનો જલસો ઉજવી શકાય તે રામલાલને અશકય લાગ્યું. તે સાફ સાફ ગણત્રી કરી શકયો કે આ જલસો સ્હેજે એક સો રૂપિયાનું આંધણ ઉકાળી કાઢશે.

પ્રથમ તો ઝનૂનમાં આવી જઇ રામલાલને મન થઇ આવ્યું કે નોતરે ચડેલાને બધાને ટેલીફોન દ્વારા નાં પાડી જલસાને

ફેંદી નાખી રમાનો ફેજ કરવો. પણ નોતરાયેલાં બધાં એટલાં બધાં નજીકનાં સગાં હતાં કે તેમ કરી ઘરનો અને આબરૂનો તેમ જ ધણીધણીયાણીના સંબંધનો ફેજ જાહેરમાં મૂકી બુદ્ધિનું દેવાળું કાઢવાનું તેને યોગ્ય ન લાગ્યું. એટલે ચુપકીદી સેવી પૂર્વવત મૌનદ્વારા જ દિવસ નિર્ગમન કરવા માંડયા.

આખરે બાબાનો જન્મદિન આવ્યો! સાંજના સાત વાગે જલસો ગોઠવાયેલો હતો. પણ રામલાલ તો પોતાની લાઇનદોરી નક્કી કરી સવારથી જ ઘર છોડી કામ પર ચડી ગયો. રાતના સાત, આઠ, નવ, દસ વાગ્યા રામલાલ ઘેર ન તે ન જ આવ્યો.

છતાં પચાસ ઘેરૈયાનું ટોળું દિવાનખાનામાં બેઠું બેઠું પાતળ પડવાની રાહ જોઇ રહ્યું હતું અને સૌ કોઇ રામલાલની ગેરહાજરીનાં વગોણા કરતું હતું. સામગ્રી ઉપર સામગ્રી અન્નકૂટનો ખ્યાલ આપતી હતી. સૌ કોઇ રમાના ગુણગાન ગાતું હતું અને બાબાને દીર્ઘાયું ઇચ્છતું હતું. ફક્ત ભૂખ્યો તરસ્યો રામલાલ ચોપાટીના દરિયા કિનારે–દરિયાના મોજાંની હારમાળા ગણતો બાંકડા ઉપર બેઠો બેઠો વખત વીતાવી રહ્યો હતો.

રાતે અગીયાર વાગ્યાના અરસામાં રામલાલને યાદ કરતા કરતા, રમાએ ઉપજાવી કાઢેલા રામલાલની ગેરહાજરીના બનાવટી બહાનાને માનીને સાન્ત્વન લેતા, પેટ પૂજાની પૂર્ણાહૂતિ સહુ કોઇ કરવા મંડી ગયા હતા. "આટલું તો ચાલ્યું જશે" કહી રમા બધાને અછો અછોવાનાં કરી રહી હતી અને બીજા અધો કલાકમાં, "બહુ મોડું થયું હો!" બોલતા સોપારી વરીયાળી ધાણાની દાળના ચપટા ગાલમાં ગોઠવતા બધા વિખરાયા. ને બાર વાગે રમા જલસાના અવશેષોની વ્યવસ્થામાં પડી ગઇ. સત્તર માણસો જમી શકે તેટલી સામગ્રી અને વળતરમાં એકત્ર થયેલી વાનીઓ આસપાસના કામ કરવાવાળાં, ભીખારાં અને ચોકીદાર–ઘાટીઓના ડોઝરાંમાં ધરબાણી અને ધારે પીરસેલ ઘીની ચિકાશને જમીનપરથી ઉખેડવા સાબુ લગાડી રમા જલસાની રહી સહી નિશાની નાબુદ કરવા મંડી પડી હતી.

રાતના બારના ડંકા સુણાયા ને રામલાલ પોતાના ઘરના દાદરના પગથીયાં ચડતો જણાયો. આખા દિવસના ઉપવાસને કારણે અને માનસિક વ્યગ્રતાને કારણે આજે. તેનું મન તેનામાં ન હતું–તે શૂન્યહૃદયે, અબોલ મુખડે અને અસ્થિર પગલે ઘરમાં દાખલ થવા ગયો ત્યાં ચીકાશવાળી જમીન પર પગ પડતાં તે સરક્યો અને તે ચત્તોપાટ ફસડાઇ પડયો અને ખૂણામાં પડી રહેલું કોલસાનું પીપ માથા સાથે અફળાવાથી તેની ખોપરીમાંથી લોહીની નીક વહેવા મંડી.

રમાથી ચીસ પડાઇ ગઇ–સાબુ હાથમાં રહી ગયો–સફાળી ઊભી થઇ ગઇ. તે રામલાલ પાસે દોડી ગઇ. પોતાની સાડી ફાડી પાટો બાંધ્યો; તેને ધીમે ધીમે સાબુના પાણીમાંથી સેરવી બનુસ પર સુવાડ્યો. આખરે તો આર્યસ્ત્રીનું હૃદય જ ને!

મોડી રાતે બધા એકઠાં થઇ ગયાં. મૂર્છિત રામલાલ બેચાર કલાકે જાગ્રત થયો ત્યારે પોતાનું માથું પાટામાં, પોતાનો હાથ રમાના હાથમાં, બાજુમાં ડૉક્ટર, સ્ટૂલ ઉપર ચાર છ દવાની બાટલીઓ, પાણીનો લોટો પ્યાલો અને બીજા માંદગીના સરંજામો.

રામલાલના આ અકસ્માતનો અંજામ બે માસને અન્તે તેના નોકરીમાંથી મળેલી ફરજીઆત ફુરસદની બેકારીમાં પરીણમ્યો. વ્યાજમાં ટયુશન ગયાં અને વધારામાં રમાનાં બીજા પાંચ તોલા સોનાની વિદાય પણ લેવાઇ ગઇ.

લક્ષ્મીદેવી એટલાં તો રૂઠયાં કે રામલાલને પૃથ્વીમાં સમાઇ જવાનું મન થઇ આવ્યું.

પણ રામલાલની આ ભયંકર માંદગીથી શુભ પરિણામ એ આવ્યું કે રમાના ચર્મ-ચક્ષુઓનાં પડળો ખુલી ગયાં અને દિવ્યચક્ષુની પ્રાપ્તિ વડે તે જોઇ શકી કે બધા અનિષ્ટનું મૂળ પોતેજ છે. ઉપરાંત રામલાલની માંદગી દરમ્યાન જેની જેની પાછળ પોતે પ્રાણ પાથરી ચૂકી હતી તેમાંનું કોઇપણ ચકલું ફરક્યું જ નહિં તેથી તેને જગતની સ્વાર્થમયતાનું સારૂં જેવું ભાન થયું.

ત્રણેક માસે રામલાલ તદ્દન કામ કરવા સશક્ત બની શક્યો ને ફરી નોકરી મેળવવા ભાગ્યશાળી થયો. તેજ દિવસે સાંજે રામલાલે અને રમાદેવીએ હનુમાન સમક્ષ શ્રીફળ વધેરી ગરીબાઇનાં વ્રત લીધાં.

રામલાલે રમાને કેટલાયે કડવાં વર્ષોને અન્તે આજે સપ્રેમ મીઠી ગોદમાં લીધી અને બોલી ઊઠયો, " રમા, આજે મારી જીવન-તિતિક્ષા ફળી ! વિકટ કોયડો સફળ રીતે ઉકેલાયો ! કોનો પાડ માનવાનો ? "

અને રમાના હાથથી અછો અછો વાનાં પામનારાઓ બધા મુક્ત કંઠે રમાને વગોવવા લાગ્યા, " આવું તે હોય ? રમાબેન તે જાણે રમાબેન જ નહિ. હવે તો ઊંબરે ચડીયે તો ચાયે નહિં ? "

મોઢે ચડી લવી જનારાને રમાબેને આવકું આવકું પકડાવ્યું, " રમા જગતની હતી, ઘરની ન હતી—પતિની તો નહોતીજ. આજે રમા ઘરની છે, પતિની છે. સ્વાર્થી જગતની તો બની શકશે તો બનશે. "

# ઠાકોર બહેનોનાં જીવન

લેખક : શ્રી. માલાજી મોતીજી ઠાકોર

આ કોમની વસતિ મહા ગૂજરાતમાં આશરે પાંચ લાખની હશે. આ કોમ પહેલાં સુખી હતી, સમૃદ્ધ હતી, શુરવીર હતી, ગૌબ્રાહ્મણપ્રતિપાળ કહેવાતી. જમીનદાર હતી, પણ ભરતી ઓટના નિયમે આ કોમ ભીખ માગતી થઇ છે.

પુરુષો એક ટકો, સ્ત્રીઓ ૦ ટકો કેળવણી પામેલ હશે ! આ કોમ ભરનિદ્રામાં છે. તેને જાગૃત કરવા, સચેત કરવા–સજ્ઞાન કરવા કોઇએ હામ બીડી હોય, એવું હું જાણતો નથી. કોણ જાણે શાથી ?

ઠાકોર કોમની સ્ત્રીઓમાં રૂપ છે. કેટલા સાત્વિક ગુણ પણ છે. ધર છે. સાહસ છે. મન છે. ભાવના છે. ઉત્કંઠા છે. વાસના છે. કહો તે ગુણો–અવગુણો છે. પણ તેને જાણનાર–તેનો અભ્યાસ કરનાર–તારનાર કોઇ નથી. જાણે સૌ કોઇ ધૃણાંની દૃષ્ટિથી આ કોમ પ્રત્યે ન જોતું હોય એમ લાગે છે.

નાનપણથી સારા સંસ્કાર મળતા નથી. તેની વિકાસની–તેના ભલાની–તેના જીવતરની માબાપ કશીજ પરવા રાખતાં નથી. ઘર ધંધામાં–ખેતીના ધંધામાં રાત દિ' માબાપ પરોવાએલાં રહે છે. માબાપ અસંસ્કારી હોવાથી, આડોસી પાડોસીની નિંદા–કૂથલી, કરવામાં કાળ ગાળે છે. આળસુ થઇ પડી રહે છે. પોતાનાં બાળકોને નથી ભણાવતાં, નથી સ્વચ્છ–સુઘડ રાખતાં. મેલથી, ગડ-ગુમડથી–લીંટથી મેલાં ઘેલાં રાખે છે. ફાટયાં–તૂટયાં કપડાં પહેરાવે છે.

બહેનોને નાની ઉંમરમાં પરણાવે છે. જેથી નૈતિક, આર્થિક, સામાજિક સ્થિતિ શોચનીય થાય છે. નાની વયમા, પગભર થયા પહેલાં વસ્તારી થાય છે. જેથી પોતાનું જીવતર કૂતરાની પેઠે પાર પાડે છે.

આ કોમના પુરુષો અમુક ટકા વ્યસની હોય છે. દારુ પીનારા, તોફાન કરનારા હોય છે. ઘણી દારુડીઓ હોય, તેવી સ્ત્રીનો ભવ બગડે છે. આખી જિંદગી પારાવાર દુઃખમાં પાર પાડવી પડે છે. ઘરમાં દાણા ન હોય છતા દારુડીઓ પતિ ખાવા માગે છે. કેમ રાંધ્યું નથી ? કેમ શાક સારું કર્યું નથી ? કેમ રાંધવામાં વા'ર થઇ ? કેમ પાતળું–જાડું રાંધ્યું છે ? કેમ મીઠું–મરચું ઓછું–વત્તું નાખ્યું છે ? વાંક હોય કે ન હોય પણ આવો પતિ બિચારી સ્ત્રીને પારાવાર મારે છે. "નબળો ધણી બૈરી ઉપર શૂરો" ઘરમાં દિવેલ ન હોય, છતાં રાત–અર્ધીરાત પોતાના ભાઇબંધોને–સગાંવ્હાલાંને ઘરમાં દારુ પાય છે. ખાવાનું કૂતરાં–બીલાડાં ખાઇ જાય છે. બૈરીને ઊજાગરા નાહક કરવા પડે છે. "જમવામાં જગલો ને કૂટવામાં ભગલો" એ ન્યાયે બિચારી સ્ત્રી દુઃખી થાય છે. બૈરીનું ઘરેણું દારુમાં ડૂલ કરે છે. છૈયાં–છોકરાંને ભૂખે મારે છે. પરિણામે સળગતો સંસાર.

જોગે જોગે કોઇ સ્ત્રીના નસીબે ભણેલો પતિ મળે છે, તો બાઇસાહેબ સ્ત્રી ઉપર રોફ મારે છે–ધમકાવે છે. કહે છે, કે તું તો ગમાર છે. ગાંડી રોઝ્ઝડ છે. તું મારા વિચારો નથી સમજતી, તને કોણ રાખે ? હું ગમે ત્યાંથી ભણેલી–સુધરેલી ગોતી કાઢીશ ! તું તારે રસ્તે પડ !

પતિ સમજુ હોય, જીવનસખીને પોતાની હરોળમાં લાવવા ઇચ્છતો હોય, તો અશક્ય

સ્ત્રી એટલી બધી અજ્ઞાન, એટલી બધી શરમાળ હોય છે, કે ભણવામાં શરમાય છે. મને પેલી મારી બેન શું કહેશે? બૈરાં તે વળી ભણતાં હશે? પતિ બધી પરિસ્થિતિ સમજાવે છતાં ઉઠું હું તો નઇ ભણું. મને તો ઊંઘ આવે છે. શરમ લાગે છે. તમે ભણેલા છો, એટલું ઓછું છે? મારે કયાં હાટ માંડવા કે નોકરી કરવા જવું છે?

ઠાકોર બહેનોનાં શરીર ગંધાતાં રહે છે. લૂગડાં વાસ મારે છે. જુ, લીખ માથામાં મઝા કરે છે. બકરાની માફક શરીર વાસ મારે છે. વાળને ઓળાવી-સમારી સ્વચ્છ ભાગ્યે જ રાખે છે. વાળનું ઠેકાણું હોતું નથી. ઢંગઢાળો હોતો નથી.

ઘરમાં, ખૂણે ખાંચરે, કોઠીઓ નીચે, વગેરે જગાએ ખૂબ કચરો ભરેલો હોય છે. બાવાં એટલાં બધાં હોય છે, કે જાણે રૂપેરી પડદો બાંધ્યો ન હોય! જોસથી પવન ફૂંકાય તો ઘરમાં ખાંસી થાય, એટલી ધૂળ ખરે છે-પડે છે. નાના મોટા જીવ જંતુઓનો વાસ હોય છે. ભીંતોમાં દર પાડેલાં હોય છે. તેમાં ઝેરી પ્રાણી ભરાઇ રહે છે. અનાજ લેવાનું ખળુ હોય તેનાથી એ ઘર ખરાબ હોય છે. ઘરમાં થુંકે છે. લીંટ નાંખે છે. ભીંતો ઉપર એટલું બધું લીંટ જોવામાં આવે છે કે જાણે ખડી-ચૂનાથી ભીંતો ધોળી ન હોય, પાણીઆરીનું, અભરાઇનું ચૂલાનું કંઇ ઠેકાણું હોતું નથી. પાણી વાંસી વાપરે છે. ગાળીને પીવાનો માવરો હોતો નથી. પાણીનાં વાસણો સાફ હોતાં નથી.

નાહી ધોઇને રાંધવાનો રીવાજ હોતો નથી. ભાગોળે જઇને-(દિશાએ) હાથ-પગ વાસણ માટીથી ધોવામાં આવતાં નથી. રાંધવામાં, ખાવામાં-પીવામાં કંઇ ખાસ કાળજી રાખવામાં આવતી નથી. સોના જેવું અનાજ ધૂળ કરી ખાય છે. મારા જેવો શિખામણ દેવા જાય છે, તો જવાબ મળે છે, કે ભાઇ તમે કહો છો, એવું વાણીઆ-બ્રાહ્મણને આપ્યું, આપણે તો જેમ તેમ. ઘણી સ્ત્રીઓને છીંકણી તાણવાની ટેવ હોય છે. નાકમાં છીંકણીના-લીંટના થર જામેલા જણાય છે.

અજ્ઞાન હોવાથી, પોતાના ધણીને, બાળકોને જોઇએ તેવું સુખ આપતી નથી. ધણીને ધમકાવે છે. ગાળો દે છે-હોસરો કૂટે છે. સિપાઇથી, બાવાથી, વાઘથી, માસ્તરથી કૂતરાથી રોતા બાળકને છાનું રાખે છે. ભગવાનનો દીવો-દેવતા કરતી નથી. દેવદર્શનાર્થે જતી નથી. રજસ્વલા ધર્મ પાળતી નથી. અજ્ઞાન હોવાથી જેમ તેમ જીવે છે.

વાવણી-કાપણી, ધાન પાણી લેતી વખતે જોડે જબરી જહેમત ઉઠાવે છે. કેટલી બહેનો કૂવો પકવે છે. ગાડાં હાંકે છે. બલ્કે પુરુષના જેવું કામ કરે છે. આખો દિ' ખેતરમાં કામ કરી, મોડી રાતે ઘેર આવી ખાવાનું કરે છે. મોડી રાતે ઊંઘે છે. પરોઢીએ ઊઠે છે. વાસીદા-પાણી કરે છે. ભાતુ લઈ ખેતરે કામ કરવા જાય છે.

આવી સ્ત્રીઓ નથી જાણતી સુખને, નથી જાણતી મોજમઝાને, નથી જાણતી આરામને કે શોખને. નથી જાણતી પોતાના ધર્મને, નથી જાણતી રાષ્ટ્રને, નથી જાણતી સ્ત્રી જીવનને, નથી જાણતી ભગવાનને, નથી જાણતી દેશને, નથી જાણતી નેતાઓને, નથી જાણતી અગ્રગણ્ય સ્ત્રીઓને, નથી જાણતી ગત-વર્તમાન કાળને.

આવી સ્ત્રીઓમાં કૂપમંડૂકતાનો પાર નથી. અજ્ઞાનતાની હદ નથી. દુઃખનો આરો નથી. છે પશુથીએ બદતર જીવન!

પ્રભો! આવી બહેનોને સુખી કરો!!

# રશિયન સ્ત્રીશક્તિ

[ સુરત સોવિયેટ મિત્રમંડળને આશ્રયે યુક્ત પ્રાંતોના જાણીતાં સ્ત્રીકાર્યકર શ્રી હઝરત બેગમે રશિયાની સ્ત્રીશક્તિ એ વિષય પર પ્રવચન કર્યું હતું. તેમાંનો કેટલોક રસિક માહિતીપૂર્ણ ભાગ નીચે આપ્યો છે. ]

રશિયાની સ્ત્રીઓ વિષે વાત કરતાં પહેલો પ્રશ્ન તેમના લગ્નજીવન વિષે ઉદ્‌ભવે છે. રશિયા વિષે જેને પૂરતી માહિતી નથી, માત્ર જે ઉપરછલ્લી વાત જાણે છે તેમનામાં ને તેને લીધે ઘણામાં એવી માન્યતા ઘર કરી ગયેલી છે કે રશિયામાં તો લગ્નનો રિવાજ જ નથી. સ્ત્રીપુરૂષ લગ્નજીવનમાં સ્વતંત્ર છે. ત્યાં બાળકનો પિતા કોણ હોય છે તે પણ નક્કી નથી થઇ શકતું વગેરે વગેરે. પરંતુ આ હકીકતો બિલકુલ વજુદ વિનાની છે. રશિયામા લગ્નનો રિવાજ છે. લગ્ન કરવાના ત્યાં બે પ્રકાર છે. એક તો મંદિર–ગિરજામા જઇ લગન કરવાનો ને બીજો આપણે ત્યાં સ્નેહલગ્ન–રજિસ્ટર્ડ લગ્ન થાય છે તેમ સરકારી દફતર લગ્ન નોંધાવવાનો. આ રીતે લગ્ન ન કર્યું હોય તેવી સ્ત્રી જો બાળકને જન્મ આપે તો તે બાળક તરફ ધૃણા બતારાતી નથી, બાળકને ગુનેગાર માની તેના તરફ બેદરકારી બતાવાતી નથી.

## ખોટી માન્યતાઓ

રશિયામાં સ્ત્રી પુરૂષોને છૂટાછેડા માટે એક સરખો જ હક્ક હોય છે. બંને વચ્ચે અણબનાવ થાય ને બંનેને છૂટાછેડા લેવા હોય તો તેમને સરકારમાં ખબર આપવી પડે છે. છૂટાછેડા માટેના કારણોની તપાસ થાય છે. તેમને સમજાવવામાં આવે છે, ને પછી જ બંનેના છૂટાછેડા સ્વીકારાય છે. ઘણા બનાવ એવા પણ બન્યા છે કે જેમાં સ્ત્રીપુરુષોએ છૂટાછેડા માટે અરજી કર્યા પછી તેમને સમજાવવામાં આવતાં ને અણબનાવના કારણો દૂર થતાં બંનેએ છૂટાછેડાની અરજી પાછી ખેંચી લીધી હોય. ત્યાં સ્ત્રીઓ સ્વચ્છંદી છે, મનફાવે ત્યારે પરણે છે ને મનફાવે ત્યારે છૂટાછેડા આપે છે એ માન્યતા ખોટા પૂર્વ-ગ્રહમાંથી જન્મેલી છે. કોઇ પણ સ્ત્રી કે પુરુષ તરફથી વારંવાર છૂટાછેડાનાં પગલાં ભરાય તો તેનાં ખરાં કારણોની ઊંડી ને છૂપી તપાસ થાય છે ને દોષિતને શિક્ષા કરવામાં આવે છે.

## ઘરકામ અને બાળકો

આપણે ત્યાં ઘરકામ કરવું એ ગુલામી મનાય છે ને જે રીતે આપણે ત્યાં ઘરકામ કરવામાં આવે છે તેમાં ગુલામી જ છે. પરંતુ રશિયામાં એથી ઊલટું છે. ત્યાંની સ્ત્રીઓ ઘરકામ કરે છે પણ સ્વેચ્છાએ, હોંસથી. માત્ર ઘરકામમાં જ એ રમઢોળાઇ રહેતી નથી. ત્યાં એવી સજ્જડ માન્યતા છે કે કોઇ પણ સ્ત્રી કે પુરૂષને કામ કર્યા વિના દેશમાં રહેવાનો–જીવવાનો હક્ક નથી. રશિયા વિષે એક ભ્રમ એવો છે કે ત્યાં બાળકના જન્મ પ્રત્યે બેદરકારી બતાવાય છે. પણ એમ નથી. બાળકના જન્મપ્રસંગે આપણી માફક જ ત્યાં પણ આનંદમંગળ વરતાય છે, એટલું જ નહિ પરંતુ દસ બાળકની માતા થનાર સ્ત્રીને જાહેર સન્માન મળે છે ને છાપાં દ્વારા મુબારકબાદી અપાય છે.

રશિયન સ્ત્રી કામે જાય છે ત્યારે આપણે ત્યાં બને છે તેમ બાળકોને ગમે તેને ભરોસે

છૂટાં રવડતાં મૂકી જતી નથી. બાળકોને માટે ખાસ વિશ્રામખાનામાં દરેક પ્રકારની સગવડ હોય છે. ત્યાં દાકતર, નર્સ, રમત-ગમતનાં સાધનો ચોપડીઓ વગેરે બધું જ હોય છે. સ્ત્રીને પ્રસૂતિ પછી ખાસ રજા મળે છે. જે સ્ત્રીઓ ખાણુમાં કામ કરે છે તેમનાં બાળકો માટે યુનિયનો તરફથી વ્યવસ્થા હોય છે.

**અનોખું સંગ્રહસ્થાન**

ધનસંચયનું કારણ ભાવિ હોય છે. ભવિષ્યમાં પોતાનું પોતાનાં સ્ત્રી-બાળકો વગેરેનું શું થશે એ વિચારે જ માણસોને ધનસંચય કરવો પડે છે ને કરે છે. દુનિયામાં જ્યાં જ્યાં સોશિયાલિઝમ નથી ત્યાં ત્યાં ધનસંચયનું કારણ એ જ છે. રશિયામાં એ સ્થિતિ નથી. ત્યાં કોઈને પણ ભવિષ્યની ફિકર હોતી નથી.

ત્યાંના સંગ્રહસ્થાન ખૂબ મઝાનાં હોય છે. માત્ર નવરાશની ઘડીએ જોવાં પૂરતાં જ એ નથી હોતાં. ત્યાં સારામાં સારું શિક્ષણ મળે છે. મોસ્કોમાં ખાસ બાળકો માટેનું એક સંગ્રહસ્થાન છે. દુનિયાભરમાં નમૂનેદાર ગણાય એવું. કોઈ પણ દેશના બાળકને તે આકર્ષ્યા વિના ન રહે. આપણે ત્યાં ભૂગોળ શિખવાય છે. તેમાં નદી ને પર્વતોનાં નામો ગોખાવવામાં આવે છે. દેશપરદેશની ખનીજ ને ખેતીની પેદાશ, ઉદ્યોગધંધાઓ બાળક પાસે ગોખાવવામાં આવે છે. બાળક આમાંનું ઘણું બધું જ ભૂલી જાય છે. જે તે ગોખે છે તે પરિક્ષા પાસ થવા પૂરતું જ હોય છે. પરીક્ષા થાય છે, બાળક બીજા વર્ગમાં જાય છે ને તે વાંચેલું ભૂલી જાય છે, ને બીજા વર્ગની પરીક્ષા પાસ થવા માટે નવું વાંચવા માંડે છે. પણ મોસ્કોનું આ પ્રદર્શન બાળકને અભિનવ રીતે ભૂગોળ શીખવે છે. એ સંગ્રહસ્થાનમાં એક નકશો છે. તેમાં ખેતીની પેદાશવાળા વિસ્તારોના ભાગ આપ્યા છે ને દરેક પાકવાળા પ્રદેશમાં ઝીણી ઝીણી વીજળિક બત્તીઓ રાખવામાં આવી છે. બાળક ઘઉંના નામવાળું બટન દબાવે એટલે જ્યાં જ્યાં ઘઉંનો પાક થતો હોય ત્યાં ત્યાં વીજળી દીવા ઝબકી ઊઠે ને બાળક તરત જ સમજી જાય કે દુનિયાના અમુક અમુક ભાગમાં ઘઉં થાય છે. બધા પાક માટે એવી જ વ્યવસ્થા.

### 'એનું નામ સાડી!'

હું રશિયા ગયેલી તે વખતની વાત છે. મોસ્કોના બાળકોના સંગ્રહસ્થાનના સંચાલકને મારા આગમનની ખબર પડી. તેમણે મને આમંત્રણ આપ્યું ને કહ્યું: "આપના આગમનથી અમને ખૂબ હરખ થયો છે. આપ જોશો કે અહીં જુદા જુદા દેશનાં સ્ત્રીબાળકો વગેરેના પહેરવેશ છે પણ હિંદુઓનો નથી. આપ એ બનાવી આપશો તો ઘણો આનંદ થશે."

મેં જુદા જુદા ઢીંગલા ઢીંગલીઓને પહેરાવેલા દેશપરદેશના ચિત્રવિચિત્ર પહેરવેશ જોયા. એક કપડાનો ચીરો લઈ મેં એક ઢીંગલી પરસાડી માફક વીંટાળી આપ્યો ને કહ્યું: "આ હિંદી સ્ત્રીઓનો પહેરવેશ."

ત્યાં હાજર રહેલાં નવાઈ પામ્યાં: "આપ તો અમારી મજાક ઉડાવો છો! ભલા, આમ એક કપડાના લાંબા પાટથી તે પહેરવેશ થઈ જતો હશે?"

મેં જ્યારે તેમને સમજ પાડી કે અમારે ત્યાં મોટા ભાગની સ્ત્રીઓનો પહેરવેશ આ જ છે ને સાડી કહેવાય છે. ત્યારે તો તેઓ જાણે આશ્ચર્યમૂઢ થઇ ગયાં.

—હઝરત બેગમ

### પ્રત્યક્ષ પદાર્થપાઠ

એ સંગ્રહસ્થાનમાં એક નાનું સરખું છાપખાનું છે. તેમાં બીબાં કેમ ગોઠવાય, કેમ છપાય તે બધું બાળકો જાતે કામ કરીને શીખે છે. ને થોડીજવારમાં પોતાનાં નામ, સરનામાં કે એવું કંઇક છાપી જાય છે. વિજ્ઞાન શીખવાની પણ એવી જ વ્યવસ્થા છે. આગગાડીનું નાનું સરખું રમકડાં જેવું યંત્ર બેચાર ડબ્બાઓ સાથે હોય છે, તેમાં કોલસા પૂરવાથી માંડીને પાણીની વરાળ થાય ને એન્જિન ચાલવા માડે ત્યાં સુધીની બધી જ ક્રિયાઓ બાળકો જાતે અખતરો કરીને સમજે છે. આ રીતે ત્યાં બાળકોને બધું જ્ઞાન પ્રત્યક્ષ પદાર્થપાઠની ઢબે મળે છે. ને બાળક શાળા મહાશાળાનું શિક્ષણ મેળવે તે પહેલાં આનંદપ્રમોદમાં જ ઘણું શીખી જાય છે.

### પચીસ વરસ પર

પચીસ વરસ પહેલાનું રશિયા આજના હિંદ જેવું જ હતું. તે વખતે ત્યાં જ એક હજારમાં માત્ર પાંચ સ્ત્રીઓ ભણેલી જોવા મળતી. આજે આપણે ત્યાં ઘણી નાતોમાં જેમ વરકન્યાનાં વેચાણ થાય છે તેમજ ત્યાં પણ કન્યાનું વેચાણ થતું. સ્ત્રીઓ ઘરની ગુલામી કરવાને જ સર્જાઇ છે એમ સર્વત્ર માનવામાં આવતું. ત્યાંની તે વખતની મુસ્લિમ સ્ત્રીઓની દશા તો ખૂબ જ બદતર હતી. પડદાનો રિવાજ સખ્ત હતો. સ્ત્રીઓને અધિકાર આપવાની જે કોઇ વાત કરતું તેનો ઘોર બહિષ્કાર કરવામાં આવતો. એટલું જ નહિ પણ ધાકધમકી, મારપીટ ને ખૂનરેજી પણ એ કારણે થતાં. મુલ્લાંઓ મસ્જીદમાં સુધારકો વિરુદ્ધ ભાષણો આપતાં ને એવો વિરોધ કરવાથી સ્વર્ગ મળશે એવો જાહેર ઉપદેશ પણ આપતાં. એ સ્ત્રીઓમાં પ્રચાર માટે તેમના જેવા બનવું પડતું. પડદો પહેરીને તેમનામાં ઘૂમવું પડતું. એ કાર્ય માટે એક ખાસ સિનેમા થિયેટર હતું. તેમાં એક વાર સભા યોજાઇ હતી. એ સભામાં ત્રણેક હિંદી પુરુષોએ ભાગ લીધો હતો. સભાના વ્યવસ્થાપકોએ હિંદી મહેમાનોને કહ્યું: " અમારી બહેનોને કંઇક સંદેશો આપશો તો આભાર થશે. "

મહેમાનોએ તેમની માગણી મંજુર રાખી. વિશ્રાંતિ પછી ત્રણે હિંદીઓ મંચ પર ગયા. ને એક ભારે નવાઇભર્યો બનાવ બન્યો. ત્રણ કાળા મરદોને જોઇને સભામાં કોલાહલ મચી ગયો. સ્ત્રીઓએ ભારે કિકિયારી કરી મૂકી ને ચપોચપ બધી સ્ત્રીઓએ કાળા બૂરખા વડે પોતાના મોઢાં ઢાંકી દીધાં.

હિંદી મહેમાનો આશ્ચર્યમુગ્ધ બન્યા. આ શું બની ગયું તે એકાએક તેઓ કળી શક્યા નહિ. જ્યારે તેમને ખબર પડી કે રશિયન સ્ત્રીઓ પડદો પાળે છે ને પુરુષોને પોતાનાં મોં બતાવતી નથી ત્યારે એ મહેમાનોની નવાઇનો પાર ન રહ્યો. આ બહેનોને સંદેશો આપવો તેમને ભારે પડયો. તેમણે દિલગીરી બતાવતાં માફી માગી જણાવ્યું: " સભાના વ્યવસ્થાપકોએ અમને રશિયન બહેનોને સંદેશો આપવા વિનંતી કરી છે. પરંતુ અમે ખરેખર મુંઝવણમાં પડયા છીએ કે અમારે સંદેશો તે કોને આપવો ? અમને આ પરિસ્થિતિની ખબર હોત તો અમે વ્યવસ્થાપકોની માગણી જ ન સ્વીકારી હોત. રશિયન બહેનોનું કોઇ રીતે અપમાન કરવાનો અમારો આશય નથી જ. જો આથી એમનાં દીલ દુભાયાં હોય તો અમે માફી માગીએ છીએ. "

ત્રણે મહેમાનો મંચ પરથી ઊતર્યાં તે પછીથી જ ત્યાં પૂરી શાંતિ સ્થપાઇ.

---



બહેનોના સધિયારે ફરવા જતા ગાંધીજી



જેમના હસ્તાક્ષરોને બહેનો પણ અમૂલ
બક્ષીસ લેખે છે.



સમૂહપ્રાર્થનાનું દૃશ્ય



પ્રાર્થનાસમયે બે ગાંધીઓની બેલડી



ગ્રામસેવા તાલીમ વર્ગને ગાંધીજીનું ઉદ્બોધન

[ બ્લોક્સ 'પ્રવાસી'ના સૌજન્યથી

# ગાંધીજીનું સાન્નિધ્ય સેવતા મહાબળેશ્વરનાં સંસ્મરણો

લેખક : શ્રી. રામરાવ

મેઘનગરીના કો મંત્રમુગ્ધ પ્રદેશમાં મહાત્માજીની શિબિર આવી હોય એવો ખ્યાલ મહાબળેશ્વરના ઉન્નત શિખર પર શોભતા 'મોરારજી કેસલ' ને જોતાંજ આવે.

એટલું હુયુ તો એ શિખર છે કે ક્ષણે ક્ષણે થતા અભ્રના અભિસાર, વાદળીઓની સંતાકુકડી અને એ સૌને વિલાસિત કરતાં સૌદામિનીનાં સુવર્ણતેજ વેરતાં કાવ્યપ્રેરક રંગનર્તનો ત્યાંના વાતાવરણને અપાર્થિવ દસ્ય-ભાવથી ભરી દે છે.

આ માત્ર રૂપક નથી—સત્ય દર્શન છે. 'દૃશ્યો' 'વિહારશૃંગો' 'પગથીઓ' ને 'પગદંડીઓ' મહાબળેશ્વરની આકર્ષક વિશિષ્ટતાઓ છે. અને બાપુજીના નિવાસે એમાં નવીનતાના રંગો પૂર્યા છે. નિયમ પ્રમાણે બાપુજી 'કેસલ'થી 'એબિંગટન પોઇન્ટ' સુધી ફરવા જાય છે. 'એબિંગટન પોઇન્ટ!' કેટલું કઢંગું નામ! આખુંય મહાબળેશ્વર એક સુંદર અને સુરમ્ય ચલચિત્રસમું એજ શૃંગ (પોઇન્ટ) પરથી પ્રેક્ષકની નજરે પથરાય છે અને અનિર્વાચ્ય રેખા અને ગતિથી એની મધુર ભાવસૃષ્ટિ ગૂંજી ઊઠે છે. શૃંગોની સુંદર હારમાળા અને આખાય માર્ગને શણગારતી સુશોભિત વૃક્ષરાજી, તોફાની કિશોર સમા કૂદતાં નાચતાં સંતાતા અને ફરી ફરીને વિંટળાઇ વળતા વાદળોના મુક્ત-વિહાર મહાબળેશ્વરની મહત્તાને મહાન કરે છે અને મધુર પણ બનાવે છે. માધુર્ય અને મહત્તાનું એ રમ્ય અને ભવ્ય મિલન મહાત્માજી રોજ રોજ સસ્મિત નિરખે છે, અને ત્યાંની જનતા એ બંનેને સ્નેહ અને પૂજ્યભાવે નિહાળે છે.

*

...પણ મહાત્માજીને રખે કોઇ ખલેલ કરે એવો સતત ખ્યાલ એમના કર્તવ્યનિષ્ઠ અંગરક્ષક શ્રી સુશીલા નાયર રાખે છે.

વધારેમાં વધારે, અને સારામાં સારી વાતચીત તો ફરવા જતાં જ થાય, પણ સુશીલાબેનની કૃપા મળે તોજ એ તક મળેને! પત્રકારો તો સ્વભાવિક રીતેજ બાપુજી સાથે બે શબ્દોની આપલે કરવા ક્યારેક તક મળે એ માટે ટાંપીજ રહ્યા હોય. સુશીલાબ્હેનની નજર ચૂકવ્યેજ છૂટકો. કારણ કે બાપુજીની સાથે કરેલા શબ્દ વિનિમયના આલેખનનું પત્રકારની દૃષ્ટિએ કેટલું બધું મહત્વ છે એ કોણ નથી જાણતું? શ્રી પ્યારેલાલે એના મૂલ્યાંકન સવિશેષ આંક્યાં છે. પણ એ વાર્તાલાપની તક મેળવવી એમાંજ પત્રકારની સાચી અને કપરી કસોટી છે! બાપુજીની શાંતિ અને સ્વસ્થતા જાળવવાનું કાર્ય સુશીલાબેન કરે છે. અને તેઓ એટલાં તો કુશળ અને કર્તવ્યનિષ્ઠ અંગરક્ષક છે કે સૌ કોઇ જાણ્યે અજાણ્યે સાવધ રહેજ. એમની ચોકી ચુકવવી સહેલી નથી.

*

જ્યારે શ્રી પ્યારેલાલ એ દૃષ્ટિએ પત્રકારોને વધારે ઠીક પડે છે. બાપુજી પાસે પહોંચી જવાની જોઇતી સગવડ ઘણીવાર એઓ હોય ત્યારે મળી જાય. અને એ ઉપરાંત એમની સાથે ય જોઇએ તેટલી વાતો પેટ ભરીને કરાય. રાજકીય વિષયો પર એઓ વાત કર્યા જ કરે. એમનો ભંડાર અખૂટ છે. હોય જ! વિશ્વને એક સ્વમાંત સમજી એના એકેએક નાના મોટા

પ્રશ્નો નિરખનાર ને ઉકેલનાર બાપુના એ સાચા રહસ્યમંત્રી પાસે વાતો અને વિષયો કયાંથી ખૂટે ? અંગ્રેજી અને ઉર્દુ કાવ્યોના અવતરણો રહી રહીને એમની વાતચીતમાં સંભળાય. ભૂતકાળના ભવ્ય પ્રસંગો પરથી એકાએક અજબ ગતિથી વર્તમાનના પ્રસંગો પર ઉતરી પડે, અને આંખનાં પલકારામાં બન્નેને ખૂબીપૂર્વક સાંકળી દે. ઘણીવાર કેટલાંક સામાન્ય દરદ અને દુખાવાના ઇલાજ અને ઔષધ એઓ દેખાડે પણ સાથે સાથે 'મહાવ્યાધિ' નિવારણ માટે યોજાતા 'મહાપ્રયોગ'નું સૂચન ભૂલેચૂકે પણ ન જાય એનીય ખાસ કાળજી રાખેજ.

*

મહાન રાજદ્વારી વિષયો સિવાય અનેકાનેક વિષયો ફરવા જતી વખતે બાપુજી હસતાં હસાવતાં ચર્ચે છે. વાતો જેટલી સંક્ષિપ્ત તેટલી જ સુંદર. સતત રાજકીય વિચાર રે ઘેરાયલા માનસને આવી હળવી તો ખરે ચેતનપ્રેરક નિવડે. એમાનાં કેટલાંક સંસ્મરણો નોંધનીય છે.

'તત્સમ' અને 'તદ્ભવ' જેવા વ્યાકરણના કેટલાંક સૂક્ષ્મ પ્રશ્નો બાપુજી એક બાળાને સમજાવતા હતા...ઘણાય વખતથી વિસરે પડેલા એ નિયમો અમારા સ્મરણે તાજા થયા. ગાંધીજીની એ એક અનોખી જ રીતી હતી.

*

શસ્ત્રક્રિયા વિના 'એપેન્ડસાઇટીસ'નો વ્યાધિ મટાડી શકાય છે એ વિષય પર એક વૈદ્ય સાથે ગાંધીજી ગંભીર ચર્ચા કરતા હતા. એ ઘણી જ શાસ્ત્રીય ચર્ચા હતી.

બનતાં સુધી એઓ અંગ્રેજીમાં વાત કરતા નથી. કોઇને ગુજરાતી કે કોઇને હિંદી ન આવડતું હોય તો જ ન છૂટકે અંગ્રેજી બોલે. કોઇને મરાઠી આવડતું હોય તો અંગ્રેજીને બદલે મરાઠી ભાષા વાપરવાનું કહે. પોતે મરાઠી સારી રીતે સમજી શકે છે. માત્ર બોલી શકતા નથી.

એમની સાથે ફરવા જવું એટલે રમુજી પ્રસંગોની પરંપરા જોવી. ઘણા ગાડીમાં કે મોટરમાં જતા લોકો, બાપુજીને રસ્તે જતા જોય કે, તરત જ ગાડી કે મોટર અટકાવે, બહાર નીકળે અને વંદન કરે. આ શિષ્ટ દેશની એ પ્રથા છે. પૂજ્ય વ્યક્તિઓના દેખતાં વાહનમાં જતાં એમને કંઇક ક્ષોભ થાય છે. એક દિવસ એવું બન્યું કે એક ગાડીવાળો ધમધમાવીને ગાડી હંકારતો હતો પણ એટલામાંથી દૂરથી શેઠે અને શેઠાણીએ બાપુજીને જોયા. એકદમ ગાડી અટકાવવા એમણે હુકમ કર્યો અને ગાડીવાળાની ભૂલને માટે ખરા દિલથી માફી માંગી પણ તરતજ-મહાત્માજીનો લાક્ષણિક ઉત્તર સંભળાયો, "રસ્તો આપનો છે. હું તો એક ખૂણામાં રહેનારો છું !"

*

એક દિવસ એમજ એક ગાડી ઝડપભેર અમારી પાસેથી પસાર થઇ ગઇ. કોઇ દેશી રાજાની એ હતી. મને થયું તો ખરું કે રાજાએ ગાડી અટકાવી વંદન કરવા જોઇતાં હતાં, પણ તરતજ ખ્યાલ આવ્યો કે કદાચ કોઇ સરકારી જાસુસ એની ચાડી કરે તો ! ઘણીય 'બોબ્ડ' કરાવેલા વાળવાળી, હોઠ પર લીપસ્ટીકના લાલચોળ લપેડા કરીને ફરવા જતી ફક્કડ છોકરીઓને પ કંઇક ખમચાઇને બાપુજીને વંદન કરતાં મેં જોઇ છે. ઘણીજ રમુજ એ પ્રસંગે આવે છે.

*

આવા તો અનેકાનેક પ્રસંગો છે, પણ ખરા અને હૃદયના શુદ્ધભાવ વ્યક્ત કરતા પ્રસંગો તો છે શ્રમજીવીઓના. એક સાંજે

આઠેક મજૂરો એમના ઓજારો વગેરે બાજુએ મૂકીને બાપુજીની રાહ જોતા રસ્તે ઉભા રહ્યા હતા. અને બાપુજીને જોતાંજ બધાંએ તરતજ સાષ્ટાંગ દંડવત કર્યા. એમના નાયકે કહ્યુ "બાપુજી, શું કરીએ ? આખો દહાડો પેટનો આ ખાડો પૂરવા અથાગ મજૂરી કરવી પડે છે અને મન તો ઘણુંય થાય તો ય તમારી પ્રાર્થનામાં અવાતું નથી. 'ધન ભાગ્ય' હમારા કે આજે વળી આપનાં 'દરશન થયાં' કેટલો નિર્મળ પૂજ્યભાવ ! ! કોણ કહેશે કે મજૂરોને મહત્તાની પારખ નથી ! જ્યારે આથી છેક ઉલટો પ્રસંગ સાથે સાથે સાભરે છે. બાપુજી જતા હતા, એજ રસ્તે 'અપ–ટુ–ડેટ' પહેરવેશમાં અંગ્રેજની જીવતી આવૃત્તિ સમા એક હિંદી સજ્જન સામા મળ્યા. એમણે છટાપૂર્વક એમની 'હેટ' ઉંચી કરતાં "ગુડ ઇવનીંગ"નો વિદેશી શિષ્ટાચાર કર્યો. શા માટે આપણે આવા વિદેશી ચાળાઓ કરવા જોઇએ ? એ શિષ્ટાચારના જવાબમાં બાપુજીએ દેશી ઢબે હાથ ઉંચા કર્યા. એક વિદેશી યુરોપીય યુવતી 'એબિંગ્ટન પોઇન્ટ' પર અમ્હેં જોઇ. સૌનું ધ્યાન ખેંચતી એ એક તરી આવતી વ્યક્તિ હતી. પણ બાપુજીને જોતાં જ એ એમને સત્કારવા ઉભી થઇ અને વંદન કર્યા. પછી એના ભરતના કાર્યમાં લીન બની.

*

હરિજન ફાળા માટે અમે પત્રકારોએ રમુજી પ્રયોગ કર્યો હતો. ગાંધીજીને એકાએક એક બ્હેન મળવા આવ્યાં હતાં અને એમણે પૂછ્યું કે બાપુજી તમે મને ભૂલી ગયા છો કે ઓળખો છો. ગાંધીજીની સ્મરણશક્તિ તો બેશક અદ્દભૂતજ છે. પણ અઢાર વર્ષે મળેલાં આ બ્હેનને કેવી રીતે ઓળખવાં એ પ્રશ્ન એક કોયડા જેવો જણાયો. આ બ્હેને અમારા મંડળને એક દિવસે સરસ કાવ્ય સંભળાવી સૌને આનંદ આપ્યો. બીજે દિવસે સાહિત્ય પર કેટલુંક મનનીય વિવેચન કર્યું. ત્રીજે દિવસે અંગ્રેજી કાવ્યો સંભળાવ્યાં ને તે પણ જરાય અટકયા વગર અમે તો જોતાજ રહ્યા. કેટલી વિપુલ સ્મરણશક્તિ ! આવી સંસ્કારી અને વિદુષી સ્ત્રી વિષે પત્રોમાં ઉલ્લેખ કરવા અમે અધીરા બન્યા. પત્રકારો આવા સંદેશાઓ કેવી રીતે જતા કરે ? પણ મુશીબત એ ઉભી થઇ એ બને શી રીતે ? આ બ્હેન એમનું નામ જણાવે નહિ. પત્રકારોની શક્તિનો પરચો આપવાનો અમે પણ નિશ્ચય કર્યો. અમે નામ શોધી કાઢયું અને એમને જણાવ્યું. આશ્ચર્યથી એઓ પણ સ્તબ્ધ બની ગયાં. પણ કોઇ પણ ભોગે એમને પત્રની અજવાળી દુનિયામાં આવવું ન હતું. નામ છુપું રાખવાની અને જાતે ગુપ્ત રહેવાની એમણે ઉત્કટ ઇચ્છા બતાવી. પણ અમે આ મૌન માટે 'લાચ' આપવાનો અણસારો કર્યો. તરતજ એમણે પચ્ચીસ રૂપીયા હરિજનફાળા માટે ગણી આપ્યા ! ! શરતભંગનો આરોપ ન આવે એટલા માટેજ એમનું નામ અત્યારે પ્રકટ કરાતું નથી. બેશક, શરતની મુદત નક્કી કરી નથી અને અમે છટકબારી રાખી છે. વખત આવ્યે વાત.

*

પ્રાર્થનામંડળ ઘણું જ લોકપ્રિય બની રહ્યું છે. કેટલાક મુસ્લીમો પણ સામેલ થાય છે પણ ઘણાખરા મરાઠી જાણે છે અને મહારાષ્ટ્રના કાવ્યોમાં વધારે રસ લે છે. મુસ્લીમ પ્રાર્થના પણ એમને ઘણી ગમે છે અને સાયં પ્રાર્થનામાં એ પ્રાર્થનાઓ ખાસ હોય છે. હિંદુ વર્ગમાં ઘણા ખરા તો શ્રમજીવીઓજ હોય છે અને તુકારામના ભજનની ધૂન સાંભળતાં એમનાં હૃદય ડોલી ઉઠે છે. એ ડોલન એમની નિર્મળ મુદ્રાને સવિશેષ મધુર અને મુગ્ધ બનાવે છે. યુરોપિયનો દૂર

દૂરથી આ દૃશ્ય જોયા કરે છે. આ પંથમાં ભળવાની રાહ જોતા હોય એમ લાગે છે.

•

મોગરજી કેસલ ઉપર આવતા, અદ્રશ્ય થતા, અશરીરી પેઠે, રાજકીય પ્રસંગો પણ દૂર દૂર રહે છે. મળવા આવનાર થોડાકજ હોય છે; ટપાલ પણ કંઇક હલકી બની છે. વર્તમાનપત્રોની કંડિકાઓ યુરોપીય વિગ્રહની વાતોથી ભરપૂર હોય છે તેમજ શુદ્ધ ધમડકા સાથે લંડનમાં વાવેલની વાતોના ધમડકાનીય હકીકતો અનેક રંગે ચમકે છે. નથી તો એ હકીકતોમાં હર્ષ શોક કે આશ્ચર્ય. બાપુજી આખોય દિવસ વાંચ્યા કરે છે, અને એમની એજ લાક્ષણિક રીતે મહાપ્રશ્નોના મનન અને મંથન કરતા નજરે પડે છે અત્યારે કોઇ નવી યોજનાઓના આલેખન માટે અવકાશ કે આવશ્યકતા પ કયાં છે? પણ અમે "ધરી"ના ફરતાં ચક્રોની લીલા નિહાળીએ છીએ. જો કે તેમાંય શિથિલતા તો દેખાય છેજ. કદાચ વૈશાખના કૃષ્ણ પક્ષમાં કંઇક પડદા ઉંચકાતા કંઇક નવા રંગીન દૃશ્યો વિશ્વની વિશાળ રંગભૂમિ પર જોવાનાં મળશે.

( "પ્રતાપ")

---

# શાકભાજીનું ગુણદર્શન

લીંબુ : પાચક, પિત્તનાશક, કૃમિશામક, લોહી શુદ્ધ કરનાર.
શેરડી : દાંતના પેઢા મજબુત કરનાર, લોહી શુદ્ધ કરનાર.
કોબીજ : દાંતના પેઢા મજબુત કરનાર.
મૂળા : લોહી વિકાર ઉપર.
મોગરી : લોહી વિકાર ઉપર.
બટેટા : સખત મજુરી કરનાર માટે.
સકરીયા : સખત મજુરી કરનાર માટે.
સરગવો : યકૃતને ઉત્તેજક, આંખનું તેજ વધારે.
તાંદળજાની ભાજી. કૃતને ઉત્તેજક, આંખનું તેજ વધારે.
મેથીની ભાજી : વાયુહારક, પાચક.
રીંગણા : સારક ને ઉષ્ણ-પાચક.
ભીંડા : પ્રમેહ માટે.
કાકડી : મુત્ર વિકાર માટે ઉપયોગી.
સુરણ : કાળજાના રોગ ઉપર.,
ડુંગરી : પુષ્ટિકારક.
લસણ : વા ને ક્ષયના પર ખાવા લાયક
દુધી : માંદાને લાયક.

---

# બ્હેનોએ કદી વિચાર્યું છે?

લેખિકા :
શ્રી. જ્યોત્સ્નાબેન શુક્લ

આ અંકમાં 'ગાંધીજીનું સાન્નિધ્ય સેવતા મહાબળેશ્વરના સંસ્મરણો' નો એક અહેવાલ છપાયો છે. એમાં એક પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે જેમાં ગાંધીજી એક મોટરવાળા શેઠીઆને કહે છે "રસ્તો તમારો છે, હું તો ખુણામાં રહેનારો છું!"

મને આ વાંચીને હસવું આવ્યું. ગાંધીજી ખુણામાં રહેનારા છે? મહાબળેશ્વરના રમણીય 'મેઘનગર'માં એ કાયમ નથી વસતા એ ખરૂં, પણ ખુણામાં પડેલા સેવાગ્રામની ઝૂંપડીમાં એ બેઠા હોય છે ત્યારે જગતની દૃષ્ટિ એ ઝૂંપડી તરફ જ હોય છે એનું શું? લાખો માનવીઓનાં હૃદયના તાર ઝણઝણાવનાર વ્યક્તિ, દુનિયાભરના રાજપુરૂષો અથવા ફક્ત રાજપુરૂષો જ નહીં પણ ધર્મ, સંસ્કૃતિ, કલા, શિક્ષણ, સાહિત્ય, સમાજશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર વગેરે વગેરે પ્રત્યેક વિષયની નિષ્ણાત વ્યક્તિઓ જેના તરફ એ શું કહે છે અને શું કરે છે એ જાણવા માટે મીટ માંડી રહે છે તે વ્યક્તિ ખુણામાં રહે છે એમ કહેવું એ બરાબર છે–સાચું છે? ગાંધીજી પણ કોઈ કોઈ વાર કેવું હસવા જેવું બોલે છે?

## ગંભીર સત્ય

ના, ના; આ હસી કાઢવા જેવું નથી. મહાપુરૂષોના સહજ બોલાયલા શબ્દોમાં પણ ભારે રહસ્ય સમાયલું હોય છે. એ રમુજમાં બોલાયા હોય, કટાક્ષમાં બોલાયા હોય, અંતરના ઉકળાટથી બોલાયા હોય, હેતુપૂર્વક બોલાયા હોય, ગમે એમ હોય પણ એ પોકળ શબ્દો નથી હોતા. આ દૃષ્ટિએ જોતાં "હું ખુણામાં રહેનારો છું" એ શબ્દોનો અર્થ સમજવા બેસીએ તો હૈયું થંભી જાય એવું ગંભીર સત્ય એમાં ભરેલું છે.

સત્ય, પ્રમાણિકતા, દયા, પ્રેમ, માનવતાનો રસ્તો એ ગાંધીજીનો રસ્તો છે. આજે આ બધાં સાત્વિક તત્ત્વો પર અસત્ય, દગો, નિર્દયતા, દ્વેષ વગેરેનું માયાવી આવરણ છવાયું છે અને સૌ કોઈ એની જ પૂજા કરી રહ્યું છે. એટલે ગાંધીજી કહે છે કે 'હું ખુણામાં પડેલો છું' ત્યારે જાણે એમ લાગી જાય છે કે આજના માનવીએ દરેક સાચી અને સુંદર વસ્તુને ખુણામાં ધકેલી દીધી છે!

ગાંધીજીની વાત જવા દઈએ; ઈશ્વરને પણ આપણે ખુણામાં નથી ધકેલી દીધો? ઈશ્વર એટલે મહાદેવ, ગણપતિ કે રામ કૃષ્ણની મૂર્તિની વાત હું નથી કરતી. પણ જે ચૈતન્ય શક્તિ વિશ્વની વ્યવસ્થા ચલાવી રહી છે એને ઓળખવાનો ને એના નિયમો સત્ય, પ્રેમ, માનવતાને અનુસરવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ? ના, એ બધાંને આપણે ઠોકરે મારીએ છીએ અને કોઈ પણ રસ્તે સુખ–વૈભવ મેળવવાનાં વલખાં મારીએ છીએ. આ રીતે સત્ય ને માનવતા રૂપી ઈશ્વરને આપણે ખુણામાં ધકેલી દીધો છે.

## કથા–વાર્તા, દેવ–દર્શન

કોઈ કહેશે "ઈશ્વરને ખુણામાં ધકેલી દીધો છે" એમ કહેવું એ ધાર્મિક બ્હેનોના પર આક્ષેપ કરવા જેવું છે. આટઆટલાં પાઠપૂજા, આટઆટલાં દેવદર્શન, આટઆટલી કથા–વાર્તાઓ, વ્રત નિયમો બહેનો કરે છે છતાં યે ઈશ્વરને ખુણામાં શા માટે જવું પડે? પ્રશ્ન છેક નાંખી દેવા જેવો નથી. ધર્મનું રક્ષણ કોઈ પણ કરતું હોય અથવા કરી શકે એમ હોય તો એ બહેનો જ છે એ પણ સાચું છે. પણ ધર્મ એટલે શું આટલું જ? પાઠપૂજા, કથાશ્રવણ, દેવદર્શન

તાપીસ્નાન વગેરે વગેરે, એટલો જ ફક્ત ધર્મ છે ?

ના, ના; ધર્મ એટલે એથી કૈંક વધારે અથવા એથી ઘણું વધારે છે. આ બધું બહુ અગત્યનું ગણીએ તો પણ એ બધાં ધર્મનાં બાહ્ય અંગો છે. એ દરેકમાં ઉંડાં રહસ્ય હોય છે, દરેકને માટે આપણે કૈંક વર્તનમાં મુકવાનું હોય છે; એ જો ન સમજીએ અને તે પ્રમાણે ન કરીએ તો આ બધાંનો પણ ખરેખર કંઇ અર્થ નથી.

એક ઉદાહરણ લઇએ. આપણે પરસ્પર રામ રામ કે જેશ્રીકૃષ્ણ કહીએ છીએ. એક વ્યક્તિ કહેશે "રામ રામ" સામેની વ્યક્તિ પણ તરત કહેશે "રામ રામ," અથવા જેશ્રીકૃષ્ણ કે એવુંજ કૈંક. આનો શો અર્થ છે ? જયજય, નમસ્તે, સલામ વગેરેને બદલે સામી વ્યક્તિના તરફનો સદ્‌ભાવ દર્શાવવાને માટે આ આપણુ બોલીએ છીએ એ તો ખરૂંજ; પણ માત્ર એટલુંજ નથી. જ્યારે આપણે પરસ્પરને રામ રામ કે જેશ્રીકૃષ્ણ કહીએ છીએ ત્યારે એમાં ખરો અર્થ તો એ હોય છે કે હું પણ રામ છું ને તું પણ રામ છે, અર્થાત આખું જગત રામમય છે, પણ આ અર્થ આપણે સમજીએ છીએ ? એ અર્થ ને એ ભાવ પ્રમાણેનું સૌની સાથેનું આપણું વર્તન હોય છે ખરૂં ? નથી હોતું. રામ તો માત્ર હોઠ પર જ હોય છે, હૈયામાં વસેલો નથી હોતો. રામ રામ બોલનારાં આપણે એક ક્ષણ પછી ગંદી ગાળો પણ બોલી નાંખીએ છીએ. રામ રામ બોલતાં હોઇએ એજ વખતે કોઇ અંત્યજ બાળક ભૂલથી આપણને અડકી જાય તો ક્રોધથી તેનો તિરસ્કાર કરતાં આપણે જરા અચકાતાં નથી. તેનામાં પણ એજ રામ વસે છે એવો તો વિચાર આપણને આવતો નથી. ક્રોધ ને તિરસ્કાર એ તે વખતે આપણો ધર્મ બની રહે છે ને રામ બિચારો ખૂણામાં ધકેલાઇ જાય છે.

કથાઓમાં આવું નથી આવતું ? વિદ્વાન અને ત્યાગી સંત પુરુષો સમાજને સાચ્ચે રસ્તે વાળવા માટે કથાકિર્તનો કરે એ ખૂબ ખૂબ ઉપયોગી છે, પણ આપણે એનું માત્ર શ્રવણજ કરીએ ને એને જીવનમાં ન ઉતારીએ તો એનો કશો અર્થ નથી. તો તો પછી એ બધું

"કથા સાંભળી ફૂટયા કાન,
તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન."

× × ×

"રાક્ષસ રાવણ કે શ્રી રામ ?
ભૂલા પટલે પૂછ્યું આમ,
રામાયણ આખું સાંભળ્યું,
વિજય કહે એમાં શું વળ્યું."

એના જેવું બની રહે છે.

"મહારાજ બહુ સારી કથા કરે છે" "મહારાજ આમ કહે છે" "મહારાજ તો દેવ જેવા છે" વગેરે વગેરે પ્રકારની પ્રસંશાઓ ઘણીવાર અનેકને મુખે આપણે સાંભળીએ છીએ. ઘણીવાર આવી પ્રસંશા અર્થ વિનાની અને સામાન્ય અથવા અપાત્ર વ્યક્તિને માટે પણ થાય છે, એ વાત જવા દઇએ. પણ જ્યારે કોઇ ચોક્કસ સંત પુરૂષને માટે આવું કહેવામાં આવે છે ત્યારે હર્ષ અને શોક બેઉ લાગણીનો અનુભવ થાય છે. હર્ષ સમાજ આવી વ્યક્તિનો લાભ મેળવી શકે છે એ માટે થાય છે, શોક એવો લાભ મળ્યા છતાં જીવનમાં એનો ઉપયોગ કરવાની સમાજની અશક્તિ અથવા બેદરકારીને માટે થાય છે. એ સંત પુરૂષ તો ધર્માચરણ કરે છે, પણ એના ઉપદેશામૃત ઝીલનાર સમાજ કયું ધર્મકાર્ય કરે છે ?

વૈષ્ણવ જોઇએ છે
ગમે ત્યાંથી લાવો !

સાચ્ચો ધર્મ જીવનમાં ત્યાગની ભાવના કેળવવાનું કહે છે. લોભ, લાલચથી દૂર

રહેવાનું કહે છે. પારકી વસ્તુઓ પર દાનત ન બગાડવાનું કહે છે. કોઇને લૂંટીને પૈસા ભેગા કરવાની ના કહે છે. કોઇ ભૂખે મરતું હોય ને આપણે મિષ્ટાન્ન ઉડાવીએ, કોઇ નાગું ફરતું હોય અને આપણે કપડાંનાં કબાટો ભરીએ, કોઇના બાળકને દૂધ ન મળતું હોય ને આપણે મોટર ને રેડીઓ વસાવીએ એ ધર્મ નથી પણ પાપ છે એમ સાચ્ચો ધર્મ કહે છે, સાચ્ચા સંતપુરૂષો પણ કહે છે. આ બધી વાતોનો આપણે ક્યારે વિચાર કરીએ છીએ ? આ બધી બાબતોથી ધર્મને આપણે દૂર રાખ્યો છે. ધર્મ જીવનની પળેપળ સાથે રાખવા માટે નહીં પણ દિવસના એક બે કલાક માટે છે એમ આપણે માની જ લીધું છે અને ધર્મને કારખાનામાં એક કલાક કામ કરવા જતા હોઇએ એવો યંત્રવત એને આપણે બનાવી મૂક્યો છે !

આવું બધું કોઇ કહે એ કડવું તો લાગે, પણ ખરેખર જીવનમાં અથવા સમાજમાં આજે આપણને બીજો શો અનુભવ થાય છે ? આજે જ્યાં ત્યાં કાળાંબજારોની વાતો થાય છે. કાળાંબજારોમાંથી કમાયલા માણસોને અથવા કાળાંબજાર કર્યા વિના ખુલ્લી રીતે બીજા લોકોને લૂંટીને કમાયલા માણસોને પૈસા ક્યાં રાખવા ને શામાં એનો ઉપયોગ કરવો એની પણ મુંઝવણ થાય છે ! કોઇ કહેતું હતું કે થોડા સમય પર એક સ્થળે લગ્નમંડપના તોરણોમાં રૂપિયાની ચલણી નોટોનો ઉપયોગ થયો હતો. હૈયું કકળી ઉઠે એવી આ ખબર નથી ? જે દેશમાં લાખો માણસો અન્ન અન્ન કરતાં તરફડી મરે છે, આપણી આંખ સામે હજારો કંગાળ માણસો અન્ન વસ્ત્ર કે ઘરબહાર વિનાનાં ભટકતાં દેખાય છે તે દેશમાં બીજી બાજુ પૈસાનો આવો દુર્વ્યય થાય એ કેમ સહ્યું જાય ?

આ રીતે આવા પ્રશ્નો પર બહેનો ખુબ ઊંડો વિચાર કરે એ જરૂરનું છે. બહેનો ધર્મ તરફ વધારે આસ્થા ધરાવે એ સાચું હોય, તો સમાજના આ અધર્મ તરફ એમણે લક્ષ આપવું જોઇએ, અને પોતાના ઘરમાં એવો અધર્મ ન થાય એની કાળજી રાખવી જોઇએ. ઘરમાં અઢળક ઉભરાતી લક્ષ્મી જોઇને હૈયું થનગની ઉઠે અને એમાંથી વિવિધ પ્રકારના આનંદ ને વિલાસવૈભવ ભોગવવાનું મન થાય એ મનુષ્યસ્વભાવની સ્વાભાવિક વૃત્તિ છે. પણ ધર્મપ્રેમી બહેનોએ તો એવા પ્રસંગોએ આ લક્ષ્મી ક્યાંથી અને કેવી રીતે આવી હશે એનો વિચાર કરવો જોઇએ. એ લક્ષ્મી કોઇનાં લોહી ચૂસીને, કોઇનાં બાળકોને નિરાધાર બનાવીને, કોઇનાં ઝૂંપડાં તોડીને, કોઇને જંજિરો પહેરાવીને, કોઇને જાનથી મારી નાંખીને વગેરે વગેરે દીઠાં અદીઠાં કાળાં કામોમાંથી તો નથી આવી ? આટલી

બધી લક્ષ્મી આવી ક્યાંથી ? આવા પ્રશ્નો બહેનોને કદી કદી પણ મુંઝવે છે ખરા ?

નથી મુઝવતા. એમને તો એ લક્ષ્મીમાંથી મળનારી વસ્તુઓનો આનંદ થાય છે. એ લક્ષ્મીમાંથી આવેલાં મુલાયમ કપડાં કદાચ કોઇના લોહીમાં ખરડાયલા હશે, અથવા એ લક્ષ્મીમાંથી આવેલી મોતીની માળાએ કોઇના ગળામાં ફાંસીનું દોરડું નંખાવ્યું હશે, અથવા એ લક્ષ્મીમાંથી આવેલી મોટરે કોઇની હવેલી ગીરો મૂકાવી હશે, એવી તો એમને કલ્પના પણ નથી આવતી. કારણ કે એમના ધર્મે આવો વિચાર કરવાનું અને એવું હોય તો એવી લક્ષ્મીથી હાથ ધોઇ નાંખવાનું એમને શીખવ્યું જ હોતું નથી. બહુ બહુ તો એ લક્ષ્મીમાંથી પચીસ પચાસ કોઇ સ્થળે દાનધર્મમાં ફેંકી દીધા એટલે ધર્મકાર્ય પુરું થયું એમ માને છે.

ઇશ્વરને આપણે ખુણામાં ધકેલી દીધો છે એમ હું કહું છું તે આ અર્થમાં કહું છું. કારણ કે ઇશ્વર ઘરના ખુણાના બધ દેવસ્થાનમાં કે ભવ્ય મંદિરોમાં જ નહીં પણ વિશ્વના અણુએ અણુમાં એનો વાસ છે. એ ધર્મજ્ઞાન આપણે થયું હોય તો સમાજની આજની દુર્દશા આપણને અસહ્ય લાગવી જોઇએ અને એમાંથી શી રીતે મુક્ત થવાય એનો વિચાર આવવો જોઇએ. માત્ર વિચાર જ નહીં, સુખની ડાહી વાતો તો બહુ થાય છે, પણ જીવનમાં એનો ઉપયોગ કરવાની શરૂઆત થવી જોઇએ.

એ કશું ક્યાંય દેખાતું નથી. આપણે સૌ એથી વેગળે વેગળે દૂર છીએ એ સ્વીકાર્યા વિના છુટકો જ નથી. એટલે જ એમ લાગે છે કે આજના માનવીએ દરેક વસ્તુને ખુણામાં ધકેલી દીધી છે ! એટલે જ લાગે છે કે ઇશ્વરને પણ આપણે ખુણામાં ધકેલી દીધો છે ! એટલે જ જાણે ગાંધીજી કહે છે કે " હું તો ખુણામાં રહેનારો છું ! "

( "પ્રતાપ" )

---

# પતિને ખુશ કરવા શું કરશો ?

## નારીને નવ શિખામણ

બર્ટન કોગોલ્સની સ્ત્રીઓએ લગ્નને સફળ બનાવવા કરેલી ચર્ચામાં પતિને કેમ ખુશ રાખવો એ મુદ્દા પર વિચારણા કરી હતી અને તેના પરિણામે ૯ મુદ્દાઓનો કાર્યક્રમ ઘડી કાઢયો હતો. એ મુદ્દાઓ નીચે મુજબ છે.

(૧) પતિને ખૂબ સારો અને પ્રમાણસર ખોરાક આપો;
(૨) તેના જોડા સાફ ન કરો અને તમારા તરફ તેને ધાંટા પાડવાની તક ન આપો;
(૩) અતિશય અશુદ્ધ શાકભાજી તેને ન આપો.
(૪) સાથે હરોફરો;
(૫) દેવાલેવાની નીતિનો અમલ કરો;
(૬) તેની સાથે દલીલ ન કરો;
(૭) તેને માનવા દો કે તેજ મારો આદર્શ પુરૂષ છે;
(૮) સહનશીલતા, પ્રેમ, ધૈર્ય અને વિનોદવૃત્તિ કેળવો;
(૯) તેને ખુશ કરવા સુંદર વસ્ત્રો સજો.

# બાળકલ્યાણનો પ્રશ્ન

લેખક :
રા. રા. રૂપનારાયણ સુખનંદન કાનૂનગો,
બાર-એટ-લૉ
વડોદરા રાજ્યના મુખ્યમંત્રી.

બાળસંમેલનો અને બાળકલ્યાણની અન્ય પ્રવૃત્તિઓ માત્ર શોભાની નહિ પણ ખાસ પાયાની પ્રવૃત્તિ છે, એવું મારું માનવું છે. આપણી સામાજીક ઇમારત આ પાયા પર ખડી છે. પાયો જેટલો મજબુત, તેટલી ઇમારત મજબુત. પાયો જેટલો દોદલો તેટલી ઇમારત પણ દોદલી. આ દૃષ્ટિએ દુનિયાની બધી સામાજીક ઇમારતો નિહાળો અને તેમની સાથે આપણી સામાજીક ઇમારત સરખાવો ત્યારે આપણે કયા, કેમ છીએ, તે સમજાશે.

સૃજન-જુના કાળથી સમાજજીવનનું ચણતર કેવડતર બાલજીવનના પાયા પર થતું આવે છે. એ બચપણમાંથી જ આપણે મોટાં થયાં છીએ. અને મોટાં થઇને આપણે બચપણને ભૂલી ગયાં છીએ. બાળક બિચારૂં વિસારે પડયું છે, તે એટલી હદ સુધી કે એ વિસરાએલા નાગરિકનું સમાજે જાણે અસ્તિત્વજ સ્વીકાર્યું નથી

માટે જ બાળકોનો પ્રશ્ન તો આપણા સમાજની આંખ સામે પ્રોજ્જ્વળ પ્રકાશમાં રજુ કરવો જોઇએ જેથી આપણા અર્ધજાગૃત અર્ધનિદ્રીત સમાજની ઘેન ઘેરાયેલી આંખ ઉઘડી જાય. આ નાનોસુનો પ્રશ્ન નથી. આ અતિ મહત્વનો પ્રશ્ન છે. આજ સુધી એની આપણે ખૂબ જ અવગણના કરી છે. પણ હવે ઝાઝો વખત એની ઉપેક્ષા કરી શકીએ નહીં. હજીયે એ પ્રત્યે પૂરતું લક્ષ નહીં આપીએ તો સમાજજીવન ભયમાં છે, એમ જરૂર માનજો. માટેજ આવાં સંમેલનોની આવશ્યકતા છે.

પણ આવાં સંમેલન ભરી ઇતિશ્રી માનવાની નથી, કે એ દિશામાં મહા કાર્યારંભ માંડયો, માની કુલાવાનું યે નથી! આ તો પાશેરામાં પહેલી પૂણી કહેવાય. પ્રત્યેક ગામે આવું કામ સતત બારે માસ ચાલે, અને તેની પ્રગતિનું માપ કાઢવા પ્રત્યેક વર્ષે આવાં સંમેલન ભરાય, તો એનો અર્થ છે. બાકી વ્યવહારની વાસ્તવિકતા જાણ્યાથી એ બસ નથી, પણ બાળકોના પ્રશ્નોનો અભ્યાસ કરી, વિગતવાર ઉંડાણમાં ઉતરી, પ્રત્યેક પ્રશ્નની પુરેતી છણવટ થવી જોઇએ અને તેનો શાસ્ત્રીય ઉકેલ અને અમલ થાય તેવો પ્રબંધ કરવો જોઇએ એમ કરીનેજ જગતની નામાંકિત પ્રજાઓ મોખરે આવી છે. આપણે મોખરે આવવું હોય તો એમ કરેજ છૂટકો છે.

બાળકમાં રહેલી આત્મશક્તિનો સર્વાંગ વિકાસ કેમ થાય, એ આજનો પ્રધાનસૂર છે. એ વિશ્વતોમુખી સિદ્ધાંત સિદ્ધ કરવા આપણા જીવન અને ઘરને પલટવું પડશે અને વૈજ્ઞાનિક રીતે પદ્ધતિસર કામ ઉપાડવું જોઇશે, તોજ આપણો ભાવિ ઉછેર સંસ્કારસંપન્ન અને જગતની પ્રજાઓની જોડાજોડ ઉભો રહેવા સમર્થ કરી શકીશું.

બાળકો પ્રત્યે આપણને પ્રેમ હોય છે,

પણ બાલજીવનના સાચા જ્ઞાન વિના, વાત્સલ્યના નામે બાળકો પ્રત્યે આપણે લાડ, કોડ કે ઘેલછા વધારે પડતાં દાખવીએ છીએ. માટે ખરી વાત તો એ છે, કે ભાવિ પેઢી માટે આપણી પાસે વિચારપુરઃસરની યોજના હોવી જોઇએ.

હવે વસ્તીના પ્રમાણમાં જોઇએ તો મોટાંઓ કરતા બાળકોની સંખ્યા વિશેષ છે. એમ બાળકોની બહુમતી હોવા છતાં, જાણે બાળકોનું અસ્તિત્વજ નથી. એવી રીતે જીવન વ્યવહારના પ્રશ્નોનો ઉકેલ થાય છે. એ તરફ તો કોઇ જોતું જ નથી. ભલભલા પ્રજાસેવકો પણ આ બાલપ્રજાના પ્રશ્નોને અડતા હજી જાણ્યાજ નથી. કેટલીવાર નજીવા સામાજીક પ્રશ્નને છણી, મોટી ઉહાપોહ મચાવી, ભારે ચળવળ ચલાવતા તેઓ નજરે પડે છે, પણ આ બહુ સંખ્યા બહુમતીવાળી બાળપ્રજાના અનેકવિધ પ્રશ્નો પોતાના કરી, તેની વહારે ધાનાર અને તેની વકીલાત કરનાર કોઇ સ્વ. ગિજુભાઇ સમા વિરલા વકીલ કવચિતજ જડી આવે છે. ગુજરાતનાં એ ધન્યભાગ્ય છે, કે બાળકો માટે એટલું માર્ગદર્શન મળ્યું છે.

પણ બધાજ બાળપ્રશ્નોનો એથીજ કંઇ ઓછો અંત આવે છે ? હજી આ વિષયમાં આપણે ઘણું કરવાનું રહેશે. આપણા વ્યવહારમાં પ્રૌઢની દૃષ્ટિએ રૂઢ થયેલા તમામ પ્રશ્નો બાલદૃષ્ટિએ પુનઃ વિચારણા માગે છે. બાળકના ગર્ભાધાન અને ગર્ભજીવનથી માંડીને આપણા ગૃહજીવન અને સમાજજીવનમાં મોટાઓને માફક આવે એવી પ્રૌઢોપયોગી સુખ સવલતવાળી સઘળી રચના કરી બેઠા છીએ, પણ બાળકોનો કંઇજ વિચાર કર્યો નથી. બાળકો તો જાણે ભૂલાયાંજ છે. દા. ત., દાદરનાં પગથીયાં તો મોટાનાજ માપનાં આપણે રાખીએ છીએ છેક નાનાં છોકરાંને તેના પર ચઢતાં કેટલો શ્રમ પડે તેનો કદી વિચાર કર્યો છે ?

એક ઠેકાણે દાદરનાં પગથીયાં એટલાં ઉંચાં હતાં કે તે બાળકની છાતીએ પહોંચે. મોટાંઓની છાતીએ પહોંચે એવાં પગથીયાં હોય તો મોટાં શું કરે ? કહો, બાળક માટે આ કેટનું કઢંગું, કેટલું ક્રુર ? બાળકનું વલણ ઉપર જવાનું ઊર્ધ્વગામી છે. કુદરતે મૂકેલો એ આવેગ છે. પણ વડીલ તે ન સમજવાને લીધે, મદદને બદલે વિઘ્ન ઉભું કરે છે. હવે પગથીયાં નીચાં કરીને તેનું નિરાકરણ આપણે લાવી શકીએ. આ તો એક દાખલો છે. પણ આવી અનેક વાતો ઘરમાં એવી પડી છે, કે બાળકો બિચારાં એટલાજ કારણે મુશ્કેલીમાં મૂકાયા કરે છે.

બાળક પોતાની આજુબાજુની પરિસ્થિતિના પદાર્થો અને ક્રિયાઓ જુએ છે. તે કરવા તે તલસે છે. આપણાં કામ કરવાની તેને હોંશ હોય છે. પણ આપણા કામમાં તે બગાડી બેસશે એ બ્હીકે, માથું મારવા દેતા નથી, એટલું જ નહીં પણ તેઓ કંઇ સ્વયં કરતાં હોય છે તેમાં પણ દખલ કરીએ છીએ. અવરોધીએ છીએ, અટકાવીએ છીએ. તેની જીવનશક્તિ જીવનવિકાસ માટે પ્રવૃત્તિ માગે છે ત્યારે આપણે તેને રૂંધવાનાં કે દાબી દેવાનાં પગલાં લઇએ છીએ. તેથી તેમાં કંઇને કંઇ પ્રકારની ખામી કે વિકૃતિ આવે છે. જીવનતત્વ યોગ્ય રીતે વિકસાવા ન દઇએ તેથી આવાં તોફાની છોકરાં પાકે છે. બાળકો પ્રત્યેના વડિલના સુયોગ્ય વલણ અને વર્તનના અભાવેજ સમાજમાં ચોરો, બહારવટીઆઓ, ખુનીઓ, ગુંડાઓ અને ગુન્હેગારો પાકે છે અને સમાજ પર તે બદતર વેર વાળે છે.

આજે તો બાળક જ્યાં ત્યાં હડધૂત છે, મા રસોડામાં રાંધતી હોય, ત્યાં બાળક કંઇ

સાચી જ પ્રવૃત્તિ કરવા માગે તો કહે, અહીં નહીં, જા અહીંથી, તે વાળતી હોય, તો,.એ ખસી જા અહીંથી, દુધ દોતી હોય તો કે અહીં નહીં, દળતી હોય તો કહે અહીં નહીં. અનાજ સાફ કરતી હોય તો યે કહેશે ખસી જાઓ અહીંથી, બાપ પણ લખતા હોય, વાંચતા હોય, વાત કરતા હોય કે કામ કરતા હોય તો યે એજ હુકમ, કે જતા રહો અહીંથી. આમ ઓટલે, આંગણે, શેરીમાં, બાકારો. બધે જ નાસો, ભાગો, ટળોના પોકારો, ત્યારે બાળકોને જંપવા વારો ક્યાં? આ ઘર, શાળા, શેરી અને સર્વત્ર હડધૂત થતો, આવતી કાલનો આપણી સર્વ સંસ્કૃતિનો વારસદાર, આ વિસરાયેલો નાગરિક કેમ કરી પોતાનું જીવન વિકસાવે, કે ચારિત્ર્યનું ઘડતર કરે ? એને ચારિત્ર ઘડતર માટે શી તક અને શી મદદ આપણે આપીએ છીએ ? આ હાલત છે આપણાં બાળકોની આ બધી પરિસ્થિતિનો વિચાર કરી આ બાળપ્રશ્નોનો ઉકેલ આપણે લાવવો જોઇએ.

બાળકના ગર્ભાધીન કાળ, ગર્ભકાળ, પ્રસૂતિકાળ, જન્મકાળ, જન્મભય, પ્રત્યાગમન કે સંવેદનકાળ (Prenatal, Antinatal, Birth-terror, Regression and Sensitivity Periods) ની બાળજીવન ઉપર શી શી અસરો થાય છે તેની કંઇ જ ગતાગમ વગર દેવેચ્છાથી આપણે ત્યાં બાળકો જન્મી પડે છે, જેમતે માબાપો જ દેવના ઘરની વેઠ કરીને ઉવેખે છે, તે જેમતેમ જીવેછે અને જેમ તેમ જીવન પુરં કરે છે. આ આપણા માનસને છાજે તેમ નથી. આપણે એનો ગંભીર થઇને વિચાર કરવો ઘટે છે.

બાળકના પ્રશ્નનું નિરીકરણ મોટાંના હિતની દષ્ટિએ થાય, તે ઠીક નહીં, પણ તેના વ્યક્તિત્વનો સ્વિકાર કરીને સમગ્ર માનવહિતની દષ્ટિએ, વિશ્વવ્યવસ્થાના ક્રમમાં માનવસમાજયોજનના દષ્ટિબિંદુથી સઘળું વિચારીને જ આ નિરાકરણ આપણે કરવું જોઇએ.

તો જ જીવનનું ધોરણ આપણે ઉચ્ચ કક્ષાએ મુકી શકીશું. તે માટે નીચેના પ્રાસ્તાવિક મુદ્દાઓ દષ્ટિ સમક્ષ રાખીને જ આપણે પુનર્રચનાનો કાર્યક્રમ રચી શકીએ.

૧ બાળકોને પુરતો અને પૌષ્ટિક ખોરાક મળવો જોઇએ. દરેક ગામે, મહોલ્લાએ, ફળીયાએ આ ખોરાકનો પ્રશ્ન ઉપાડવો જોઇએ. બાળકોને ચોખ્ખું દુધ, માખણ મેળવી આપવાની વ્યવસ્થિત યોજનાઓ ગામ આગેવાનોએ હાથ ધરવી જોઇએ. ગરીબ, તવંગર દરેક બાળકને આ યોજનાનો લાભ મળવો જોઇએ. દરેક ગામ આ દુધના રેશનનો બાળક માટે ગમે તે ભોગે પ્રબંધ કરે અને સવાર સાંજ નિયમિત નિયત સ્થળે દરેક બાળકને ચોક્કસ યુનિટ દુધ મળે જ તે જુવે.

૨ બાળકોને ખાસ આરોગ્ય અને વૈદકીય મદદ મળે તે માટે પણ બગીચા, ક્રિડાંગણ, બાલઘર, ઔષધાદિ ચોક્કસ યોજનાપુરઃસરનો બંદોબસ્ત થવો ઘટે જેથી બાળમરણનું પ્રમાણ ઘટીને નહિવત થાય.

૩ બાળકોને પુરતો પોશાક-પુરતાં સુઘડ, સ્વચ્છ અને સ્વાધિનતા જળવાય તેવાં જે તે ઋતુને માફક આવે એવાં કપડાંનો પોશાક ગામના સર્વ બાળકોની ગણત્રી કરી પુરો પાડવા પ્રયત્ન કરવો.

૪ બાળકનું રહેઠાણ-બાળકને ઘરમાં પણ નિયત સ્થાન તો હોવું જોઇએ જ્યાં તે પોતાના વસ્ત્રો તે પહોંચી શકે તેટલે નીચે ભીંતની ખાટીઓ ઉપર મેલી શકે, પોતાની વસ્તુઓ મુકી શકે, પોતાની જાતની અને

પોતાની વસ્તુઓની સંભાળ અને વ્યવસ્થા ઉપાડી શકે અને પોતાને વિકાસક પ્રવૃત્તિઓ પણ કરી શકે તેવું રહેઠાણ આપવાની યોજના ક્રમે ક્રમે અમલમાં આવે એમ ગોઠવવું.

૫ બાળકોનો સંસ્કારિક વિકાસ—કુટેવો, સુરુચિ, સચ્ચારિત્રશીલતા અને સામાજિક જીવનની વ્યવહારૂ તાલીમ મળે એવું વાતાવરણ પુરુ પાડવા માટેની પણ ચોકસ યોજના હાથ ધરવી જોઇએ.

આ કાર્યક્રમ ગામના શ્રીમંતો, સંસ્કારી સજ્જનો, ગામ પંચાયત, પ્રાંત પંચાયત અને સ્થાનિક મંડળો કે સંસ્થાઓએ મળીને સહકારથી ઉપાડી લેવો જોઇએ.

તો જ બાળકોનું કલ્યાણ છે.
તો જ આપણું કલ્યાણ છે.
બાલસુધારણામાં જ સર્વ સુધારણા છે.

આ વિસરાયેલા નાગરિકના સંરક્ષણમાં જ સમગ્ર ગ્રામહિતનું સંરક્ષણ છે. કોઇ પણ ગ્રામ પુર્નઘટનાનો આ પ્રથમ અને જીવંત કાર્યક્રમ રહેશે. ગામડાંનો ઉદ્ધાર એમાં છે. જ્યારે કોઇ પણ ગામ આ જીવંત કાર્યક્રમ હાથ ધરશે, ત્યારે ટુંકજ વખતમાં તે ગામનો ચહેરો બદલાઇ જશે અને આબાદી, આબાદી ને ગ્રામરાજ દોડી આવશે.

---



## [૧] કનકમૃગ

"વૈરીને કહે કાશી ગયાં ને ગદ્ધા ખેતમેં ડુબી મૂઆ." સ્ત્રીઓની ઇચ્છાને પુરૂષો અધીન થતા આવ્યા છે. પછી તે વાજબી હોય કે ગેરવાજબી પણ "બાબા વાક્યમ્ પ્રમાણં"ની પેઠે "સ્ત્રી વાક્યં પ્રમાણમ્" આની નારી પૂજા કરનારા પરાપૂર્વથી ચાલ્યા આવે છે. અને તેમાં મોટે ભાગે તેઓ ખતા ખાય છે. રામચંદ્ર જેવા અવતારી પુરૂષ શું નહોતા જાણતા કે આવો સોનાનો મૃગ કુદરતની બનાવટમાં હોઇ શકે નહિ. છતાં સીતાજીની ઇચ્છાને અધીન થઇને એ ભગવાન રામચંદ્ર પણ ધનુષબાણ હાથ ધરીને એ કનકમૃગની પાછળ દોડયા. પરિણામ શું આવ્યું? સ્ત્રીનું હરણ થયું, રાનોરાન રડતાકકળતા ભટકવું પડયું. કોઇ નરની મિત્રતા સંઘાત સહાય ન મળતાં છેવટે વાનરો સાથે મૈત્રી કરવી પડી. પોતાનું કામ કાઢવા વાનરોની ખુશામત કરવી પડી. વાનરોના રાજા સુગ્રીવ સાથે દોસ્તી કરવા માટે વગર વાંકે વાલીને મારી નાંખ્યો. અંતે ભારે ખાનાખરાબીને અંતે સીતાની ભાળ લાગી. અને ઘોર સંગ્રામ પછી સીતાની પ્રાપ્તિ થઇ. સ્ત્રીની ઇચ્છાને પોષવા જતાં આખું રામાયણ ઉભું થયું. મહાભારતનું યુદ્ધ પણ દ્રૌપદીની ઇચ્છાનેજ આભારી હતું.

કનકમૃગ એ સાચો મૃગ નહોતો એ આપણે જાણીએ છીએ તો શું કામ રામ નહોતા જાણતા? પણ ઓસન્માન, નારીપૂજાને અનુસરી સીતાની ઇચ્છા સંતોષવા માટે રામને એ પગલું ભરવું પડયું તેમાં રામ અને સીતા બંને પારાવાર દુઃખી થયા. સીતાને અગ્ની પરીક્ષામાંથી પસાર થવું પડયું. તેવીજ રીતે આજે પણ સ્ત્રીઓની ઇચ્છા (મોટર, ગાડી, નોકર, ચાકર, પફ, પાઉડર, સેંટ, સીનેમા, રસોયો, વાડીબંગલા, ઘરબા, ડેન્સ, નાટક, મોજમઝા વગેરે)ને પોષવા માટે આજની કેટલીક સીતાઓના રામચન્દ્રો કનકમૃગની પાછળ અંત્રશસ્ત્ર (દગો, પ્રપંચ, કાળાં બજાર, છેતરપીંડી, અસત્ય, અપ્રમાણિકતા વગેરે) લઇને દોડતા જણાય છે. એ સોનાનો મૃગ આગળને આગળ દોડતો જાય છે અને તેનો શિકારી તેની પાછળ વહ્યા જાય છે. છેવટે કનકમૃગનો શિકાર કરતાંની સાથે તેની યોજના મુજબ તેણે કીકીયારી કરી કે તરત લક્ષ્મણને મદદે જવું પડયું હતું અને સીતાના દુખનો છેડો રહ્યો નહતો, તેવી રીતે આ કાળા બજારની કમાણીરૂપી કનકમૃગ રામની પેઠે તેના શિકારીને રાતોરાત રડકકળ કરતા રખડાવે, સ્ત્રીછોકરાંને શારીરિક, માનસિક, આત્મિક વગેરે પારાવાર દુઃખના અગ્નિમાં ભડભડાટ બાળે, અને અનેક પ્રકારે ખાનાખરાબી કરે તો તેમાં નવાઇ નહિ. આજે તો ઉજળું એટલું દૂધ દેખાય છે પણ એ દૂધ ગૌરી ગાયનાં નથી. એ તો આંકડાનું ઝેરી દૂધ છે એને પીતાં તો નિશ્ચે મૃત્યુ થશે. કહ્યું છે કેઃ—

" આંકડીઆનાં દૂધાં રે,
અતિ ઘણાં ઉજળાં રે,
એને પીધે નિશ્ચે મૃત્યુ થાય,
વારું મારા વીરા રે."

× × ×

" છે પુત્રના લગનની બડી ધામધૂમ,
જ્ઞાતિ જમાડી નૃત્યકર્યની વાદ્ય ધૂમ;
છે આખરે ખબર જ્યાં ! કંઈ ન્યાં અઠાણે,
અચ્છી બની ઉપર ભીતરે રામ જાણે."

" આ મોટરો ઝડપથી બહુ દોડી જાયે,
સ્વાધીન ટ્રેન સમી માલીકને જણાયે;
ક્યારેક તે અધમથી અટકે અરણ્યે;
અચ્છી બની ઉપર ભીતર રામ જાણે."

" દોડાવતા દમદમાભર ગાડી ઘોડા,
ઘોડા ઘડે નગદ મેળવવા ન થોડા;
ઘોડા ઉચાટ નથી તે પર શું પિછાણે ?
અચ્છી બની ઉપર ભીતર રામ જાણે."

આજની આ કાળી કમાણી જાદુગરની ઈંદ્રજાળ જેવી છે: કોયલાની દલાલીમાં હાથ કાળા કરી અંતે કરેલાં કર્મનું ફળ તો કર્મ કરનારને એકલાનેજ ભોગવવાનું છે. માટે કનકમૃગ પાછળની દોડ અને તેને પકડવા માટે હાથમાં ધરેલાં અસ્ત્રશસ્ત્ર બધું ય પડતું મૂકો તોજ સુખની છાંયડીની આશા છે. એ આંખો મીંચાયા પછી એમાં તમારું કોઈ નથી.

[ "પ્રતાપ"માંથી ]

## [૨] સ્ત્રીજગતનો 'એટ્લાન્ટિક ચાર્ટર'

યુદ્ધોત્તર પશ્ચિમના પતિઓનું હવે આવી બન્યું છે. સાન-પરિષદમાં જ્યારે જગતની સલામતી ઘડાઈ રહી છે ત્યારે ત્યાંની સ્ત્રીઓ પણ પાછળ રહી નથી એમણે પણ એક એટ્લાન્ટિક ચાર્ટર રચી કાઢ્યો છે. પરંતુ એની કલમો પૂર્વની સ્ત્રીઓને લાગુ પડવાની નથી; કેમ જે પૂર્વ તો ગુલામ છે, જ્યાંના પુરુષો ગુલામ હોય ત્યાંની સ્ત્રીઓને કશા અધિકારો માગવાનો શો અધિકાર હોઈ શકે ? પરંતુ એ કલમો શી છે તે જાણવા દેવાને કશો વાંધો નથી.

આ સ્ત્રીજગતના એટ્લાન્ટિક ચાર્ટરથી ખરેખરી સામાન્ય સ્ત્રીજનતાની સલામતી આવે કે ન આવે તેની હાલને તબક્કે કશી ખાતરી આપી શકાય એમ નથી. પરંતુ ત્યાંની ત્રણ ચાર ઘરડી સાસૂઓએ સ્વસત્તાથી અને બીજી કેટલીક ઘરરખુ ગૃહિણીઓની સલાહથી નીચેનું હકપત્રક તૈયાર કર્યું છે:

૧ પત્નીને અને માતાને એના પતિની આવકના પ્રમાણમાં અંગત આવક મળવી જોઈએ અને રાજ્યની સરકારે તેમને 'માતાભથ્થું' આપવું જોઈએ.

૨ બાળકો માટેનું રાજ્ય તરફનું ભથ્થું પુરુષપિતાઓને ન આપતાં સીધું માતાઓને હાથોહાથ સોંપવું જોઈએ.

૩ સુવાવડ પ્રસંગે ગૃહિણીઓને તેઓ કામ ઉપર હોય એમ ગણીને બધી સવડો મળવી જોઈએ. ગર્ભિણીઓને વૈદકીય મદદ, દવાઓ, સુવાવડખાનાની સવડ તેમ જ સુવાવડ દરમ્યાન તેના ઘરની સારસંભાળ વગેરે કરવાને બીજું બાઈ-માણસ—આ બધું બરાબર મળવું જોઈએ.

૪ ગૃહિણીને અશક્તિનું અને વૃદ્ધાવસ્થાનું પેન્શન મેળવવાને બીજા કામદારવર્ગની જેમ સ્ત્રી તરીકે હકદાર ગણવી જોઈએ.

૫ ગૃહિણીને બીજા વૈદકીય લાભ મેળવવાનો હક અને કામદાર વર્ગને હોય છે તેમ સઘળી સામાજિક હિતની સંસ્થાઓનો લાભ ઉઠાવવાનો હક હોવો જોઈએ.

૬ આ સૌને લીધે પત્ની અને માતા

તરીકે સ્ત્રીનો આર્થિક દરજ્જો ઉંચો બદલો જોઇએ અને તેને મુકરર સ્થાન મળવું જોઇએ. સમાજના કોઇ પણ સમૂહના વીમા ઉતારવાની યોજનામાં સ્ત્રીને એક નાગરિક વ્યક્તિ તરીકે સ્વીકારવી જોઇએ અને તેનો સમાસ કરવો જોઇએ.

બીજી ગૌણ બાબતોમાં શિક્ષણના અભ્યાસક્રમમાં ગૃહવ્યવસ્થાની તાલીમ ફરજિયાત દાખલ કરવી અને ધંધાદારી શિક્ષણ સંસ્થાઓમાં ગૃહવિદ્યાના વિષયનો ક્રમિક અભ્યાસક્રમ યોજવો.

બીજી બાબત એ કે જાતીય સમાનતા ગૃહજીવનથી શરૂ થવી જોઇએ અને તેથી લગ્ન એ સમભાગીદારીનો વિષય છે એમ સ્વીકારવું જોઇએ.

એટ્લાન્ટિક ચાર્ટરમાં સામાજિક સલામતીનો યુદ્ધોત્તર જગતની રચનામાં મુખ્ય હેતુ ગણવામાં આવ્યો છે તો તેના અંગ અને અંશ રૂપે ગૃહિણીઓની સલામતીનો સવાલ મુદ્દલ અટપટો નથી જ.

આ ચાર્ટર વાંચીને હિંદી સ્ત્રીઓને જરાપણ ગભરાવાની જરૂર નથી; કેમ જે અહીં તો સ્ત્રીઓની ચૂડીઓ કઢાવીને પુરુષોને પહેરાવવામાં આવી છે એટલે કોઇ હક માગવાનો પ્રશ્ન ઊભો થતો નથી.

[ "ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ"માંથી ]



# નામાંકિત ડૉક્ટરો
શક્તિ માટે
# નામાંકિત દવા જ
બતાવે છે

ઝંડુનું નામાંકિત રક્તો-ફોસ્ફો-મૉલ્ટ નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજા માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઇ રહે છે, અને માંદાને, માંદગી પછીની નબળાઇ નાબૂદ કરી, નવજીવન આપે છે.

ઝંડુનું રક્તો-ફોસ્ફો-મૉલ્ટ સ્વાદિષ્ટ અને તાકીદે તાઝગી આપનાર છે. અને તેથી નાનાં બાળકો તેમજ મોટાં સૌ કોઇ સહેલાઇથી લઇ શકે છે પોષણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—




ઝંડુ રક્તો ફોસ્ફોમાલ્ટ



## ઝંડુ
## રક્તો-ફોસ્ફો-મૉલ્ટ
એક વાર અવશ્ય અજમાવો !

**ઝંડુ ફાર્મા. વર્ક્સ લી. મુંબઈ-૧**

વડોદરાના એજન્ટો:—

(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કું,
(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કું.
રાવર પાસે, વડોદરા.

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી :
સૌ. જયવતી દેસાઇ

# ગુણસુન્દરી

સહતંત્રી :
સૌ. વનબાળા દેસાઈ બી.એ
સૌ. રમા ઠાકોર બી. એ.

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૪ મું. ] જુલાઇ : ૧૯૪૫ [ અંક ૫

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ બાર આના



પુસ્તક ૪૪મું  જુલાઈ : ૧૯૪૫  અંક ૫ મો

# દિવ્યપંથે



બાંધ્યો દિવ્યપંથે દોર
ચેતન ચમકે ચારે કોર.
બાંધ્યો દિવ્યપંથે દોર૦ ધ્રુવ૦

આભથી પણ અધિક ઉંચો રચ્યો મંડપ ઔર
નયનનયને વિવિધ રૂપધરી નાચે નંદકિશોર....
બાંધ્યો૦

મુદિત થઈ લખી નૃત્ય અદ્ભુત ટહુકે મનનો મોર
શબ્દ બ્રહ્મતણો સુખદ કૈં શુભગ છાયો શોર....
બાંધ્યો૦

નૂતન નૂર વહે નસેનસ અમિત આઠે પહોર
દૂર સકલ દુર્બુદ્ધિ થઈ, ગઈ જૂલમનું ઘટયું જોર—
બાંધ્યો૦

“ સંતજન ” સદ્ગુરૂ કૃપાબળ વૃત્તિ ઠરી ઠીક ઠોર
ઉંડે અનહદ નાદ ગુંજે બ્રહ્મ બંસી ઘોર....
બાંધ્યો૦

કવિરાજ મંગળદાસ ચતુર્ભુજજી

# “ દેવ દુદુંભી ગાજે ”

એક કવિએ લખી કવિતા મદઝરતી મુગ્ધાની પર,
પદ કૃશ એને ઝાંઝર ઝણુકે, કર રણુકે કંકણુ;
રૂપ મધુર સુમંગલ !
અલક લટો સહ રમે લહરીઓ, પુષ્પ ગૂંથ્યાં નવરંગી,
પળે પળે રસ સૌરભ વ્હેતી, મૂર્તિમતી વાસંતી !
અહોહો ! આજ દીઠી મૂહંગી !!
સ્મિતસુધા વ્હે અભંગ ઓષ્ઠે, ખંજન રમ્ય કપોલે,
એનું પીયૂષ ઝીલવા ઉત્સુક હૈયાં મળતાં ટોળે;
દિલ પ્રમોદને હિંડોલે !
શુચિતાની રસમૂર્તિ, મારું જીવન આજ અપુરું,
અણુઅણુના ખંડિત ટૂકડાં જીવનબીન બસૂરું;
આવ સખિ ! તવ માટે ઝૂરું !!

— વિવેચકનો અભિપ્રાય —

' ભાવ રસિક છે, સુરમ્ય કલ્પના, છંદ સુગેય મધુરા,
સ્વરવ્યંજનાનું અદ્ભુત સંગીત, કવિ ખીલ્યા છો પૂરા;
પ્રણય સમરમાં શૂરા !
જગ કાવ્યોની એક પંક્તિમાં કાવ્ય તમારું રાજે,
ગુર્જરીનું દારિદ્ર ફીટાડ્યું તમે કવિવર આજે;
જો દેવદુદુંભી ગાજે !
' પણ કહી દો ' વધી વિવેચક ' આ છે કોણ કુમારી ?
કરી તમારી દીલની ચોરી ! કયે સ્થળે વસનારી ?
નર્મે દિલ તણી દુલારી ! '
' કંઇ નહિ, કંઇ નહિ ', કહે કવિશ્રી લજ્જાની ઢળી છાયા,
' નહીં કહી દો ક્યા યગબાણે પ્રારબ્ધલેખ લખાયા ?
ક્યાં આત્મે આત્મ પીછાન્યા !! '
કવિવરના કોમલતર હૈયે અસ્ફુટ ભાવો ઊઠયા,
અંતરના અણુ અણુની અંદર કોકિલ ગૂઢ ટહૂક્યા;
વ્હેતા સૂર વાણીનાં મૂકયાં —.
' મુજ અંતરની મંગલ " જ્યોતિ " રહે તમારે ઘેર, '—
માફ કરજો '—' કરે માફ શું ? કીધો કાળો કેર; '
ચડ્યું વિવેચકને વેર.
' દુષ્ટ કવિ હું '—' દુષ્ટ હું કાં ? આ એક પંક્તિમાં રાજે,
' ભાવ મધુર છે સુરમ્ય કલ્પના ' ગૂંજી મત આ છાજે ?
જો દેવ દુદુંભી ગાજે !! '

' શશિન્ ' ઓઝા

# વિમાતાના ખપ્પરમાં

લેખક :
શ્રી. " પૌલસ્ત્ય "

બપોરના બે વાગ્યાનો શુમાર હતો. વૈશાખ માસનો ધોમ ધખતો તડકો કોઈને ય ઘરની બહાર ફરકવા દેવા તૈયાર નહોતો. એના ચોકી પહેરાના કરડા તાપ હેઠળ કોઈ માનવી તો શું ચકલિયું સરખું ય પોતાના ઘર કે માળામાંથી ઉંબર બહાર પગ મૂકવાનું સાહસ કરતું નહોતું. એવા ઊની લૂ વરસાવતી હવાના ઝપાટા સામે બાથ ભીડતી અને જાણે હંફાવવા મથતી હોય તેમ એ દસેક વર્ષની બાલિકા સરિયામ રસ્તા પરથી દોડતી નાચતી કૂદતી નિશાળેથી નીસરી સીધી પાંસરી ઘર ભણી ઉઘાડા પગે જઈ રહી હતી.

નિશાળથી સોએક કદમ દૂર એનું ઘર ઉછરતી બાળાએ ત્રણ–ચાર મિનિટમાં જ ઘરમાં પગ મૂકયો અને " હાશ, કેટલો બધો તાપ પડે છે, મોટી બહેન ! " કહેતી કપાળે વળેલા પરસેવાનાં સ્વેદ બિંદુઓને નીતારતી રેસો ઉતારતી હતી. અબૂઝ બાલિકાને પણ આજે સૂર્યનારાયણના પ્રચંડ તાપનો અનુભવ સમજાવા લાગ્યો હતો. એ પણ સખત ગરમીને ઓળખતી થઈ હતી અને " આવા તડકામાં તો ઘરની બહાર જ ન નીકળાય " એમ કહેતી હતી.

એના આ બહારના તાપનું એ એની આવડતી બોલીમાં વર્ણન કરતી હતી; અને પોતાની મોટી બહેનની સહાનુભૂતિ પોતા તરફ આકર્ષવા પ્રયત્ન કરતી હતી. પરંતુ એને નહોતી ખબર કે ઘરમાં ઠંડી જલી રહેલી આગ એને હજી પણ વધુ દઝાડવા માટે પોતાની જ્વાળાઓને વિસ્તૃત કરી રહી હતી. હજી તો એ અગ્નિ ગુપ્ત હતો, એની ઝાળો ધીમે ધીમે બહાર નીકળતી હતી

તેટલામાં બાલિકાએ કાલાઘેલા શબ્દોએ મને માતૃવાત્સલ્ય પામવાની મહત્ત્વાકાંક્ષાએ સહજ કહ્યું: " મોટી બહેન ! કંઈક ખાવાનું આપો. અમે નિશાળે જઈને આવીએ તે ભૂખ્યાં થઈ જ જઈએને વળી ! ' અને આ શબ્દો એ બાલા બોલી રહી ત્યાં તો એ મોટી બહેનનો સાડલામાં સંતાયેલો હાથ લંબાયો અને એ બાલિકાના ગાલ પર જોસથી અફળાઈ ચાર આંગળીઓનાં ચાર ચમાઠાં ક્યારે પાડી ગયો તેની એ બાલિકાને ખબર જ ન પડી. એ ભારેખમ હાથ એના કુમળા કિશોર ગાલ પર અફળાતાં જ એને તમ્મર આવી ગયાં. ત્યાં તો એની અર્ધજાગ્રત અવસ્થામાં એની મોટી બહેનનો કરડો અવાજ એણે સાંભળ્યો:

" રાંડ ! મોટી ઝોટા જેવી થઈ તોય હજી તને ભાન ના આવ્યું. નખોદિયણને રોજ કહી કહીને થાકી કે ઘરની વાત કોઈને કરીશ નહિ તોય પાડોશીને ત્યાં ભસી આવી."

પોતાના ગાલ પર પડેલી આ થપ્પડ શા કારણે હતી તે હજી તો એ સમજવા પ્રયત્ન કરતી હતી ત્યાં ધબ દઈને પાસે પડેલ કપડાં ઝૂડવાનો ધોકો એના માથામાં ભટકાયો, લોહી નીકળ્યું, બાલિકાએ ચીસો પાડી, આજુબાજુનાં પડોશીઓ બહારની ગરમીને ન ગણકારતાં ઘરમાં એકદમ અચાનક ભભૂકી ઊઠેલી આ આગ જોવા–હોલવવા બહાર આવ્યાં. જોયું તો લોહીનીગળતા માથે કુમળી બાલિકા બેભાન થઈને પડી છે. ઘરમાં એની મોટી બહેન સિવાય કોઈ નથી. પુરુષવર્ગ સઘળો બહારગામ ગયો છે, બીજી બે એનાથી નાની બાલિકાઓ–અનુક્રમે ત્રણ અને પાંચ વરસની બીજી બાલિકાઓ હજી નિશાળેથી આવી નથી. આવા એકલ વાતાવરણમાં આ

ઊગતી છોકરીએ એની આ કહેવાતી મોટી બહેનનો શોય ગુન્હો કરી નાખ્યો'તો કે આમ એને એણે આવું રુધિરસ્નાન કરાવ્યું ! સૌ જોઇને અચંબો પામ્યાં, દાંતમાં આંગળાં ઘાલી ગયાં, કોઇ ન બોલી શક્યું. પરંતુ આ પ્રકાર જોઈ નજીકમાં રહેતા પરંતુ વર્ષોથી અબોલાનો સંબંધ રાખતા બાલિકાના કાકાથી ન રહેવાયું. પુરુષવર્ગની ગેરહાજરીમાં એણે કરેલા કામનો બદલો પોલિસ મારફતે અપાવવા એ કટિબદ્ધ થયો. પરંતુ હાય ! બાપની આબરૂ ! એ દીવાલની માફક સામે આવીને ખડી થઇ. ત્યાં તો એનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યોઃ

" રંડા શંખણી ! અમારા ઘરનું સત્યાનાશ વાળવા આવેલી ચૂડેલ ! આ નાની કુમળી કળીનું આમ લોહી શા માટે પીએ છે ? એને ગળે નખ દઇને એનો અંત શું કામ નથી લાવતી ? તારા પાપે ઘરમાં કંકાસ પેઠો અને અમો ભાઇઓ જુદા થયા ત્યારે આ નમાયી છોકરીઓ પર આટલો ત્રાસ ? " આટલુ બોલતાંમાં એનો હાથ ઉગામાયો પણ પાછો થંભી ગયો.

મોટી બહેને જોયું કે હવે નાનાં થયા વિના છૂટકો જ નથી ! એણે નમી પડી બોળા પાથરી આંખમાં આંસુ લાવી ઉચ્ચાર્યું:

" નાનાભાઇ ! મારો આટલો ગુન્હો માફ કરો. હવે કોઇ દિવસ હું એકેય છોકરીને નહિ મારું. આ ગીતાજીના સોગંદ લઇને કહું છું કે હવે હું કોઇ દિવસ કોઇના પર હાથ નહિ ઉપાડું. "

" જોઇ જોઇ તારી ગીતા ! નાહક ગીતાના નામને શું કામ અભડાવે છે ! સતી સીતા હતાં તો આવાં કામ કરતાં તમારા હાથે કેમ કાંટા ના વાગ્યા. " પાસે જ ઊભેલી નાની નણંદે આંખમાંથી આંસુ ખેરવતાં કહ્યું.

" નાની બહેન ! માફ કરો. હવે એવું કોઇ દિવસ નહિ કરું. "

" નહિ હું તો પોલિસને બોલાવી તને સ્વાધીન કરી પંચક્યાસ કરાવી આ છોકરીને દવાખાને મોકલીને જ જંપીશ. " નાનાભાઇએ એના ગુસ્સાનો ઊભરો ઠાલવ્યો.

" અરે ભાઇ ! જવા દો, ઘરની આબરૂ હાથે કરીને શું કામ ઉઘાડી કરો છો. થઇ ગયું તે થઇ ગયું. એ વાત પર ઉહાપોહ કરવાનો છોડી દઇ પહેલાં આ છોકરીના માથામાંથી વહી રહેલું લોહી -બંધ કરવાનો ઉપાય કરો. " પાડોશમાં રહેતા એક આધેડ આદમીએ સલાહ આપી, અને બધાં છોકરીને દવાખાને લઇ ગયાં.

## [૨]

પરંતુ એ મોટી બહેનનો એ બાલિકા પ્રત્યેનો આટલો બધો પ્રેમ ઊભરો કેમ છલકાઇ આવ્યો ? સહેજે પ્રશ્ન થશે.

વાત એમ બની કે આગલે દિવસે એ મોટી બહેને પાડોશીની રૂમમાં રહેતા પાડોશીનો કોલસાનો કોથળો જે બહાર પડી રહેતો હતો તેમાંથી એક સગડી ભરાય તેટલા કોલસા એ મોટી બહેને છાનામાના કાઢી લીધા હતા. આ બાળાએ એ જોયું. એણે કહ્યું: " મોટી બહેન ! આ તો ચોરી કહેવાય. છાનાંમાનાં કોઈનું કશું તેને કહ્યા વિના લેવું એ તો પાપ ! મારા બાપુજી એમ મને રોજ શીખવે છે ! અને તમે આ શું કરો છો ! "

જવાબમાં મોટી બહેનુ કહેલું: " બેસ, બેસ ! રાંડ, ચીબાવલી ! તું શું સમજે ? આપણા ઘરમાં તો એટલો ફાયદો થયો ને ? જોજે, ખબરદાર, કોઇને કહ્યું તો. " અને બાલિકા અવાક્ થઇ ગઇ.

*

ગૌ બાળકનો સ્વભાવ ! શું કોઇ

બાળકથી કોઇ વાત છાની રહી છે ! એ નિર્દોષોને કોઇનાથી કશું છુપાવવાનું ભાગ્યે જ હોય છે. અને એણે એ કોલસાવાળી પાડોશણને કહ્યું:

" કાકી ! મારી મોટી બહેને કોઇને ય કહેવા ના કહ્યું છે, પણ તમને કહું. એમણે તમારા કોથળામાંથી આટલા બધા કોલસા છાનામાના કાઢ્યા છે. " કહી એણે એના નાજુક બન્ને હાથ પહોળા કર્યા.

આ વાતની પછી તો બધે વાત થઇ. મોટી બહેનના પર ચોરીનું આળ આવ્યું; પરંતુ પડોશણ ઉદાર બાઇના સ્વભાવે ગંભીર રૂપ પકડાયું નહિ. પરંતુ પોતા પર ચોરીનું તહોમત આવ્યાથી એનો ખોફ આ બાળા પર ઊતર્યો. અને આમ એ નાની નિર્દોષ બાલિકા વિમાતાના ક્રોધાગ્નિમા બલિદાન દેવાઇ ગઇ.

બાળાને દવાખાને લઇ ગયા પછી એને ધનુર થાયું અને બે જ દિવસમાં એ કુમળી નિર્દોષ બાલિકા વિમાતાની ચોરીનો ભોગ બની ઇશ્વર પાસે પોતાની ફરિયાદ કરવા ચાલી ગઇ.

---

# વર્ષાને વધામણાં

( ઢાળ : આશાભર્યાં અમે આવીયાં... )

વર્ષા આવી અતિ વ્હાલથી,
દિસે અવનિ અધિકી શાંત રે
ભલે આવી વર્ષા ઋતુ રે.
ધરતી માતા થઇ શીતલા,
વધ્યો ઉરમાં એનો આનંદ રે—ભલે આવી૦
ગગને વાદળીઓ ઘૂમતી
કંઈ શ્યામ અને વળી શ્વેત રે—ભલે આવી૦
પૃથ્વી પરે નવ વાદળી
વરસાવે વારિ રૂપ હેત રે—ભલે આવી૦
છલકે નદી ને સરોવરો,
બની ધરતી આ લીલીછમ રે—ભલે આવી૦
બોલે બપૈયા-મોર નાચતા,
દિસે અવનિમાં ઉલટયો ઉમંગ રે—ભલે આવી૦
ફાલી ફૂલી છે વનસ્પતિ,
ભલે પ્રસર્યો છે પુષ્પનો સુવાસ રે—ભલે આવી૦
ધાન્યથી ધરા ઉભરી રહી,
કે માનવીઓને કાજ રે—ભલે આવી૦

શ્રી. રતિલાલ ચાંપાનેરી

# પુરુષના જન્મસિદ્ધ અધિકારનું વેચાણ ?

આ ણુપરણ્યા પુરુષના ખ્યાલો તો સદા લગ્નની જ આસપાસ ઘૂમતા રહેને ? અવળે હાથે પણ એના હાથમાં ' આદર્શ લગ્ન ' ' સફળ લગ્ન ' ' પરિણીત છતાં સુખી જીવન ' વગેરે પુસ્તકો જ આવી ચડવાનાં. લગ્નો કેવાં હતાં, કેવાં હોય છે, અને કેવાં થશે એ એક જ પ્રશ્ન પર એનું ચિત્ત સતત ચોંટેલું રહે છે. હું પણ એમાં અપવાદરૂપ નથી. મેં જેવા બનવા ધારેલું તેવો હું બન્યો છું, અને એની જ આ સઘળી મુસીબત છે.

લગ્નનો હેતુ શો ? જીવનની સક્રિય બાજુને વધુ સુખી બનાવવી અને અક્રિય બાજુને ઓછી દુઃખી બનાવવી તે લગ્નનું જોડાણ મનુષ્યને માટે નિઃશંક હિતકર્તા છે. દરેકની ( સ્ત્રીની કે પુરુષની ) પાસે એ હોય છે જે બીજાની પાસે નથી હોતું; દરેક પોતાના દ્વારા બીજાની તેમ બીજા દ્વારા પોતાની પૂર્તિ સાધે છે. બંનેનાં સ્વભાવ કે ખાસિયત એકસરખાં નથી જ હોતાં. અને લગ્નમાં સુખ તથા સંપૂર્ણતાનો મદાર એ જ હકીકત પર નિર્ભર છે કે, સામી વ્યક્તિ જેટલે અંશે અર્પી શકે એટલે અંશે જ એની પાસેથી માગવું અને મેળવવું.

પરંતુ લોકો તો સામાન્યઃ પરણી બેસે છે તે એટલા જ માટે, કે બીજાઓ પણ પરણતા હોય છે ને ? બીજા શબ્દોમાં કહીએ તો, લગ્ન એ એક વિધિપુરઃસરનું રમકડું છે.

એવું પણ કહેવાય છે કે, પુરુષ એ ખુલ્લા પાના જેવો છે, જ્યારે સ્ત્રી એ બંધ કિતાબના જેવી છે. સ્ત્રીની એ રહસ્યાત્મકતામાં સમાજે પણ ખૂબ ઉમેરો કર્યો છે. સ્ત્રીની સાથે લગ્નથી જોડાયા પહેલાં તેના સાંસ્કૃતિક, સામાજિક કે આધ્યાત્મિક વલણનો ભાગ્યેજ કશો ખ્યાલ મેળવી શકાય તેમ હોય છે. એનો ઉછેર કોઈ રૂપાળી ઢીંગલી તરીકેનો હોય છે અથવા તો એક પ્રકારની આર્થિક જવાબદારીરૂપે. માત્ર દેખાવપૂરતી પરીક્ષા વડે પાંચ મિનીટમાં તો આપણે ત્યાં કન્યાની પસંદગી થઈ જાય છે. એનો દેખાવ કેવો છે—બસ, એટલેથી જ બધું પતી જાય છે. હવે તો બને તેટલી મોટી વયે લગ્ન કરવાની આધુનિક પ્રથાને અનુલક્ષીને એવું માની લેવામાં હરકત જેવું નથી રહ્યું કે, પરણ્યા પહેલાં જ છોકરીના વિચારો ઘડાઈને સ્થિર બન્યા હશે તેમજ તેની રૂચિઅરૂચિ પણ કેળવાઈ ગઈ હશે. છોકરીના ખ્યાલોનું કશું ઘર્ષણ સંભવિત છે કે કેમ એ તો બંને પક્ષમાંથી કોઈ વિચારતું જ નથી—એને વિચારણીય જ ગણતું નથી.

કોઈ અતૃપ્ત માનવીના જડ વળગણરૂપે છોકરીઓને લગ્નના ક્ષેત્રમાં ન ધકેલવી જોઈએ. એ સાથે એવો પણ દાવો ન થઈ શકે કે સ્ત્રીવર્ગ સામાન્યતઃ હઠીલો અને અસમજુ નથી હોતો. અનિશ્ચિત ગતિ તથા કાલમાનવાળા ધૂમકેતુઓના જેવો એ વર્ગ હોય છે. પોતાના આદર્શોની વિરુદ્ધ ન જાય એવી જીવનસંગિનીની પ્રાપ્તિ કોઈને પણ માટે વિરલ છે. પૂરતા ભારપૂર્વક હું આ મુદ્દો રજૂ કરું છું. ' હોલી મધર ' કે કસ્તુરબા તેમાં અપવાદ રૂપ હોઈ શકે. ' લગ્નનાં ડહોળાં પાણી 'ની વ્યાખ્યા જ બધું જાતે સમજાવી દે છે. લોટરીમાંથી ઇનામ મેળવવું અને લગ્ન માટે સ્ત્રી મેળવવી એ બંને સરખું છે. તફાવત માત્ર એટલો જ કે એમાંનું પ્રથમ એક અકસ્માત છે, જ્યારે બીજી એક આફત છે. આને લઈને જ હું

લગ્નને લોટરી માનું છું. વગર માગ્યે જોખમ ખેડવું એ જ લોટરીનો અર્થ. એ એક પ્રકારનો જુગાર જ છે, અને જુગારીવેડા કોઇ પણ વ્યક્તિને ન શોભે. જુગારના બીજા કોઇ પણ પ્રકારની તદ્દન જુદી રીતે આ જુગારમાં તો માણસની જિંદગી–પવિત્ર માનવ-જીવન હોડમાં મૂકાય છે.

પરિણીત જીવન આપણને પાર્થિવ વસ્તુઓની નિઃસારતા દર્શાવી આપતું હોઇને આપણે વધુ સત્યાભિમુખ બનીએ છીએ એવો પણ દાવો કરવામાં આવે છે. આને માટે બહુ જલદ જવાબ આપવો પડે તેમ છે એ ખરેખર શોચનીય છે. આ જગતમાં ત્રણ પ્રકારના લોકો વસે છે. એક એ કે જેને કશા જ્ઞાનની પડી જ નથી હોતી. બીજો પ્રકાર એ કે ઠોકરો ખાઇને અંતે જતાં જે જ્ઞાન મેળવે છે. અને ત્રીજો વર્ગ એ કે પોતાના કેળવાએલા દૃષ્ટિકોણ વડે સઘળી વસ્તુઓનો તાગ કાઢતો રહીને, બીજાઓના અનુભવમાંથી પોતે શીખતો રહીને પોતાની અંદરના અનાવશ્યક કે અનિષ્ટ તત્ત્વોથી મુક્ત થતો જાય છે. અહીં પણ એક મૂળભૂત હકીકત તો ઊભી જ રહે છે કે, ઇન્દ્રિયતૃપ્તિ દ્વારા વાસનાનો ક્ષય કદી સાધી નથી શકાતો. ભીષ્મના શબ્દોમાં કહીએ તો, અગ્નિમાં પડતા ઘીની માફક ઇન્દ્રિયભોગથી વાસનાનો ક્ષય પામવાને બદલે ઊલટી વધતી રહે છે.

એક મનફાવતી દલીલ એ છે કેઃ તમારે કુદરત વિરુદ્ધ ન જવું. જો જાતીય સામર્થ્યને આધ્યાત્મિક સામર્થ્યમાં ફેરવી નાખી શકાય (અલબત્ત, પ્રભુના નામે જ) તો તેથી અચૂક લાભ થવા પામે છે. યોગીઓનો ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે.

અલબત્ત, એક સંસ્થા તરીકે તો લગ્ન-સંસ્થા પવિત્ર છે. સત્કાર્ય માટે એમાં અનેક સારી તકો રહેલી હોય છે. પરંતુ માણસ પોતાના તથા પોતાના કુટુંબના ગુજરાન પાછળ જ એટલો વ્યગ્ર બની જાય છે કે કશી ઉચ્ચ વસ્તુઓનો વિચાર કરવાની એનામાં વૃત્તિ કે સ્ફુર્તિ નથી રહેતાં.

લગ્નદ્વારા, પડ્યું પાનું નિભાવી લેવાનો ગુણ ખીલતો હોવાનું કહેવાય છે; પરંતુ ખરું જોતાં એ ગુણ સ્વાભાવિક રીતે ખીલતો નથી પરંતુ પરાણે અપનાવી લેવો પડે છે. આ તો સર્કસ જેવું જ છે, જેમાં એક પક્ષે સળગતું પૈડું ધરી રાખવાનું હોય છે જ્યારે બીજાએ તેમાંથી કૂદીને પસાર થવાનું હોય છે. સુખી સમાધાનનો અર્થ એ કે એક પક્ષે પોતાની મૂર્ખાઇનો ત્યાગ કરવો. એટલા માટે બંને પક્ષ માત્ર ભણેલા નહિ, પણ સંસ્કારી હોવા જોઇએ. પરંતુ સંસ્કારિતા એ તો આજના જમાનાની સૌથી દુર્મિલ વસ્તુ છે.

માનવમાનસના નિષ્ણાતો સામાન્યતઃ બધી બાબતોમાં સફળ થાય છે. પરંતુ માતા પ્રત્યેના વર્તનમાં નિશ્ચય પૂર્વકનો અંધારપટ એમણે રહેવા દીધો છે. લગ્ન પછી પુરુષનો સ્નેહસંબંધ નવા જોડાણથી જોડાય એ સ્વાભાવિક છે. તેને મનમાં લાગતું હોય છેઃ 'મારી માતા તો આ બાબતમાં મને માફ કરી દેશે, પણ આ હઠીલી છોકરી તેમ નહિ કરે !' પરિણામે તે પત્ની આગળ પીછેહઠ કરે છે. અને પીછેહઠ કરી એકલી સંતોષ નથી માનતી એને સુખ મળતું નથી. એણે છોકરીનો પક્ષ લીધો હોય છે, એવું સમજીને કે કશી ધાંધલધમાલ ન થાય; પરંતુ એને લાગે છે કે પોતે પરાજિત થયો છે, એને એક પ્રકારની બેચેની રહ્યા કરે છે, કાયમની નિરાશા ઘર કરી બેસે છે.

પરંતુ એટલેથી જ લગ્નની ઇતિશ્રી કાંઇ થોડી જ થઇ જાય છે ?

લગ્નની સાથોસાથ જવાબદારી આવે છે અને એને લઇને માલિકી ભાવના. આપણી

પત્ની અને આપણાં સંતાનોના પર્યાયમાં જ આપણે વાત કરતા થઈએ છે. પરાઈ વસ્તુઓ એ પરાઈ છે. આપણી વસ્તુઓ તે આપણી જ છે. આપણાં પોતાનાં સંતાનોને જોઈએ છીએ એવા જ ભાવે બીજાઓનાં સંતાનોને આપણે નથી જોતા. આપણે આપણા જ લોકોને સુખી બનાવવા મથીએ છીએ-બીજાઓને એ કેવું લાગશે તે નથી વિચારતા. સગવડ, સ્વાર્થ અને માનસિક ગુલામી એ આપણી આવશ્યકતા બની જાય છે. પ્રેમનું વર્તુલ વિકસવાને બદલે સંકોચાતું જાય છે. આ સૂચક નથી ? લગ્ન એ એક ભ્રમ તેમજ જાળ નથી ?

આપણને જન્મ લેવો પડે છે તેનું કારણ એ આપવામાં આવે છે કે આપણો વાસના-ક્ષય થયો નથી હોતો. હવે પરિણીત જીવન એ એક પ્રકારનો ભોગવિલાસ જ છે અને ભોગવિલાસ હંમેશાં વાસનાઓને વધુ પ્રજ્વલિત રાખે છે. આમ એક બાજુએ મોક્ષની વાતો કર્યા કરવી જ્યારે બીજી બાજુએ પોતાની જાતે જ આત્માના બંધનો વધાર્યે જવાં એ તો માત્ર માનવપ્રાણીને જ છાજે !

કોઈ પણ ઉદાત્ત કાર્ય અર્થે જીવવા કે મરવામાં માણસને સુખનો અનુભવ થાય છે. તમે પરણો છો. તમારી જવાબદારી વધે છે. કમાવું એ તમારે માટે અનિવાર્ય બને છે. ચાહે તે ભોગે કમાણી એ તમારો ઉદ્દેશ બને છે. એ ઉદ્દેશપૂર્તિ અર્થે આપણને આધ્યાત્મિક પતન પણ વહોરવું પડે છે, સત્યનો અનાદર કરવો પડે છે અને ધૃણાસ્પદ જણાય એવો માનસિક વ્યભિચાર આદરવો પડે છે. આપણને થોડા ટુકડા ફેંકનાર ચાહે તેવા શોષકની નાણાંની કોથળી વધુ ફુલાવવામાં આપણે કશો ક્ષોભ પદર્શિત નથી કરતા. આપણને થતી કમાણીના બદલામાં લાખોને નસીબે ભૂખમરો અને ભીખ ચોંટતાં હોવાનો આપણને કશો રંજ નથી થતો. સઘળી જ ઉદાત્ત લાગણીઓ સામે આપણો અંતરાત્મા મૂઢ બની જાય છે. આ સઘળાનો બચાવ આસાનીપૂર્વક એક જ વાક્યથી કરવામાં આવે છે કે, મારે કુટુંબનો નિર્વાહ ચલાવવો પડે છે. આપણને કુટુંબનો નિર્વાહ ચલાવવો પડે એટલા જ માટે સઘળી ઉદાત્ત લાગણીઓને મરી જવા દેવી પડે એ માત્ર આપણી કંગાલિયત જ સૂચવે છે.

તો પછી કાયર કોણ ?-ધનપ્રાપ્તિના નિરર્થક અને આપત્તિકારક વ્યવસાય પાછળ પડીને તેને 'ઉત્તમ' ગણાવનારાઓ કે પછી એથી અલિપ્ત રહીને ઉચ્ચ કર્તવ્ય બજાવ-નારાઓ ? પોતાની જરૂરિયાતો વધાર્યે જનારાઓ કે એ જરૂરિયાત પર કાપ મૂક-નારાઓ ? જીવન પ્રત્યે તો મને પણ પ્રેમ છે, પરંતુ જીવનથી અધિક એવા કશાક પ્રત્યે પણ મને પ્રેમ છે.

સારું અને સંપૂર્ણ જીવન જીવવા ઇચ્છ-નારાએ તો અપરિણીત જ રહેવું બહેતર છે એમ હું માનું છું. આથી હું 'ટ્રાયલ મેરેજ' અથવા અજમાયશી લગ્નોનું સમર્થન કરું છું એમ રખે કોઈ માને. કોઈપણ આદર્શવાદીને માટે લગ્ન એ તો બનોર્ડ શોના શબ્દોમાં કહીએ તો એક પ્રકારનો ફાંસલો છે, આત્માના પવિત્ર મંદિરનું ભ્રષ્ટીકરણ છે, તેના જન્મ-સિદ્ધ અધિકારનું વેચાણ છે, તેના પૌરુષનું અતિક્રમણ છે, શરમભરી શરણાગતિ છે, નામોશીભરી લાચારી છે, અને પરાજયનો સ્વીકાર છે.

"પ્રબન્ધુ"

# બંગાળના નારી જીવનની ભયંકર અધોગતિ!

✱ શ્રીમતી કલ્પના દત્ત ચિતાગોંગનાં મહિલા કાર્યકર છે. ત્યાંના જાણીતા શસ્ત્રાગાર ધાડ કેસમાં તેમને જન્મટીપની સજા થયેલી, પરંતુ મહાત્મા ગાંધીજી અને કવિવર ટાગોરના પ્રયાસોથી આઠ વર્ષની સજા ભોગવ્યા બાદ સરકારે તેમને છોડી મુકયાં હતાં. આજ તેઓ ત્યાં સામ્યવાદી કાર્યકર તરીકે સંગઠનનું કામ કરી રહ્યાં છે. દુષ્કાળજનિત ભૂખમરાએ ત્યાંના નારી જીવનનો જે ભયંકર હ્રાસ કર્યો છે તેનો કાંઇક ચિતાર આપતા કીસ્સા તેમણે જાત તપાસ બાદ 'જનયુદ્ધ'માં આપ્યા છે. આ થોડાજ કીસ્સા એવા હૃદયદ્રાવક છે કે જે સારા સમાજને પડકાર આપી રહ્યા છે.

આ રાકાન રસ્તે પસાર થતાં અમે જે જોયું તેનું વર્ણન શબ્દોથી થઇ શકે તેમ નથી. અમે ફકત ૧૦ માઇલ કાપ્યા હતા, પરંતુ એટલામાંજ અમે જોયું કે આપણી સૈકાઓ જુની સંસ્કૃતિ ત્યાં મરણ-વેદના સહી રહી હતી. વાતાવરણ બુદબુથી મલીન બની ગયું હતું.

સામાન્ય રીતે આ રસ્તાપર રાહદારીઓ નજરે પડતા નથી પરંતુ રસ્તાપર ખોદકામ અને પાણી છાંટવાનું કામ કરતી મજુર દળની સ્ત્રીઓની ટોળાઓ તમને નજરે પડશે. દસ બાર મજુરણોના ઉપરી તરીકે પુરૂષ કે સ્ત્રી મુકાદમ હોય છે જેને મઝી કહે છે. આ મઝીઓ અને કોન્ટ્રાકટરોના ધંધા સંસ્કૃતિને ભારે એબ લગાડી રહ્યા છે.

આ સ્ત્રીઓના દેખાવ, ટાપટીપ, વાતચિત દરેકમાં અસ્વાભાવિકતા જણાય છે. યુવતીથી વૃદ્ધા સુધીની દરેક ઉંમરની સ્ત્રીઓ અહિં કામ કરે છે. તેમનું કોઇ ધણીધોરી નથી. તેમનાં ઘર, પતિઓ અને પુત્રો દુકાળમાં હોમાઇ ગયાં છે.

આસપાસના લોકો કહેતા કે મજુરદળની સ્ત્રીઓ ખરાબ વર્ગની છે અને સારા વર્ગની સ્ત્રીઓ પણ આફતમાં સપડાતાં પ્રચલિત દુર્ગુણથી અલગ રહી શકતી નથી. આ કથનનું સત્ય અમને થોડીજવારમાં સમજાયું. જે જે અમને મળતું તે દરેકની ફરીયાદ હતી કે તેમને નિયમિત રોજી મળતી નથી અને ૧૦–૧૫ દિવસે મળે છે તેયણે ત્રણ રૂપરડી! આમ છતાં આશ્ચર્યની વાત એ કે તેમાંની એકે ચીથરેહાલ નહોતી. તેમના ચહેરા ઉપર ભૂખનું ચિહ્ન નહોતું. બંગાળના કોઇ ગામ-ડાંમાં નજરે ન પડે તેવો ડોળ—એક બીજાની સ્પર્ધા કરતા સંભાળપૂર્વક હોળેલા વાળ, અછકલો પોષાક વગેરે કહી આપતાં હતાં કે તેઓ ઉપાર્જનનું બીજું સાધન ધરાવે છે.

સાંજે પાંચ વાગે તેમની નોકરીનો સમય પુરો થતાં તેઓ દેખીતી રીતે ઘેર જવાં જોઇએ. આરાકાન રસ્તો સ્ત્રીઓને એકલા ફરકવાની જગ્યા નથી. આમ છતાંય સાંજે સ્ત્રીઓનાં ટોળાં રસ્તાની બન્ને બાજુ જામેલાં નજરે પડે છે.

તે દિવસે અમે અમારી સગી આંખે જોયું કે એક લારી એકાએક અટકી પડી

અને તેમાંના સૈનીકે એક સાડી અને ચંપલ ઉંચાં કર્યાં. કેટલીક છોકરીઓ તે મૂક આમંત્રણનો સ્વીકાર કરવા આગળ થવાનો વિચાર કરતી હતી એવામાં પાછળ એક અમલદારની મોટર દેખાતાં લારી ઝડપભેર રવાના થઈ ગઈ.

આ જોઈ ત્રણ માસ પરનો એક બનાવ મને યાદ આવ્યો. હું અમીરાબાદમાં હતી ત્યાં વાત સાંભળી કે આરાકાન રસ્તા પરની એક છોકરીને એક હબસી ધોળે દિવસે ઉપાડી ગયો હતો. તે છોકરીએ પોતાનો બચાવ કરવા તે માણસને બચકું ભર્યું હતું. પાછળથી તે બે માઈલ છેટે આખા શરીરે ઘવાયેલી હાલતમાં મળી આવી હતી. નવાઈની વાત એ કે આ બનાવે ગામમાં જરાય ફફડાટ પેદા કર્યો નહી !

## સરલાની વિતક

તે જ ગામમાં મેં મજુરદળમાં કામ કરતી ૨૫ વર્ષની યુવાન વિધવા સરલાએ જાતે તેની હૃદયદ્રાવક વિતક વર્ણવી હતી. એક સાંજે તે પોતાના સાત આઠ વર્ષના છોકરાને લઈ આરાકાન રસ્તે થઈ જતી હતી તેવામાં એક હબસીએ તેને જોરજુલમથી ઉઠાવી પોતાની લારીમાં નાંખી. એ લારીમાં બીજાઓ પણ હતા. દોઝારી પહોંચતાં ભોજન સમયનો ઘંટ વાગ્યો અને માણસો તેને મોટરમાં પુરી જમવા ચાલ્યા ગયા. લારીમાંના એક બાકામાંથી તે પરાણે બહાર નીકળી જેથી તેનાં વસ્ત્રો ચીરાઈ ગયાં. અને પોતે અંધારામાં પકડાઈ ન જાય તે માટે નવસ્ત્રી બની પોતાને ઘેર આવી. તેને પોતાનું બાળક હતું, ઉપરાંત તેણે માતૃપ્રેમને વશ થઈ એક અનાથ છોકરીને પણ પોતાના ઘેર આશરો આપ્યો હતો. આ બાઈ પોતાના બળ પર ઝઝુમવા માગતી હતી, પરંતુ તે પોતાનું સ્વમાન સાચવીને પેટનું પુરું કરી શકે તેવો કોઈ માર્ગ નિષ્ઠુર સમાજે દેખાડયો નહી. આખરે બાળકના ઉદર અર્થે તેણે અધોગતિનો માર્ગ લીધો.

## શપથ ન પાળી શકી

મઝદા ૨૦–૨૧ વર્ષની બીજી એક બાળા હતી. તે પણ ઉજળા મસ્તકે જીવવા માગતી હતી. તે ગરીબ બ્રાહ્મણની પત્ની હતી. તેનો દુકાળપિડિત પતિ તેને છોડી ફેની ગયો પરંતુ ત્યાંથી સંધીવાથી અપંગ બની પાછો આવ્યો. કમાવા માટે તે અશક્ત હતો. છેવટના ઉપાય તરીકે બાઈને મજુરદળમાં જોડાવું પડયું પરંતુ ત્યાં તેણે જોયું કે તેને આબરૂનો સોદો કરવો પડયો પડે તેમ હતું. આથી તેણે તે કામ છોડી દીધું એટલુંજ નહી પણ આ દુષિત વાતાવરણમાંથી પોતાની સાથે બીજી પંદરને પણ પોતાની સાથે લેતી આવી. તેઓ બધીઓએ જીંદગીભર કદી મજુરદળમાં કામે ન જવાનાં શપથ લીધા.

ત્રણ માસ પછી હું ફરી અમીરાબાદ ગઈ અને મઝદાને મળી ત્યારે તે "મરણ-પથારીએ હતી. ભગ્ન હૃદયે તેણે મને જણાવ્યું કે તે પોતાના શપથ પાળી શકી નહોતી. ભૂખના દુઃખે તેને મજુરદળમાં જવાની ફરજ પાડી હતી.

## અમીના માઝી

રસ્તામાં મેં મજુર દળની ઘણી સ્ત્રીઓ સાથે વાત કરી, તેઓ બધી પોતે નિર્દોષ હોવાનું અને બીજીઓ બેઠેલ હોવાનું પુરવાર કરવા પ્રયત્ન કરતી. મેં કેટલીકને પુછયું, "તમે કેમ્પની મુલાકાત લો છો ?" એક મુસ્લીમ સ્ત્રીએ જવાબ આપ્યો, "ના. અમે એમનાં બીહામણા મો જોઈને જ ડઘાઈ જઈએ છીએ." મતલબ કે તેઓ હબસીઓના રાક્ષસી ચહેરાથી બ્હીએ છે. પોતાના શિયળની તેમને બ્હીક નથી. અમીરાબાદના મજુર દળની ઉપરી અમીના માઝીએ પણ

મારી આગળ હબસીઓના કદાવર દેખાવની બ્હીકની વાત કરી હતી. આ અમીના માઝીનાં અનેક ગુનાહીત કરતૂતો જાણીતાં છે. કોન્ટ્રાક્ટરો સાથે તે છડે ચોક નખરાં કરતી. તેનાં કરતૂતો છતાં થતાં અમીરાબાદનું મજુરદળ કાઢી નાખવામાં આવ્યું અને અમીનાને પણ ત્યાંથી હદપાર કરવામાં આવી હતી. આજ તે ક્યાં છે તે કોઈ જાણતું નથી.

### પછી શું !

આમ મજુર છાવણી બંધ પડી પણ પછી શું ? ગામલોકો સ્ત્રીઓ માટે કાંઈ કરી શક્યા નહી. ભીખ માગીને તેમણે ચલાવવા માંડયું, બાકીનીઓ માટે વેશ્યા વ્યવસાય જ રહ્યો. તેમની નિરાધાર દશાનો પુરો લાભ વેશ્યાદલાલો લઇ રહ્યા છે.

ડેપોમાં શીવવા જેમાં કાર્યો કરતી મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ આ લાલચને વશ થઇ છે અને અનાચારનો પંજામાં ફસાઇ છે. તેઝી બજારમાં એક મધ્યમ વર્ગની માતાએ મને જણાવ્યું હતું કે તેના સસરાના કુટુંબમાં જે અનાચાર ચાલી રહ્યો હતો તેનાથી કંટાળીને પોતાને પીયર ચાલી આવી હતી.

માત્ર પેટનો ખાડો પૂરવા જ નહી, દુષ્ટ લાલચ આજ ચિતાગોંગમાં આખા સમાજ અને સંસ્કૃતિને દુષિત બનાવી રહી છે. એક યા બીજો વર્ગ જ નહી પણ આખો સમાજ આ ભયંકર અધોગતિની ગર્તામાં ગબડી પડયો છે. પહાડતળીમાં પણ આવી જ દશા છે. ત્યાં સ્ટેશન પર રેલ્વેના ડબામાં પડી રહેતી સ્ત્રીઓ ખરાબ જીવન ગાળતી.

### કથુલીના ગ્રામજનોની શુભ શરૂઆત

કેટલાક માસ ઉપર ભવાની સેને આ વિસ્તારમાંના હીણપતભર્યા જીવનનું સ્થાનિક પત્રોમાં બ્યાન કરતાં આ વિસ્તારના કેટલાક લોકોએ જણાવ્યું હતું કે " જે બની રહ્યુ છે તેનો આ એક અંશ માત્ર છે પરંતુ આપણા લોકોની નાલેશી વર્તમાનપત્રોમાં શા માટે પ્રગટ કરવી જોઇએ ? " આ ભવાની-બાબુના પ્રયાસથી જ પહાડતળીની પડોશના કથુલી ગામે ફંડ ઉઘરાવીને તથા સરકારને ગ્રાન્ટ આપવાની ફરજ પાડીને માછીઓ માટે ૪૫ ઝુંપડાં બંધાવ્યાં. વેરાન બનેલું કથુલી આજ નવું જીવન જીવે છે. પેટને ખાતર આબરૂ વેચનારી ૧૩ સ્ત્રીઓને તેમણે બચાવી છે પરંતુ તેમને બચાવવાથી કાંઇ વળે તેમ નહોતું. તેમને કામ અપાવવાનું સહેલ નહોતું. બિરાદર વિમળદે અને તેમના સાથીઓએ ભારે પ્રયાસ બાદ તેમ કરવામાં સફળતા મેળવી.

આ પછી પહાડતળીના ગ્રામ્યજનોએ ગામમાંથી અનાચાર દુર કરવાનો નિર્ધાર કર્યો. તેમનું કાર્ય ઘણું મુશ્કેલ હતું પણ અત્યારે ભારે પ્રયત્નો પછી ત્યાંની તાડીની દુકાન અને કુટણખાનાં દુર કરવામાં તેમને સફળતા મળી. આથી ઉત્તેજીત થઇ તેમણે લાંચરૂશ્વત અને ચસમપોશી સામે જેહાદ જગવવાને એક સ્વયંસેવક દળ ઉભું કર્યું છે.

પહાડતળીની આ ચળવળ ચિતાગોંગ પહોંચી છે પરંતુ ત્યાં લોકોમાં પુરતી જાગૃતિ આવી નથી.

આજ સુધી આપણે ચૂપકીદી દ્વારા આ અનર્થો અને આ વિષમતાઓને સાથ આપ્યો છે. બીરૂતાને લઇ આપણી વચ્ચે આવાં કલંકોને પોશી આપણે આપણી માનવતા, સ્વમાન અને દેશાભિમાનનો ભોગ આપ્યો છે. આજ તેની સામે ઝઝૂમવાનો વખત આવી લાગ્યો છે. આપણે આપણા સમાજ અને કુટુંબનું એવું પુનરુત્થાન કરવું જોઇશે જેમાં આપની માતાઓ અને ભગિનીઓને ભૂખે મારતા દુષ્કાળો અને અનીતિને માર્ગે ચઢાવનાર શયતાનો ન હોય.

# શોભના*

કેકારવની મીઠી મધુરી ઉડી ગઈ,
સુણવાં ઘેલાં પ્રીતમ કેરાં ગીત જો;
સાચવી રાખી હૈયામાં જે વેદના,
સ્વર્ગ મહીં એ ખરચી લેવા પ્રીત જો !
કેકારવની મીઠી મધુરી ઉડી ગઈ ! ૧

સાંભરતાં'તાં સ્મરણો એને મોરનાં,
કલાપ જેને છાઈ ગયું ગુજરાત જો,
ઉડી ગયો કેકારવ મૂકી પ્રેમનો,
સહાય નૂતન એને દિલની વાત જો.
કેકારવની મીઠી મધુરી ઉડી ગઈ ! ૨

એણે બાંધી જન–વનમાં નિજ ઝુંપડી,
માંડયો એણે પ્રિયતમ કેરો જાગ જો;
ભર સંસારે રહી એ પ્રેમની જોગણી,
એને હૈયે ધખધખતો વૈરાગ જો.
કેકારવની મીઠી મધુરી ઉડી ગઈ ! ૩

સંસ્મરણોમાં સરતી'તી એ સોત શી,
વિખૂટી પડતાં સરથી થઈ બેભાન જો;
એક જ તાર બજ'તો'તો ઉર બીનમાં.
પ્રિયને મળવા સદા રહી એક ધ્યાન જો.
કેકારવની મીઠી મધુરી ઉડી ગઈ ! ૪

પ્રિય સહચારે ખેલી ચારૂ બાગમાં,
પ્રિયની સાથે કરિયાં કંઇ કલ્લોલ જો;
પ્રિય નતાં એ બાગ બન્યા વેરાન શા,
પ્રિય નતાં સહુ સંભારિયા મહલોલ જો.
કેકારવની મીઠી મધુરી ઉડી ગઈ ! ૫

---

* સ્વ. રાજકવિ કલાપિનાં સ્નેહરાણી શોભનાના અવસાન પ્રસંગે લખાયેલું કાવ્ય.

ચિત્ત હતું નિજ લેઠાયેલું કલાપીમાં,
હતો અન્ય નવ કોઇ એનો ઇશ જો;
દુનિયા નોખી પ્રકૃતિ કેરા પંખીની,
દ્વેષ હતો નહીં હતી ન કો'થી રીસ જો.
કેકારવની મીઠી મધૂરી ઉડી ગઇ ! ૬

એણે ગાયું ન્હોતું છતાં હતી ગીત શી,
એનું હૈયું હતું મધુરતમ કાવ્ય જો;
એણે એક લીંટી ન કહી ગુજરાતને,
અમર થઇ ગઇ, કેવો પ્રેમ-પ્રભાવ જો !
કેકારવની મીઠી મધૂરી ઉડી ગઇ ! ૭

શ્રી. મનુભાઇ ત્રિવેદી



# જ્યોતિર્મયીને

[ મંદાક્રાન્તા ]

ઓહે ! તારા વિમલ ફુટતાં જ્યોતિ કૌમાર કેરાં
વાસન્તી શ્રી જુવતી જુઘશી, દાખવે જ્ઞાન રશ્મિ;
હાસ્યે લાસ્યે કિરણ કિરણે, સૌમ્ય સંસ્કાર લક્ષ્મી,
ઉલ્લાસે એ પ્રકટ કરતી, સંયમો શું અનેરા ? !........૧

નેહોચ્છ્વે શું નયન કુમળે, ભક્તિના ભાદ્રઓત,
ઇર્ષાળુની ઉપર પણ રે, દાખવે પ્રેમ દૃષ્ટિ,
વિશ્વ પ્રેમ વિમળ કુમળી જ્ઞાનદા નેત્ર જ્યોત......૨

ચાહે દીપ્તિ તુજ હૃદયની દીપિકા, સ્નિગ્ધ સ્નેહ,
જ્યોતિ તેની પ્રગટતી રૂચિ સૌમ્ય કલ્યાણ કૃત્યે;
તેજોલ્લાસે ભરી જનપદે જ્યોતિએ દિવ્ય રાચે.......૩

મ્હારું સ્હેવું તુજ હૃદયની માત્ર એ તો ફુનેહ,
કલ્યાણશ્રી તુજ કૃત તણા પ્રેમ આનન્દ નૃત્યે,
ગંગા જેવું તુજ જીવનનું મંગલા વ્હેન સાચે.......૪

શ્રી. કુસુમાકર

## મંદીરીએ

આવી હું આશા ભરી,
 હો માડી ત્હારે મંદીરીએ રે.
લાવી હું ફુલડાંની માળ રે,
ભરી લાવી હું કુમકુમના થાળ રે—આવી.

ત્યારે મંદીર માડી દેવના દુદુંભી,
 વાગે અહો દિનરાત,
 માડી ત્હારે મંદીરીએ રે—આવી.

ઘંટાના નાદ ભક્તિ ભાવના ભર્યા કંઈ,
 ભરે જીવન ઉલ્લાસ,
 માડી ત્હારે મંદીરીએ રે—આવી.

ત્હારે મંદીર માડી દિવ્ય દિપજ્યોતો,
 ઝળહળતી દિનરાત,
 માડી ત્હારે મંદીરીએ રે—આવી.

ત્હારે મંદીર માડી ગોરી કુમારીકા,
 ગરબે રમે દિનરાત
 માડી ત્હારે મંદીરીએ રે—આવી.

શ્રી. મકુલતા આર. દેસાઇ

## દેજો પ્રભુ

( લોકગીતના ઢાળે )

ઉંચા એ આભમાં ઉંચી એ મેડીએ,
 પડઘમના છંદ કંઇ ગુંજી રહે.
ઝાલરના ડંકા વાગ્યા મંદિરીએ,
 પાયે પડીને બાળા માગી રહે.

માગું માગું ને પ્રભુ માગું હું એટલું,
 સ્વામી સલુણો દેજો પ્રભુ.
કડે પાતળીયો ને વાને ગોરીલો,
 હસતો હસાવતો દેજો પ્રભુ.

પાયે પડીને બાળા એ વિનવે,
 સ્વામી કહ્યાગરો દેજો પ્રભુ.
કામણ ભરી તેની આંખોમાં પ્રભુજી,
 મમ પ્રત્યે અમી વહાવજો પ્રભુ.

સ્નેહે સંધાયેલ, વચને બંધાયેલ,
 સ્વામી સંસ્કારી દેજો પ્રભુ.
માગું માગું ને માગું હું એટલું,
 સ્વામી સલુણો દેજો પ્રભુ.

શ્રી. હરિપ્રસાદ કા. આચાર્ય

# શશીબાળા શું કરે ?

લેખિકા :
સૌ. અચલા દારોગા

ગુજરાતમાં ઊંચી ગણાતી એક જ્ઞાતિનું કુટુંબ અમારી બાજુમાં રહે છે. પતિનું નામ છે ખાસું સવ્યસાચી અને એમનાં પત્નીનું નામ છે શશીબાળા. ભાઈ પોતે દેખાવે તંદુરસ્ત અને બેઠા ઘાટના ભરાઉ શરીરના છે. એમની સ્ત્રીનું શરીર એકદમ એકવડા બાંધાનું અને નરમ છે. લગભગ ૭ વર્ષ પહેલાં એમના લગ્ન થયેલાં, મૂળ વતની તો એ અમદાવાદના, પણ છેલ્લા બેત્રણ મહિનાથી નોકરી માટે અહીં આવ્યા છે. ભાઈ પોતે બી. એ. સુધી ગયેલા છે. એમના પિતાને ચાર પાંચ પુત્રરત્નો છે. તેમાંથી સવ્યસાચી પ્રથમ હોવાથી આગળ પાછળના સગાંઓએ લગ્નની ગોઠવણ કરી. સવ્યસાચી ભાઈનો સ્વભાવ વહેમી, અદેખો અને નીચ છે. સ્થિર રહીને નોકરી કરવાની વૃત્તિના અભાવના કારણે અને કામ કરવાની બીનઆવડતને કારણે, એઓશ્રીએ લગભગ પચીસ નોકરીઓ બદલી છે; અને તે પણ સ્વેચ્છાએ તો નહીં જ. કોઈ પણ એમનું કામ અને આવડત જોઈને રાખવા તૈયાર ન થવાને કારણે અને પોતાનામાં અહંતાને કારણે એમણે નોકરીઓ ઠીક બદલી છે એમના પિતાની સ્થિતિ તદ્દન સાધારણ એટલે આર્થિક મદદની જરૂર હોવા છતાં પણ એઓ નિષ્ક્રિય જ રહ્યા છે. આવા સ્વભાવના અને રીતભાતે તથા સર્વ અયોગ્ય એવી વ્યક્તિની વાસના પૂરવા માટે અને લગ્ન પછી સુધરી જશે એવી વ્યર્થ આશા સાથે બહેન શશીબાળાનું જીવન એમની સાથે જોડવામાં આવ્યું.

લગ્ન પછી વસ્તુસ્થિતિ વધુ બગડી. શશીબાળાને કામ કરનારી, શાન્ત અને ડાહી છોકરી તરીકે અમે ઓળખીએ છીએ, એને અંગત ઓળખતા માણસોનો પણ એ જ અભિપ્રાય છે. પતિની વાસના સંતોષવામાં આનાકાની કરતા, અથવા પતિને ખર્ચવા માટે જોઈતા પૈસા ન આપવાના કારણે પતિદેવ શૂરા બની, શશીબાળાને ખૂબ મારે છે. શશીબહેનનાં સાસુ પોતાના પુત્રરત્નનો વાંક ન જોતાં પોતે પણ નાનપણમાં માર ખાધેલો એમ કહીને પોતાના પુત્રને વારતાં નથી પણ ઉત્તેજે છે. એક વખત જૂના કાગળો બાળવા છે એવું બહાનું કાઢીને બળતી સગડી મેડી ઉપર લાવીને રાત્રે પતિએ પત્નીને બાળવાની ધમકી પણ આપેલી. આ બધું એ બન્ને અમદાવાદમાં હતાં ત્યારે બનેલું. અહીં આવ્યા પછી વખતે સ્થિતિ સુધરશે એવો ખ્યાલ બહેન શશીને હતો, પણ એ બધો વ્યર્થ ગયો. થોડા દિવસ પહેલાં જ પતિદેવ ખરા દાનવ બન્યા અને પત્નિ બેભાન બની ત્યાંસુધી મારી. તેનું મોં પણ સૂઝી ગયું, અને અમારે પાડોશીઓને એ બહેનને આ ત્રાસમાંથી બચાવવા માટે એમનાં માતાપિતાને ત્યાં મોકલી દેવાં પડયાં.

આ બનાવ પછી વિચાર આવે છે કે આ બહેને શું કરવું ? સવ્યસાચીનાં સગાંઓ એ ભાઈની વિચિત્રતા જાણે છે. છોકરીનાં માબાપ પણ જાણે છે કે પોતાની પુત્રી કાં તો માંદી પડશે અથવા આપઘાત કરશે. આમ હોવા છતાં પણ નથી પતિનાં માતાપિતા રસ્તો કાઢતાં કે નથી સાસુસસરા નિકાલ લાવતાં; અને ગરીબ બિચારી શશીબાલા રહેંસાય છે.

અમારી સાથે સદા હસીને વાત કરતી આ બહેનના અંતરની વેદના અપાર છે એ અમે જાણીએ છીએ. ઉચ્ચ ગણાતી આ

જ્ઞાતિના વડાઓ આવી બાળાને ભરણપોષણની વ્યવસ્થા કરાવી એને શાન્તિથી રહેવા દેવાની કબૂલાત પતિ પાસેથી અથવા એમના પિતા પાસેથી ન લઇ શકે ? શશીબાળા ખાસ ભણેલી પણ નથી એટલે પોતાના પગ ઉપર ઉભા રહેવાની એની શક્તિ નથી અમદાવાદમાં જ રહેતાં એનાં માતાપિતા જ્યોતિસંઘ જેવી સંસ્થામાં એના અભ્યાસની તજવીજ ન કરી શકે ? પણ એમાંનું કાંઈ પણ બનવું એ સંભવિત લાગતું નથી. જ્ઞાતિજનોને પોતાની ઉચ્ચતાનું અભિમાન છે; માબાપને એમ લાગે છે કે અમારી આબરૂ જાય અને બીજાં સગાંઓ તો માર સહન કરીને "પડ્યું પાનું નભાવી લેવાની" જ સલાહ આપે છે. વડોદરામાં એમને માટે છૂટાછેડાની વ્યવસ્થા ન થાય ? આમાંનું કાંઇ પણ ન થાય તો પોતાની સહીસલામતી માટે અને પોતાના પુત્રના ભાવી માટે શશીબાળાએ શું કરવું ? પોતાના પતિનો હવસ સંતોષી વિના વાંકે, માર ખાવો ? આપઘાત કરવો ? આપ રસ્તો બતાવશો ?

( જ્યોતિર્ધર )

---

# વિપંથી

[ કામણ દીસે છે અલબેલા—એ રાગ ]

અંધારી રજની ઉર ધબકે ધીમી ચાલતી જો, આંસુ સારતી જો,
મારગ ભૂલી વિપંથ થઇ હું રજની ઠારતી જો, દિલે ઝિહવાડતી જો....અંધારી.
ચો પા સે અં ધા ર અ ગા ડી
વસ્તુ દીસે નહીં એ નિરાળી,
જાણે સમંદર ઉમટયો કાજળ કારમો જો, તાંડવ નાચતો જો,
અંધારી રજની ઉર ધબકે ધીમી ચાલતી જો, આંસુ સારતી જો....અંધારી.
અવિરત તમરા ડાક બજાવે
રાની હિંસક પશુઓ કંઇ ત્રાડે.
ભૂતાવળ સમ ઝાડ ઝુંડો મ્હને ભાસતાં જો, અને ગભરાવતા જો,
અંધારી રજની ઉર ધબકે ધીમી ચાલતી જો, આંસુ સારતી જો....અંધારી.
અગણિત તારક નયન નચાવે
જાણે ઇસારે વિપંથી બતાવે.
કિંતુ અનેક અબૂધ નિવડે એ કામના શા ? નહી કંઈ દામના જો,
અંધારી રજની ઉર ધબકે ધીમી ચાલતી જો, આંસુ સારતી જો....અંધારી.
મન મુંઝાયું ઘવાયા ચરણો
આવ્યો કૃપાનિધિ ત્હારે શરણે,
એક જ તેજ કિરણ અર્પી ઉદ્ધરને ઓ દયાનિધિ યાચના જો,
અંધારી રજની ઉર ધબકે ધીમી ચાલતી જો, આંસુ સારતી જો....અંધારી.

શ્રી. ભાનુ શુકલ

# ભામિનીભૂષણ

લેખક :
શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ,
બી. એ.

[ વડોદરા શ્રેયસાધકઅધિકારીવર્ગના આદ્યઆચાર્ય "શ્રીમન્નૃસિંહાચાર્યજી"ના જીવન અને સાહિત્યની રૂપરેખા આપતો દળદાર ગ્રન્થ 'કુમારનાં કાવ્યો'ના કર્તા શ્રી મહેન્દ્રકુમાર દેસાઈએ તૈયાર કર્યો છે. તે ચાલુ માસમાં બહાર પડી ચૂકેલ છે. તે ગ્રન્થમાંથી થોડી પ્રસાદી 'ગુણસુન્દરી'ના વાચકો સમક્ષ રજુ કરીએ છીએ. —તંત્રી ]

'સતી સુવર્ણા' અત્યંત બોધદાયક પણ રસવાળી વાર્તા છે. તેનો તેનો ફક્ત પૂર્વ ભાગ પ્રકટ થયેલો છે. તેમાં પણ પ્રેયશ્રેયનું યથાર્થ જ્ઞાન પરોક્ષ રીતે મળે છે. દુષ્ટ કામુક શ્યેન રાજાની, સુવર્ણાનું હરણ કરી લાવવાની વૃત્તિ અને તન્નિમિત્ત થયેલી પ્રવૃત્તિઓનું રસિક વાંચન, વાચકની જિજ્ઞાસાને ઉત્તેજિત રાખે છે. તેમાં ચાલતાં રાજકારણીય ચક્રોની વિગત વાંચતાં, ચાણક્ય-નીતિનું સહેજે સ્મરણ થાય છે. આ વાર્તામાં તો સદ્લક્ષણોથી સતી ગણાતી ચાર યુવતીઓ, આયુધાદિનું જ્ઞાન મેળવે છે, એટલું જ નહિ પણ સુવર્ણાના અપહરણ પ્રસંગે પુરુષવેશમાં ઘોડા પર બેસી વીરપ્રવૃત્તિ પણ કરે છે. આ પરથી કર્તાશ્રીના સ્ત્રીવિષયક ઉદાર વિચારો સ્પષ્ટ સમજાય તેમ છે. આચાર્યશ્રીની સિદ્ધાન્તશ્રેણીમાં સ્ત્રીનું સ્થાન સર્વોચ્ચ છે, એ તો સંન્યાસ અને સંસાર-વિષયક તત્ત્વચર્ચા પરથી જ આપણે નિર્ણય કરી ચૂક્યા છીએ. ગૃહસ્થાશ્રમનું જે ગૌરવ તેઓશ્રીના ગ્રન્થોમાં કરેલું છે તે જોતાં, તે આશ્રમના આધિપાવલંબન રૂપ ગૃહિણીની गृहम् गृहिणी उच्यते, અથવા यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता—એ વાક્યો અનુસાર કોઈ પણ રીતે કે પ્રકારે, કોઈ પણ સંજોગોમાં, અવગણના કરવામાં ન જ આવે એ દીવા જેવું સ્પષ્ટ છે. સ્ત્રી એટલે શક્તિ અને સરસ્વતી; પવિત્રતાની પ્રતિમા. સ્ત્રીની પૂજ્યતા અને પવિત્રતાની પરાકાષ્ઠા ઉપર દેશની ઉન્નતિ તથા સમસ્ત સૃષ્ટિનું ગૌરવ નિર્ભર રહે છે. સ્ત્રી એ માનવજાતનું એકમ છે, અભ્યુદયનો આધાર છે, ઉચ્ચતાનો પાયો છે. એની અવગણના કરીને કયો પુરુષ, કયું કુટુંબ કે કયો દેશ આબાદીની અપેક્ષા રાખી શકે ?

આચાર્યશ્રીના 'ભામિનીભૂષણ'ના ગ્રન્થો વાંચતાં, આપણને આજે એક વિદ્વાન પુરુષના મર્મવાક્યો યાદ આવે છે કે,

'We have Women, not Wives,
We have Houses, not Homes.'

સ્ત્રીની ઉન્નતિની સાચી દિશા સમજાવવા શ્રી નૃસિંહાચાર્યજીએ 'શ્રી ભામિનીભૂષણ' લખવાનું શરૂ કર્યું. પાંચ અલંકારોની પૂર્ણતાએ તેનો પ્રવાહ સ્થગિત થઈ ગયો. આ ગ્રન્થોમાં સમાયેલા વિષયોની સૂચિ માત્ર દર્શાવીએ તો જ એક પ્રકરણ થાય તેમ છે. એટલે તેનું વિશદ રીતનું વિવેચનાત્મક મૂલ્ય આંકવાની અભીપ્સા અત્રે જતી કરીને, તે ગ્રન્થોની અપૂર્વતાનો એકરાર કરીને આપણે સંતોષ માનીશું. સમાજમાં—સંસારમાં સ્ત્રીનું સ્થાન ગૌણ નથી, પણ ઉચ્ચ છે. એ, કર્તાશ્રીએ માત્ર વ્યાવહારિક દષ્ટિબિન્દુથી જ નિરૂપણ કર્યું છે, તેમ નથી, પરંતુ તેઓ-શ્રીના તત્ત્વનિરૂપણમાંથી નીકળતા નવનીતને સારી પેઠે માણી શકનાર સાધક સ્પષ્ટ સમજી શકે તેમ છે કે, શ્રી નૃસિંહાચાર્યજીનો માયાવાદ વિશિષ્ટ અને વિલક્ષણ રીતનો

બહુમાન્ય છે. વિશ્વરચનામાં હેતુરૂપ–પ્રભુપ્રિયા–પરમાત્માની દિવ્યશક્તિ વાસ્તવિક છે એટલું જ નહિ પણ તે મુક્તિસાધક છે. તેથી જ શ્રેયઃસાધકવર્ગના સમગ્ર સાહિત્યમાં **સ્વભાવ-સામર્થ્યને** બહુ મહત્ત્વ આપેલું છે. આ શું સૂચવે છે ? સ્ત્રીની મહત્તા.

તેથી તો, ' ભામિનીભૂષણ 'ના પ્રથમ અલંકારનો પ્રારંભ જ અતિ આકર્ષક છે, નવીનોને ખાસ આકર્ષક છે, કારણ તેઓ જાણે છે કે તેના કર્તા એક પ્રાચીનમતવાદી ધર્માચાર્ય છે. સંન્યાસીની કથામાંથી સાંભળેલાં, **द्वारं किमेकं नरकस्य नारी** ( નરકનું દ્વાર કયું ? નારી ). **संमोहयत्येव सुरेव का स्त्री । किमत्र हेयं कनकं च कांता । का शृंखला प्राणभृतां च नारी । विश्वासपात्रं न किमस्ति नारी । त्यक्त्वा सुखं किं स्त्रियमेव सम्यक् । किं तद्विषं भाति सुधोपमं स्त्री ।** ઇત્યાદિ સ્ત્રીદોષ સૂચવતાં વચનો, વિજયા નામની વિચારવાન્ પણ અલ્પશિક્ષિત સ્ત્રી પોતાના વિદ્વાન્ પતિ મનોહર આગળ કથન કરી, તે વચનોનો વિરોધ કરી, સ્ત્રીપુરુષની સરખી દોષયુક્તતાનો દાવો, નમ્રતાપૂર્વક કરે છે. તે કોયડાના સ્પષ્ટીકરણમાં ધર્મકુટુંબની કથા ' ભામિનીભૂષણ 'ના ગ્રન્થોનો વાર્તાવિષય બની રહે છે. આમ સ્ત્રીઘૃણા, સંસારત્યાગ, અને માનવતાના મિથ્યા પરિહાસમાં પરિણમેલા, યંત્રવત્ રૂઢ થઇ ગયેલા કહેવાતા ધર્મક્ષેત્રના વિચારવર્તમાનને, કર્તાશ્રીએ વાર્તાના બીજનું સ્થાન આપ્યું છે. અને વસ્તુ–બોધના વિકાસ સાથે મિથ્યા વિચારોના નિરસન દ્વારા, સ્ત્રી–સમાજનું સંસ્થાપન કરવાનો અતિપ્રશંસનીય પ્રયાસ કરેલો છે. આમ, સ્ત્રીશક્તિના વિકાસ તરફ દુર્લક્ષ ન રાખવાની તેઓશ્રીએ હિંદુસંસ્કૃતિના ઉપાસકોને સૂચના કરી છે. સ્ત્રી એ ઘરનું પ્રધાન અંગ છે, એના વિકાસ માટેની વિચારણીય તમામ વિગતો અને સ્ત્રીઉપયોગી વિષયોને 'ભામિનીભૂષણ'માં સાદી સરળ ગૂજરાતી ભાષામાં સુંદર શૈલીમાં ચર્ચવામાં આવેલાં છે. આદર્શ ગૃહિણી, આદર્શ જનેતા, સુખી સંસાર બનાવવા તેમાં કયા કયા સદ્ગુણોની આવશ્યકતા છે, તથા તે ગુણો કેવી રીતે અને કયા ક્રમથી ખીલવી શકાય, તેનું જે રસિક બોધમય સુંદર સંવાદશૈલીથી મનોહર વાર્તાના રૂપમાં માર્ગદર્શન કરેલું છે, તે અજોડ છે, અને ગ્રન્થલેખનની પ્રસિદ્ધિના સમયનો વિચાર કરતાં અપૂર્વ છે. ઝીણામાં ઝીણી બાબતોથી માંડી મોટામાં મોટી બાબતોનો સાર–સંદર્ભ તેમાં આવી જાય છે. રસોડાનાં જાળાંઓ કાઢી સ્વચ્છતા રાખવાથી માંડી, સ્ત્રીઓને અનુરૂપ કળાઓ, આરોગ્ય–પાકશાસ્ત્ર આદિ અને સ્વપ્નવત્ સંસારના સ્વરૂપને જાણી, પ્રાપ્તવ્ય કર્તવ્યના જ્ઞાન પર્યંત–તમામ બાબતોનું તેમાં સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે. ગૂજરાતી આર્યસમાજના સ્ત્રીવર્ગને ભૂષણરૂપ આ અતિ ઉપયોગી 'ભામિનીભૂષણ'ના પાને પાને, સુખી સ્વર્ગીય સંસાર–જીવનના માધુર્યની ભાવનાઓની ફોરમ ઊડે છે.

'ભામિનીભૂષણ'ના વાચકને 'સરસ્વતીચંદ્ર'ના ગુણસુન્દરીના ગૃહસંસારનું સ્મરણ થયા વિના રહેતું નથી. કેટલે અંશે તુલના થવી શક્ય છતા, 'ભામિનીભૂષણ'ની કોટિ, 'સરસ્વતીચન્દ્ર'થી નિરાળી પડે તેમ છે 'ભામિનીભૂષણ'માં પાત્રોની વિવિધતા ઉપરાંત, પ્રત્યેક પાત્રની વિશિષ્ટતા રસનિષ્પત્તિમાં ઉપકારક થઇ પડે તેવી છે. અત્રે કેટલાં ઉદાહરણો આપી શકાય ? સહજ સમજુમાં ગણાતા વિઠ્ઠલજી અને ભાગીરથી, કવિ ગોવર્ધન અને તેની પત્ની ધનલક્ષ્મી, સ્ત્રીપુરુષમાં ઉચ્ચ કોણ વગેરેની શાસ્ત્રીય ચર્ચા કરતું ભૂભારકર–

કૌશિકીનું અધિકારી યુગલ, ત્રિભુવન અને પાર્વતી, કાવેરી અને જ્ઞાની ધનેશ્વર, ધરમદાસ અને મંછા, કૃષ્ણદાસ, ચંદન અને સાંકળી સાસુની, તથા માવડીમુખો પતિ ભગવાન્, જેઠી અને પુરણકોર સાસુની બે ત્રિપુટી, પદ્માકર અને તેની મુખ્યત્વે કલહપ્રિયા વિરોધી વિકલા, વગેરે ભિન્ન ભિન્ન યુગલોનો પ્રાથમિક પરિચય, નિમ્ન–મધ્ય–અને કોઇ કોઇ તો અધમ અધિકાર ઉપરનો આપેલો છે. આદર્શ દંપતિ, ગ્રન્થના કેન્દ્ર ગૃહમંદિરના પાત્રો **મનોહર** અને **વિજયા** છે; તેના સંપર્ક અને વધતી જતી બોધની અસર નીચે, અન્ય સર્વ પાત્રોનો વસ્તુવિકાસની સાથે ચારિત્ર્યવિકાસ થતો જણાય છે. આથી જ, પ્રથમ અલંકારમાં સામાન્ય મતિથી સર્વસાધારણ રીતે સર્વથી સરળતાથી સમજી શકાય એવી શુદ્ધ વ્યવહારના પણ આવશ્યક સુખ–અભ્યુદયની વાતોવાળો ધર્મકુટુંબના આખ્યાનનો ભાગ કથન કરેલો છે. પણ દિવસ જતાં જેમ શ્રોતાઓની સમજ, ઇચ્છા, યોગ્યતા અને અધિકાર વધતા જતાં જણાય છે, તેમ તેમ તેમાં મોટી બુદ્ધિ અને વિવેકવડે સમજાય એવા અદ્ભુત ચમત્કારિક ચિંતનપ્રધાન કથાભાગ આવતા જાય છે. વાર્તા અને તત્ત્વબોધ એકદમ નહિ પણ ક્રમશ: પ્રેયમાંથી શ્રેયમાં, સામાન્ય સરળતામાંથી અસાધારણ ગૂઢતામાં વહેતો હોવાનું પ્રતીત થાય છે. તદનુસાર ભાષા અને વક્તવ્યનો વળાંક પણ ઉચિત આકાર ધારણ કરે છે. ' ભામિનીભૂષણ 'માં આપણો સમાજ જેવો છે તેવો અસલ સ્વરુપમાં પ્રતિબિંબિત થાય છે. તેમાં ય સ્ત્રીઓ તો વાણી, વર્તન અને અભિનયની તેમની નાની મોટી સંપૂર્ણ વિગત સહ દર્શન દે છે. કેટલાંક types પાત્રો–દા. ત. બોબડું બોલનાર બાલમુકુંદદાસ વગેરે–કર્તાશ્રીના સમાજ–નિદર્શન નિરૂપણ અને મૌલિક સર્જનની સાબીતી રૂપ છે. શ્રી **મંગલશેઠ** વગેરે પુરુષવર નિર્મોહ પાત્રો પણ કથારહસ્યની સમજુતીમાં આવકારદાયક થઇ પડે છે. લગભગ પોણા બે હજાર પૃષ્ઠના, અપૂર્ણ રહેલા ગ્રન્થાલંકારોની આ વાર્તાનું એક તાત્પર્ય વિચારશીલ વાચક સમક્ષ તરી આવે તેમ છે અને તે એ છે કે, 'ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કયના પત્ની મૈત્રેયીએ ઉત્તમ પદ પ્રાપ્ત કરતાં તત્ત્વવિચાર ઉત્તમ પ્રકારે પતિસહ કીધો હતો, અને તત્ત્વવિચાર તથા તે પદની પ્રાપ્તિને અનુકૂળ પ્રવૃત્તિ કરી હતી; તેમ " ભામિનીભૂષણ 'માં ' વિજયાલક્ષ્મી 'એ ઉત્તરોત્તર ઉચ્ચ અધિકાર સાધી બોધરૂપે જ સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્નો કર્યા છે. તેમાં માત્ર સ્ત્રીઓનું જ નહિ પણ ' મનોહર ' સમાન પતિઓનું પણ સ્ત્રીઓમાં સાધવા–સધાવવાનું અભીપ્સિત સૂચન કરાયેલું છે. સુદર્શના, વૈજ્ઞાનિકી, સંવિતા જેવા પાત્રોનો અભ્યાસ કરવાથી, સ્ત્રીની ઉચ્ચ પદવી નિર્ણિત થાય છે. ગ્રન્થને સાવધાનતાથી વાંચનારને સ્પષ્ટ થાય તેમ છે કે, કલેશકંકાશથી સળગતી શેરીની સ્ત્રીઓ સુધરતાં, સુધારણાનાં આંદોલનો સમસ્ત સમાજને વ્યાપ્ત કરે છે અને પરિણામે સુખ–ઉન્નતિનો માર્ગ નિષ્કંટક ખુલ્લો થાય છે. તેથી તો, કર્તાશ્રીએ, અનેક પ્રસંગે પુરુષોનાં સ્ત્રીવિષયક ધર્મપાલન પરત્વે પણ પુષ્કળ બોધ કરેલો છે; અને ભિન્ન ભિન્ન યુગલોના દામ્પત્યવ્યવહારના નિદર્શનમાં પુરુષ પાત્રોને કટાક્ષ તથા વ્યંગ્યથી ઠપકાર્યાં છે!

પવિત્ર રામચરિતમાનસની પેઠે, 'ભામિનીભૂષણ'માં Home-Influence કુટુંબવ્યવસ્થા તથા કુટુંબવર્તુલમાં પ્રસરતા વિવિધ સંબંધોની રક્ષણ–મર્યાદા સંબંધી સ્પષ્ટતા કરેલી છે. **લક્ષ્મીમાતા અને સરસ્વતી,** આદર્શ માતાપુત્રીના સંબંધના સૂચક છે. **મનોહર–વિજયા** પતિપત્નીનાં પ્રતીક છે,

તે જ પ્રમાણે બીજા આદર્શ સંબધે અન્યાભ્યાસથી એની મેળે સ્પષ્ટ થયા વિના રહેતા નથી.

છેવટમાં સ્ત્રીત્વના મહત્વ સંબધી એક સૂચન કરી લઈએ. પ્રાચીન ભાવના સ્ત્રીની પદવી સમાન તો શું પણ ચઢિયાતી હતી. પણ તેની સાથે, તેના સર્વોચ્ચ પદના સંરક્ષણ સારૂ, આર્ય સન્નારીને વીરાંગનાના વિરૂદથી વિભૂષિત કરવામા આવી હતી. સ્વતંત્રતાના સ્વૈર અને નિર્હેતુક દુરૂપયોગદ્વારા સ્વચ્છંદતામાં પરિણમતાં, વીરાંગના પદભ્રષ્ટ થઈ વારાંગનાના અધમ સ્થાનમાં હડસેલાઇ ન જાય, તે માટે સ્ત્રીત્વની કુદરતી રચનાનુસાર, સમાજવ્યવસ્થામાં તેની વિશિષ્ટ સંબંધમર્યાદાઓ નિશ્ચિત કરાયેલી હતી. તેની–પ્રાચીન ભાવનાની–અર્વાચીન ઢબે રજુઆત કરવામાં આચાર્ય સાહિત્યકારે ખૂબ હિંમત વાપરી છે.

કર્તાશ્રીએ સ્ત્રીને ગુલામડી–દાસી તરીકે ગણી–ગણાવી નથી, એ વિવિધ આખ્યાન–દૃષ્ટાન્તોથી સ્પષ્ટ થાય છે. ખાસ કરીને, પાંચમા અલંકારમાં રાધણ દૈવજ્ઞાનું આખ્યાન આ મત ઉપર પૂરતો પ્રકાશ પાડે છે. અવતરણોથી વિસ્તારનો ભય રહે છે છતાં, પ્રથમ અલંકારનું એક વાકય અત્રે આપવું ઠીક લાગે છે; ( પૃ. ૧૯૫ )

" કેટલાક મંદમતિ તો સ્ત્રીને હલકા નોકર જેવી ગણે છે, પણ શાસ્ત્રમાં કંઇ એમ કહ્યું નથી. શાસ્ત્રમાં તો સ્ત્રીને અર્ધાંગના કહી છે; મતલબ કે જેવું આપણું શરીર પ્રિય જાણીને આપણે રક્ષણ કરીએ છીએ, તેવું સ્ત્રી છે તે આપણું અર્ધું શરીર જ છે; એમ જાણીને તેની બરાબર રક્ષા કરવી જોઇએ ખરૂં જોતાં તો ઘરમાં આપણો અને એનો સરખો હક્ક છે. જેવો આપણો તેના ઉપર હક્ક છે, તેવો અને તેટલો જ તેનો પણ આપણા ઉપર હક્ક છે." અને આ ધર્મપાલનની વ્યવસ્થા પાર પાડવા, તેઓશ્રી પૃષ્ઠ ૧૭૩ ઉપર કહે છેઃ

" આ ઘરમાં પુરુષ છે તે રાજા જેવો ગણાય છે, અને સ્ત્રી છે તે તો પ્રધાન જેવી ગણાય છે..." એ રૂપકથી સ્ત્રીપુરૂષની સંસારવ્યવસ્થામાં અન્યોન્ય ઉપકારતા સ્પષ્ટ કરી, એક બીજાના સ્નેહ–સંપ ઉપર સુખનો આધાર હોવાનું સમજાવેલું છે. આગળ ઉપર, સ્ત્રીઓને સ્વધર્માચરણ દ્વારા નિષ્કામ પુરુષની પદવી પ્રાપ્ત થવાનું જણાવી, કર્તાશ્રી સૂચન કરે છે કે,

" ...આ રીતે સ્ત્રીને પુરુષપણું લાવનાર જેમ ધર્મ છે, તેમ પુરુષને સ્ત્રીપણું લાવનાર અધર્મ છે..." વગેરે.

ગૃહસ્થધર્મની સફળતામાં સ્ત્રીપુરુષ કઈ રીતે સુંદર ફાળો આપે એ નિર્ણયના આધારે, કર્તાશ્રીએ બન્નેના કાર્યક્ષેત્રોની વહેંચણી કરી આપી છે. સ્ત્રીઓ પુરુષોચિત વ્યવહારોમાં જોડાવાનો પ્રયત્ન કરવામાં પોતાના ખરા કર્ત્તવ્યથી ચૂકે તો તે પોતાના ગૃહરાજ્યને સારી રીતે સંભાળવાની પોતાની ફરજ અદા કરવા શક્તિમાન થતી નથી. સ્ત્રીના કુદરતી સ્વભાવ અને શરીરમર્યાદા પ્રમાણે, તેને ગૃહમાં રહી પ્રજાપાલનાદિ વ્યવહારોમાં સર્વોત્તમ રીતે લક્ષ આપવા સમય અને શિક્ષણની સારી અનુકૂળતા આપવી જોઇએ, કે જેના પરિણામે ગૃહમાંના પદાર્થોની ઉત્તમ વ્યવસ્થાવડે તથા બાલકોને ઉત્તમ ગુણનીતિવાળાં કરવાની કલાનિપુણતાવડે સ્ત્રીઓ, પોતાનો તથા પુરુષોનો સંસાર કલેશહીન અને આનંદમય કરી શકે. સ્ત્રીપુરુષોના વ્યવહારનું અમર્યાદપણે સંમિશ્રણ કરવાથી, જનસમાજનું અને ભાવિ પ્રજાનું અત્યંત અહિત થાય છે. તે મતને પુષ્ટિ આપવાને પાશ્ચાત્ય વિદ્વાનો તરફ આંગળી ચિંધવાની હવે જરૂર છે ખરી? મીસ કોરીલીકોપેસ્ટ્રે, મિસિસ હકસ્લી, મિસિસ મેકસમિલર,

ટી. રેયમન્ટ વગેરે બુદ્ધિમાનોનો અભિપ્રાય મી. પ્લેટના મત સાથે મળતો છે. મી. પ્લેટ ( Plato ) એક સ્થળે આ મતને પૂરવાર કરે છે કે......

" Woman was created to manage the house..."

સ્ત્રીઓ ગૃહ સંભાળવાને સરજાયલી છે. 'ભામિનીભૂષણ'માં ચર્ચાયેલા અસંખ્ય નાના મોટા વિષયોનો તો અત્રે નિર્દેશ પણ થઇ શકે તેમ નથી. આ ગ્રન્થની અપૂર્વતા અને લોકપ્રિયતા અનેક રીતે સિદ્ધ થઇ શકે તેમ છે. પ્રથમદર્શનીય ધ્યાનપાત્ર હકીકત તો તે છે કે આ કદદાર ગ્રન્થોની નવ આવૃત્તિઓ થઇ છે, અને અનેક પ્રાપ્તવિવેક સદ્ગુણી કુટુંબોમાં મંગલ પ્રસંગોએ, આ પ્રીતિપાત્ર ગ્રન્થોનું ભેટ–દાન કરવામાં આવે છે...આ ગ્રન્થ પ્રત્યે જનરુચિનું બીજું કારણ, તેની વ્યાપકતા–સર્વવિષયક્ષમતા છે. આગળ જણાવ્યું તેમ, નાની ઝીણી સઘળી વિગતોથી ભરપૂર આ કૃતિ, અધ્યાત્મની પરાકાષ્ટા પર્યંતની સર્વોત્કૃષ્ટ વાનગી પીરસે છે, અને કર્ત્તાશ્રીના ઇતર તત્ત્વગ્રન્થો કરતા 'ભામિની ભૂષણ'ની નિરૂપણશૈલી અત્યંત સ્પૃહણીય, સરળ અને અસરકારક છે. કથાભાગ સિવાયનો વૃત્તાન્ત મુખ્યત્વે સંવાદનું સ્વરુપ ધારણ કરનો હોવાથી, વાચકની રસવૃત્તિને બાધ આવતો નથી.

વેદશાસ્ત્રી સ્વ. શ્રી કૃષ્ણ રામચંદ્ર શાસ્ત્રી ઇદારકરે 'યંગમેન્સ એસોસીએશન'ના નિબંધ-લેખનમાં, 'ભામિનીભૂષણ'ના મરાઠી ભાષાંતર વડે પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કર્યું હતું અને તેનાથી માત્ર મરાઠી જાણતી જનતામાં 'ભામિનીભૂષણ'ના મૂળ સ્રષ્ટા માટે ભારે આકર્ષણ ઊભું થવા પામ્યું હતું. એ હકીકત આ ગ્રન્થનું સાચું મૂલ્ય સમજાવે છે. આ 'ભામિનીભૂષણ'ના ૧૬ અલંકારો અને 'સિદ્ધાન્તસિન્ધુ'ના ૧૪ રત્નો લખવાની કર્ત્તાશ્રીની પૂર્વયોજના હતી. તે પૂર્ણ થવાનો અવસર ગુર્જર જનતાને પ્રાપ્ત થઇ શકયો નથી.

# રશિયન નેતા સ્ટેલિનની માતા-એકાતેરિના

જ્યોર્જિયા એકાતેરિનાનું વહાલું વતન હતું.

પૂર્વના ઉર્મિરંગે એ વધારે રંગાયલું હતું. પશ્ચિમની લહરીઓ કદીમદી વાતી ને વહી જતી

જ્યોર્જિઅન સ્ત્રીનું યૌવન અને એનાં વય અને વાન જલદી વિકસતા. એશિયન-રસ કરતાં સ્ત્રી સન્માનની લાગણી અહીં કંઇક અંશે વધુ ખીલી હતી.

*

પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સમન્વય અને ભાવના સંગમ અહીં નજરે પડતા.

*

એકાતેરિના આવી સૃષ્ટિની સ્ત્રી હતી. કૃષિકારના કુટુંબમાં એ જન્મી હતી. અને પંદરમે વર્ષે તો એ પરણી ચુકી હતી. ગાશવિલી સાથે એના લગ્ન થયાં હતાં. એ ી હતો. અને એની બુટ સીવવાની એક ન્હાનીશી દુકાન ગામને પાદરે હતી.

*

જ્યોર્જિયાના ખેડુતો ગરીબ હતા અને દરિદ્રનારાયણો એ મોચીના ગ્રાહકો હતા.

*

પતિ ઘણી વાર 'પીબાઇ' બનતો. પત્ની આખો કાઢતી, સ્નેહથી બબડતી, પ્રેમથી છણકતી, મુગ્ધાની મસ્તી. વડે. એના એ વિરોધમાં કે વિમહમાં ખંડ કે દ્વેષના વિષ ન હતા. સ્ત્રી ધર્મની અને પત્ની પ્રેમની કડવી મીઠી લડત હતી.

કેટલીકવાર એ દેવળમાં દિલાસો મેળવવા દોડી જતી. ધર્મની ભાવના એને પ્રેરણાના વિયુષ પાતી, અને એનું ચાહેલું પાહેલું જીવન રહીરહીને પુનરપિ નવપલ્લીત બનતું.

*

'ગોરી' નામના નાનકડા ગામે આ યુગલ એક મઢુલીમાં રહેતું. નામ પૂરતું રાચરચીલું હતું. એક ટેબલ, એક તૂટેલી ખુરશી અને એક એવી જ કાથાથી દોરીની ખાટ.

*

બે બાળકોની તે અહીં માતા બની. પણ એ સુખ ટક્યું ન ટક્યું ને બેઉ બાળકો માતાને હસાવી રડાવી અલોપ થઇ ગયાં. એની સૃષ્ટિમાં પુત્રના સ્નેહ રશ્મિ નાખ્યા ન નાખ્યા ને જતા રહ્યા. 'પ્રભુ રૂઠયો' એનો અંતરાત્મા કકળી ઉઠયો.

*

વખત વહેતો હતો. શોકે ધીમી વિદાય લીધી. એક પારણામાં ફરી એકવાર ગીત ગાતી એ એના ત્રીજા સંતાન સ્ટેલીનને ઝૂલાવતી હતી. એકાતેરિનાનું એ સર્વસ્વ હતો, જીવનનું એ મધુર કાવ્ય હતું. લાડમાં એ એને 'સોસો' કહી સંબોધતી.

*

વિશ્વના ચોકમાં નવો સાથીઓ પૂરવા એનું હૃદય ધબકતું હતું. એની એ અભિલાષા એના કાર્યક્રમને વેગ આપતી, રેખા અને રંગ પૂરતી. સ્ટેલીન મહાન બને કે એના સાથીઓમાં કે સ્વજનોમાં નવી ભાત પાડે એવું તો એના પિતાના મનમાં કદીપ ન આવતું. એકાતેરિનાની એ હોંશ એના પતિએ પીછાની ન હતી. એટલી બધી અને આગળ પડતી વાતો જોવા જાણવાની એને જરૂર શી ? એ એના બૂટ, અને એનો દારૂ.

*

સાત વર્ષની ઉમ્મરે જોસેફ શાળામાં ગયો. બાલ્યકાળથી માતાની મહેચ્છાઓની છાપ સ્ટેલીન પર પડી હતી. સ્ટેલીનની રૂપડી

ગામને પાદરે એક નદીને કિનારે હતી. એને ઓવારે રોજ સવાર બપોર કે સાંજે એની માતાને ગામલોકના કપડાં ઝીકતા એ જોતો. એના અંતરમાં કંઈક થતું પણ એ વ્યકત કરી શકતો નહિ. ગામના કપડા - માને ધોવાના ?

*

ભર શિઆળો હોય કે લૂ વર્ષાવતો ઉન્હાળો હોય તોય એકાતેરિના ઘરનું ને બહારનું વૈતરું કરી. એના હાથમાં આંટણ પડતા, એના આંગળા સૂજી જતાં એની કાયામાં કેટલીક વખત કમ્પારી આવતી;—તોય પુત્રને સિંહાસને સ્થાપવા માતા એ મજુરીમાં ય મોજ માણતી. એના પૂર્વજો ખડતલ હતા. નિશ્ચય અને આદર્શે એને વધારે ખડતલ બનાવી.

*

એ દારૂણ દરિદ્રતાના ચિત્ર, એના પાડોશીઓની ય એવી યાતનાના ભયંકર દર્શનો સ્ટેલીનના કૂમળા માનસ પર ન સમજાય એવા પ્રહાર કરતા હતા. અને સ્વજન અને સાથીઓનાં કુસંપ અને કંકાસના ક્ષણુથી પળેપળે થતાં કારમાં કલહ એના અંતરને ક્ષુબ્ધ કરતા. એની ખીલતી માનસ સૃષ્ટિમાં ભયંકર કમ્પ હતો.

*

શાંતિની મીઠાસના નામ નિશાન જણાતા નહિ. એ શું હશે એ પણ કોઈ જાણતું નહીં. ત્યાં તો જીવ સંગમના કોલાહલ અને કીકીઆરી સંભળાતા પણ જોસેફના જીવનમાં આના પડછાયા ન પડે, આનો ધ્વનિ ન સંભળાય એ અર્થે એકાતેરિનાએ નિશ્ચય કર્યો હતો. એણે જીવનની સર્વ શક્તિઓનો સમન્વય કર્યો હતો.

*

સ્ટેલીનના શૈશવમાં બાલકના સુકૃત અને નિરંકુશ આનંદ ફૂવારા ઉડતા ન ઉડતા અને એનો એ કાળ ગાંભિર્ય અને ચિંતાથી છવાઈ જતો. બાલકોની બાલ રમતને બદલે યુવકના ઉદ્યમી વિદ્યાર્થીનું ચિંતન એના ખીલતા જીવનમાં નજરે પડતું, ક્ષણે ક્ષણુનો એ સંપૂર્ણ ઉપયોગ કરતો. ઝુંપડીએ ઝુંપડીમાંથી જટીલ જંજાળની ભભકતી જ્વાળાએ જોતો અને કેમ એ હોલવાય એના વિચારે ઘેરાતો.

*

એક દિવસે સ્ટેલીન એક ખેતરે જઈ ચઢયો. રોટલા અને કઠોળનું બાથું બે ખેડુતો લહેરથી આરોગતા હતા, એ લુખ્ખા-સુકકા ખોરાકમાં પકવાંનની મીઠાસ અનુભવતા હોય એવી પ્રસન્નતા ખેડુતોની મુખરેખામાં જોતા સ્ટેલીન વિસ્મય પામ્યો. ધરણીનો તાત શાથી કંગાળ રહેતો હશે ? સહજ જ એણે એ લોકોને પ્રશ્ન પૂછયો. એમણે ઉત્તર આપ્યો.

" ભાઇ ! દુનિયાની રીતરસમ તું શું જાણે ? આ અનાજમાં પહેલો ભાગ આપણા પાદરીનો. બીજો પોલીસ પટેલનો, બાકી વધ્યું તે ખેડૂતને ભાગે પણ એ વધારામાં રસકસ હોય ત્યારે ને ?

*

સ્ટેલીનનું વિકસતું માનસ કમ્પી ઉઠ્યું. એના આખા ય દેહમા ન સમજાય એવો કમ્પ થયો. " હું ઉત્પન્ન કરૂં અને હું જ પેટે પાટા બાંધું ? "

*

એકાતેરિનાના અંતરમાં વર્ષો થયા ઉછળતી ક્રાંતિના આંદોલનોએ એના પ્રિય પુત્રના હૃદયમાં પ્રવેશ કર્યો. અને વિચાર અને વર્તનમાં એ ક્રાંતિ ભભૂકી ઉઠી.

*

વિજ્ઞાનના યુગમાં સ્ટેલીન વિચારતો હતો. એની ધર્મભાવના જુદા જ રંગે રંગવા માંડી હતી. ધાર્મિક વ્હેમો અને અંધશ્રદ્ધાઓને એમાં જરા જેટલું ય સ્થાન ન હતું.

*

શિક્ષણ સંસ્થાઓમા વિદ્યાર્થીઓ પર રખાતી જાસુસી સ્ટેલિન શાંખી શક્યો નહિ. એની સ્વતંત્રવૃત્તિએ બંડ પોકાર્યું. અને અને માતાના સૂચિત અભ્યાસક્રમથી એ વિમુખ બન્યો.

સ્ટેલીનની ગીરફ્તારીઓ, હદપારીઓ, ભુગર્ભમાં ભજવાતી યોજાતી અનેક પ્રચંડ ક્રાંતિકારક પ્રવૃત્તિઓ, અને એના ભીષણ અને ભયંકર પ્રયોગો એકાતેરિના ધડકતે અને ધબકતે હૈયે સાંભળતી, નિરખતી અને એ જોતા મૃત્યુના સહસ્ર આંચકા એણે અનુભવ્યા હતા તો ય પુત્ર પ્રેમે નિતરતું માતાનું પ્રેમાળ હૃદય દેવળના દેવ પાસે પહોંચી જતું અને એના વિજયની અને સલામતીની અહર્નિશ પ્રાર્થના કરતું.

*

એના પિતાનું ૧૮૯૦ માં અવસાન થયું. સ્ટેલીનના શત્રુઓ કહેતા કે પુષ્કળ દારૂના વ્યસનને લીધે એ અકાળે મરણ પામ્યો હતો. ગમે તે હોય, એટલું તો ખરૂં કે એના કુટુંબ અસહ્ય તંગ સ્થિતિમાં મૂકી એ ચાલ્યો ગયો હતો; અને કુટુંબનો આખો ય ભાર એકાતેરિનાએ સહન કર્યો. એ અસહ્ય ભાર તળે ન કચડાતાં, હસતે મ્હોંએ એ પુત્રને શિક્ષણ આપતી.

*

૧૯૩૭ માં એની માતાનું અવસાન થયું. અને મરતાં પહેલાં એણે સ્ટેલિનનું જ્વલંત વર્ચસ્વ જોયું. સ્વપ્નેય આ જોવાની તેને આશા ન હતી. વિશ્વના છઠ્ઠા ભાગ પર એનું પ્રભુત્વ પથરાયું હતું.

*

એની પ્રભુતીના દર્શનમાં એકાતેરિનાએ આશ્ચર્યોનુંય આશ્ચર્ય નીહાળ્યું આ સ્ટેલિન તેજ એનો લાડકવાયો ન્હાનકડો "સોન્સો" !!! મોસ્કોનો મહાપુરુષ, ક્રેમલિનનો કળાધર !

*

## સરસ છોકરો

એંસી વર્ષની એકાતેરિનાની આસપાસ જ્યારે પત્રકારો અને વિદેશી ખબરપત્રીઓ ફરી વળતા ત્યારે એ અકથ્ય અહોભાવ અનુભવતી. સ્ટેલીનના જીવન પ્રસંગો આ વૃદ્ધ માતા એક વિદુષી યુવતિની છટાથી કહેતી અને એની તેજસ્વી આંખોનું તેજ જ્યોતિના રંગીન વર્તુળો રચતું.

*

વિશ્વને એક મહાજ્યોતિર્ધરની ભેટ એકાતેરિનાએ કરી છે. ધન્ય હો માતા ! ધન્ય હો સ્ટેલીન એકાતેરિનાની મહત્વાકાક્ષાંનું મહાકાવ્ય એજ માર્શલ સ્ટેલીન.

# 'અષ્ટપુત્રા'નો આશીર્વાદ!!

લેખિકા : શ્રી. જ્યોત્સ્નાબેન શુક્લ

આપઘાત અને ખૂન બેઉ શબ્દો ભયંકર છે. એમયે બેઉનું પરિણામ એક હોવા છતાં બીજો શબ્દ વધૂ કમકમાટી ઉપજાવે છે. યુદ્ધને કારણે લાખો ને કરોડો નિર્દોષ માણસોનાં સામુદાયિક ખૂનો થાય છે. એની ભયંકરતાનો ચિતાર આપવા માટે તો માનવીની વાણી અસમર્થ છે એમ કહીએ તોયે કશું ખોટું નથી. પરંતુ એક વ્યક્તિ બીજી એક વ્યક્તિને જાણી બુઝીને ઇરાદાપૂર્વક મારી નાંખે એ કેવું લાગે છે? આ કૃત્ય થતા પહેલાં એનું પોતાનું હૈયું અનેકવાર મરી ગયેલું હોવું જોઇએ એમ નથી લાગતું? કોઇ કહેશે ખૂનીને હૈયા જેવું કંઇ હોય છે ખરૂં? કોણ જાણે? પણ માણસને ઇરાદાપૂર્વક જાનથી મારી નાંખવાનું કૃત્ય કોઇ સ્ત્રીએ કર્યું છે એમ જ્યારે સાંભળીએ છીએ ત્યારે જાણે ધરતી પગ નીચેથી સરી જતી હોય એવું લાગે છે!

## સ્ત્રી ખૂન કરે?

સ્ત્રી ખૂન કરે? હા, કરે; એક નહીં પણ અનેક ખૂન પણ કરે! જેલોમાં ખૂનના ગુન્હા માટે સજા ભોગવતી અનેક સ્ત્રીઓ હોય છે. એ વીગતોથી મોટો ગ્રંથ લખાય એવી તરેહવાર સામાજિક બદીઓ એની પાછળ છૂપાયલી હોય છે. કોઇકને માટે દયા આવે, કોઇકને માટે સહાનુભૂતિ જન્મે અને કોઇકના પ્રત્યે ધીક્કાર પણ ઉપજે એવાં કંઇ કંઇ ભેદી રહસ્યો એમાં હોય છે.

અને એ તો જાહેર થયલા ગુન્હાઓની વાત થઇ. સમાજના ભીતરમાં સદાને માટે છૂટાં રહેતાં એવાં રાક્ષસી કૃત્યો તો કેટલાંયે બનતાં હશે એ કોણ કહી શકે? પણ એ ચર્ચા અહીં અપ્રસ્તુત છે.

## માતા કે રાક્ષસી?

આજે તો હું માતાના કૃત્ય વિષે લખવા માગું છું. મા પોતાના બાળકને મારી નાંખી શકે ખરી? છાપાંમાં કેટલીય વાર આવી ખબરો આપણે વાંચીએ છીએ. એક, બે, ત્રણ ચાર એમ પોતાનાં બધાં બાળકોને સ્ત્રી મારી નાંખે છે ને પછી પોતે જાતે મરી છે. કેવું ભયંકર! આવી ખબર વાંચીને તરતજ આપણે બોલી પડીએ છીએ, "રાક્ષસી હતી કે શું?" આવું કૃત્ય કરતી દરેક સ્ત્રી ખરેખર રાક્ષસી હશે? કોણ જાણે પ્રશ્ન મુંઝવનારો છે. માત્ર મુંઝવનારો નથી, પણ એ પ્રશ્ન બીજા અનેક પ્રશ્નો ઉભા કરે છે.

એક યુવાન સ્ત્રી પોતાનાં બે બાળકને મારી નાંખીને જેલમાં આવેલી. એક છોકરો ને એક છોકરી બેઉને કુવામાં નાંખીને પાછળ પોતે પડી કુવામાં પાણી પૂરતું ન હોવાને કારણે બાઇ ડૂબી ન શકી. બાળકો ડૂબીને મરી ગયાં ને બાઇને લોકોએ જીવતી બહાર કાઢી એના પર ખુન કરવાનો ને આપઘાતના પ્રયત્નનો આરોપ એવડો કેસ થયો. બાઇની મનોદશા વર્ણવી જાય એવી નહોતી. બાળકો મરી જશે ને પોતે જીવતી રહેશે એવું તો એણે કલ્પ્યું પણ નહોતું. કેટલાય વખત સુધી જાણે અડધી મરેલી જેવી લાગતી હતી. બાઇનો ધણી સજ્જન માણસ નીકળ્યો ને તેણે સાથી તરીકે કોર્ટમાં સાચી હકીકત જણાવી એટલે બાઇની જન્મટીપની સજાને બદલે માત્ર ૭ માસ સાદી સજા ભોગવીને

છુટી ગઈ. આજે એ કેવી દશામાં જીવતી હશે એ તો રામ જાણે.

## સાસુને ત્રાસ

કારણ કે આ ઘટનાની પાછળ બાઈની સાસુનો હાથ હતો. ખરૂં જોતાં ગુન્હેગાર બાઇ પોતે નહિ પણ એની સાસુ હતી અને બાળકોનાં મૃત્યુની જવાબદારી તેની હતી. અથવા કદાચ થોડી ઘણી બાઇના ધણીની પણ ખરીસ્તો.

કોર્ટમાં જુબાની આપતાં તેણે પોતે કબુલ્યું હતું કે તે કશો ધંધો કરતો નહોતો. અને કમાણીને અભાવે કુટુંબના ગુજરાનને માટે તેના મોટા ભાઇ પર આધાર રાખવો પડતો હતો. આથી બાઇની સાસુ બાઇના પર ખુબ જુલમ ગૂજારતી અને છતાં તે કશું બોલી નહીં. બાઇ શરીરે અતિશય નબળી હતી. અને પોષણના અભાવે ચાલુ માંદી રહેતી. આમ છતાં એને દળવા ખાંડવાનું તળાવે કપડાં ધોવાનું ને પાણી લાવવાનું વગેરે બધુંજ કામ કરવું પડતું ને એમાં કંઇ કસુર થાય તો ઉપરથી માર પણ પડતો. પણ આટલુંજ પૂરતું નહોતું. એને ભરપૂર કામ કરવું પડતું. પણ પેટ ભરીને ખાવાનું ન મળતું. ખાવાનું માંગે તો 'બાપને ઘેરથી લઇ આવ, ધણી તો કમાતો નથી ને દશ શેર ખાવાનું શાનું જોઇએ છે?' આવો જવાબ મળતો. બાળકો પણ અડધાં ભુખ્યાં રહેતાં. બાઇ કદીક ચોરી કરીને કદીક કોઇ પાસે માંગીને એમ પેટ ભરતી. બે ત્રણ વાર પીઅર નાશી ગઇ. પીઅરમાં ભાઇ ભાભી ને તેના બાળકો હતાં. સ્થિતિ સાધારણ સારી હતી ને ભાઇને બ્હેન લાડકી હતી. પરંતુ ભાભી નાશી આવેલી નણંદને આશરો આપવા તૈયાર નહોતી એટલે ભાઇ લાચારીથી પાછી સાસરે મૂકી આવતો. છેલ્લીવાર ભાઇ સાસરે મુકીને પાછો ગયો એજ દિવસે બાઇએ બાળકોને કૂવામાં પધરાવ્યાં ને પોતે પણ પડતું મુક્યું. આમાં રાક્ષસની ઉપમા કોને આપવી? બાઇને, એની સાસુને, એના ધણીને, એના ભાઇને કે એની ભાભીને?

## લગ્નની જવાબદારી

લગ્ન એ સ્ત્રી પુરૂષને માટે અનિવાર્ય મનાયું છે, પરંતુ લગ્નની સાથે જે જવાબદારી આવે છે એ અનિવાર્ય નથી મનાતી! એક લગ્ન એટલે એક નવું કુટુંબ. લગ્ન કરવું હોય તો એ કુટુંબને માટે યોગ્ય વ્યવસ્થા થઇ શકે એમ છે કે નહીં એની પહેલેથી કાળજી રાખવી જોઇએ એવો વિચારજ કોઇ કરતું નથી. પરિણામે લગ્ન એ સુખ કે આનંદને બદલે દુઃખ ને કલેશનું કારણ થઇ પડે છે.

## બાળક એ અકસ્માત નથી

લગ્નનું પરિણામ બાળક છે. બાળક એ અકસ્માત નથી અને છતાં પણ કેટલાંય કુટુંબોને બાળકો બોજારૂપ લાગે છે. ઓછી કમાણીવાળા મધ્યમવર્ગનો અને છેક નીચલા થરના લોકોની સ્થિતિ આ બાબતમાં ખરેખર કરૂણાજનક હોય છે. આ વર્ગોમાં એવાં કેટલાંય બાળકો હોય છે જે રખડીરઝળીને મોટાં થાય છે, એમનો ઉછેર, એમનું શિક્ષણ, એમનો સ્વાભાવિક વિકાસ એ બધાં તરફ ધ્યાન આપવા માટે કોઇને અવકાશ હોતો નથી. બાળક જાણે વણનોતર્યું આવ્યું હોય એમ હંમેશાં હડધૂત થતું આમથીતેમ હડસેલા ખાય છે. છેક નીચલા થરનાં બાળકો બાળકોની તો વાત જ કરવી નકામી છે. એ આખો વર્ગ જ પશુ જેવું જીવન ગુજારે છે ત્યાં બાળકો પણ કૂતરાં, બીલાડાંના જેવી દશા ભોગવતાં હોય એમાં કંઇ નવાઇ નથી. પણ ત્યારે આ

બાળકોનો જન્મ થાય છે. શા માટે એ પ્રશ્ન ન જ કરી શકાય એમ. બાળક એ અકસ્માત નથી, પણ સ્ત્રી પુરુષના કાર્યનું પરિણામ છે એ સાચી વસ્તુ તરફ આંખમીંચામણાં કરીને ' એ તો પ્રભુની લીલા છે ' એમ કયાં સુધી કહ્યા કરીશું ?

## ' અષ્ટ પુત્રા '

લગ્ન પ્રસંગે કન્યાને ' અષ્ટ પુત્રા ' એટલે આઠ પુત્રની માતા થવાનો આશીર્વાદ આપવામાં આવે છે. એ અથવા એવા કોઇ પણ આશીર્વાદ ફળે છે કે નથી ફળતા એ જુદી વાત છે, પણ સ્ત્રી આઠ બાળકોની માતા થાય એ ભાવના તો એની પાછળ છે જ. અરેરે ! એક બાળકને પણ પોષવાની ને સારી રીતે ઉછેરવાની શક્તિ જેનામાં નથી હોતી તેને આઠ આઠ બાળકનું સર્જન કરવાનો આશીર્વાદ આપવો એ એ અન્યાય નથી ? સૃષ્ટિના વિકાસને માટે સર્જન આવશ્યક છે પણ એમાંયે કંઇ યોગ્યાયોગ્યતા. કંઇ મર્યાદા વગેરે જોઇએ કે નહીં ?

લગભગ વીસ વર્ષ પર આ વિષયની ચર્ચા કરતું ' અષ્ટ પુત્રા ' નામનું એક એકાંકી નાટક મેં લખ્યું હતું. ત્યારે એના પર ખૂબ કડક ટીકા થઇ હતી. પણ એ લખવા માટે મને પશ્ચાતાપ નહોતો થયો. આજે પણ નથી થતો. ઉલટુ આજે લખું તો કદાચ એનાથી વધુ કડક શબ્દોનો પ્રયોગ પણ થઇ જાય.

કારણ એ છે કે બાળકોને સારી રીતે ઉછેરવાની ને પોષવાની શક્તિ ન હોય એમણે બાળકોનું સર્જન કરતાં પહેલાં ખૂબ ખૂબ વિચાર કરવો જોઇએ એમ હું માનું છું. આ હસી કાઢવા જેવી વાત નથી, પણ ખુબ ગંભીરાઇથી વિચારવા જેવી વાત છે. એ ખુબ ખુબ મુશ્કેલ છે એ સાચું છે, પણ મુશ્કેલ છે એટલે જ ગંભીરાઇથી વિચાર કરવા જેવી છે એમ કહું છું. જેમની શારીરિક ને આર્થિક સ્થિતિને પોષાય એમ હોય તેઓ સમાજને જીવતો રાખવામાં જરૂરી ફાળો આપે, સુયોગ્ય રીતે ઉછરેલાં સુદૃઢ ને તેજસ્વી બાળકો આપવા માટે સમાજની એમણે સુંદર સેવા કરી ગણાય. પણ જ્યાં એવું ન હોય ત્યાં શું ?

## માતૃત્વની અવગણના

એવું ન હોય ત્યાં પણ શરૂ શરૂમાં વડીલોને પોતાના પુત્રને ત્યાં બાળકનો જન્મ થાય એની ખુબ ઇચ્છા હોય છે, ઇચ્છા હોય છે એટલું જ નહીં પણ એ માટે દવાદારૂ, બાધા આખડી, મંત્ર માદળીઆં વગેરે કંઇ કંઇ ઉપાયો કરે છે, પણ પછી બાળકને પોષવાની ને ઉછરવાની શક્તિ નથી હોતી અથવા એને લીધે વિવિધ પ્રકારની મુશીબતો ઉભી થાય છે ત્યારે એ બાળક બોજારૂપ લાગે છે અને એ બાળકના ભાંડુઓમાં એક પછી એક ઉમેરો થતો જાય છે ત્યારે તો આખા કુટુંબમાં જાણે ત્રાસ ફેલાઇ જાય છે ને એ બાળકોની ' જુંજાર ' ને જંજાળરૂપ માનીને તેઓ કયાંકથી આવીને ઘરમાં ઘૂસી ગયાં હોય એવું વર્તન તેમની સાથે રાખવામાં આવે છે ! કુટુંબનાં વડીલો, બાળકનો પિતા અને બાળકની માતા પણ તેમનો ' ટળો અહીંથી ' અથવા ' મરો મુઆંઓ ' કહીને જ સત્કાર કરે છે ! પોતાના કશા પણ દોષ વિના બાળકોને આ બધું સહન કરવું પડે છે.

અને આવા સંજોગોમાં આથી પણ વધુ આશ્ચર્યજનક તો એ હોય છે કે ઉપર એક દૃષ્ટાંત આપ્યું તેમ કયાંક કયાંક એ બાળકોની માતા બનવાનું જોખમ ખેડનાર પેલી સ્ત્રીના ઉપર પણ એ કારણે ભારે ત્રાસ ગુજારે છે,

એને અનેક પ્રકારનાં મેણાં સાંભળવા પડે છે, કુટુંબના માણસો વિવિધ પ્રકારના અશિષ્ટ અને અસભ્ય શબ્દ પ્રહારથી એને જીવતી મૂએલી જેવી કરી મૂકે છે, ના, ના, એટલું જ નથી હોતું, કદીક કોઇ પ્રસંગો તો બાળકોનો પિતા પણ સાનભાન ભૂલી જાય છે ને પેલી બિચારી સ્ત્રીને આટલાં બધાં બાળકોને જન્મ આપવાનો ગુન્હો કરવા માટે બે ચાર વાતો સંભળાવી નાંખતાં શરમાતાં નથી !

એ સ્ત્રીને પોતાને શી લાગણી થતી હશે, બાળકોને જન્મ આપવા માટે એને કેટકેટલી વેદના અનુભવવી પડી હશે, એ બાળકોને આમ રઝળતાં રવડતાં જોઇ એનું અંતર કેવું ચીરાઈ જતું હશે એનો કોણ વિચાર કરવા બેસે છે ? માતૃત્વ વંદનીય છે, એને પૂજવું જોઇએ. એનો સત્કાર કરવો જોઇએ. એને બદલે એ માતૃત્વની આવી વંચના, આવી અવગણના થાય છે.

અને છતાં, આવું હોય—બાળકો ઉછેર-વાની શક્તિ ન હોય, બાળકો ન જોઇતાં હોય તો પછી બાળકોનો જન્મ થાય છે શા માટે એમ પુછીએ છીએ ત્યારે લોકોને નવાઇ લાગે છે ને જાણે એ પ્રશ્નમાં ભયંકર પાપ સમાયું હોય એવા ભાવથી ડાહી ડાહી વાતો કરવા માંડે છે, ને પ્રશ્ન કરનારને મૂર્ખ અથવા પાપી માને છે !

### પેલાં ત્રાસજનક કૃત્યો

પરિણામ શું આવે છે ? એ અણગમતાં બાળકોથી કુટુંબ ત્રાસી જાય છે બાળકોની માતા જીવનથી કંટાળી જાય છે ને સારા-સારનું ભાન ભૂલી જાય છે. એ માટે દરેક પ્રસંગમાં સરખાં કારણો નથી હોતાં. ક્યાંક કુટુંબનો ત્રાસ હોય છે, ક્યાંક આર્થિક મુંઝવણો હોય છે, ક્યાંક શારીરિક અશક્તિની એને અંગે ઉભી થયેલી લાચારી હોય છે. આવાં અનેક કારણો હોય છે અને સ્ત્રી એમાંથી કશો રસ્તો શોધી શકિત નથી. અંતે એને એક જ રસ્તો સૂઝે છે: બાળકોને મારી નાંખે છે. અને પોતે પણ આપઘાત કરીને મરી જાય છે. આમ કરવામાં સફળતા ન મળે તો વર્ષો સુધી જેલમાં સબડયા કરે છે ને ત્યાં એવા અથવા બીજા ખરા કે ખોટા ગુન્હા કરીને આવેલી બીજી સ્ત્રીઓની સાથે રહીને અનેક પ્રકારના દુર્ગુણો શીખીને એક ભયંકર સ્ત્રી બનીને બહાર આવે છે.

આ બધાનું કારણ શું ? જીવનને ઉઘાડી આંખે જોવાની આપણી તૈયારી નથી એ જ કે બીજું કંઇ ?

( 'પ્રતાપ' )

---

## જીવન સંગીત

પુરાતન કાળથી નદિના પાણી કિનારે આવી અફળાતા અને પાછા નિસ્તેજ થઇ ચાલ્યા જતા. તેનું શાંત, નિર્મળ અને ઘેરૂ પાણી આનંદથી વહેતું હતું.

ગર્વથી સરી પડતાં નદિના પાણીએ પોતાના પ્રવાહમાં વહી જતી નાનકડી નાવ તરફ જોયું " હું કેવુ સમર્થ છું. કેટલું બળવાન છું." ઘડીકમાં તને હતી ન હતી કરી નાખવાને શક્તિમાન છું. "

ખુબ જ ગંભીર ચાલે ચાલતી નાવે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને આગળ વધી. દુર દુરથી ગુનગુનનો શાંત અને ઘેરો અવાજ ફરી વળ્યો —હેમંત શાહ.

# પરમેશ્વર ક્યાં છે?

લેખક :
ડૉ. મોહનલાલ જે. પાઠક

ગજુભાઈ પંજાબમેલની ઝડપથી ગીતા વાંચતા હતા. ગીતાનાં શ્લોક કરતાં ગજુભાઈનું ધ્યાન ઘડીયાલનાં કાંટા તરફ વધારે હોય એમ દેખાતું હતું. ગજુભાઈના મોઢામાંથી નીકળતા ગીતાના ઉચ્ચાર પાણિનીએ સાંભળ્યા હોય તો પાણિની ઉપર ગુસ્સે થઈને ગજુભાઈએ કહ્યું હોત, " મારે ઘરમાં બેસીને ફક્ત વ્યાકરણ જ લખવાનું ધંધો કરીને પેટ ભરવાનું છે !

એટલામાં તો ઘડીઆલમાં ટકોરો વાગતો સંભળાયો ગજુભાઈ કૂદકો મારીને ઉભા થઈ ગયા. ઘડીઆલમાં સાડાસાત વાગ્યા હતા. ગજુભાઈ અબોટીઉં બદલી ધોતીઉ પહેરવા લાગ્યા. ઘરમાંથી બા એ કહ્યું, " ભાઈ, નાના કાન્તીને પણ સાથે લઈ જાને. ટાંગામાં બેસવાનો ઘણો જ શોખ છે. "

" બા !, કાન્તી ચૂપ બેસી રહેતો નથી આ પૂછ ને તે પૂછ. મારે તો હિંમતમલશેઠના ટાંગામાં જવું છે. ત્યાં વળી એને ક્યાં લઈ જાઉં ? "

" ભાઈ, હજી તે નાદાન છે. પૂછે પણ ખરો. લઈ જા ને ! બા બોલ્યા.

" નાદાન ! " ગજુભાઈ બોલી ઉઠયા. " અરે મોટા માણસને મોઢામાં આંગળી પકડાવે એવો ઉસ્તાદ છે ! તે દિવસે મામાને ત્યાં ડાહ્યાકાકા નામનાં એક શાસ્ત્રી આવેલા હતાં. તે બીચારા કોઈ મરી ગયું હશે, તેની વાત કરતા હતા. કાન્તીએ તેને પૂછ્યું " ડાહ્યાકાકા માણસ કેવી રીતે મરતા હશે ? " ડાહ્યાકાકાએ કહ્યું, " માણસ ઘરડા ડોસા થાય એટલે મરી જાય ! " તરત જ કાન્તી બાબએ કહી દીધું " કાકા, તમે પણ ઘરડા ડોસા થઈ ગયા છો ! તો પછી તમે કેમ હજી મરી નથી જતા ? "

કાન્તીની અક્કલની અને બહાદુરીની વાત સાંભળી બા હસી પડયા

બા એ ગજુભાઇને નાસ્તો કરવા બેસાડયા. " કાન્તી, કાન્તી " બાએ કાન્તીને બૂમો પાડી બોલાવ્યો પણ કાન્તીનો પત્તો જ ન હતો.

ગજુભાઈ તેને શોધવા પાછલા ઘરમાં ગયા. કાન્તી ત્યાં હતો ખરો, પણ તે એક મોટા કામમાં રોકાયેલો હતો

પાછલા ઘરના એક ખૂણામાં ચકલીએ ગોઠો બનાવ્યો હતો. આ ગોઠો તોડી પાડવાની કાન્તી ભાઈ કોશેષ કરતા હતા. કાન્તી વારંવાર તાળીઓ પાડતો હતો અને ગોઠા તરફ કાંકરા ફેકતો હતો. " શુ ! શુ ! " એવો અવાજ કરી તે ચકલીને અને તેના બચ્ચાને ગોઠામાંથી નસાડવાનો પ્રયત્ન કરતો હતો. ગોઠામાંથી ઘાંસના તણખલાં અને બીજો કચરો નીચે પડતો હતો.

આ દેખાવ જોઇને ગજુભાઇને ગીતાજીમાંનો એક શ્લોક યાદ આવી ગયો " ઇશ્વર. સર્વ ભૂતાનાં " ( પ્રાણી માત્રમાં પ્રભૂ છે. )

તેણે કાન્તીનો હાથ પકડી લીધો

કાન્તી હાથ ખેંચતા બોલ્યો " જુઓને ભાઈ, આ ચકલી અને તેનાં બચ્ચાંઓ અહી કેટલો કચરો ફેંકે છે ? "

ફેંકવા દે ને ભાઇ, આ ઘાસના તણખલા અહીથી ઉપાડી લેતા કાંઈ તકલીફ નથી પડવાની ! "

" પણ—"

" પણ બણ કાંઈ નહિ. તું મોટો થશે

ત્યારે જ તને એ બધું સમજાશે. શ્રી કૃષ્ણ ગીતાજીમાં કહી ગયા છે કે, પ્રાણી માત્રમાં પ્રભુ છે !"

"આ ચકલીનાં બચ્ચામાં પણ ?" કાન્તીએ અજબ થતાં પૂછ્યું. ગજુભાઈએ માથું હલાવી હા કહી.

કાન્તીએ કાંકરા ફેંકી દીધા. તેની આંખમાં પાણી આવી ગયા. તેણે મનમાં ને મનમાં ચકલી અને તેનાં બચ્ચાની માફી માગી.

ટાંગામાં જતા જતા કાન્તીએ સવાલ પુછી પુછીને ગજુભાઈને સતાવી મૂકયા. "ભાઈ, આ વડના ઝાડમાં પરમેશ્વર છે ખરો કે ? ને આ બકરીમાં ? ને પેલા લંગડા કુતરામાં ?"

ગજુભાઈ દરેક સવાલનો ડોકુ હલાવી 'હા'નો જવાબ આપતા હતા. પણ કાન્તીના સવાલ તો ઘટે જ નહિ. કયાં ભોગ .. તે ગીતાનો શ્લોક યાદ આવી ગયો. ... શ્રી કૃષ્ણ ભગવાન ઉપર પણ ગુસ્સે થઈ ગયા ! શ્રી કૃષ્ણએ જો એ શ્લોક અર્જુનને કહ્યો જ ન હોત તો આ માથા-ફોડ તો ન કરવી પડત !

ટાંગામાંથી ઉતરીને ગજુભાઈ કાન્તીનો હાથ પકડીને ચાલવા લાગ્યા. ગજુભાઈને કોઇને મળવું હતું પણ તે માણસ મળ્યો નહિ એટલે એક ઝુંપડી જેવા જણાતાં ઘર પાસે ઉભેલા હિંમતમલ શેઠ પાસે ગયા.

હિંમતમલ શેઠ સાથે સીપાઈ જેવાં દેખાતા બીજા બે માણસો ત્યાં ઉભેલા હતા. તે લોકો મોટે મોટે કાંઈ વાત કરતા હતા. નાના કાન્તીને આ વાત બરાબર સમજાઈ નહિ. સીપાઈઓ ઝૂંપડીમાંથી ભાંગ્યા તુટયા વાસણ, માટીનાં માટલાં અને એક ભાંગેલી દેવદારનાં ખોખાની પેટી એટલો સામાન બહાર લઈ આવ્યા. ઝૂંપડીનાં બારણા આગળ એક ડોસીમા અને તેના બે દીકરા અને ત્રણ ચાર નાનાં નાનાં છોકરાઓ દીનવદને ઉભા રહી આ તમાશો જોતા હતા !

હિંમતમલ શેઠ અને આ સીપાઈઓ આ બધું શા માટે કરતા હશે તે કાન્તીને સમજાયું નહિ. તેની આંખ આગળ ચકલીનો ગોઠો દેખાવા લાગ્યો.

તે ગોઠો હતો, આ ઝુંપડું છે ત્યાં ઘાસના તણખલા ને કચરો હતો, અહીં ભાંગ્યા તુટયા વાસણ ને ખાલી પેટી છે. ત્યાં ચીં ચીં કરતાં નાનાં ચકલીનાં બચ્ચા હતાં અહીં કપડા વગર ઠંડીમાં ધ્રુજતા ઉભેલાં આ બાળકો છે. સવારે ચકલી ને તેનાં બચ્ચાને હું હાંકી કાઢતો હતો તે ભાઈને ગમ્યું નહિ. અહીં હિંમતમલ શેઠ ઝુંપડીમાંથી આ માણસો અને બાળકોને બહાર હાંકી કાઢે છે તો પણ ભાઈ કાંઈ બોલતા નથી. અજબ જેવી વાત છે ને !

કાન્તીએ ધીમેથી ગજુભાઈના કાન પાસે મોઢું લઈ જઈને પૂછ્યું "આ બધું શું થાય છે ?"

ગજુભાઈએ કહ્યું "જપ્તી".

કાન્તીએ "જપ્તી" એ શબ્દ કદી પણ સાંભળ્યો ન હતો.

ભાંગેલી પેટીમાંથી એક પૈસો પણ મળ્યો નહિ ! હિંમતમલ શેઠ ગુસ્સે થઈ ગયા. તે કંઈક બોલવા જતા હતા ત્યાં તો કાન્તી બોલી ઉઠયો "ભાઈ, આ હિંમતમલ કાકાને તમે મને સવારે કહેલું તે કહોને કે પ્રાણી માત્રમાં પ્રભુ હોય છે. માટે તેને દુઃખ આપવું નહિ."

"ચૂપ બેસ ડાહ્યા, તું શું સમજે ! નાને મોઢે મોટી વાત." હિંમતમલ શેઠ મોટી મોટી આંખો કાઢતા બોલ્યા.

કાન્તી ચૂપ થઇ ગયો. હિંમતમલ શેઠે ઝુંપડીમાં રહેતાં માણસોને બહાર કાઢી ઝુંપડીની જગ્યાનો કબજો લઇ લીધો. ડોસી અને છોકરાઓ રડવા લાગ્યા. આ દેખાવ જોઇને કાન્તીનું હૈયું ભરાઇ આવ્યું. તે પણ રડી પડયો.

બીજે દિવસે નિશાળમાં ગુરૂજી કવિતા શીખવતા હતા.

આસપાસ આકાશમાં અંતરમાં આભાસ,
ઘાસચાથની પાસ પણ વિશ્વપતિનો વાસ.

" કહો જોઇએ વિશ્વપતિ એટલે પરમેશ્વર ક્યાં હોય છે ? "

કાન્તી તરત જ બોલી ઉઠયો " સાહેબ, ચકલીનાં બચ્ચામાં ! "

" ને માણસમાં ? " ગુરૂજીએ તેનો જવાબ સાંભળી કંઇક અજબ થતાં બીજો સવાલ પૂછયો.

" અહં ! પરમેશ્વર માણસનામાં તો હોતો જ નથી. તે તો ફક્ત ચકલીનાં બચ્ચામાં જ હોય છે ! !

---

# ઝુંપડી

મને વ્હાલી લાગે તે મારી ઝુંપડી હો બહેન

મોટા ઝુકે ઝરૂખા ઝુલતાં રે
ભલે મહેલોના ઉંચા પઠથાર. મને.

મોટા મહેલમાં ગાજે છે રેડીઓ રે,
મારી મઢુલીયે બાલ કિલ્કાર. મને.

મોટા મહેલોએ મોટર ગાજતી રે,
મારે ગાવડીના ગોરસ ધમકાર. મને.

ભલે મહેલે મિષ્ટાન ભાત ભાતનાં રે.
માંરે ભોજન અમીનાં ઓડકાર. મને

સોહે મખમલ બિછાના મહેલમાં રે,
મારે સુવા ધરતીનો પગથાર. મને.

બળે મહેલ હજાર દીવા વીજળી રે,
મારે પાંગણુ પુણ્યનો પ્રકાશ. મને.

મોટા મહેલોયે ભૂત ભમે પાપનાં રે,
મારી મઢુલી યે સત્યતા ભગવાન. મને.

મી. ધૈર્યચન્દ ર. બુદ્ધ



## [૧] લગ્ન અને ધર્માન્તર

કોઇ હિંદુ સ્ત્રી ઇસ્લામમાં વટલી જાય ને એના પતિ ઇસ્લામનો સ્વીકાર ન કરતાં હિંદુ જ રહ્યો હોય, એવી પરિસ્થિતિમાં એ સ્ત્રી જો પોતાના પતિ સામે લગ્નવિચ્છેદની દાદ માગે તો તેને હિંદુ કાયદો લાગુ પાડવો કે મુસ્લીમ કાયદો ?

### દુઃખી લગ્નજીવનને કારણે ઈસ્લામનો સ્વીકાર

કલકત્તા હાઇકોર્ટના ન્યાયાધ્યક્ષ મિ. જસ્ટીસ ઓર્મંડ સમક્ષ તાજેતરમાં આવો પ્રશ્ન ઉપસ્થિત કરતો એક ખટલો આવેલો. ફરિયાદી મુસમ્મત અયશાબીબી (પૂર્વજીવનની આત્રેયી દેવી ) એ અદાલત સમક્ષ એવી દાદ માગેલી કે શ્રી. સુબોધકુમાર ચક્રવર્તી સાથેનાં પોતાનાં લગ્ન ફોક જાહેર કરવામાં આવે કારણ કે એ હવે તેમની પત્ની રહી નહોતી. અદાલતની ન્યાયમર્યાદા બહારના વિસ્તારમાં કૃષ્ણનગર મુકામે ઇ. સ. ૧૯૪૧ના જુલાઇમાં હિંદુ ધર્મવિધિ અનુસાર એ બંનેનાં લગ્ન થએલાં. ફરિયાદીનું કહેવું એ હતું કે એના પતિ સાથેનું એનું લગ્નજીવન દુઃખી હતું અને ઘરમાંથી કાઢી મૂકવામાં આવતાં કેટલોક સમય પોતાના પિતાની સાથે રહ્યા બાદ ઇ. સ. ૧૯૪૩ ના સપ્ટેમ્બરની ૧૨ મીએ એણે સ્વેચ્છાએ કલકત્તાની નાખુદા મસ્જીદમાં ઇસ્લામનો સ્વીકાર કરવાને જણાવેલું પણ તેમણે એમ કર્યું નહોતું. હિંદુ કાયદા મુજબ પોતાની અને પતિની વચ્ચે હવે પતિપત્નીનો સંબંધ રહેતો ન હોઇને તેમનાં લગ્ન ફોક કરવાની માગણી એણે મૂકેલી.

એડવોકેટ જનરલ મિ. એસ. એમ. બોઝે આ ખટલામાં જણાવેલું કે અદાલતની ન્યાયમર્યાદામાં આ ખટલો નહોતો આવતો, અને આ ખટલાને જો કાયદો લાગુ પાડવો હોય તો તે પતિના ધર્મના જ લાગુ પાડવો જોઇએ.

ફરિયાદી તરફથી ઉભલા મિ. એસ. ચૌધરીએ જણાવેલું કે આ ખટલો 'સ્પેસિફિક રીલીફ એક્ટ'ની કલમ ૪૨ તળે આવી જતો હોઇને તેને હિંદુ કાયદો કે મુસલમાન કાયદો લાગુ પાડવાનો સવાલ જ ઉપસ્થિત થતો ન હોઇને એ લગ્નને ફોક જાહેર કરી દેવાં જોઇએ.

આ ખટલા અંગેના પાંચ કલાક સુધી ચાલેલા પોતાના ચુકાદામાં મિ. જસ્ટીસ ઓર્મંડે જણાવેલું કેઃ અદાલત ધર્માંતરનાં કારણોમાં ઊતરે એ એમની પોતાની નજરે તદ્દન યોગ્ય ન હતું, છતાં આ ખટલામાં એવાં કારણોમાં ઊતરવાની આવશ્યકતા સ્વીકારતાં પણ, એમાં ફરિયાદીનું ધર્માંતર શુભાશયપૂર્વકનું હતું. કોઇ પણ હિંદુ સ્ત્રી ધર્માંતરનું બહાનું આપે તેથી કરીને અદાલતે તેને હિંદુ કાયદાથી અલિપ્ત રહેવામાં ટેકારૂપ ન બનવું જોઇએ એવું પણ સૂચન થયું છે. એનો અર્થ એ થયો કે ધર્માંતરની સાથે

ઉદ્‌ભવતી કાનૂની પ્રક્રિયાને અટકાવી દઈને અદાલત જો એવાં ધર્માંતરને રદ કરી કઈ ન શકે તો કમમાં કમ 'ઇકવીટી'ના સામાન્ય સિદ્ધાન્તોને અવલંબીને એવા દાખલાઓમાં વટલેલી વ્યક્તિઓને કશી રાહત આપવાની તો તેણે ના જ પાડી દેવી જોઈએ. હવે આ ખટલામાં બનેલ છે તેવા ધર્માંતરના પરિણામે લગ્નને ફોક થતા અટકાવવાની જો તાજની, હિંદ સરકારની કે ધારામંડળની નીતિ હોય, તો પછી કોઈ હિંદુ સ્ત્રીના ધર્માંતરને જ ગેરકાયદેસર અથવા ફોજદારી કાયદા નીચેના એક ગુન્હા તરીકે ગણવાનાં પગલાં લેવાં જોઈએ છે, ધર્માંતર જો કાયદેસર હોય અને કાયદાનો કોઈ પ્રકારનો અપવાદ ન હોય તો અદાલત તેને કાયદેસર ગણવા બંધાએલી હતી. આ બાબતમાં ધાર્મિક-સ્વાતંત્ર્ય અંગેના રાણી વિક્ટોરિયાના ઇ. સ. ૧૮૫૮ ના ઢંઢેરાનો અન્વય આપતાં નામદાર ન્યાયાધ્યક્ષે જણાવ્યું હતું કે નાગરિકોના સામાન્ય અથવા તો વિશિષ્ટ વર્ગના ધર્માંતરને શિક્ષાપાત્ર ગણવું એ એ ઢંઢેરાથી વિસંગત ગણાય, અને એ કારણે ન્યાયની અદાલત એ માર્ગ ન લઈ શકે. ધારાપોથી પરનો એવો કોઈ નિર્દેશ નથી કે જે દ્વારા આ ધર્માંતરને માન્ય રાખી ન શકાય.

દાદ માગતી વખતે દાદ માગનાર મુસ્લીમ હોઈને એ જ પાયા પર આ ખટલાનો નિર્ણય થવો જોઈએ એમ નામદાર ન્યાયાધ્યક્ષે જણાવ્યું હતું. આ ખટલો અદાલત પૂરતી ન્યાયમર્યાદામાં આવી જતો હોવાનું જણાવતાં તેમણે કહેલું કેઃ યુરોપના દેશોમાં પક્ષ–પ્રતિપક્ષના વતનનો પ્રશ્ન અદાલતો સામાન્ય રીતે હાથ ધરે છે. પરંતુ આ ખટલામાં તો બન્ને પક્ષો એક જ વતનના છે અને છતાં દાવો દાખલ કરતી વખતે બંનેનાં ધર્મ અને સમાજની પ્રણાલી નોખાં નોખાં હોઈને દરેકનો વ્યક્તિગત કાયદો નોખો પડતો હતો. આ ખટલામાં વસ્તુસ્થિતિ એ છે કે, પક્ષ મજકુરને લાગુ પાડનારા વ્યક્તિગત કાયદાનો નિર્ણય એની પોતાની પસંદગીની ધાર્મિક પ્રણાલી પર અવલંબે છે. ધાર્મિક સ્વતંત્ર્યની નીતિને અનુલક્ષતા એ સ્પષ્ટ થયા વિના નથી રહેતું કે દરેક વ્યક્તિને તેની પોતાની પસંદગીએ કોઈ પણ સમયે પોતાનું ધર્મ-પરિવર્તન કરવાનો અધિકાર છે અને એ મુજબના ધર્માંતર પછી એ જે ધર્મ અને સમાજ પ્રણાલીનો અંગીકાર કરે તેના તેને લાગુ પડતા અંગત કાયદા મુજબના સઘળા અધિકારો અને લાભો તે મેળવી શકે. લગ્નને ફોક ગણવાના પ્રશ્નનો કાયદેસરનો નિર્ણય ખટલા સમયે તે વ્યક્તિને વ્યક્તિગત રીતે લાગુ પડતા કાયદા અનુસાર જ થઈ શકે.

હવે પ્રશ્ન એ રહે છે કે દાવો નોંધાવતી વખતે એક પક્ષ હિંદુ અને બીજો પક્ષ મુસ્લીમ હોય તો કયો કાયદો લાગુ પાડવો ? આ ખટલામાં દાદ માગનારને કેવળ મુસ્લીમ કાયદો જ લાગુ પડતો હોય તો પછી તેણે માગેલી જાહેરાતનો તેને અધિકાર છે.

ત્યાર બાદ હિંદુ કાયદાની ચર્ચા કરતાં તેમણે જણાવેલું કે હિંદુ કાયદો કેવળ હિંદુઓને જ લાગુ પડતો હતો. હિંદુ કાયદો ઘડનારાઓને આવા લગ્નને ફોક ગણવા માટેનો નિયમ રચવાની કશી જરૂર નહોતી. હિંદુ કાયદામાં પતિની સ્થિતિ એ ધારે ત્યારે લગ્ન કરવાને સ્વતંત્ર હોવાની સ્વીકારાઈ હોઈને કાયદેસર નજરે તેનાં લગ્ન ફોક કે નાફોક ગણાય તે સાથે તેને બહુ સંબંધ નહોતો. આવાં લગ્નને ફોક ગણાતું અટકાવવાને હિંદુ કાયદામાં કશો ચોક્કસ નિષેધ ન હોય, અને હિંદુ કાયદા સિવાયનાં અન્ય

વર્ષની એક સુશિક્ષિત બ્રાહ્મણ યુવતી શ્રી. વજુભાઇના આશ્રય હેઠળ રહેતી હતી. કારણ કે તે પોતાની પસંદગીના પતિ સાથે પરણવા માગતી હતી. આ યુવતીએ પસંદ કરેલો પતિ જુદી જ્ઞાતિનો હોવાથી તેના કેટલાક સગાઓ આ લગ્નનો વિરોધ કરતા હતા. આ અંગે એમ જાણવા મળે છે કે પોલીસ વડાએ એક ગૃહસ્થ તરીકે આ સામાજિક બાબતનો ઉકેલ લાવવા માટે યુવતીને અને શ્રી. વજુભાઇને બોલાવ્યા હતા અને યુવતીની વાત સાંભળ્યા પછી તેઓ પણ સંમત થયા હતા કે ૨૨ વર્ષની સુશિક્ષિત યુવતી તેની પસંદગીના પતિ સાથે લગ્ન કરી શકે.

આ વાર્તાલાપ પછી યુવતીના સગાઓ અને શ્રી. વજુભાઇ યુવતી સાથે પોલીસ ચોકીની બહાર નીકળ્યા ત્યારે ગાડી ત્યાં નહોતી ને એક મોટર ઉભી હતી. દરવાજા બહાર નીકળતાં એકાએક બહેનના સગાઓ અને બીજા ગુંડા જેવા માણસો શ્રી. વજુભાઇ અને પેલાં બહેન પર તૂટી પડયા હતા. અને સખત માર મારી બળજબરીથી પેલાં બહેનને ઊભેલી મોટરમાં લઇ મોટર હંકારી ગયા હતા. શ્રી. વજુભાઇ પરનો હુમલો પોલીસ ચોકી નજીક જ થયો હતો છતાં પોલીસ તો તે ઉભી જોતી હતી. રાજ્યના ડૉકટરની સારવાર હેઠળ રહેલ વજુભાઇની તબિયત હવે સારી છે.

જે બ્રાહ્મણ યુવતીનું અપહરણ કરવામાં આવ્યું છે, તે એક બાળવિધવા છે. એમનું નામ નિર્મળા બહેન. પોરબંદરના ગુરુકુળમાં પોતાનો અભ્યાસ પૂરો કરીને છેલ્લા એકાદ વરસથી તેઓ શિક્ષિકા તરીકે કામ કરે છે. તેમની ઇચ્છા શ્રી. કાનજી ચૌહાણ નામના યુવક કાર્યકર સાથે લગ્નગ્રંથિથી જોડાવાની હતી. તેઓ થોડા દિવસથી શ્રી. વજુભાઇને ત્યાં રહેતાં હતાં અને તેમણે પોતાની બધી હકીકત તથા વિચારો જણાવ્યાં હતા. તેમણે તા. ૮-૬-૪૫ ના રોજ અમદાવાદમાં રજિસ્ટારની ઓફિસમાં આ લગ્ન અંગે ડેકલેરેશન નોંધાવ્યું હતું. શ્રી નિર્મળાબહેનનાં કેટલાંક મિત્રો, આપ્તજનો અને ગુરુજનોની, જેમ આમાં સંમતિ હતી તેમ, કેટલાંક સગાંવહાલાં જ્ઞાતિભેદને કારણે નારાજ હતાં.

શ્રી. વજુભાઇની સલાહ એવી હતી કે લગ્ન કરતાં પહેલાં ભલે સૌ સગાંવહાલાંઓની સંમતિ ન મેળવી શકાય પણ તેમને સમજાવવાની અને બની શકે તેટલો સંતોષ આપવાની ફરજ બજાવવી જોઇએ. આથી શ્રી. નિર્મળાબહેનનો ભાઇ અને મામા તેમને લગ્ન ન કરવા સમજાવવા આવ્યા હતા; પણ કરી જ કારી ફાવી નહિ અને છેવટે ઉપર મુજબ બનાવ બની ગયો.

શ્રી. વજુભાઇએ આ બાબતમાં ઘટતાં પગલાં લેવા માટે પોલીસ કચેરીમાં અરજી આપી દીધી છે. ઉચ્ચ સત્તાધીશો સમક્ષ આ આપણીય બાબત રજૂ કરવાનું વિચારાઇ રહ્યું છે.

( પ્રબંધ )

---

## [૪] એક અંગ્રેજ નવોઢાનું સાહસ

પારીસમાં રહેલા પોતાના વિમાની પતિ સાથે એક 'લિજ્જતદાર પખવાડિયું' ગાળવા માટે અંગ્રેજ નવપરિણીતાએ થોડાક દિવસ પર એક અજબ સાહસ ખેડયું હોવાનો કિસ્સો બહાર આવ્યો છે. એકવીસ વરસની એ યુવાન કે પર્ટ અમેરિકન વિમાની દળના એક અફસરને પરણ્યા બાદ તેના પતિને પારીસ જવાનું થયું, યુવાને પોતાને પણ પારીસ લઇ જવાની હઠ પકડી અને છેવટે તેનો પતિ કબૂલ થયો. એને તેમાં ધાગળા,

ગરમ પાણીની બાટલીઓ, દવાઓ વગેરે સામાન સાથે પોતાની પત્નીને પણ પૂરી દીધી. બર્કેશાયરના વિમાની મથકેથી ફ્રાન્સ ઉપાડતા વિમાનમાં મેલ્લા અફસરને પારીસ પહોંચવાનું હતું, મથક પર કોઇની અવરજવર નહોતી અને બંને વિમાનીઓ સુદ્ધાંની ગેરહાજરી હતી, ત્યારે તેના બીજા સામાન સાથે એ ખોખું પણ વિમાનમાં ચડાવી દેવામાં આવ્યું અને આ રીતે, ઇવોનના પોતાના જ શબ્દોમાં કહીએ તો, 'મારા પતિનો સહવાસ મેળવવા માટે મેં સઘળા ઉડ્ડયનોને ટપી જાય એવું દોજખ સમું ઉડ્ડયન કર્યું'.

ખોખાની અંદર એનાથી હરીફરી શકાય તેમ પણ નહોતું. એના પતિના નિવાસે સઘળો સામાન પહોંચ્યો ત્યાં સુધી તેને એની એ દશામાં રહેવું પડેલું. એના જણાવ્યા મુજબ, 'હું બહુ ભયજનક લાગણી અનુભવવા લાગેલી અને માંદી જેવી બની ગએલી. મારું મગજ બહેર મારી ગએલું અને હું ક્યારે વિમાનમાંથી ઊતરી તેનો યે મને ખ્યાલ નહોતો રહ્યો.

એનો પતિ તો સામાન આવી લાગવાની ઉત્સુકતાપૂર્વક રાહ જ જોઇ રહ્યો હતો. જેવો સામાન આવી લાગ્યો તેવો પોતાની પ્રિયતમાના બંધવિમોચનમાં તે મંડી પડયો. ઇવોન પોતાના પતિના સહવાસ માટે મુક્ત બની. પરંતુ આ રમત છાની ન રહી પારીસમાં એ ખરીદીએ નીકળી ત્યાં તેના જ ગામ ચિંગફર્ડ (ઇસેક્સ)ના એક મેજરની નજરે તે પડી અને પછી બધો ભેદ ફૂટી ગયો! એને અદાલતમાં ૨૫ પૌંડનો દંડ કરવામાં આવ્યો અને પાછી ઇગ્લેંડ ભેગી કરી દેવામાં આવી, પણ આ વખતે ખોખામાં પૂરીને નહિ!

(પ્રલબંધુ)

# —: સ્ત્રી જગત્ :—

*આષ્ટી–ચીમૂરના ફાંસી પામેલા કેદીઓ તરફથી કરાનારી અપીલના ખર્ચ માટે, ફાંસી-નિવારક સમિતિનાં અધ્યક્ષ શ્રીમતી અનસૂયા બાઇ કાળે તરફથી માંગવામાં આવેલા ફાળામાં મુંબઇના વૈષ્ણવાચાર્ય ગોસ્વામી શ્રી. ગોકળનાથજી મહારાજે રૂા. ૫૦૧ ની રકમ અર્પણ કરી છે.

*તાજેતરમાં રાજકોટ ખાતે શ્રીમતી કાન્તા ગુલાબચંદ શેઠ સ્ત્રી–વિકાસગૃહની સ્થાપના થઇ છે. આ સંસ્થાની સ્થાપના કરતાં રાજકોટના જાણીતા રાષ્ટ્રીય સેવાભાવી નાગરિક શ્રી. ગુલાબચંદ તલકચંદ શેઠે પોતાની મૃત પત્નીના સ્મારક અર્થે રૂ. ૫૦ હજારની સખાવત ટ્રસ્ટડીડ કર્યું છે. વધુમાં તેમણે શરૂઆતના કામ માટે રૂ. ૫ હજાર તથા વરસ માટે દર મહિને રૂ. ૧૫૦, સંસ્થાને આપવાનું જાહેર કર્યું છે. સંસ્થાના કાર્યવાહકોએ આર્થિક સહાય માટે પણ સૌને અપીલ કરી છે.

*બંગાળાના જેસોર જીલ્લાના લાઉજનગા ગામની એક યુવતીએ શરીર ઢાંકવા વસ્ત્ર ન મળ્યાથી ગળે ફાંસો ખાઇ આપઘાત કર્યો છે.

*ગુજરાતમાં નર્સ કોલેજ મુંબાઇ ઇલાકામાં બે નવી નર્સ કોલેજો ઉઘાડવાની છે, તે ભરૂચ અને સતારાને બદલે અમદાવાદ અને પુનામાં કાઢવા ઠર્યું છે.

*પુનામાં રંભા કુંવરજી નામના જૈન સાધ્વીજી ૪૩ દિવસના ઉપવાસ બાદ મરણ પામ્યા છે. એમની ઉંમર ૯૨ વર્ષની હતી.

*મેડમ મોંટેસરી કાસ્મીરમાં સુપ્રસિદ્ધ બાળ-શિક્ષણ શાસ્ત્રી મેડમ મોંટેસરી કાસ્મીર ગયાં છે. ત્યાં તા. ૧૫ જુલાઇથી અઢી મહિના સુધીનું તાલીમ કેંદ્ર ઉઘાડશે.





**માનસ લગ્નનું દેહ લગ્નમાં પરિવર્તન ?**

ગુજરાતના અગ્રગણ્ય સાક્ષરોમાંના એક અને વિવેચન નિષ્ણાત સાહિત્યકાર શ્રી. રામનારાયણ પાઠક ( સ્વૈરવિહારી ) અને મુંબઈની કર્વે વિદ્યાલયનાં હાલનાં એક અધ્યાપિકા શ્રી. હીરા મહેતાનાં તાજેતરમાં થયેલાં લગ્નો પ્રત્યે હમણાં હમણાં જાહેરમાં તેમજ વર્તમાનપત્રોમાં કેટલોક ઉહાપોહ જાગ્યો છે.

શ્રી. પાઠકનું વય ૫૮ વર્ષનું હોઇને શ્રી. હીરા મહેતાનું વય, વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા પ્રમાણે, લગભગ ૨૭ વર્ષનું જણાવવામાં આવે છે. પરણનાર બન્ને વ્યક્તિ યોગ્ય વિચાર કરી નિર્ણય બાંધી શકે તેવી બુદ્ધિ ધરાવતાં હોઇને પરસ્પરની પસંદગીથી આ લગ્ન યોજાયાં છે. એ લગ્ન પ્રત્યે, આપણા સમાજમાં જાગે છે તેવો એકેય પક્ષના લાગતા વળગતાએ વિરોધ નોંધાવ્યો નથી, તેમ પરણનાર પૈકી એકેયનો લગ્ન સંબંધે વિરોધ નથી. છતાં સમાજ એ લગ્ન પ્રત્યે વિરોધની વર્ષા વરસાવવા એક પગે તૈયાર થઇ ગયો છે, અને તેમાં વજૂદ પણ છે.

આ લગ્ન સંબંધનો શ્રી. રામનારાયણ પાઠક ( જેમને મારા કેટલાક મિત્રો "ડોસા" નામથી સંબોધતા મેં સાંભળ્યા છે ) અને શ્રી. હીરા મહેતાનાં વ્યક્તિગત નામથી થયો હોત અને સમાજ કે શિક્ષણ ક્ષેત્રમાં તેમનું કોઈ સ્થાન ન હોત તો, જેમ સમાજમાં અનેક વૃદ્ધ લગ્નો થઇ જાય છે અને માત્ર ગણ્યાગાંઠ્યા સુધારકો અને ધગશ ધરાવતા મુઠ્ઠીભર યુવાનો એવાં લગ્નોનો વિરોધ કરે છે અને શમી જાય છે તેમ આ વિરોધ પણ શમી જાત; પરંતુ પરણનાર બન્ને વ્યક્તિ કેળવાયેલાં હોઇને સુશિક્ષિત ગણાતાં અને સાહિત્યકારો છે, શિક્ષણ જેવા પવિત્ર વ્યવસાયને બન્નેએ પોતાનો કર્યો છે; અને સાહિત્યદ્વારા જનતાને દોરવા જેવા કાર્યમાં પોતાનો હિસ્સો પુરાવે છે તેવી વ્યક્તિઓનું આવું શારીરિક કજોડું થાય અને તે પણ પોતાની એક વખતની શિષ્યા સાથે ગુરુજી લગ્નગ્રંથિથી જોડાય ત્યારે ચારિત્ર્યપૂજક માબાપો આવાં લગ્નો પ્રત્યે નફરતની નજરે જુએ એ સ્વાભાવિક છે.

આ દૃષ્ટિએ આ લગ્ન નફરતને પાત્ર જાહેર થઇ ચૂક્યું છે ત્યારે બીજી બાજુથી આ સાહિત્ય અને સંસ્કાર સ્વામીઓના સુભગ મિલનને આવકારનારા પણ નથી એમ છે જ નહિ. આપણા કેટલાક આગેવાન સાહિત્યકારોએ આ પ્રસંગે હાજર રહી નવદંપતીને તેમના આ પરિણય પ્રસંગે સંસ્કાર સંયોગકાળે આશીર્વાદો પણ વરસાવ્યા છે.

એટલે બન્ને પક્ષે જુદા જુદા અભિપ્રાયો વ્યક્ત થયા છે. સમાજ એ વહેતો પ્રવાહ છે, એ પ્રવાહમાં સારૂં પણ તણાય છે અને નરસું પણ તણાઇ આવે છે. સારા-નરસાનો

ભેદ પારખનારે પોતપોતાની તુલના પ્રમાણે એ બાબતનો કયાસ બાંધી લેવો જોઇએ.

પોતાની પુત્રીઓને આજનું શિક્ષણ આપવાનો અતિરેક ધરાવતાં માબાપોએ આવાં અધ્યાપકોથી ચેતતું રહેવું કારણ, પાકટ અને પુખ્ત વિચાર કરવાની શક્તિ ન ધરાવતાં પોતાનાં વિદ્યાર્થી સંતાનો આવાઓની જાળનાં કદાચ ભોગ બને તો ના ન કહેવાય. જ્યારે વિશુદ્ધ ભાવે એકબીજાના સંસ્કાર પરત્વે આકર્ષાનાર શિષ્યાઓ આવા ગુરૂઓને ચરણે દેહાર્પણ સુદ્ધાં કરવાની પોતાની તૈયારી દાખવે તો તેમાં બીજાઓને વિરોધવું કારણ પણ હોઇ શકે !

આ પ્રશ્ન અતિ નાજુક છે. એને જે પણ બાજુથી છેડશો તે બાજુથી એ તૂટી જવાનો સંભવ છે. એટલે એની છણાવટ કાળજીપૂર્વક કરી એની પોતાની મતિ અનુસાર તુલના કરી તેનો નિર્ણય કરવો એ જ વધુ ઉચિત છે.

આ લગ્નને એ સમાનગુણ શીખવામાંના લગ્ન તરીકે આવકારીએ છીએ. ત્યારે બીજી બાજુથી એ બાપદીકરી સરખા ગુરુ શિષ્યાના સંબંધે દેહગ્રંથિના જોડાણ પ્રત્યે દિલગીરી વ્યક્ત કરીએ છીએ.

***

## શ્રી. કુમુદિની ત્રિવેદી અને ઈશ્વરલાલ દેસાઇએ

આગળ જણાવ્યા જેવોજ એક બીજો લગ્ન પ્રસંગ પણ ઉજવાયો છે. પહેલા પ્રસંગમાં પરણનાર પુરુષ લાંબા કાળથી વિધુરાવસ્થા ભોગવતા હતા, જ્યારે આ લગ્નમાં એક પરિણિત પુરુષ સ્વ પરિણિત પત્ની સાથે મેળ નહિ મળવાથી એકલજીવન જીવતા હતા. એઓ પોતે કોંગ્રેસ પ્રવૃત્તિમાં સક્રિય કામ કરતા હતા; તેમને એમનાં પત્ની સાથેનો સહવાસ અપ્રિય હતો. અને હવે પોતાને યોગ્ય જીવન સંગિની મળી જતાં એઓ એવાં જ એક કાર્યકર શ્રી. કુમુદિની ત્રિવેદી સાથે લગ્નગ્રંથિથી જોડાયા છે.

એઓ એક નિવેદનમાં જણાવે છે:—

" વર્ષોની માનસિક વેદના અને મંથન પછી મેં ગઇકાલે શ્રી કુમુદિની ત્રિવેદી સાથે મલાડમાં લગ્ન કર્યાં છે. ૧૫ વર્ષની વયે અંગત જાણ પીછાણ કે સમજ વિના જેમની સાથે મારાં લગ્ન થયાં હતાં એમની અને મારી વચ્ચે લગ્ન પછી હંમેશા અસહકારનોજ સંબંધ રહ્યો છે. પતિપત્નિ તરીકે કદી મેળ ખાધો નથી અને ભવિષ્યમાં મેળ બેસે એવી જરાયે શકયતા મને લાગી નથી. એમાં દોષ મારો પણ હોય. આજે એઓ સ્વતંત્ર જેવાંજ છે, જો કે વિધિસરના છુટાપણા માટેની મારી સૂચનાનો એમણે સ્વીકાર કર્યો નથી. હું જાણું છું કે પ્રબુદ્ધ ધર્મભાવનાથી પ્રેરાયેલી વ્યક્તિ વિશેષ આવી દશામાં જુદોજ નિર્ણય કરે, પરંતુ મારા જીવનવિકાસની મર્યાદા હું સમજું છું. આજે પણ આઝાદીની લડત કે લડતનું વાતાવરણ હોય તો આવો વિચાર કરવાનું મને સુઝયું નહોત પરંતુ આજના દેખીતા શાંત અને નિષ્ક્રિય વાતાવરણમાં એક કાર્યકરના અંગત જીવનમાં એકલવાયાપણાંનો ખ્યાલ અતિ કૂર બને છે અને એને માટે અંગત લાગણીનો વેગ રોકવો મુશ્કેલ હોય છે. એ અનિચ્છનીય પણ હોય પરંતુ એ હકીકત છે.

સમાજ મારાં આ પગલાંને ક્ષમ્ય ન પણ ગણે. હું તો અનેક જાતની માનસિક ગડમથલ પાછી મારી જાતને સમજાવી શકયો છું કે કોંગ્રેસની દૃષ્ટિએ આમાં હું કોઇ રાજકીય અપરાધ કે સામાજિક પાપ કરતો નથી. હા, સંભવ છે કે સમાજ મારી પાસેથી આશા રાખે એવું ઉચિત પગલું ભરતો ન હોઉં. આ પગલાંની આસપાસ સામાજિક

કિસ્તુરી રચી હું મારો બચાવ કરવા માંગતો નથી. બનવા જોગ છે કે પ્રણાલિકાબદ્ધ સામાજિક લોકમત આ પગલાંને નીભાવી ન પણ લે, તો મારે જાહેર પ્રવૃત્તિઓમાંથી હમણાં છૂટા રહેવું જોઇએ. હાથ ધરેલી જવાબદારીઓ છોડતાં દુઃખ તો થાય છે પરંતુ મને શ્રદ્ધા છે કે જે ધ્યેય અને ભાવનાને સોળ વર્ષથી ઘરબાર અને અભ્યાસ છોડી, હું એકનિષ્ઠાથી અને રાજકીય દૃષ્ટિએ અણિશુદ્ધ રહીને વળગ્યો છું, અને જે ધ્યેયને માટે મારો સંકલ્પ અને વફાદારી ઉત્તરોત્તર વધતાં ગયાં છે તેમાંથી હું કદી ચલિત થવાનો નથી, એટલુંજ નહિ પરંતુ વડીલો અને સહકાર્યકરોની સહાનુભૂતિ હશે તો કોંગ્રેસે ઉપાડેલા આમસંગઠન કાર્યમાં જલદીથી સામેલ થઇ જવાની મારી ઉમેદ છે.

એમનાં પૂર્વપરિણીત પત્નીને વિધિસર છૂટાપણા માટે છૂટ આપ્યાનું તેઓ જણાવે છે; પરંતુ સમાજ અને દેશની આઝાદીના જંગમાં જામી જનાર એ ભાઇને આર્ય અબળાના આદર્શની મુલાયમ ભાવનાનો ખ્યાલ તમને કયાંથી આવે ? જ્યાં રણચંડી જેવી વીર રમણીના એ પૂજક હોય ત્યાં પછી આ આર્ય ભાવનાશીલ નારીનું જીવન સદાને માટે પોતે વેડફી રહ્યા છે તેનો ખ્યાલ તમને કયાંથી આવી શકે ? અને હવે, સમાજ એમના આ પગલા પ્રત્યે કદાચ અવગણનાની નજરે જુએ તે માટે તેઓ હવે ક્ષેત્રસંન્યાસ લેવાની તૈયારી દાખવી રહ્યા છે ! આઝાદી જંગના લડવૈયાની આ કાયરતા નહિ તો બીજું શું ? એક જીવના જીવનને ધૂળમાં મેળવી, પસંદગીનું લગ્ન કરી હવે એ લગ્ન માણવા માટે પોતે ક્ષેત્રસંન્યાસનો માર્ગ ગ્રહણ કરે છે ! એ આજના સેવાભાવી કાર્યકરનું માનસ શું બતાવે છે ?

આઝાદીના જંગમાં જોડાયેલાંઓમાંથી આપણને આવા તો અનેક કિસ્સા મળે તેમ છે. પરંતુ આવા તો કોઇ કોઇજ બહાર આવવા પામે છે. જ્યારે અંદર અંદર બીનું સંકેલાઈ જવાના બનાવો સમાજની નજરે ભાગ્યેજ ચડે છે !

ભગવાન આવા સેવકોથી બચાવે ! !

***

## દેશનેતાઓની મુક્તિ અને પછી—.

૩૪ માસની અટકાયત બાદ બ્રિ. સરકારે અટકમાં રાખેલા હિંદના કેટલાક અગ્રગણ્ય નેતાઓની મુક્તિ કરી છે. આ મુક્તિ પાછળ અને હિંદમાં પ્રવર્તતી મડાગાંઠના ઉકેલ માટે હિંદના હાલના હાકેમ લોર્ડ વેવલના સમર્થ એવા સતત પ્રયાસો છે.

દેશમાં નવી વચગાળેની સરકાર સ્થાપવા માટે લોર્ડ વેવલે એક યોજના તૈયાર કરી મધ્યસ્થ ધારાસભામાં જે જે પક્ષનું પ્રતિનિધિત્વ છે તેમને સીમલામાં નોંતરી નેતા પરિષદ બોલાવી છે. તેમાં મહાત્માજીને પણ આમંત્રણ છતાં, પોતે કોઇ પક્ષના પ્રતિનિધિ નહિ હોવાથી હાજર રહેવાની અશક્તિ બતાવ્યા છતાં, તેઓશ્રીની સલાહ સૂચનાનો લાભ એ નેતાઓને મળે તે કારણે તેઓ સીમલા ગયા છે. વાટાઘાટો—ચર્ચાઓ ચાલુ થઇ છે, યોજના પર સૌ. પક્ષના નેતાઓ એકમત થઇ એનો સ્વીકાર કરવાને લગતાં ચિહ્નો ક્ષિતિજમાં દેખાયં છે. ત્યાં તો છેલ્લા સમાચાર મળે છે છે કે, મિ. જિન્નાની કંઇક વલણને કારણે કંઇક નિરાશાનું વાતાવરણ જણાય છે. અને હાલ તુરત એ નેતાપરિષદ મોકૂફ રહી તા. ૧૪ મી જુલાઇના રોજ મળનાર છે, જ્યારે દરેક પક્ષને પોતાના પ્રતિનિધિઓનાં નામો રજૂ કરવાનું ના. વાઇસરોયે ઇજન આપ્યાનું કહેવાય છે. જોઇએ, હવે તા. ૧૪ મી જુલાઇ શું પરિણામ લાવે છે ?



# નામાંકિત ડૉકટરો
## શક્તિ માટે
# નામાંકિત દવા જ
બતાવે છે

ઝંડુનુ નામાંકિત રકતો-ફોસ્ફો-મૉલ્ટ નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજા માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઇ રહે છે, અને માંદાને, માંદગી પછીની નબળાઇ નાબૂદ કરી, નવજીવન આપે છે.

ઝંડુનું રકતો-ફોસ્ફો-મૉલ્ટ સ્વાદિષ્ટ અને તાકીદે તાઝગી આપનાર છે. અને તેથી નાનાં બાળકો તેમજ મોટાં સૌ કોઇ સહેલાઇથી લઇ શકે છે પોષણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—




## ઝંડુ
# રકતો-ફોસ્ફો-મૉલ્ટ
એક વાર અવશ્ય અજમાવો !

**ઝંડુ ફાર્મા. વર્કસ લી. મુંબઈ-૧**

વડોદરાના એજન્ટો:—
(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કં,
(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કં.
ટાવર પાસે, વડોદરા.

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

તંત્રી :
સૌ. જયવતી દેસાઇ

# ગુણસુન્દરી

સહતંત્રી :
સૌ. વનબાળા દેસાઈ બી.એ.
સૌ. રમા ઠાકોર બી. એ.

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર : લુહાણામિત્ર પ્રેસ, વડોદરા

પુ. ૪૪ મું. } ઑગસ્ટ : ૧૯૪૫ [ અંક ૬

## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ બાર આના



પુસ્તક ૪૪મું    ઑગસ્ટ : ૧૯૪૫    અંક ૬ ઠ્ઠો

# વર્ષાની રાણી

[ ગરબો ]

મ્હને વ્હેલેરી કાલ ઉઠાડજે બા;
નિંદ ચપ્પેરી સોણલાં ઉડાડજે બા;
ઉષાદેવી પ્હેલાં જગાડજે બા;
તું રૂપેરી ઘંટડી વગાડજે બા.

ઉષા કુમકુમ કુમ્ભો ઢોળશે બા;
રસ રસે આંગણું રેળશે બા;
હું ચુંટાઈ વર્ષાની રાણી બા;
માનવકુળની દેવી કલ્યાણી બા.

મ્હારે લલિત લાવણ્ય ફુવારા બા;
વિશ્વચેતનની રસધારા બા;
મ્હારી કીકીમાં કહે છે કામણ બા;
મ્હારાં મરકલડાં મહુ મહેરામણ બા.

મ્હારાં કાળજડાં કીલકારે બા;
રૂપ સોહાગણ શ્રી શૃંગારે બા;
પેલો તાકી કનૈયો જુએ બા;
શીદ આંખોનાં મોતી ખૂવે બા.

મ્હને વિશ્વમોહિની કહે છે બા;
શું સૌન્દર્ય કટોરી પીએ છે બા;
મ્હને કહે છે વર્ષાની રાણી બા;
મ્હને કહે છે વિશ્વકલ્યાણી બા.

શ્રી. કુસુમાકર

# વર્ષા

[ પાલવડો મારો મેલો-રાસના ઢાળ પર ]

ઘન ઘન અભ્રમાં ગાજે છે ગર્જના,
જગની અટારી સૂરી સૂકી ભમે;
આઘેથી હાસ્યકુંજ ઝરતાં કો પંખોડાં,
જાગી જગતની વર્ષા રચે. ઘન ઘન અભ્રમાં૦

ઘેરા કો અભ્રમાં ચમકે કો વિજળી,
રાત અંધ રંગમાં પરભા ઝરે;
તેજે તેજે સારા જગને ઉજાળતી,
આવે ચેતનકારી વર્ષા જગે. ઘન ઘન અભ્રમાં૦

સર સર શીતળ શો વહેતો સમીર આ,
ધગ ધગ જગ આ શાતા પામે;
ખેડુ ખેડણુકાર વર્ષા વધામણું,
સૂકાં ગત ગ્રીષ્મનાં ફૂલડાં જાગે. ઘન ઘન અભ્રમાં૦

વન વનનાં ઝુંડ એ પામે નવચેતના,
ડાળે ડાળે નવ આશા જાગે;
ઠંડી ઠંડી મારા આતમની વાટડી,
માગી માગે નવ ઓજસ રાગે. ઘન ઘન અભ્રમાં૦

પીડા નવજીવનની ટાળે વરસાદ હો,
ઘેલા ઘેલા કવિ માનવ ડોલે;
વરસે વરસાદમાં અમૃતનાં છાંટણાં,
મહેકે વિરાટના ઘેલા બોલે. ઘન ઘન અભ્રમાં૦

મીઠું મીઠું બોલતાં વર્ષાનાં બિંદુ હો;
માનવની આંખનાં બિંદુ ભરે;
આઘેના આભમાં ભરે કો વિજળી,
ત્યાગે જગત જૂનવાણી ખરે. ઘન ઘન અભ્રમાં૦

શ્રી. ' મધુરમ્ '

# રવીન્દ્રા

● વિધવા માતાની કન્યા પૈસાદારના નઠોર પુત્ર સાથે પરણાવાઇ; માતાએ આપેલા પતિવ્રતના સંસ્કારે એણે આત્મસમર્પણ કર્યું ! !

શા માટે ?

★ લેખક : શ્રી. " પૌલસ્ત્ય "

[૧]

" બા, બા ! આ બધા લોકો, કોઈ દિવસ નહિ ને આજે આપણે ત્યાં કેમ આવ્યા છે ? મારા બાપા મરી ગયા પછી તો કોઇ આપણે ત્યાં આવતું નહોતું, અને આજે આ બધા કેમ આવ્યા છે ? "

" બહેન ! આજે નહિ, એ બધા અહીંથી જશે તે પછી તને કહીશ કે એ બધા કેમ આપણે ત્યાં આવ્યા હતા ? "

" ના, બા ! તારે મને કહેવું જ પડશે કોઇ દિવસ જવાબ દેવાની તેં મને ના પાડી નથી અને આજે તું ના કેમ પાડે છે ? "

" બહેન ! તું નહિ સમજી શકે. હું તને પછી કહીશ. "

" ના, તારે મને કહેવું જ પડશે. "

" ના, હમણાં નહિ. હમણાં તો તું જા નદી પર જઇને પાણીનું બેડું ભરી આવ. "

" સારું બા ! તું ના કહે છે તો ભલે; તારી મરજી. પણ પછીથી તો તારે મને કહેવું જ પડશે. "

" સારું, જા. "

અને ઉછરતી અલ્હડ રવીન્દ્રા માથે દેગડો મૂકી કાખમાં ઘડો ગોઠવીને નદીના રસ્તે નીકળી પડી. રસ્તામાં મળી તેટલી બધી બહેનપણીઓએ એને, એને ઘેર કોણ શા માટે આવ્યું હતું વગેરે પૂછ્યું, પરંતુ તે કોઇને કશો જ જવાબ દઇ શકી નહિ. કારણ, પોતે એ બાબત જાણવા પ્રયત્ન કરવા છતાં કશું જ જાણી શકી નહોતી.

* * *

આજે રવીન્દ્રાને ત્યાં, જે કાકાને વિષે એણે એના પિતાની હયાતીમાં પણ કંઇ જ સાંભળ્યું નહોતું તેઓ, અને તેમની સાથે બીજા બે-ત્રણ પ્રૌઢ આદમીઓ મહેમાન તરીકે આવ્યા હતા. રવીન્દ્રાના પિતા એને સાત વર્ષની મૂકી એના વાત્સલ્યને સદાને માટે વિસરી જઇ આ લોકમાંથી ચાલ્યા ગયા હતા ત્યારથી એની માતાએ પડોશીનાં કામકાજ કરીને, ખેતરમાંથી મોસમમાં આવતાં કાલાં ફોલીને કે દળવા-ખાંડવાની મહેનત કરીને એને મોટી કરી હતી. પોતે લૂખું-સૂકું ખાતી, પણ નાની રવીન્દ્રાને એ કોઇ ચીજ વિના રડતી રાખતી નહિ,-એને મન એ જરાય ઓછું આવવા દેતી નહિ. આમ રવીન્દ્રા બાર વર્ષની થઇ હતી.

બાર વર્ષની એક શહેરી બાળા જે કંઇ જેટલા પ્રમાણમાં સમજી શકે તેના કરતાં અર્ધું જ્ઞાન પણ તેનામાં ન હતું. હા, ગામની છોકરીઓની નિશાળમાં મંછા મહેતી પાસે એ થોડા આંક અને લખતાં-વાંચતાં શીખી હતી. અને એની માતા દરરોજ ગીતાનો પાઠ કરતી તેનું જોઇજોઇને એ પણ કદી કદી એ ગીતાના અક્ષરો ઉકેલવા પ્રયત્ન કરતી. આ સિવાય એને દુનિયાદારીનો કશોજ ખ્યાલ ન હતો. કદી કદી એની સાથે રમતી

ગામની છોકરીઓ કંઇ અંદર અંદર વાતો કરતી હોય ત્યારે એ અવાક્ બની એમને વાતો કરતી સાંભળી રહેતી અને રવીન્દ્રા આવી સાક્ષાત્ નિર્દોષતાની મૂર્તિ હતી. આસપાસની દુનિયાનો એને કશો જ ખ્યાલ ન હતો; કારણ, એને એનું નાનું સરખું ગામ છોડી ક્યાંય જવાનો પ્રસંગ જ પ્રાપ્ત થયો નહોતો.

[૨]

" જુઓ, ચંચળબ્હેન ! અમે તો તમારી દીકરીના ભલા માટે કહીએ છીએ. તમારી દીકરી સુખમાં જશે, શહેરની સાહ્યબી ભોગવશે, લક્ષ્મીના ખોળે રમશે. અમારું કહ્યું માનો તો દીકરીને સુખી કરશો; નહિ તો પછી કોઇ ગામડીઆને પનારે પડશે તો એના નસીબે આ ગામડાનાં દુઃખનાં પોટલાં તો છે જ. " ઊભા ઢીંચણપર સફેદ પાઘડી ટેકવી ઊભા પગોની આસપાસ ખેસ વીંટાળી બેઠેલા વેણીરામે વિધવા ચંચળને એની દીકરીને સુખ કરવાનું પ્રલોભન આપ્યું.

" કાકા ! તમે તો મારા બાપની જગ્યાએ છો; તમને હું શું કહું ? એ ઘર કુળવાન અને પૈસાદાર ભલે રહ્યું, પરંતુ મેં સાંભળ્યું છે કે છોકરામાં એ બદામ પણ નથી. બાપનો મૂકેલો વારસો એ વાપરી નાખશે. એની આસપાસ ભેગા થયેલા એના મિત્રો પણ એના જેવા જ હોવાનું મેં સાંભળ્યું છે. મારી રવીન્દ્રાનું વેવીશાળ એવાની સાથે કરવાની મારી ઇચ્છા નથી. આપે નાહક મારે ત્યાં આટલી બધી તકલીફ વેઠીને આવો ટપ્પો ખાધો. " હિંમત દાખવતાં વેણીરામને વિધવા ચંચળે પહેલેથી જ નકાર વાર્યો.

" અરે ગાંડી, રે ગાંડી ! તું તો ભીંત ભૂલે છે. છોકરામાં ભલે મીઠું ના રહ્યું પણ એની મિલકત સામે તો જરા તું નજર કર. આવી મોટરો–ગાડીઓવાળું ઘર તારા સરખી વિધવાની કન્યાના નસીબે ક્યાંથી હોય ! એનો તો તું વિચાર સરખો પણ કરતી નથી ! જરા તો વિચારી જો ! તારા સરખી દુઃખિયારી માની દીકરી સારા ઠેકાણે પડે તેટલા જ ખાતર અમે આજે તારે ત્યાં આવ્યા છીએ; બાકી, નાતમાં કંઇ વર કાતરે ખાધા નથી કે ખૂણે પડેલી તારું ઘર શોધતા અમે અહીં આવીએ. " વેણીરામે બીજો પાસો ઉપકાર ચડાવવાનો અજમાવ્યો.

" ના, કાકા ! માફ કરો. આ બાબતમાં તમે મારા પર દબાણ લાવશો નહિ. હું મારે મારી દીકરીનું વેવીશાળ શોધી લઇશ. હવે હું કંઇ નાની નથી. સાત–સાત વર્ષોથી મારે માથે દુઃખ પડ્યું છે, હું તમારી કોઇની પાસે મારું દુઃખ ભાંગવાની વાત કરવા આવી નથી. તો હવે શું ? આપ ભલે, આજનો દિવસ રહી સાંજે વિદાય થજો. મારાથી બનતી આગતા–સ્વાગતા હું કરીશ. પણ આ સંબંધી કોઇ વાત તમે મારી આગળ સંભળાશો નહિ. " ચંચળે છેલ્લો બોલ સંભળાવ્યો.

' ચંચળ ! હજી યે કહું છું, તું ભીંત ભૂલે છે. મારું કહ્યું માન, અને દીકરીને સુખી કર. " વેણીરામે આજીજીનો છેલ્લો ઉપાય અજમાવ્યો.

" કાકા ! મેં તમને કહ્યું ને કે મારી આગળ આ સંબંધી એકેય અક્ષર ઉચ્ચારશો નહિ. મહેરબાની કરી મારે તમને કંઇ ઊંચે સાદે કહેવું પડે તે પહેલાં આપ આટલેથી જ અટકી જાવ. " છેલ્લે પાટલે બેસતાં ચંચળે સ્પષ્ટ શબ્દોમાં વેણીરામને સંભળાવ્યું.. વેણીરામ આગળ બોલવા જતો હતો તેટલામાં રવીન્દ્રાએ માથે પાણીના બેઢા સાથે ઘરના ઉંબરે પગ મૂક્યો અને વેણીરામ બોલતા અટકી ગયા.

ચંચળની આગળ વેણીરામનો પાસો પાછો પડ્યો. એમનો કોઇ કારગત ન ફાવ્યો. અને

સાથે લઇ આવેલા બીજા સાથીદારો સાથે એમણે ત્યાંથી પ્રયાણ કર્યું. ચંચળે એમને રોકાઇ જમી પરવારીને જવા વિનંતિ કરી પરંતુ પોતાનો બોલ પાછો વાળનારનું અન્ન ગ્રહણ કેમ જ થાય! એ વિચારે તેઓએ તો ચાલતી જ પકડી. અને પરિણામે ચંચળે છૂટકારાનો દમ ખેંચ્યો.

એ લોકોના ગયા પછી રવીન્દ્રાએ ચંચળને પૂછ્યું:

"બા, હવે તો કહે કે એ લોકો આપણે ત્યાં કેમ આવ્યા હતા? મારી સહીપણીઓ મને પૂછી પૂછીને કંટાળો આપે છે તેમને હું શો જવાબ દઉં?"

"બહેન! તારી એ સહીપણીઓને કહેજે કે મારા કાકા આવ્યા હતા. 'શું કામ' તેની મને ખબર નથી." ટૂંકાણમાં પતાવતાં ચંચળે કહ્યું. અને આદર્શ માતાની આજ્ઞાંકિત બાળા રવીન્દ્રાએ આગળ પ્રશ્ન પૂછવો છોડી દીધો.

[૩]

વેણીરામના ગયા પછી તો ચંચળ પર ગામના મુખીનું, જ્ઞાતિના પટેલનું, અને એના પોતાના પિતાનું પણ એમ ચારેકોરથી દબાણ લાવવામાં આવ્યાં અને એની નામરજી છતાં ચંચળે પોતાની એકની એક વ્હાલસોઇ દીકરીનું વેવીશાળ, નાતપટેલિયા વેણીરામે ધાર્યું હતું ત્યાં જ થયું. ભલે ચંચળના મનને વસવસો રહી ગયો, ભલે રવીન્દ્રાના નસીબે ગમે તે લખાયું, પરંતુ વેણીરામને તો ખાસા એક કોથળી રૂપિયાની પ્રાપ્તિ થઇ જ. અને ખરૂં પૂછો તો વેણીરામની જીવાદોરી જ—એમનો જીવનવ્યવસાય એકમાત્ર આ જ હતો. અને ૮૫ વર્ષની ઉંમર તેમણે આજ વ્યવસાયમાં વીતાવી હતી. કંઇકનાં મંડાવ્યાં હતાં ને કંઇકનાં ભંગાવ્યાં પણ હતાં.

* * *

રવીન્દ્રા પરણીને સાસરે આવી. એની માતા ચંચળ હવે એકાકી જીવન વીતાવવા લાગી. એકમાત્ર પુત્રીનો સથવારો હતો તે પણ હવે એની પાસેથી ખૂંચવાઇ ગયો.

સાસરીમાં આવી રવીન્દ્રા સાસુ, સસરા, નણંદ, દિયર, જેઠ સૌની પ્રિયપાત્ર નીવડી. સૌ એના ગુણો પ્રત્યે માનની નજરે જોતાં; પરંતુ એક જ વાતનું દુઃખ હતું: એનો પતિ કુછંદે ચડેલો હતો. એનું મિત્ર ટોળું એનું ખાઇને એનું જ સત્યાનાશ કાઢનારું હતું. આખો દિવસ અને રાત્રિ એ એના મિત્રોની સોબતમાં જ ગાળતો. ભાગ્યે જ તે ઘેર આવતો. ભાઇઓ અને એના પિતાએ એની આ વર્તણૂંક ક્યારની ય જોઇ હતી, અને તેથી જ જેમ તેમ કરી એને પરણાવી દેવામાં આવે તો ક્યાંક રાગે પડી જાય, એવી તેમની ઉમેદ હતી. પરંતુ રવીન્દ્રાના આવ્યા પછી પણ એનામાં કંઇ જ ફરક દેખાયો નહિ. ઊલટો, એ તો એના જે દુષ્ટ મિત્રોને ઘરથી દૂર રાખવા પ્રયત્ન કરતો તેમને હવે પોતાને ઘેર તેડી લાવતો થયો. અને આમ, હવે એનું ઘર એક જુગારના અડ્ડા સરખું થઇ પડયું.

રવીન્દ્રાના પતિ ચંપકનાં માબાપ અને કુટુંબીઓને આની જાણ થઇ તેથી તેમણે રવીન્દ્રાને, ચંપકને આપવામાં આવેલા ઘરમાં નહિ જવાની ગોઠવણ કરી. આ ગોઠવણથી ચંપક ચીડાયો, ગુસ્સે થયો અને બળજબરીથી તે તેને પોતાના ઘરમાં લઇ ગયો. હવે એ રવીન્દ્રાને ઘરની બહાર જ નીકળવા દેતો નહિ; રાતદિવસ મિત્રોનું ટોળું જામેલું જ રહેતું. જુગાર અને ચા-પાણી ચાલ્યા જ કરતાં. અને હવે તો અણે લાલ પાણીનો પણ આશરો લીધો હતો અને એને ત્યાં એના મિત્રોને પણ એની મહેફીલ આપતો હતો.

આમ રવીન્દ્રા રાવણના આવાસમાં મંદોદરી સરખી સ્થિતિને પ્રાપ્ત થઇ હતી. ત્યાં એનું કોઇ નહોતું. એ ચંપકનો પડયો બોલ ઉઠાવતી, એના દરેક હુકમને એ માથે ચડાવતી અને માગે તે તૈયાર આપતી. પરિણામે, ચંપકે હવે હદ જ વટાવવા માંડી અને અનેક પ્રકારના સીતમો એના માથે વરસાવતાં પણ મેં પાછો પડયો નહિ. હાય!

એક આર્ય અબળાને પોતાની સન્મુખ પોતાના મિત્રને હાથે શિયળભંગ સુધીના નીચ કર્મ સુધી પણ એ પહોંચી ગયો ! '

[૪]

પોતાની આ પતિતાવસ્થા એ કયે મોઢે કોને કહે ? એ લાચાર હતી; પતિ આજ્ઞાના અનુલ્લંઘને એની આ દશા કરી હતી. સાસુ–સસરા કે કુટુંબના કોઇને પણ એની આ વાત કહેવાની એનામાં હિંમત નહોતી. કયા મોઢે એ કહી શકે ? એમ કરવામાં પોતાની, પતિની અને આખરે સમાજમાં માતાની અને કુટુંબની આબરૂ જતી એણે જોઇ. એને કમકમાં આવ્યાં. અને એ રાત્રે ઘરમાંથી ચૂપચૂપ નીકળી પડી.

*

ઘોર અમાવાસ્યાની રાત્રિ હતી. તમરાંનો અવાજ કાનને જરાય આરામ લેવા દેતો નહોતો. શેરીઓનાં મકાનોના સઘળા દીવા હોલવાઇ ગયેલા હતા. એ ઘર બહાર અને શેરી બહાર ચૂપચાપ નીકળી ગઇ. ગામની ભાગોળે પહોંચી. અહીં દૂર દૂર કોઇ કોઇ દીવા ટમટમતા નજરે પડતા હતા. નીરવ શાંતિ પથરાઇ ગઇ હતી. એ આગળ ને આગળ ચાલી. એક ખેતરમાં ઝાડ નીચે કૂવો હતો. એ ત્યાં એના થાળા પર ઘડી ઊભી; વિચાર કર્યો; અને પળવારમાં નિર્ણય કરી લીધો. સાડીનો કાછોટો વાળી લીધો. અને કૂવામાં ધબાકો થયો. રવીન્દ્રા કૂવાના તળિયે જઇ બેઠી.

રવિન્દ્રાના આ આત્મસમર્પણની કોઇનેય ખબર નહોતી. એનાં કુટુંબીઓ જાણતાં હતાં કે એ તો એને ઘેર હશે. ચંપકને એની પડી નહોતી. એના એક મિત્રે પૂછતાં એણે કહ્યું: "જન્નમમાં ગઇ સાલી! એક બલા ઓછી !"

અને ચાર દિવસે કૂવા પર કંઇક તરતું દેખાતાં ગામમાં હોહાકાર મચી રહ્યો. કૂવામાં માણસો ઉતારી તપાસ કરાવી તો જણાયું કે એ તો રવીન્દ્રાનું મુડદું હતું ! !

---

# ઓ માનવ !

: : રાગ : ભજનનો : :

ઓ માનવ ! કાયા અમર તારી નહીં
અવતાર જાશે વહી માનવ દેહની મહીં;
ઓ જીવડા ! જાગ્યો તું તો નહીં—ઓ માનવ૦

ધન ધરણીની મમતા માંડે પથ ભૂલે શેં અહીં;
જે કારણ અવતાર હતો પળ તેનું સ્મરણ થાતું નહિં.
ઓ માનવ ! કાયા અમર તારી નહીં.

તન ધોઇ મન મેલાં ફરે મોટ મોટેરાં માનવ અહીં;
અંતર વખડાં વાણી મીઠીથી આંજે જગતને જહીં,
ઓ માનવ ! કાયા અમર તારી નહીં.

આતમ સાચો સાચું કહે મન મૂરખ સમજે નહીં;
કીટ પતંગ શા પામર દેહે જીવતર જાશે વહી;
ઓ માનવ ! કાયા અમર તારી નહીં.

ચેત ચેત છે વેળ હજુ તો સાંજ પડી નથી ગઇ,
તરફડતાં સંભારશે જીવતર મળશે પળ પછી નહીં;
ઓ માનવ ! કાયા અમર તારી નહીં.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# કોણ લડાવી ગયું ?

•

આજે જગમાં કોણ લડાવી ગયું ?
અંધ સત્તાની લાલચ લગાવી ગયું;
આજે જગમાં કોણ લડાવી ગયું ? ૧

માનવદ્વાર હતાં બધાં અણુખૂલ્યાં,
નહિ માનવ દીસતાં દ્વેષ ભર્યાં;
એમાં સત્તાની ધૂન લગાવી ગયું,
આજે જગમાં કોણ લડાવી ગયું ?
ભ્રમ આપી ગયું ? ૨

જગ માનવ સઘળા સંપ રમ્યા,
એના કંપ અવાજ સદાયે ઝણ્યા;
એમાં માનવતા કો હસાવી ગયું,
આજે જગમાં કોણ લડાવી ગયું ?
સંપ ઉરાડી ગયું ? ૩

જેની આંખોમાં શાંતિનાં નૂર હતાં,
સત વિત્ત તણા નવ શોર હતા;
એમાં ભ્રમણાઓ કોણ ચાંપી ગયું,
આજે જગમાં કોણ લડાવી ગયું ?
ચિત્ત ચાંપી ગયું ? ૪

નવ વાદના ચાળા પડે નજરે,
નવ તાતના ભાલા જોન ઉરે;
કોણ છૂપું જગને ચાંપી ગયું,
આજે જગમાં કોણ લડાવી ગયું ?
રણ ગજવી ગયું ?

श्री. ' मधुरम् '

# વીર–ભસ્મ

:: મંદાક્રાન્તા ::

રાત્રિ કેરા ઘન પડળના ઘોર અંધાર જાતાં,
પ્રાતઃકાળે નયન ઝળક્યા–દિવ્ય તેજામ્બરોમાં;
વર્ષો પહેલાં હતી વિલિન થૈ "મા" તણી મૂર્તિ તેનો
જ્યોતિપુંજે ઝળહળ થતી આજ પેખી અરે મેં.

તે ઊભી'તી રુધિર વહતી વેદીઓ લાલ વચ્ચે,
પાસે ભેરી ભગવત તણી કાળ ફાંસી પડી'તી;
ને ચોપાસે ભસમ ઊડતી લાલ ને બાલ સૌની
જે સંભારી ઉર ફમકો–અગ્નિ ઉદ્દીપ્ત થાતો,
હૈયે હૈયે ધબક ધબકે ચેહ ઝાળો પ્રજાળી.

તે વેદીની ઝળતી ભસમે અંગ પે લેપી લેપી
મૃત્યુ ઘેરા પડ ઉપર કૈંએ ઘૂમે ગાંધી ઘેલા;
લોહી બિન્દુ ચૂકવી ચૂકવી ચર્મ છેલ્લે ધરંતા
"ઓ મા! ઓ મા!" વદી વચન અંતિમ પ્રાણો ત્યજંતા!

ચારે બાજુ બરછી, ફરસી, લાઠીને મૃત્યુ ગેસ,
પીસ્તોલોની સૂસવતી જતી ગોળીઓ કૈં ઊડંતી;
એ સૌ વચ્ચે જીવન જીવવા અગ્નિ ઝાળે ઉમંગે,
સૌ વીરોની ભભૂકતી ઉની ભસ્મને ચોળી અંગે;
છેલ્લે ભસ્મો પણ બની જવા જન્મજન્મે અરે! મા!!
ઊંડી આશા યુવક હૃદયે આજ જાગી ઊઠે છે!*

'સુધાકર' ભટ્ટ

* પ્રો. જોષીને પ્રમુખપદે ભાવનગરમાં થયેલ કવિ મુશાયરામાં ગવાએલ પાદપૂર્તિ.

# બ્રાહ્મણની વહારે

લેખક :
શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

[ મફતપુરાના મહારથીના જીવનનો એક જીવતો–જાગતો પ્રસંગ ]

' ક્યાંથી આવો છો મહારાજ ! '

' ફરતા ફરતા આવીએ છીએ બાપજી ! સવારના અમે બધા ભુખ્યા છીએ. ગામમાં આવ્યા અને ખબર જાણી એટલે અહીં આવ્યા છીએ. '

' તમે બધા થઇને કેટલા છો ? આ ચાર પાંચ જણા દેખાવ છો એટલા, કે બીજા છો ? '

' અમે બધા થઇને દસ જણા છીએ. બે ચાર જણા હમણાં આવી પહોંચે છે '

' દશ જણા ? '

' હા મહારાજ ? '

એક ક્ષણ વાર વિચાર કરી ભીમશંકર ભટ્ટાચાર્યે કહ્યું, ઉભા રહો જરાવાર. હું પેલા પટેલને પૂછી આવું. આજનો વરો એમને ત્યાં છે '

' ભલે ! અમે અહીં ઉભા છીએ. '

મફતપુરાના પ્રાગદા પટેલને ત્યાં કંઈ કારજ હોવાથી ગામના બ્રાહ્મણોને જમવા નોંતર્યા હતા. ભીમશંકર ભટ્ટાચાર્યના પ્રાગદા પટેલ યજમાન થતા હતા. એટલે બ્રાહ્મણોને જમાડવાની કામગીરીમાં અગ્રભાગ ભીમશંકર ભટ્ટાચાર્યે સ્વીકારી લીધો હતો અને તેથી એ બ્રાહ્મણોને પ્રાગદા પટેલના આંગણામાં બેસાડી પત્રાળાં પડીઆ કઢવાની તૈયારી કરી રહયા હતા. એવામાં ફરતા ટેલીયા બ્રાહ્મણની એક નાની સરખી ફોજ ત્યાં આવી પહોંચી અને એમાંના એકે ભટ્ટાચાર્ય મહારાય પાસે જમવાનું નિમંત્રણ માગ્યું. પરંતુ પ્રાગદા પટેલ બહુ મખ્ખીચુસ હતા. એટલે આ દસ નવીન આવેલ બ્રાહ્મણોને જમવા માટે છૂટ આપશે કે કેમ ? તેની શંકા હતી. છતાં જમવાના વખતે બ્રાહ્મણો આવી પહોંચ્યા એટલે ભીમશંકર ભટ્ટાચાર્ય–જરાવાર વિચાર કરી. ઓટલા ઉપર તકીઆને અઢેલી હુકો ગગડાવતા ' પોતાના યજમાન રાજા પાસે આવ્યા અને નવીન આવેલા બ્રાહ્મણો સંબંધી વાત કરી.

' એ કેમ બને ગોર ? એકાદ જણ હોત તો જુદી વાત હતી. પણ આ તો દશ જણા આવ્યા છે. અને તે ય લફાંબેન્ડ જેવા ?' વાત સાંભળી પ્રાગદા પટેલ બોલ્યા.

' મનેય તે વિચાર આવ્યો છે. પરંતુ જમવા બેસવાના ટાંકણે એ આવ્યા છે એટલે બેસાડયા હોય તો સારું. એમ સમજી તમને પૂછું છું " ભીમશંકરે ધીમરા સાદે કહ્યું.

' અરે પણ પાછળનું શું ? તમે તો બોલ્યા કે જમાડો ! પણ મારા ઓળખીતા પારખીતામાંથી પાંચ પંદર માણસ શહેરમાંથી આવનાર છે. તેમ ગામમાંથી સગાંવ્હાલાંનાં પાંચ સાંત માણસ છે. એ બધાનું શું ? '

' હજુ તો એ લોકોને આવવાની વાર છે. તમે કહેતા હો તો જેશંકર જોશી અને પરશુરામ પંડ્યા હમણાં ના બેસે અને ચુલા સળગાવે. જોત જોતામાં ખુટતી રસોઇ બનાવી દેશે

' વાહ ગોર વાહ ! રસ્તો તો સારો બતાવ્યો ! ' હુકાની નળી દૂર કરી જરા કરડાકામાં પટેલ બોલ્યા અને પછી ઉમેર્યું ' એના કરતાં આવેલા ટેલીઆઓને વિદાય કરી દો તો શું ખોટું છે ? એ ક્યાં

પિત્રાઇ ગોત્રાઇ છે કે તમને કે મને માઠું લાગવાનું છે ? '

ભટ્ટાચાર્યે આંખ ઉંચી કરી યજમાન રાજા તરફ જોયું. અને કંઇક ઓછી દરકારથી કહ્યું, ' સારા માઠાનો સવાલ નથી. તેમ મારા એ ઓળખીતા નથી. પરંતુ ઘેર ચાલી જમવા બેસવાના ટાંકણે બ્રાહ્મણ આવે તો એમને પાછા કાઢવા એ ઠીક નહિ એમ સમજીને હું તમને પૂછવા આવ્યો. તમે ના કહેશો તો ય મને શી હરકત છે ? પણ બેસાડશો તો પુન્ય લાગશે. '

' હવે પુન્ય ને ફુન્ય. તમે જાવને ગોર ! એવાતો ઘણા ય બામણ આવે. ' પ્રાગદા પટેલે કંટાળા ભરી રીતે કહ્યું.

વેણીરામ વૈદ્ય અને પરભુદાસ પંડ્યાને થયું કે ભટ્ટાચાર્યની મુખાકૃતિ હમણાં ફરી જશે. પરંતુ તેમ કંઇ થયું નહિ અને ભીમશંકર ભટ્ટાચાર્ય ફરીવાર ધીમેથી બોલ્યા.

' જુઓ પટેલ ! નવી રસોઇ કરવાની ઇચ્છા ના હોય તો કંઇ નહિ. રસોઇ નહિ કરાવો તો ય તમારે ખુટે નહિ અને બ્રાહ્મણ જમે એવી વ્યવસ્થા થાય તો કેમ ? મને થોડામાં બધાનો સમાવેશ કરતાં આવડે છે. '

' ના ભાઇ ના, તમે તમારે બીજી પંચાતમાં પડયા શિવાય જમવા બેસી જાવ. એવી વ્યવસ્થા થાય નહિ અને પાછળથી પોક પડે ત્યારે તમને કયાં ખોળવા આવું ?' પટેલે પોતાનું પોત પ્રકાશ્યું અને છેવટનું કહી નાખ્યું.

ભટ્ટાચાર્ય મહારાજની ભમ્મર આ છેવટનો જવાબ સાંભળી ઉંચકાઇ–આંખ ચમકી ઉઠી અને હોઠ દબતામાં બીડાયા. સૌને થયું કે ગામને અનેક ચમત્કારો બતાવનાર ભટ્ટાચાર્ય મહારાજ આજે નવીન ચમત્કાર બતાવ્યા શિવાય રહેશે નહિ. અને થયું પણ તેમ જ.

પ્રાગદા પટેલનો બ્રાહ્મણને અપમાન મળે તેવો છેવટનો જવાબ સાંભળી ' હૂંમ્ ' એવો ધીમો છતાં પડકાર આપતો હુંકારો કરી ભટ્ટાચાર્ય મહારાજ જવાબની રાહ જોઇ ઉભેલા નવીન બ્રાહ્મણોની સન્મુખ આવ્યા. તે વખતે એમના મુખ પરની સફેદ મુછો મુખના ફૂલવા સાથે ઉંચી થઇ ગઇ હતી. માથા પરના નાના નાના બાલ યુદ્ધ માટે તૈયાર થયેલા સૈનિકની માફક ખડા થઇ ગયા હતા. અને ' સંકલ્પની સિદ્ધિ ન થાય ત્યાંસુધી ચોટલી ન બાંધવી ' એમ ભિષણ પ્રતિજ્ઞા કરનાર ભગવાન કૌટિલ્યની ચોટલીની માફક એમની ચોટલી છુટી ગઇ હતી.

અનેક સ્થળે ફરનારા ટેલીઆ બ્રાહ્મણોની ટુકડી ભટ્ટાચાર્ય મહારાજના ફરી ગયેલા મુખનાં દર્શન કરતા બરોબર સમજવાનું સમજી ગઇ અને એથી એ ' પીછે કૂચ ' કરવા તૈયાર થઇ ગઇ. પરંતુ એને અટકાવી ભટ્ટાચાર્ય ભીમશંકરે કહ્યું, ' બ્રાહ્મણો ! તમે દશ હો કે વીસ હો. જેટલા હો તેટલા અહીંથી સીધા બ્રાહ્મણવાડામાં જાવ અને મારી અડાળીમાં મુકામ નાખો. હું અહીંનું પતાવી અડધા કલાકમાં આવી પહોંચુ છું. મારા આવ્યા પછી તમને હું સીધાની સામગ્રી આપીશ. ને તમે ભોજન આરોગશો. મારા જીવતાં આ ગામમાંથી બ્રાહ્મણની આ પ્રમાણે અવગણના થાય એ બની શકે નહિ. જાવ ! ' બ્રાહ્મણવાડામાં જઇ ભટ્ટાચાર્યનું ઘર પૂછજો. '

આશ્ચર્યમાં એકમેકના સામું જોતા જોતા ટેલીઆ બ્રાહ્મણોએ ભીમશંકર ભટ્ટાચાર્યના હુકમને એકદમ માન આપ્યું અને સીધા બ્રાહ્મણવાડામાં જઇ અડાળીમાં પડાવ નાખ્યો.

આ બાજુ ગામના બ્રાહ્મણોની પહેલી પંક્તિની સન્મુખ આવી એક સેનાપતિના તોરથી ભટ્ટાચાર્ય મહારાજે હુકમ છોડયો

માંડયાં: ' અલ્યા, હજુ કેમ એકમેકનું મોઢું જોતા બેસી રહ્યા છો ? કાઢો પીરસણુ ! અરે વેણીરામ ! તમે ઉભા ન રહો ! પીરસવા હું રહેનાર છું. તમે, જેશંકર જોશી, પરશુરામ પંડયા, લલ્લુભાઇ લીલાતોરણવાળા, બધા બેસી જાવ. '

પટલાણીએ કંઇ કારણુસર પટેલને ઘરમાં બોલાવ્યા હતા. એથીએ એ ઓટલા ઉપરથી ઉઠી આ વખતે ઘરમાં ગયા હતા.

સેનાપતિના શબ્દોને જેમ સૈનિકો વિનાવિલંબે માન આપે તેમ ભીમશંકર ભટ્ટાચાર્યની વાણીને ઓળખી જઇ સૌ ચપોચપ પંક્તિમાં બેસી ગયું અને પીરસણુ નીકળ્યું.

એક વખત દાળ, ભાત, લાડુ વગેરે પીરસાઇ ગયા પછી પીરસનાર છોકરાઓને પણુ બેસાડી દઇ એકલા ભટ્ટાચાર્ય પીરસવા રહ્યા. અને હરહર મહાદેવની ગર્જના સાથે ભોજન શરૂ થયું.

' પંડયા આજે તમારે, વૈદ્ય અને લીલાતોરણુવાળાએ લાજ રાખવાની છે. બ્રાહ્મણોનું અપમાન પ્રાગદા પટેલે આજે કર્યું છે તે બદલ એ કાયમનો સંભારે એવો ચમત્કાર આપણે બતાવવાનો છે. ' ભોજન શરૂ થયા પછી પંડયાની પાસે આવી ધીમેથી છતાં સાંભળી શકે એવી ભટ્ટાચાર્ય મહારાજે કહ્યું અને બધાની સામે જોયું.

' તમે આજ્ઞા આપો તેમ કરવા અમે તૈયાર છીએ. ' પંડયાએ જવાબ આપ્યો.

' આજ્ઞા તે બીજી શી ! આ આજે રસોઇ કરાવી છે તેમાંથી એક કકડી, લાડવો, કે ચપટી ભાત કે આંગળુ દાળ વધે નહિ તેવો વિધિ કરવાનો છે. '

' બાપરે ! આચાર્ય મહારાજે ! રસોઇ પચીસની હોય કે પાંત્રીસની હોય એની દરકાર આપણે અગસ્ત્ય અને જામદગ્નીના ગોત્રધારીઓએ શા માટે રાખવી જોઇએ? પરાક્રમી પૂર્વજોનું સ્મરણુ કરો અને આડું અવળું જોયા સિવાય દીધે રાખો.' આમ સૂચના આપી કથરોટમાંથી દરેક હાથમાં પાંચ પાંચ આઠ આઠ લાડવા પકડી ભટ્ટાચાર્ય પાછા આવ્યા અને દરેક પત્રાળામાં બબ્બે ગબડાવવા લાગ્યાં. બ્યુગલ ફુંકાય અને જેમ સૈનિકોમાં જોર આવે તેમ પત્રાળામાં લાડવા પડવા માંડયા અને જમનારાઓમાં જોમ આવવા માંડયું.

લાડવાની સાથે દાળ અને શાક પણુ ઝટઝટ પીરસાવા માંડયું. અને પીરસાય તેમ તેમ પતરાળામાંથી ખુટવા માંડયું.

' હં, બરાબર છે. એવી જ ઝડપ રાખો. જે લાડવાનાં વધારે માથાં ભાંગશે. તે મને વધારે વહાલા લાગશે. ' વચ્ચે વચ્ચે એમ ભીમશંકર સૌને પ્રોત્સાહન આપતા હતાં.

થોડીવાર ઝડપી કાર્યક્રમ ચાલ્યા પછી વેણીરામ વૈદ્ય અટકયા અને એમણે કહ્યું, ' ભટ્ટાચાર્ય, હવે આપણું ગાડુ અટકયું. દર વખત કરતાં ત્રણુ ઘણું જોર કર્યું. હવે આગળ ધપાય એમ નથી. '

' અરે શું ધપાય એમ નથી ! અત્યારથી તમે આમ બોલશો તો પછી આપણું કામ કેવી રીતે સધાશે ? ' ભીમશંકરે જવાબ આપ્યો અને બે લાડવા વધારે વૈદ્યના પત્રાળામાં પધરાવ્યા. અને બે લાડવા થાકથી સીસકારો મારીને અટકી પડેલા શંભુરામ શર્માના પતરાળામાં આંખ ચઢાવીને નાખી, જયશંકર જોશીની પાસે આવ્યા.

' ભીમશંકર, હવે મારી પર જોર ના કરશો. તમારા હુકમ પ્રમાણે મેં ખૂબ કામ કર્યું છે. હવે દબાણુ કરો તો મરી જવાય. ' ભટ્ટાચાર્ય લાડવા મૂકવા નીચા વળ્યા કે તરત જોશી બોલી ઊઠયા.

' મરી જવાય તો બહેતર છે. પણુ આજે પાછા પડવાનું નથી. ચાલો ઉઠાઓ ! ' એમ

કહી ભટ્ટાચાર્યે એ લાડવાને દવાની તોપના ગોળા જેવો એક લાડુ કરી જોશીના પત્રાળામાં પધરાવ્યો અને બધે નજર ફેરવતાં એમનું હૈયું નાચી ઉઠયું.

ત્રણ છોકરાં, બે બૈરાં અને નવગ્રહ જેવા નવ આદતી બધાંય ટેલીઆ બ્રાહ્મણોની વહારે ધાયાં હતાં. અને પ્રાગદા પટેલને બ્રહ્મ તેજ એટલે શું? એનો ખ્યાલ આપવા પ્રયત્ન કરી રહ્યાં હતાં

જેનો સેનાપતિ કાબેલ, ઘડાએલો અને લોખંડી હોય એનું સૈન્ય વિજય વગર શું પાછું પડે?

આખરે પીરસનારને અને જમનારાઓને થયું કે હવે જો વધારે ઝનૂન જાગૃત કરવા પ્રયત્ન થશે તો આ પટેલનું ઘર છે કે પોતાનું ઘર છે? એનો ય ખ્યાલ રાખ્યા શિવાય શરીર ધરણી ઉપર લંબાઇને પડતાં વાર લગાડશે નહિ એટલે સૌએ આગળ નહિ ધપવાની અને હાથ ધોવાની રજા મેળવી લીધી.

' વેણીરામ, તું પહેલો હાથ ધોઇને ઉઠ અને મને પીરસવા માંડ. આ બધા હાથ ધોઇ રહે તે દર્મિયાન હું મારું પતાવી લઉં ' બધા જમી રહ્યા એ જોઇ ભટ્ટાચાર્યે વેણી-રામને કહ્યું. અને પોતે પત્રાળુ લઇ પટેલના બારણા તરફ પુઠ કરી બેઠા.

વેણીરામે ઝટપટ હાથ ધોઇ નાખ્યા અને એમણે વધેલી સામગ્રીમાંથી ભીમશંકરના પત્રાળામાં પીરસવા માંડયુ.

' જોજે, દાળ, લાડુ, શાક કે ભાત, કશા ઉપરથી પત્રાળાં ખસેડતો નહિ ' જમતાં જમતાં ભીમશંકરે વેણીરામ વૈદ્યને ધીમેથી સૂચના આપી અને પોતે લાડુ ઉપર હાથ મારવા લાગ્યા. એમની ઝડપ એમની શક્તિ અને એમનું પરાક્રમ, એક મોટા અને ખરા સેનાપતિને શોભાવે તેવું નીકળ્યું. સૌના કરતાં એમણે પરાક્રમ વિશેષ બતાવ્યું અને હાથ ધોઇ ઊઠી ગયા.

' ભટ્ટાચાર્ય, તમે ભારે કરી.' વેણીરામે ભીમશંકરના કાનમાં કહ્યું.

' તમારા બધાનોય પ્રતાપ ખરોને! તમે ના હોત તો લાજ રહેત નહિ.'

' અરે પણ આપણે તો રાક્ષસના જેવું કામ કર્યું છે. વધેલી રસોઇ હવે એટલા પ્રમાણમાં બાકી રહેવા પામી છે કે એકાદ છોકરું પણ ભાગ્યે એમાં સમાય.

' મારે એમજ કરવું હતું. હવે અહીં એક ઘડી પણ રોકાયા શિવાય ચાલવા માંડો.' એમ કહી ભટ્ટાચાર્યે પટેલના બારણા આગળ જઇ બૂમ મારી ' પ્રાગદા પટેલ, તમારાં વાસણો સંભાળી લેશો. વધેલી સામગ્રી ઉપર પત્રાળાં ઢાંકી ઉપર વજન મૂકયું છે. પણ કૂતરું બુતરું અડકે નહિ તે જોજો. અમે હવે જઇએ છીએ.'

( ૨ )

' તારું કાળું થાય તારું ભીમાગોર!' બ્રાહ્મણો જમીને ગયા પછી થોડીવારે પ્રાગદા પટેલે રસોઇની સામગ્રી ઉપરથી પત્રાળાં ખસેડયાં અને એ બૂમ પાડી ઊઠયા.

' શું છે? શું છે? પ્રાગદાકાકા!' જમવા ભેગા થયેલા પટેલના ઓળખીતામાંથી એકે પૂછ્યું.

' અરે, આ જુઓ તો ખરા! દાળ, ભાત, શાક કે લાડુ એમાંથી કશુંય રહેવા દીધું નથી.'

' હેં? કયાં ગયુ બધું?' પટલાણીનો સાદ ફાટી ગયો.

' રસોઇ તો ત્રીસ પાંત્રીસ માણસની કરાવી હતી ' પાસે આવી રામભાઇએ કહ્યું.

' અને આ દસ બાંમણ જમ્યા છે. બીજું એક છોકરુંય હજું બેઠું નથી ' કલ્યાણભાઇ બોલ્યા.

' અરે એ દસ બાંમણોએજ આ મોંકણ વાળી છે ! ' ગુસ્સે થઇ પ્રાગદાપટેલ બોલી ઉઠ્યા.

' શું કહો છો ? દસ બ્રાહ્મણો બધી રસોઇ જમી ગયા ? તમારા ગામના બ્રાહ્મણો છે કે રાક્ષસો ? ' બહારગામથી આવેલ એક બાઇએ આશ્ચર્ય બતાવ્યું.

' રાક્ષસો. રાક્ષસો. મોટા બ્રહ્મ રાક્ષસો ' પટેલ ઓટલા ઉપર બેસી ગયા અને બોલ્યા.

' કાકા, મને સમજાય છે કે બ્રાહ્મણોએ જાણીજોઇને આમ કર્યું હોય એમ લાગે છે. અત્યારે પેલા દસ ટેલીઆ આવ્યા હતા એમને તમે જમાડવા ના પાડી એથી બધા બ્રાહ્મણો ગુસ્સે થઇ ગયા હતા. અને તેમાં ભીમશંકર ગોર એમને લલકારી લલકારીને આગ્રહપૂર્વક જમાડતા હતા એટલે આવું બનેજ ' કરસન પટેલ આખરે બોલ્યા.

' મેં એક વખત નહિ પણ અનેક વખત કહ્યું હતું કે એ ગોરને છેડવો નહિ. અને એ કહે તેમ કરવું. પણ મારું માને છેજ કોણ ? ' માથું લગાડતાં પટલાણી બોલ્યાં.

' તમારી વાત ખરી છે કાકી ' એ ભીમાગોરને જો ગુસ્સો કર્યો તો એ વિવાહની વરસી કરી નાખે એવો છે. અનેક ઠેકાણે મેં એ જોયું છે. ' રામદાસે શાખ પૂરી.

' પણ હવે કરવું શું ? એ કહોને ! મારી મસરાની બુદ્ધિ આજ બગડી તે એને મેં ટેલીઆઓને જમાડવા ના પાડી. અને જાતે થઇને આ મોંકણનો પ્રસંગ ઉભો કર્યો.' પટેલ ચીડાઇને બોલ્યા.

' આપણે બધા તો ઠીક. આપણે માટે તો રસોઇ હાથોહાથ કરી નાખીએ. પણ શહેરમાંથી ચાર વાણીઆઓને બોલાવ્યા છે તે આપણું કંઇ જશે ? અને જમાડયા વગર એમને ' પાછા જાવ ' ' એમ પણ કેમ કહેવાય ? ' કરસન પટેલે કહ્યું.

' મને તેજ થાય છે. માટે તો કહું છું. ' પ્રાગદાપટેલ બોલ્યા.

' મારું હજુય માનો તો સારું. તમે ભીમાગોરને ત્યાં જાવ. અને એને સમજાવી કોઇ દસ માણસની રસોઇ ઝપાટામાં રાંધી આપે તેમ કરો. ભીમાગોર ધારશે તો અડધા કલાકમા રસોઇ તૈયાર થઇ જશે. ' પટલાણીએ સલાહ આપી.

' પણ એ હવે ઉચે આસને જઇ બેઠો હશે. એકદમ એ સમજવાનો ગોઝો છે ? ' પટેલે ભય બતાવ્યો.

' અરે, ચાલો હું સાથે આવું છું. જેમ એ કહે તેમ હા એ હા કહેજો એટલે થયુ ' રામદાસે કહ્યુ અને પ્રાગદાપટેલ ને એ બ્રાહ્મણવાડામાં આવ્યા.

( ૩ )

બ્રાહ્મણવાડામાં ભટ્ટાચાર્યની અગાશી અને આંગણાનો દેખાવ આ સમયે જોવા જેવો થઇ રહ્યો હતો. અનેકપણું પરાક્રમ બતાવનારા ભગવાન મનુના યશસ્વી પુત્રો પોતપોતાને ઘેર નહિ જતાં સીધા ભટ્ટાચાર્યની આજ્ઞાથી એમને ઘેર આવ્યા હતા અને બધાય રણસંગ્રામમાં ઘવાએલા સૈનિકની માફક વ્યથા અનુભવતા હતા. એથી પણ વિરોષ વ્યથા ભટ્ટાચાર્ય ભોગવી રહ્યા હતા. પરંતુ એમણે તો સેનાપતિપણું સ્વીકાર્યું હતું. એટલે બીજા બધા કોઇ દીવાલ ઉપર તો કોઇ ખાટલો ઢાળી તે ઉપર, તો કોઇ તકીઆને અઢેલી અગાશીમાં આડા પડયા હતા. અને આંખો મીંચીને હાંફતા હાંફતા સુસકારા મારતા હતા અને

ભટ્ટાચાર્યે વહેંચેલા ચુરણુને ફાકતા હતા ત્યારે તેઓ એમનો પ્રતાપી ડંગોરો હાથમાં પકડી એના ટેકે ટેકે અડાળીમાં ધીમેધીમે આ બાજુથી તે બાજુ અને તે બાજુથી આ બાજુ ટેલતા હતા. અને પેલા ટેલીઆ બ્રાહ્મણો ચોકમાં ચૂલા સળગાવી રસોઇ કરતા હતા. તે તરફ પ્રસન્ન વદનથી જોતા જતા હતા.

પરંતુ એમનું પ્રસન્નતાભર્યું મોઢુ પ્રાગદા પટેલને ફળીઆમાં આવતા જોઇ એકદમ ફરી ગયું. અને સખત બની ગયું. તેમ બનતાં ઉંચકાયાં અને દાંત એકમેક સાથે કચડાવા લાગ્યા.

' ગોર મહારાજ ! અમારી લાજ રાખવી તમારા હાથમા છે. મારી ભૂલ થઇ ગઇ કે તમારું કહેવું ગણકાર્યું નહિ. ' ભટ્ટાચાર્યના સખત મોઢા તરફ જોઇ હાથ જોડી પ્રાગદા પટેલે કહ્યું.

' તમારી ભૂલ ? અરે હોય ! પટેલ-ભાયડા કદિ ભૂલ કરે નહિ. ' કડવાસ્વરથી ભીમશંકરે કહ્યું.

' તમે ખોટું ના લગાડો મહારાજ ! ન, માણસથી કોક વખત ભૂલ થઇ જાય તો એને માફ કરવી એ સત્પુરુષનું કર્તવ્ય છે. અને આપનો તો ગોર–યજમાનનો સંબંધ છે. ' બની શકે તેટલી મોઢામાં મીઠાશ આણી રામદાસ રખોપીવાળાએ ભટ્ટાચાર્યને વિનવવા માંડયા. પરંતુ દુર્વાસાના અવતાર ભટ્ટાચાર્ય શાંત પડવાને બદલે ઉલટા છેડાઇ પડયા. અને એમણે ગર્જના કરીઃ ' કયો સસરીનો યજમાન થનો મારી પાસે આવે તે તો હું હવે જોઉં ! રામદા ! ' મેં તો પ્રાગદા પટેલે બ્રાહ્મણોનું અપમાન કર્યું તેજ વખતે મારું ગોરપદુ ત્યાં ફગોરી દીધું છે. '

' શાંત પડો બાપજી ! શાંત પડો ! પ્રાગદા પટેલે ભૂલ કરી અને આપનું વેણુ ના રાખ્યું તો જુઓ, અત્યારે કેવા ઓભામ છે ? '

' અરે પણ બ્રાહ્મણો એટલે પટેલને મન ભાજીમૂળા છે શું ? એવા તો ઘણા બામણા આવે. એવા તો ઘણા ટેલીઆ ભટકતા ફરે–એમ મોઢામાં આવ્યું તેમ બોલવા કરતાં ઢાંકણીમાં પાણી લઇને બુડી મરતાં પટેલને શું થયું ? તમે ' શાંત પડો શાંત પડો ' કહો છો. પણ હું શાંત કેવી રીતે પડું ? અલ્યા, જેના મુખમાં ભગવાનનો વાસ છે. જેઓ બીજા બધા લોકોના માથા ઉપર બેસે તેવાં હોય છે. એમને તમે લેખામાં ના ગણો એ ઓછા અપરાધની વાત છે ? '

' એ બધી વાત ખરી મહારાજ ! પણ હવે ક્રોધ શાંત કરો. અને પટેલના સામુ જુઓ. હવે એ કોઇ દિવસ તમારું વચન ઉથાપશે નહિ. આજે એમને ખરેખરી ચીમકી મળી ગઇ છે. ' રામદાસે હાથ જોડયા.

' અરે, આતે કંઇ ચીમકી છે ? તમે પચાસ માણસની રસોઇ કરાવી હોત તોય એમાંથી જરાય બચવા પામત નહિ. આજે ' નારસંગો ' * પ્રગટયો છે. તમે જાણતા હશો કે ભીમશંકર મા'રાજ બીજા બાંમણ જેવા એક બાંમણ છે. અને અમે પટેલો ઉપર નભે છે. પરંતુ તેવું અભિમાન રાખતા હોય તો ભૂલી જજો, ભીમશંકર ભટ્ટાચાર્ય નારસીંગાનો પૂજક છે. બ્રાહ્મણોની આબરૂનો રક્ષક છે અને અધર્મનો ભક્ષક છે. એ કોઇના બાપની તયા રાખતો નથી. અને ધારે તે કરી શકે છે. '

જવાબમાં પ્રાગદા પટેલે માથેથી પાઘડી ઉતારી ભીમશંકરના પગ આગળ મૂકી હાથ જોડયા.

' બસ ગોર બસ, હવે શાંત થાવ ! ' ભટ્ટાચાર્યનો હાથ ઝાલી રામદાસે અતિ નમ્ર વાણીથી કહ્યું.

---

* નારસંગો–નારસીંગ–નારસિંહ–નરસિંહ ભગવાન.

હવે રૂદ્રાવતારનું એકાએક કરુણાવતારમાં પરિવર્તન થઇ ગયું. અને ભટ્ટાચાર્યે પટેલને માથે પાઘડી પહેરાવી કહ્યું, ' બોલો શું કહેવું છે ? '

' ગોર, ચાર પાંચ વાણીઆ શહેરમાંથી બોલાવેલા તે જમવા આવ્યા છે. પણ રસોઇ હવે ખલાસ થઇ ગઇ અને અમારું એમને ખપે નહિ એટલે ખરેખરા મુઝાયા છીએ. માટે તમે કહો તેમ કરું પણ એમને માટે રસોઇ તૈયાર થઇ જાય તેવો કંઇ ઘાટ ઉતારો. '

' ચાર પાંચ જણા છે ? '

' હા. '

' ત્યારે એમને માટે રસોઇ આ બ્રાહ્મણોએ રસોઇ તૈયાર કરી છે એમાંથી લેવડાવી જાવ. અને આ દશે બ્રાહ્મણો માટે દશ પાકાં સીધાં તથા પાવલી પાવલી દક્ષિણા અત્યારે ને અત્યારે મોકલી આપો જાવ ! તમારા પુરતી રસોઇ તમે કરી લેશો અને શહેરમાંથી આવેલા માટે અહીં રસોઇ તૈયાર થઇ ગઇ છે તેમાંથી જીવણરામ સાથે મોકલાવું છું તે એમને જમાડી દેશે. '

' ભલે મહારાજ ! અમે અમારું કરી લઇશું અને તમે કહો છો તેમ જીવણરામને મોકલી શહેરવાળાઓને જમાડી દ્યો એટલે પત્યું ' પ્રાગદાપટેલે ટાઢક વળવાથી કહ્યું. પણ ભટ્ટાચાર્યને હજુ પુરેપુરી ટાઢક વળી નહોતી એટલે એમણે કહ્યું, ' હજુ પતવામાં થોડું બાકી છે. '

' શું મહારાજ ? '

' આ ગામના દસ બાર બ્રાહ્મણો આજે તમારે ત્યાં જમ્યા તે દરેકને અડધો અડધો દક્ષિણા મોકલાવી આપો. બ્રાહ્મણોને ગુસ્સે કર્યા અને એમને ગુસ્સામાં વધારે વધારે જમી પેટને તસ્દી આપવી પડી તે અપરાધ બદલ આટલી શિક્ષા તમારે ભોગવવી પડશે. '

' તમે જે કહો તે કબૂલ છે ' એમ કહી રામદાસ રખોપીવાળાની સાથે પ્રાગદાપટેલ ગોરને મનમાં ગાળો દેતાદેતા પોતાને ઘેર ગયા અને ભયંકર ભટ્ટાચાર્યના હુકમ પ્રમાણે દક્ષિણા અને સીધાં મોકલાવી આપી આફતનો પ્રસંગ તરી ગયા.

*

મફતપુરા ગામનો ઇતિહાસ હજુ કોઇએ લખ્યો નથી. પરંતુ ભવિષ્યમાં કદાચ કોઇ લખનાર માનો પુત નીકળે, તો મફતપુરાના મહારથીઓના સર્વોપરી આ ભીમશંકર ભટ્ટાચાર્યના નામની અને કામની નોંધ લીધા શિવાય એને નહિ ચાલે. છતાં ક્રમઅક્કલથી કે પૂર્વજન્મનાં પાપકર્મના પ્રભાવથી તેમ કર્યા શિવાય એ ચલાવશે અને ભીમશંકરને એ ભૂલશે તો અમે શપથપૂર્વક કહીએ છીએ કે એના તેના ઇતિહાસના રામ રમી જશે.

# અનંત ભાવ

રાગ : માંડ : : તાલ : દાદરા

ઉરના અનંત ભાવ ભીની એ આંખડી,
નયનોના નેહ નીરે સિંચી ઉર પાંખડી;
રસિયા સુહાગીરાજ રસ છલક્યા હૈયે આજ;
જીવન વસંત રસ ઈન્દુ ભરી રાતડી;
રસિયા અમર યાચું લઇ દેવ આખડી.
...ઉર૦

સૌભાગ્ય સાક્ષી ઐક્ય અર્પી મેં જાતડી,
યુગ યુગ અમર રસિયાને રસ વાતડી;
દિવ્ય પ્રેમ પિયૂષ પાન આતમનાં જાગે ગાન;
જગપથ રેલાવે સૂર બંસી ભરી પ્રીતડી;
પ્રભુતાના પગલે પ્રણયતણી ચાખડી.
...ઉર૦

ઝંઆનિલ ક્રાંતિથી ડોલે ઉર પાંખડી,
મલયાનિલ પ્રીતિથી આંજી દે આંખડી;
આત્મનનાં ઐક્યરાજ, ધીરજધરપ્રેમી આજ;
રીઝે દેવ વરસે ફૂલ હૃદય કમળ પાંખડી;
પ્રકાશે જ્વલંત જ્યોત ઝગે પ્રેમી આંખડી.
ઉરના અનંત ભાવભીની એ આંખડી.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# મેહુલાને

(ઢાળ : શામળિયા વિના મારે ભમવા'તા ડુંગરા)

ધીમેથી આવ અહીં મોંઘેરા મેહુલા,
નાચતા મયૂર મારે જોવા હતાઃ
તરસ્યા ચાતક તારી જોઇ રહ્યા વાટલડી,
ઝરણાંનાં ગાન મારે સૂણવાં હતાં.

ગગને કૈં શ્વેત-શ્યામ વાદળીઓ ઘૂમતી,
ચમકંતી વીજળી જોવી હતીઃ
જોવા'તા ઇન્દ્રધનુ રંગ મારે અંબરે,
ખીલેલ પુષ્પ-કુંજ જોવી હતી.

જોવી'તી ધરતી આ ધાન્યથી ભરેલી,
મનગમતા મેહુલા વરસી જજેઃ
જોતી'તી વાટ કૈંક દિનથી પ્રીતમની,
ઉરનો સંદેશ મારો લેતો જજે.

શ્રી. રતિલાલ ચાંપાનેરી

# સ્વ. સૌ. ડાહીબ્હેન ઠક્કર



ગુજરાતના ચરોતર પ્રદેશના એક નાના સરખા ગામડામાં જન્મ લેનાર એક કન્યા સંસ્કારશીલ કુટુંબમાં જતાં ત્યાં એનું કેવું સંસ્કાર-પરિવર્તન થાય છે તેનો આદર્શ, સ્વ. સૌ. ડાહીબહેનનું ચરિત્ર આપણને પૂરો પાડે છે.

ગામડામાં જ્યાં ચારે તરફ નિરક્ષરતાનું જ વાતાવરણ મુખ્યત્વે જોવા મળે છે ત્યાં પ્રાથમિક કેળવણી ઉપરાંત માધ્યમિક કે ઉચ્ચ કેળવણીની આશા રાખવી ફોકટ છે. પરંતુ પૂર્વના સંસ્કારબળે મનુષ્યને કેટલીક વાર એવો સંજોગો મળી આવે છે કે જેના દ્વારા તે એવું શાળા-પાઠશાળા કે મહાવિદ્યાલયમાં મળતા શિક્ષણ કરતાં પણ કંઇક વિશિષ્ટ પ્રકારનું શિક્ષણ તેને પ્રાપ્ત થાય છે. એવું જ કંઇક સૌ. ડાહીબહેનના સંબંધમાં બન્યું.

ચરોતરમાં વડોદરા રાજ્ય અને ખંભાત સંસ્થાન તેમજ બ્રિટિશ પ્રદેશ સાથે એકબીજા એવા ફૂલગૂંથણીમાં ગુંથાયાં છે કે જાણે એક સુગંધ અને સૌંદર્ય ભર્યો ફૂલગુચ્છાનો આપણને ખ્યાલ આવે છે.

ખેડા જિલ્લાના એક નાનકડા ગામ બોરસદમાં સામાન્ય સ્થિતિનાં માબાપને ત્યાં સ્વ. ડાહીબહેનનો જન્મ ૧૯૫૭ના અશાડ વદી અમાસને બુધવારના રોજ થયેલો. પ્રાથમિક શિક્ષણ તેમને માત્ર લખતાં-વાંચતાં આવડે તેટલું જ મળેલું. અને તેમાં પણ આપણા સમાજના રૂઢિગત રિવાજ પ્રમાણે ૧૨ વર્ષની ઉંમરે તેમનું લગ્ન થયેલું.

પરંતુ અગાઉ કહ્યું તેમ, તેમને એક સારા સુશિક્ષિત કુટુંબનું સાસરું મળ્યું. આપણી કન્યાએ કેવું સાસરું વાંચ્છે છે તે તો આપણાં લોકગીતોમાંથી જાણવા મળે છે. એ લોકગીતોમાંનાં ઘણાં સૌ. ડાહીબહેનને જીભે હતાં પરંતુ કોઇ પ્રકારની તેવી કામના તેમના બાળલગ્ને તેમનામાં ઉદ્દભવવા દીધી હશે કે કેમ તે એક સવાલ છે. છતાં પૂર્વના પુણ્ય યોગે તેમને સુશિક્ષિત સાસરું મળ્યું.

તેમના સસરા સ્વ. વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કર વડોદરામાં અને ત્યારે તો ગુજરાતભરમાં અગ્રસ્થાન ધરાવતાં છાપખાનાંઓમાંના એક લુહાણામિત્ર પ્રિં. પ્રેસના માલિક હતા. તેમને ત્યાં ગુજરાતના સાક્ષરોનાં પુસ્તકો છપાતાં, શાળાઓમાં ચાલતાં પુસ્તકો પણ સરકારી કૉન્ટ્રેક્ટના કારણે તેમને ત્યાંજ છપાતાં અને વેચાતાં. આ પુસ્તકોનો લાભ તેમને અનાયાસે મળતો થયેલો.

આપણા સમાજમાં વહુ પરણીને આવે એટલે ઘરના કામકાજનો બોજો જાણે તેને માથે જ સોંપાય છે. સ્વ. ડાહીબહેનના સંબંધમાં પણ તેમ જ બનેલું. પરણીને આવતાં થોડા સમયમાં તેમને ઘરનું સુકાન સુપ્રત થયેલું અને પોતાને માથે આવેલી

એ સઘળી કામગીરી પોતાની ફરજ સમજીને એક આદર્શ ગૃહિણી તરીકે આમરણાંત પૂરી કરેલી.

મૂળે સમાજમાં અને ઇતર સ્થળે પંકાતું ઘર એટલે મહેમાનોનો અવરજવર તો દર-રોજનો ચાલુ જ હોય.

વડોદરા સ્ટેશને આવતી ભાગ્યે જ કોઇ ગાડી એવી હશે કે જેમાં એમને ત્યાંનો અતિથિ ઊતરનારો ન હોય. આ અતિથિ-ઓમાં સાક્ષરો આવતા, કાગળના વેપારીઓ આવતા, અને પાછળથી તેમના પતિ શ્રી. અંબાલાલ ઠક્કરે ફિલ્મ ડિસ્ટ્રીબ્યુટીંગ સંસ્થા ખોલેલી તેને અંગે તે ધંધાદારીઓનો પણ અવરજવર ચાલુ જ રહેતો. અને કુટુંબીઓ સંબંધીઓ તો રોજના ચાલુ હોય એ સ્વાભાવિક છે.

આખા ઘરમાં ઘરનો બોજો ઉપાડનાર તે એક જ હતાં. આટલા બધા કામના બોજા નીચે દબાયેલાં રહેવા છતાં સ્વ. ડાહી-બહેન કોઇ દિવસ કંટાળ્યાં નથી. હરકોઇ આવનાર અતિથિને તેમણે સહર્ષ આવકાર આપ્યો છે. જેવો મહેમાન તેવી તેના સત્કારની વ્યવસ્થા બધી જ સ્વ. ડાહીબહેનના હાથે જ થતી-રાત્રે બે વાગ્યાની ગાડીમાં આવનાર અતિથિ " હું અત્યારે જમવાનો નથી " એમ ઉચ્ચારે તે પહેલાં તો સ્વ ડાહીબહેને તેના માટેની જમવાની વ્યવસ્થા કરી જ દીધી હોય

આમ અતિથિસત્કારમા એમના જેવું માણસ કદીયે આ લખનારના જોવામાં નથી આવ્યું.

તેઓ બે સંતાનનાં માતા હતાં: (૧) "ગુણસુન્દરી"ના વ્યવસ્થાપક શ્રી. નટવરલાલ અને (૨) ચિ. ભાનુબ્હેન.

એક આદર્શ માતા પોતાની પુત્રીને એક સુગૃહિણી અને આદર્શ આર્યકન્યાને આપવા જેવા સઘળા સંસ્કારો, પોતાના વિવેક-વિનયના સઘળા સંસ્કારો તેમણે બહેન ભાનુમતીને આપ્યા છે અને આજે એને જોતાં સહજે સ્વ. ડાહીબહેનની સ્મૃતિ તાજી થઇ આવે છે અને એ ડાહીબહેનના સંસ્કારો-બાળઉછેરના સંસ્કારો આજે એ ભાનુમતીબહેને સારી રીતે પોતાનામાં ઉતારી લીધા છેઃ એ એમનાં નાનાં રામ-લક્ષ્મણની જોડ સરખાં બાળકો જોતાં સહેજે સમજાઇ જાય છે.

તેમના પુત્ર શ્રી. નટવરલાલને પણ એમના પિતાનું શિક્ષણ મળ્યું છે. ભલે એ કોલેજનાં પગથિયાં નથી ઘસી આવ્યા છતાં એક વ્યવહાર માતા-પિતાનો સંસારવ્યવહાર અને વ્યાપાર કેમ ચલાવવો તેનું સઘળું જ્ઞાન તેમને પ્રાપ્ત થયું છે અને એ ભાઇની કેટલીક કામ કરવાની પદ્ધતિઓ જોતાં તો સહેજે ઉચ્ચારાઇ જાય છે કે " બાપ કરતા બેટા સવાયા. "

સ્વ. ડાહીબહેને ભાનુમતીબહેનનાં બાળકોને પોતાનાં જ સંતાનો કરી ઉછેર્યાં છે, તેમની દરેક બાબતની કાળજી તેમણે રાખી છે. અને એક આર્ય માતાનો ઉચ્ચ આદર્શ પૂરો પાડયો છે.

અને પોતાનાં જ સંતાનોને ઉછેરવા-પોષવામાં જ માતૃત્વનો આદર્શ સમાઇ જતો હોત તો તો અનેક માબાપો પોતાનાં સંતાનોને પોતાની ફરજ તરીકે પાળે-પોષે-ઉછેરે છે; પરંતુ પરાયા ઘરની પુત્રી પોતાને ત્યાં આવી અને પોતાના જ ઘરની ગૃહિણી થઇ રહેનાર પારકી કન્યાને પણ પોતાના જ સંતાનતુલ્ય લેખે ત્યારે એ આદર્શનું મૂલ્યાંકન વિશેષપણે વધી જાય છે. તેવું જ તેમની પુત્રવધૂ સૌ. કપિલાગૌરી માટે એમના સંબંધમાં લેખી શકાય. પોતાનાં જ બન્ને સંતાનોની જેમ તેમણે એની સાથે વાત્સલ્ય દાખવ્યું છે, તેણે ઇચ્છેલી ચીજ કે તેની

અન્ય આકાંક્ષા પૂરી પાડવા તેઓ સદા તત્પર રહેતાં અને તે લાવી આપી તેને સંતોષતા. અને તેનો બદલો પણ તેમને સૌ. કપિલા તરફથી અંતકાળે પણ તેવો જ મળ્યો છે તેમના આખર દિવસોમાં એણે તેમની કરેલી અખંડ રાતદિવસના ઉજાગરાભરી સેવા–શુશ્રૂષા તેઓ પામ્યાં. અને અંતે શુભાશીર્વાદ વરસાવી તેમણે પોતાનો દેહત્યાગ કર્યો.

આ તો વાત થઇ સ્વજનોની વાત. પરંતુ ઇતર કોમના છતાં તેમના પતિના એક અંગતમિત્ર શ્રી. હીરાલાલ શાહનું અકાળે અવસાન થતાં તેમના પુત્ર કવિ બાબુભાઇનું પણ નાનપણથી જ તેમણે જે લાલન–પાલન કર્યું છે તેવુ લાલન–પાલન તેમને તેમનાં સ્વમાતા તરફથી પણ મળ્યું હોત કે કેમ તે શંકા જ છે. અલ્લડ ઉછરતું આગ્રાહી બાળક હઠ કરે અને તેની પ્રેમાળ માતા તેને એક કે બીજે પ્રકારે સંતોષી તેને રડતું બંધ કરી દઇ હસતું–રમતું કરે તેમ આ બાળકને તે પુખ્ત વયનો થયા સુધી તેને સંતોષ્યો છે

આમ સ્વ. એક સુગૃહિણી હોવા ઉપરાંત વત્સલ માતા પણ હતાં, એ ઉપરના તેમના વાત્સલ્યગુણ પરથી સહેજે જણાઇ આવે છે

સ્વ. ડાહીબહેન ભલે ઓછું ભણેલાં હતાં, છતા તેમના વિચારોની ઉદારતા, ધાર્મિક ભાવના અને મિલનસાર સ્વભાવ હરકોઇને તેમના પ્રત્યે માન ઉપજાવે તેવાં હતાં તેમનો સદાય હસતો ચહેરો, હરકોઇનું અંતર જીતી લેતો.

તેમની ધાર્મિક ભાવના પણ એટલી પ્રબળ હતી અને તે મરણ પર્યંત એટલી પ્રબળ હતી કે દર માસે તેઓ તીર્થક્ષેત્ર ડાકોર રણછોડજીનાં દર્શને નિયમિત જનાર હતાં. છેલ્લાં ત્રણ વર્ષની માંદગીને પણ ન ગણકારીને તેમનો એ નિયમ એમણે જાળવ્યો હતો.

સ્વાસ્થ્ય સાચવવાની બાબતમાં તેમનો સંયમ અને ધીરજ તો હરકોઇ સંયમશીલ માનવીને પણ શરમાવે તેવાં હતાં. અઢીઅઢી વર્ષ થયા, પોતાને લાગુ પડેલા અસાધ્ય વ્યાધિની સામે ટક્કર ઝીલવા અનાજનો દાણો સરખો પણ તેમણે લીધો નથી. માત્ર ફલાહાર ઉપર જ–માત્ર ફળફળાદિ પર જ રહી તેમના એ છેલ્લા અઢી વર્ષના ગાળાને સંયમપૂર્વક તેમણે વીતાવ્યો હતો. વળી વૈદ્યો, ડૉક્ટરો, ચિકીત્સકો માટે જાણે પોતાનું શરીર અખતરાઓનું સાધન હોય તેમ તેમણે કોઇને ય ચિકિત્સા કરવા ના પાડી નથી. હા, આજકાલ હીંડતાં ને ચાલતા જે ઇન્જેક્શનો લેવાની પ્રથા છે તેનાથી તે કંટાળ્યાં હતાં, પરંતુ આખરે તેમની અચેત અવ

---

**શ્રી ચીમનાબાઇ સ્રી સમાજની અંજલિ**

શ્રી ચીમનાબાઇ સ્રી સમાજ–વડોદરાની તા. ૧૫-૭-૪૫ ને રવીવારના રોજ મળેલી આ સભા, શ્રી. સૌ. ડાહીગૌરી અંબાલાલ ઠક્કર, જેઓ સમાજનાં આજીવન સભ્ય હોઇને, સમાજની પ્રગતિમાં ઘણો રસ લેતાં હતાં, તેમના અકાળે થયેલા સ્વર્ગવાસ માટે, પોતાની ઊંડી અને તીવ્ર શોકની લાગણી પ્રદર્શિત કરે છે. તેમના કુટુંબ ઉપર આવી પડેલી આ આપત્તિ પ્રત્યે પોતાની સહાનુભુતિ બતાવે છે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ આપો એવી પ્રાર્થના કરે છે.

ગજરાબેન મણીભાઇ દેસાઇ
પ્રમુખ
શ્રી ચીમનાબાઈ સ્રી સમાજ–વડોદરા.

---

સ્થામાં તે અખતરો પણ તેમના શરીરે થવા દીધો હતો.

સ્વ. ડાહીબહેનને ધાર્મિક વાચન પ્રત્યે ખૂબ શ્રદ્ધા હતી. કદી કદી પોતે વાંચે અથવા બીજાં પાસે વંચાવે.

આ બધાયની ઉપરવટ ગણી શકાય તેવો ઉચ્ચ ગુણ પતિવ્રતાનો હતો. તેમણે એમના પાતિવ્રત્યને દીપાવ્યું છે. પતિની ધંધાદારી અનેક રોકાણો છતાં તે પ્રત્યે તેમણે ઉંચે સાદે કદી વાત કરી નથી, ઊલટ, તેમના દરેક કાર્યમાં તેમને અનુકૂળ રહેવાનો પોતાનો ધર્મ ગણી તેમની તમામ સગવડો તેમણે સાચવી છે.

વળી, ગ્રામજીવનમાં ઉછરી શહેરી જીવનમાં આવતાં એમણે લગારે ય અતડાપણું દાખવ્યું નથી. અને સંપૂર્ણ શહેરી જીવન જીવતા તેમણે કદી કોઇ ગ્રામજનની ઉપેક્ષા પણ કરી નથી.

અંતે, એમના અવસાનકાળમાટે-છેલ્લી અંતિમ ઘડી માટે જાણે રાહ જ જોઇ રહ્યાં હોય તેમ ઇહલોકની સર્વ વાસનાઓ ત્યજી જાણે કોઇ પરલોકનું અવલોકન કરતાં હોય તેમ, એ પુણ્ય પવિત્ર શુભ દિવસ-નક્ષત્ર-ઘડીની રાહ જોઇ રહ્યાં હોય તેમ-ગઇ રથયાત્રા ૨૦૦૧ના અસાડ સુદ ૨ ને બુધવારની વહેલી સવારે પુષ્ય નક્ષત્રમાં એમણે ઇહલોકનો ત્યાગ કરી પોતાના શરીરને અને એનાં આત્મીયોને ત્યજી પોતાના પરમધામે પરવરી ગયાં.

એ મહદ્ આત્માની ખોટ એમનાં સંતાનોને, અને તેથી ય વધુ એમના પતિ અને એમનાં વૃદ્ધ માતા-પિતાને સાલશે. પરંતુ મરણં પ્રકૃતિઃ શરીરિણાંના ન્યાયે એ પ્રકૃતિનો-કુદરતના હાથનો-આપણ કોઇ પાસે કંઇ જ ઇલાજ નથી.

પ્રભુ સદ્ગતના આત્માને પરમશાંતિ અર્પો.

---

# જ્યોતિરેખા

[ મિશ્રો-મંદાક્રાન્તા ]

કરાળ રાત્રિ, ઉરમાં વિષાદના
પ્રક્ષુબ્ધ વારિ; દૂર દૂર ભાવિ-
તણી નિહાળી કળી ચીમળાતી !

ને મૃત્યુના શોકપ્રપૂર્ણ ગીતો
વિલાવી રયા સ્વપ્નમધુર આશા
આકાશના મંગલ રમ્ય તારકો
પ્રતિ નિહાળી ઉર જ્યોતિ ચેતવા
આર્થો રહ્યો ઘોર તિમિરમાં પડયો.

મળ્યો નહિ ઉત્તર, માત્ર મારા
ફરી સૂણાયાં ગૂઢ દર્દ-ગાણાં;
અટૂલ હું જ્યોતિ વિશુન્ય ઉભો
અને નભે ગાઢ ઘનો છવાયા.

ત્યાં તો જાગી ગગન મહીંથી જ્યોતિની રેખ આછી;
સૂના મારા જડ જીવનને રંગ આપ્યો ગુલાબી.

એ ભૂલવી કેમ સુરેખ જ્યોતિ
જરુર શી ચિન્હની, ત્યાં શું રેખ ?
આલેખાઇ હૃદય પર ને પૃષ્ઠ જે વજ્ર લેપ ! !*

'શશિન્' ઓઝા

---

* મારા મિત્ર શ્રીયુત 'સુધાકર' ભટ્ટના 'How can I forgot that Light' એ શીર્ષકવાળા અંગ્રેજી કાવ્યનો ભાવાનુવાદ—લેખક

# :::: સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો ::::

નિવેદન કરનાર : શ્રી. મનુ સૂબેદાર

સ્ત્રીઓના હિતની વિચારણા એટલે જનસમાજના હિતની વિચારણા. કારણ ? સ્ત્રીઓ વસતિનો અરધો ભાગ છે; એટલું જ નહિ પણ તેઓ પુરુષોની સાથે રહેલી અને કૌટુંબિક જીવનમાં બધી રીતે સંકળાયલી હોઇને રાષ્ટ્રનું અને પ્રજાનું સ્વરૂપ છે. પત્ની અને માતા તરીકે તેમનું મનુષ્ય-જીવનમાં કેન્દ્રસ્થાન છે. ભારતની સ્ત્રીઓએ જ ભારતની સંસ્કૃતિ જાળવી રાખી છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તમારાં દાદીમા કે નાનીમાને યાદ કરો. તેઓ વાંચી શકતાં નહોતાં, પણ પ્રતાપી અને દુનિયાને સમજ-જનારાં હતાં. એમનાં ડોસીશાસ્ત્રમાં ઘણું ઉપયોગી જ્ઞાન સમાઇ જતું હતું. આજની અર્ધદગ્ધ કેળવણી પામેલી છોકરીઓ કદાચ આ વાત સમજી પણ નહિ શકે. પોતાનું હોય તે જાળવીને બીજાનાં જ્ઞાન, ચારિત્ર્ય અને સંસ્કૃતિ મેળવવાં એ તો ઉત્તમ જ છે; પણ અર્ધદગ્ધપણું તો તે છે, કે જેમાં પોતાનું ખોઇને બીજાનું મેળવાય; અથવા તો જેમ પશ્ચિમના અનિષ્ટ પસારાની અસર નીચે થઇ રહ્યું છે, તેમ પોતાનું ય ખોવું અને બીજાનું મેળવી શકવું નહિ.

સ્ત્રીઓની આ અધોગતિ શરૂ થઈ છે—જો કે હજુ અટકાવી શરૂ થઇ છે—જો કે હજુ અટકાવી શકાય તેમ છે; પણ આમ થવાનું કારણ તેમની તરફ સમાજની, પુરુષવર્ગની તથા વર્તણૂક છે. હાલનો હિંદુ સમાજનો મોટો ભાગ " ન સ્ત્રી સ્વાતંત્ર્ય મર્હતિ, " " અષ્ટવર્ષા ભવેત્ત ગૌરી " માનવાવાળો અને સ્ત્રીઓની આર્થિક સ્થિતિને સંકુચિત કરનારો છે. એક માણસને એક છોકરો ને ૭ છોકરીઓ હોય, તો છોકરી-ઓને કંઇ જ મળે નહિ; એવો તો વિચિત્ર કાયદો છે. કાચી વયની છોકરીની એક પણ ભૂલ થાય તો તેની આખી જિંદગી સુધી તેને બટ્ટો લાગે છે. અને તેને ઘણું ખમવું પડે છે. મોટી વયની વનિતાએ કંઇ ભૂલ કરી હોય, તો તેની સાચી ખોટી વાત ઘડીના પલકારામાં ફેલાઇ જાય છે. આ વિષયમાં સ્ત્રીઓ પોતે પોતાની જાત તરફ ઘણી જ ઘાતકી અને નિર્દય છે, એમ જોવામાં આવ્યું છે.પુરુષ ઘણી ભૂલો કરે તોપણ સમાજ તેને સ્વીકારે છે. તરછોડતો નથી. આ જાતનો કાજીની ભેંસવાળો, એક-તરફી ન્યાય હવે ચાલુ રહેવો જોઇએ નહિ. પતિવ્રતનો ઉપદેશ આપનારાઓએ હવે પત્ની વ્રત ઉપર પણ એટલો જ ભાર મૂકવો જોઇએ. પુરુષ એક ઉપર બીજી," એમ ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે, પરંતુ ગમે તેટલા જુલમ છતાં પણ સ્ત્રીએ છૂટા છેડા ન લેવાય—એ વિચિત્ર અને નિર્દય પ્રકાર કોઇ પણ માણસને ઠીક નહિ જ લાગે. પુરુષ પોતાની સ્ત્રી મરી જતાં સ્મશાનમાંથી જ નવું સગપણ કરી આવે; પણ જેણે ઘરવાસ નથી કરેલો તેવી નાની બાળાએ પણ વિધવા થતાં જીવન-ભર એકલા જ રહેવું. એવું રાક્ષસીપણું રાષ્ટ્રજીવનમાં ઉચ્ચતા લાવવા ઇચ્છનારાઓ, તેમજ ગીતાનો ખરો મનુષ્યધર્મ પ્રવર્તાવવા મથતા સજ્જનો, કોઇપણ બહાના હેઠળ ચાલુ રાખી શકે જ નહિ. રૂઢિઓ બદલાવીને ન્યાયયુક્ત પ્રણાલી કરવામાં—સ્ત્રીપુરુષને માટે અન્યોન્ય પરસ્પર સમાન ધર્મ કરવામાં સંસારની ઉન્નતિ જ છે. એથી સ્ત્રીઓ વંઠી જશે, એમ કહેનારાઓ મોટે ભાગે

પોતે જ હલકા માનસવાળા અને અનુદાર અથવા કોઇ વખત નીચ અને કામી હોય છે.

ભારતમાં લગ્ન એ સંસ્કાર છે અને સોદો નથી, એવું કહેનારાઓને પૂછી શકાય, કે ઉતરતા દરજ્જાના ગણાતા સોદાની સ્પષ્ટ શરતો સાચવી ન શકનાર પ્રજા સંસ્કારની ઉચ્ચ ભાવના કેમ જાળવી શકે ? ગર્ભમાં બાળક હોય ત્યાં વિવાહ થઇ જાય એવી હાસ્યજનક ભયંકરતા હવે નથી રહી; છતાં લગ્ન-વ્યવહારમાં અને તેને લગતા વિચારોમાં હજી ઘણા ફેરફાર થવા જોઇએ એમ લાગે છે. ક્યાં 'પુત્રપ્રાપ્તિને માટે જ કામ' એવી ઉચ્ચતર ભાવના ને ક્યાં ઠેકાણે ઠેકાણે કબૂતર અને કૂતરાની હાલતમાં પહોંચેલાં હાલનાં ભારતનાં સંતાનો ! આ વિષયની સ્પષ્ટ ચર્ચામાં પણ આપણા લોકોને કંઇક ખોટું લાગે છે. જે પરદેશી રાજ્ય સત્તા બદલાવી શકે, તે તમારો કાયદો બદલાવશે નહિ, અને તમે પોતે તે બદલાવશો નહિ, તો પછી શું થશે ? કજોડાં, કન્યાવિક્રય, પહેરામણી અને પૈસાની આપ-લે, આર્થિક સગવડના લગ્નો વગેરેનો વિચાર કરતાં જણાશે, કે જીવનસખી શોધીને પ્રેમભાવના ઉપર, ફરજના મજબૂત પાયા ઉપર લગ્ન રચતાં નથી.

આવા લગ્નોમા સુખ પણ મર્યાદિત રહે, સૌજન્ય અને અન્યોન્ય વિશ્વાસ ન રહે તો દોષ કોનો ?

સ્ત્રીઓ દુષ્ટ થતાં પ્રજાનો નાશ થાય, કુલધર્મ અને જાતિધર્મ ડુબી જાય વગેરે માન્યતાઓ ધરાવનારાઓએ એ વિચાર પણ કરવો ઘટે છે, સ્ત્રીઓને દુષ્ટ કોણ કરે છે ? પોતાની મેળે તો દુષ્ટ થઇ શકતી નથી. પુરુષો અને સમાજ, જાહેર મત, મનોભાવનાને બદલે જડતા પોષવું ભાડુતીપણું વગેરે સર્વ કારણો બદલી શકાય તેવાં છે. દેહલગ્ન અને પ્રેમલગ્ન એવા બે ભાગો કરી શકાય, તો તે જ અધોગતિના નિશ્ચિત ચિહ્ન છે.

પૂરાં સુખ વગરનાં લગ્નોમાં જ વધુ પરાધીનું અંગ રહેલું છે. ગણિકાનો વર્ગ શા માટે ઉપજ થાય છે ? કેમ પોષાય છે ? વગેરે નાપસંદ વિચાર કરવો રહ્યો, સ્થાયી સુખને બદલે ક્ષણિક સુખ અને તે પણ ભાડૂતી વિક્રય કરીને લીધેલું. તેમાં સંડોવા-યેલાં અને માર્ગ ભૂલેલાં સ્ત્રી અને પુરુષો બન્ને અત્યંત દયાને પાત્ર છે.

નવીન કુટુંબમાં જઇ બધાંનાં દીલ જીતી લેવાં એ મહાભારત કાર્ય નાની વયમાં સ્ત્રીઓએ કરવાનું હોય છે. તેને માટે તેમને આવડત વિવેક-વિનય, પાકાઇ સારી રીતભાત અને વિચાર કરીને બોલવાની શકિત જોઇએ તે અમે અમારી દીકરીને આપ્યાં છે, એમ દરેક માબાપે તપાસવું જોઇએ, એક હાથે તાળી પડે નહિ; એટલે સસરા, સાસુ, જેઠ, જેઠાણી, નણંદ, ભોજાઇ વગેરેમાં આવકાર, સદ્વૃત્તિ, ક્ષમા, દયા, માણસાઇ ખીલ્યાં છે કે નહિ તે પણ જોવું જોઇએ. બન્ને પક્ષ પક્ષ વચ્ચેનો નિયામક-(બફર) એટલે બન્ને બાજુનું જોઇ શકે અને બંને બાજુનો વેગ પોતાનામાં સમાવી શકે, (જો એટલાં માનસ અને શકિત હોય, તો) તે વહુનો વર. સરખું ન ચાલે તો અને પતિ પોતાની બરોબર ન સમજે તો કાં તો કુટુંબથી વિભકત થવામાં કૌટુંબિક જીવનની અમુક સારી અસરો અને રક્ષણો ગુમાવાય છે; નહિ તો, જેમ ઘણે ઠેકાણે બને છે, તેમ નાની સ્ત્રી ઉપર અમાનુષી જુલમ, માનસિક અને સારીરિક વ્યથા ઊભાં થઇ જાય. નાજુક માનસની વનિતા આ સંસ્કારો જિંદગી સુધી ભૂલે નહિ; અને જ્યારે મોટી વયે પોતે

સાસુ બને, ત્યારે પોતાની વહુ ઉપર પોતાનું વીતક વિતાડે ! દંપતીજીવનની આ દુષ્ટ સંકલનામાંથી સમાજને છોડાવવો જોઇએ. સ્ત્રીઓ, પુરુષો, નાનામોટા બધા અને ખાસ કરીને જાહેર પ્રજામત, લેખકો, શિક્ષકો, સમાજના નેતાઓ, વર્તમાનપત્રકારો, અમલદારો, સાધુઓ, ધર્મગુરુઓ, આ વિષયમાં પોતાની ફરજ બજાવે છે ? સ્ત્રીઓ પોતે પોતાની જાતની દુઃખમાં રહેલી બહેનો માટે કંઇપણ કરે છે ?

'નબળો ધણી બૈરી ઉપર શૂરો' એ ન્યાયે નબળી પ્રજાના પુરુષો સ્ત્રીઓને મારે છે ! પડોશીઓ વચ્ચે પડવાની નૈતિક હિંમત ધરાવતા નથી ! મારથી નાશી આવેલી રડતી દીકરીને મા પાછી સાસરે વળાવે છે ! 'મારી વહુ છે, હું ગમે તેમ કરું-' એ બહાનું કાયદાની અદાલતો સુધી અપાયું, એ ભારતનું કમનસીબ છે. હોંસ અને આશાથી લગ્નજીવનનો લહાવો લેવા નીકળેલી સ્ત્રીને લગ્ન એટલે વેચાણ, ગુલામી, વૈતરું માનસિક જુલમ અને કોઇ સ્થળે આશ્રય મેળવવાનું સાધન નહિ, એ ભયંકરતાનો અનુભવ કોઇ કોઇ વાર થાય છે. વખતોવખત સ્ત્રીઓ સંસારની ક્રૂરતા ખમી ન શકવાથી કૂવો પૂરે છે અને બળી મરે છે. તેવા દુઃખદ પ્રસંગો વિચારવંત સજ્જનોને લાલ બત્તીની જેમ અટકાવીને આ પ્રશ્નની ભીતરમાં જઇને તેનો ઉપાય કરવાનું સૂચવે છે.

સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે ઉચ્છૃંખલ સુધારો નથી જોઇતો યુરોપના જેવું લડાયક સ્ત્રીત્વ ( મિલિટન્ટ ફેમિનિઝમ ) નથી જોઇતું દરેક છોકરીઓને ઓછામાં ઓછો એક હુન્નર શીખવવો જ જોઇએ; જેથી લગ્ન ન થાય તો-અથવા થયા પછી બગડે તો-તે કોઇની દયા કે દાન ઉપર નભે નહિ. "આધારગૃહો" જેમાં કોઇ પણ કારણથી ( જે પૂછવામાં ન આવે ) નિરાધાર થયેલી સ્ત્રીને આશ્રય મળે, કામ કરવાનું, શીખવાનું મળે, સ્થળે સ્થળે સ્થપાવાં જોઇએ. સહન ન કરી શકાય તેવો ત્રાસ ઊભો થતાં કોઇ પણ સ્ત્રી ત્યાં જઇ શકે અને નિર્વિઘ્ને આશ્રય તથા રક્ષણ મેળવી શકે એવી વ્યવસ્થા થવી જોઇએ. કાયદો ફેરવતાં વખત લાગે છે, તેને માટે જાહેર મત તૈયાર કરવો જોઇએ. પણ સ્ત્રીઓની આર્થિક સ્થિતિ બદલાતાં બીજી વસ્તુઓ સુગમ થઇ પડે તેમ છે.

હમણાં સ્ત્રીઓ માટે સ્વતંત્ર કામ-જેવાં રસોઇ, ઘરનોકરી, ભરત ગૂંથણ, નર્સિંગ, શિક્ષણ, ડાક્ટરી વગેરે મળે છે. દુકાનો અને ઑફિસોમાં ક્રિશ્ચિયન અને પારસી સ્ત્રીઓ કામ કરે છે. અમેરિકામાં મોટા ધંધાઓ પણ સ્ત્રીઓ ચલાવી શકે છે. વ્યવહારશક્તિ સ્ત્રીઓમાં ઓછી નથી, પણ સુયોગ્ય લગ્ન ન કરી શકેલી અથવા તેમાંથી દુઃખને લીધે છૂટી પડેલી અથવા કોઇ વિધવા બહેન જ્યારે પોતાના નિર્વાહનાં નિર્દોષ સાધન શોધે છે, ત્યારે ઘણી સ્ત્રીઓ પોતે જ તેને ઉતારી પાડે છે અને કેટલાક કમઅક્કલના અથવા દુરાચારી પુરુષો તેમનાં રસ્તામાં વિઘ્ન નાખવાને ચૂકતા નથી. આપકમાઇવાળી સ્ત્રીઓ પોતાનું જીવન સુધારે છે; એટલું જ નહિ, પણ લાંબા સમયથી દબાઇ ગયેલી સ્ત્રીશક્તિને ઉત્તેજિત કરી, સમાજને ઉપર લાવી, બળવત્તર પ્રજાતત્ત્વનો પાયો નાખે છે.

જડ તત્ત્વને બદલે ચેતન તત્ત્વ સમાજમાં વધારવું-એ જરૂરનું છે. ભાવના અને પરસ્પર સમભાવ એ ઘણી મુશ્કેલીઓ અને ખામીઓ દૂર કરે છે. કવિ કહે છે:—

" અમે અબળાને માથા વહાલી રે,
વસ્ત્ર કરાવો, ઘરેણાં કરાવો, મોતીડે મઢો
તો મન ખાલી રે ખાલી. "

બાળકનો જન્મ આપવું માતૃત્વ એ એક મોટી કસોટી છે; તે માટે સ્ત્રીઓને

દીકરાને દૂધ, દવાદારૂ અને શિક્ષણ, અને દીકરીને નહિ—એ એકતરફીપણું કેટલાં કુટુંબોમાં દેખાય છે; તેનું બીજ સ્ત્રીઓને ઊતરતી ગણવાના ખ્યાલમાં છે. પુરુષ બચપણથી જ ઊંચો દરજ્જો ભોગવે અને જ્યાંસુધી કોઈ પણ સ્ત્રી, બહેન, પત્ની કે માતા હાજર હોય, ત્યાં સુધી ઘરનું કંઈ કામ પોતે નહિ, તે અસમાન ભાવના પાછળથી તેના સંસારમાં હાનિ કરતી છે. કર્મવિપાક પ્રમાણે સ્ત્રીઓ હલકી યોનિમાં જન્મ લે છે, માટે ભલે થોડું દુઃખ ખમી લે—એ હાસ્યાસ્પદ વાત પણ ક્યાંય સંભળાય છે ! તેવો વિચાર હવે નાબૂદ થવો જોઈએ. પોતાની માતા માટે આદર રાખનાર, પત્નીપ્રેમના કંઈક પ્રસંગો જેની યાદમાં તાજા છે અથવા પોતાની નિર્દોષ બાળકીમાં મમતા રાખનાર અને છેવટે સ્ત્રીઓના નાજુક સૌજન્ય, હોંસભર્યો આવકાર અને સત્કાર, ઉત્સાહી અને ચીવટભરી સંભાળ જેણે કોઈ વાર પણ અનુભવ્યાં હોય, તેવો કોઈ પુરુષ જાણીજોઈને નારીઓને ઊતરતી ગણવા તેમ જ તેમને દબાયલી અને પછાત રાખવાની વાત કબૂલ કરશે નહિ. શૂરવીર પ્રજા અને વિશાળ પ્રતાપી રાષ્ટ્ર પોતાના જ જીવનસમયમાં સ્થપાય એવું ઇચ્છનાર સ્વદેશપ્રેમી તો સ્ત્રીઓની ઉન્નતિને જ મહામાર્ગ સમજીને બનતી ત્વરાએ એ કાર્યની પાછળ લાગી જશે.

મુસ્લિમ કાયદો વારસાની વ્યવસ્થામાં સ્ત્રીઓ તરફ વધુ ઉદાર છે. તલ્લાક એક તરફી છે, તે બદલવાની કોશિશ થઈ રહી છે; પણ સમાજમાં, કુટુંબમાં, સગાસંબંધીઓમાં સ્ત્રીનો દરજ્જો ઊંચો કરવાની જરૂર ત્યાં પણ એવી જ છે. આર્થિક રક્ષણ અને 'આધાર ગૃહો'ની મુસ્લિમ સ્ત્રીઓને એટલી જ—બલ્કે વધુ જરૂર છે.

[ 'સસ્તું સાહિત્ય'નું તાજેતરનું પ્રકાશન 'સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો'માંથી. ]

# ગૌરીઉત્સવ*

આ વાવસ્થાની ઊર્મિ અને ઉત્સાહ ટકાવી રાખવા સંયમ અને નિગ્રહની જરૂર છે. એ સંયમ કેળવવા મનના ઘોડાઓને કાબુમાં રાખવા પડે. સ્વાદેન્દ્રિય પર અંકુશ મૂકવો પડે. અલુણાના દિવસોમાં આવો સંયમ સુલભ થઇ પડે છે. પૌષ્ટિક ખોરાક અને સ્વાદરહિત ભોજનથી વિચાર, વાણી અને વર્તન ઉપર અંકુશ આવી જાય છે અને ધૈર્ય અને સહનશીલતા, અનાસક્તિ અને આસ્થાના ગુણો કેળવાય છે. હૃદયોર્મિને બહાર આવવાનો સુયોગ્ય અવકાશ મળે છે. મનગમતો વર મળે અને પરણીને પોતે સદા સર્વદા સૌભાગ્યવતી રહે અને કુટુંબ, જ્ઞાતિ, દેશ અને જગતની સેવા કરવાની શકિત મળે એ દરેક વ્રતધારી બાળાની અભિલાષા હોય છે. આ ધ્યેય—આ અભિલાષા નિંદવા જોગ નથી. પુરાણકાળથી ચાલી આવેલી આ ભાવનામાં સનાતન સત્યનું દર્શન થાય છે. આધુનિક જમાનામાં શ્રદ્ધા અને આસ્થાના અંશ અલ્પ બન્યા છે, છતાં ય વાસ્તવિક દૃષ્ટિએ વિચારતાં એમાં રહેલી સુભગ ભાવના સર્વસ્વીકાર્ય બને તેવી છે.

આદર્શ ગૃહિણી ઘરની શોભા બને. ઘરની શાંતિ અને સુખની એ રક્ષક અને પોષક બને. સલુણી ગુણસુંદરી સૌની સેવા કરી સૌનો પ્રેમ સંપાદન કરે. એના હાથમાં અમીસિંચન હોય અને એ હાથ જ્યાં ફરે ત્યાં સુખ-સુલેહનો સંચાર થાય અને સોનાનો સુરજ ઉગે. સતી સાવિત્રીએ અસીમ ધૈર્યના બળે પોતાના સ્વામીનાથને મૃત્યુદેવ પાસેથી છોડાવ્યો. સતી સીતાએ અનેક અન્યાય સહન કરીને પણ ' સતીધર્મ પતિસેવા 'નો ટેક જીવનભર સાચવ્યો, એ મહાશકિતની આરાધના જીવનમાં ઉત્સાહ અને ઉમંગનો હેલી વરસાવી શકે તેમ છે.

પણ આવી આદર્શ ગૃહિણી ભરતમાં અત્યારે કેટલી માલુમ પડે છે? એવી ઘેર ઘેર હોત તો એના સિંહસમા પુત્રોએ હિંદમાતાની શૃંખલા કયારની તોડી નાંખી હોત. ભગવાન મનુએ અનુભવજન્ય ઉપદેશ આપ્યો ' यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवताः । ' પણ આ સ્રીસન્માનની ભાવનાનું પરિપાલન નજરે ચડતું નથી. દુનિયામાં સંસ્કારી લેખાવા માટે યુવકો એની ઘોષણા કરે છે ખરા અને જગ દેખતાં એનું પાલન કરી સંતોષ માને છે. જો કે વ્યવહારમાં એ જ યુવકોનો વર્તાવ જુદો જ હોય છે.

આદર્શ ગૃહિણી આદર્શ માતા પણ હોય. ' જે કર ઝૂલાવે પારણું, તે જગત પર શાસન કરે 'નો અર્થ માર્મિક અને ગંભીર છે. બાલકોનાં સંસ્કાર અને શક્તિ ખીલવી માતા તેમને વીરપુરુષ બનાવી શકે છે. જીજાબાઇએ શિવાજીને રાજશાસનની શિક્ષા દીધી. રાણી નેત્રવતીએ ધ્રુવકુમારને અપાર મુશીબતોનો સામનો કરી અમર કીર્તિ મેળવવાનું બળ આપ્યું. નેપોલિઅન તેથી જ કહેતો હતો કે દેશના ભાવિ માતાના શિક્ષણ પર અવલંબે છે. આથી સ્રી કેળવણીનો વિકાસ સાધવા દરેક પ્રયાસ થવા જોઇએ અને માબાપે પોતાની કન્યાઓને ભણાવવા અને કેળવવા સર્વ પ્રકારની સગવડ કરી આપવી જોઇએ.

[ સંધિણ પૃ. ૨૩૧ પર ]

* શ્રી. સુરત લોહાણા સેવા મંડળના 'ગૌરી ઉત્સવ' પ્રસંગે પ્રમુખસ્થાનેથી કુ. શશીકળા ચૈતન્યલાલ ઠક્કરે આપેલું મનનીય પ્રવચન.

# શ્રી. પાઠક–હીરા લગ્ન : કેટલીક બહેનોના અભિપ્રાયો

પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ પ્રાધ્યાપક શ્રી. રામનારાયણ પાઠકના કપોળ વાણિયણ શ્રીમતિ હીરાબહેન સાથે, અસમાન વયના અંતરે થયેલાં વર્ણાન્તર લગ્ને ગુજરાતી સમાજમાં અને સંસારમાં સારો ઉહાપોહ જગાવ્યો છે, તેમ નિર્દોષ વિનોદાત્મક પ્રતિકાવ્યો ઇત્યાદિ પણ તે બનાવ પર લખાયા છે. એમાં પાઠકજી તરફ દ્વેષભાવ રાખવામાં નથી આવ્યો. આ લગ્ને જેમ મશ્કરી ઠઠ્ઠાનું રૂપ લીધું છે તેમ ગંભીર વિચારણાનું પણ રૂપ લીધું છે. અત્યાર સુધીમાં પુરૂષવર્ગે ટીકા, ઠઠ્ઠા ઇત્યાદિ કર્યાં છે, પણ સ્ત્રીવર્ગે પોતાના અભિપ્રાયો દર્શાવ્યા નથી. પણ હવે તેવા માર્મિક અભિપ્રાયો સ્ત્રીવર્ગ તરફથી પણ પ્રકટ થવા લાગ્યા છે, તે અત્રે છાપી સમાજનું માનસ દર્શાવ્યું છે. આવાં લગ્નો તો ખૂણેખાંચરે ઘણાં થતાં હશે, પણ આદર્શ વ્યક્તિઓ તરફથી આર્યલગ્નસંસ્કાર વિધિનો અને વધૂવરની પરણવાયોગ્ય વય વિચારનો ભંગ થાય છે, પ્રાચીન ભાવનાની મશ્કરી કરાય છે અને આવા સ્વૈરવિહારી લગ્નનો ગમે તેમ બચાવ થાય છે, ત્યારે સમાજની વ્યક્તિઓને મત દર્શાવવાનો હક્ક ઉભો થાય છે. જુનાને નિંદનારા, અને બઢંબઢ કહેનારી સુધારક વ્યક્તિઓ આવાં લગ્નો કરે છે ત્યારે સમાજ ચકિત થાય છે કે આ શું થવા બેઠું છે ?

## અર્વાચીન સુકન્યા–ચ્યવન

હીરા–રામના લગ્નથી, પ્રાચીન ચ્યવન અને સુકન્યાનું દૃષ્ટાંત યાદ આવે છે, પરંતુ પ્રાચીન કથામાં મુનીનું કેવળ આકર્ષણ ન હતું. બાલખેલમાં થયેલા અપરાધના પ્રાયશ્ચિત તરીકે ફક્ત સેવાભાવે, અંધમુનિની સેવા કરવા પત્નીવ્રત સતી સુકન્યાએ સ્વીકાર્યું હતું. ક્યાં એ શુદ્ધ ભાવના, અને ક્યાં આજની મોહવશતા ? દશ દશ વર્ષ મુક્ત સહચાર સેવી, કોઇ અનિવાર્ય કારણને લઇને, લગ્નનું નામ આપી જગતને છેતરવું, એમાં નીતિનું ખુન કરવામાં આવે છે. વર્ષોની વિધુરાવસ્થા ભોગવી, યુવાવસ્થા વટાવી, પ્રૌઢતાને ઉલ્લંઘી, વૃદ્ધત્વને પગથીએ ચડતાં, જેને પુત્રી કહી તેને પત્ની બનાવવાનું મન થાય ત્યારે સહજ પ્રશ્ન ઉઠે છે કે, વાસનાનો લય ક્યારે થતો હશે ?

વન વટાવી મહાવનમાં જવાના સમયે પાછા ગૃહસ્થાશ્રમમાં પગલાં માંડવામાં શાકુંતલનો અભ્યાસ કદાચ કારણભૂત હોય એ બનવાજોગ છે, અને એમાંના એક શ્લોકને વ્યવહારમાં ઉતારી બતાવ્યો હોય એમ લાગે છે.

अनाघ्रातं पुष्पं किसलमलूनं करुहै-
रनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम्।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघं
न जाने भोक्तारंकमिहसमुपस्थास्यति-
विधिः ॥

ઇત્યાદિ રોજના પઠનપાઠનનું પ્રત્યક્ષ પ્રમાણ થઇ ગયું. રાજા દુષ્યંત જેવો પણ ભોળો, તે ઉપનામે દ્વિરેફ તે પ્રત્યક્ષ કર્મે ભોક્તા દ્વિરેફ બનવાને કેમ ન લલચાય ! દ્વિરેફ ઉપનામ સાર્થક થયું.

કોઇ જુના જમાનાનાં આમાપે, આ પ્રમાણે કર્યું હોત તો કહેવાતા સુધારકોએ આકાશપાતાળ એક કર્યું હોત, પરંતુ આ તો બન્નેજણાં સુશિક્ષિત છે, અને વર્ષોના વિચાર પછી લગ્નના વાઘા સજ્યા છે; અને લગ્ન નામને દૂષિત કર્યું છે, તો પછી અજ્ઞાનીઓનો શો દોષ ?

આ લગ્નથી ગુરૂની પદ્નીને લાંછન લાગે છે. એના કરતાં તો મહાભારતમાંના કચને અનેકગણું ધન્યવાદ ઘટે છે, કે જે યુવાન હોવા છતાં ગુરૂપુત્રીને બહેન કહી પરણતો નથી ને દેવયાનીના શાપથી વિદ્યા નષ્ટ થવા દે છે. અર્જુન પણ શિષ્યા ઉત્તરાને પોતે ન પરણતાં સ્વપુત્ર અભિમન્યુ સાથે પરણાવે છે, વિરાટ રાજાની સંમતિ છતાં પોતે પિતારૂપેજ રહે છે. એનું નામ સંયમ. આજે તો ધર્મ અને નીતિને, પ્રાચીન આચારવિચાર સદાચારને નેવે મુકી ફક્ત સ્વચ્છંદ સ્વૈરવિહાર કરવો એમાં બહાદુરી ગણાય છે, પરંતુ ભરતીનાં પાણી, ઉતરી જતાં ફક્ત રેતીજ રહે છે, એ ભૂલવાનું નથી.

**मात्रा स्वस्रा दुहित्रावान विविक्तासनो-
भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥**

વ્યાસજીના ઉપર લખેલા શ્લોક ઉપર જૈમિની ઋષિએ હરતાળ લગાવી દેવાનું કહ્યું, ત્યારે વ્યાસજીએ જૈમિનિની કસોટી કરવા મોહિની સ્વરૂપ ધરી ઋષિને મોહિત કર્યો, અને વિદ્વાન શબ્દ શ્લોકમાં ચાલુ રાખ્યો હતો, એ કંઇ પાઠકજીથી અજાણ્યું નહીં હોય. પાઠકજી જેવાએ વ્યાસજીનો શ્લોક ખોટો ઠરાવી બતાવવો હતો. પણ પ્રશ્નોરા પાઠકજી પણ તેટલું બળ દાખવી શકયા નહિ. વ્યાસજીનો પ્રસ્તુત શ્લોક આખરે સનાતન સત્યજ રહ્યો. છતાં આવા દાખલાથી સમજવાનું કે વિદ્વાનોને પણ ભાવિ ભુલાવે છે અને સમાજ સામે લાલબત્તી ધરે છે, કે છોકરીઓની સોંપણુ કોના હાથમાં કરવી તેનો પાકો વિચાર કરવો.

હવે કોનો વિશ્વાસ કરી શકાય ? બાકી પાઠકજીની કેટલીક વાર્તાઓમાં એમનું માનસ શિથિલ જણાતું હતું, અને તેનું પરિણામ સ્પષ્ટ થયું છે. હવે તો પાઠકજી "શતંજીવ શરદઃ" થાવ અને હીરાબ્હેનના લાડકોડ પૂરા કરો એજ આશીર્વાદ.

"રાણીને ગમ્યો તે રાજા ને બેસી ગયાં ડાચા." "મીયાં બીબી રાજી તો કયા કરે કાજી" વગેરે વચનોથી ગમે તે બચાવ કરો, પરંતુ મુખ્ય મોહ એજ એક આવા પ્રસંગોમાં કારણભૂત બને છે, અને તે ક્ષણિકજ રહે છે, પછી તો જેવો જેનો અનુભવ. પરણ્યા તેનું તો ઠીક, પણ બિચારા નિર્દોષ શિક્ષકોને અંતરાય થશે. પરમાત્માને જે ગમ્યું તે ખરૂં. એમાંથી, પણ કંઇ શુભ પરિણામ આવશે તો પણ લગ્નની સાર્થકતા છે.

જે હિંદુઓની સંસ્કૃતિ આજે દુનિયાભરમાં શ્રેષ્ઠ ગણાય છે, જે શિલની પવિત્રતાને માટે સ્ત્રીઓએ, તથા પુરૂષોએ, પોતાના પ્રાણો અર્પણ કર્યાં છે, તે સંસ્કૃતિને ઉજ્જવળ કરવાને બદલે, આવાં મનસ્વી લગ્નો કરનારાઓ, તેને ઝાંખી કરે છે. સુરતમાં હમણાંજ ઇશ્વર–કુમુદીના લગ્નમાં એક બ્હેનના પેટ પર પગ મુકી બીજી બ્હેન જાય છે, ત્યારે સ્ત્રીઓનું માનસ પણ કેટલી અધમ દશાએ પહોંચ્યું છે, તે જણાય છે. પતિ ગમે તેવો હોય તો સ્ત્રી તેને દેવ ગણીને તેની સેવા કરે છે. પરંતુ આજના યુવાનો અંગ્રેજી બોલતાં ન આવડે તો પણ બીજી પરણવા તૈયાર થઇ જાય છે, અને તેને પરણનારી કેટલાં સુખદુઃખ વેઠી વફાદાર રહી હોય છે, તેનો ખ્યાલ ન કરતાં, ડગલો બદલે તેમ પહેલી વારની ધણિયાણીને ત્યજી દે છે. કેટલું નિષ્ઠુર ને સ્વાર્થી હૃદય ? અને આજની ગ્રેજ્યુએટ બહેનો પણ સમજતી નથી, કે જેણે એક તજી, તેને બીજી તજતાં શું વાર ! પણ સ્વાર્થ અંધ છે, તેને સારાસારનો વિચાર હોતો નથી.

સ્વ. શ્રી ગોવર્ધનરામે લખ્યું છે કે "અન્યોન્ય કેરી ન્યૂનતા, પૂરે અનુગુણ

દંપતી. " સંપૂર્ણ તો કોઇ છેજ નહીં. એ તો એક પૂર્ણ પુરૂષોત્તમ, ત્યારે મનુષ્ય તો અપૂર્ણ જ છે, અપૂર્ણમાં પૂર્ણતા કરવી એજ ખરા મનુષ્યનું લક્ષણ છે. સર્વગુણસંપન્ન કોઇ છેજ નહિ. પુરૂષોને તો સર્વ હક્ક સ્વાધીન, એટલે ગમે તેવી સારી પત્ની હોય પરંતુ ગમે તે બહાનું કાઢી સ્ત્રીનો ત્યાગ કરવો. જ્યારે સ્ત્રીઓ બીચારી પરાધીન; એને ગમે તેવો પતિ હોય તો પણ વેઠયેજ છુટકો. એ ક્યાંનો ન્યાય ? સ્ત્રીઓ પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે, એણે કદી પોતાનું સ્વાર્થી સુખ ઇચ્છ્યું નથી, એ તો પારકે સુખે સુખી રહે છે, જ્યારે પુરૂષોને ફક્ત પોતાની સગવડ જોઇએ છે. સ્ત્રીને શું સુખદુઃખ છે કે સગવડ છે તે જોવાની દરકાર પણ પુરૂષને હોતી નથી, એ તો થઇ જુના જમાનાની વાત. હાલની કેટલીક સ્વચ્છંદી બહેનો કેવા પ્રયોગો કરે છે તેના દાખલા તાજાજ મળી રહ્યા છે, સમાજને ચેતવું હોય તો ચેતે, નહિ તો આ ઇલેક્ટ્રીક ગોળાનો વાયર ' ઓફ ' ક્યારે થઇ જશે તે કહેવાય નહીં.

—મંજુલા નટવરલાલ દેસાઇ
( 'ગુજરાતી' તા. ૨૨ મી જુલાઇ ૧૯૪૫ માંથી)

---

## મહાભારતનાં કચ–દેવયાની

આ કથા ખૂબ જાણીતી હોવાથી આજના સાહિત્યકારો અને વિદ્યાપ્રેમીઓથી અજાણી તો નહિ જ હોય, છતાં

" इन्द्रियाणि प्रमाथीनि
हरंति प्रसभ मनः "

એ શ્રી કૃષ્ણનું ગીતાવચન બહુજ બળવાન અને સત્યથી ભરેલું હતું છે નહિ તો જેનાં લખાણો, સમાલોચના અને પ્રસ્તાવના વાંચનારને પણ માન ઉત્પન્ન થાય એવા સાહિત્યસર્જક. રામનારાયણ પાઠક ઉત્તરાવસ્થામાં શિષ્યાનું પાણીગ્રહણ કરે ખરા ?

કોને ખબર શાથી હશે, પણ ગુજરાતણોમાંથી દક્ષતા ઓછી થતી જાય છે, જે ગુજરાતણોનાં ગીતમાં થોડા ખેલાવતા વરને પરણવાની ગાથાઓ ગવાય છે, તે ગુજરાતણ આજ ઘેલી બની છે. ગુજરાતણની આંખ યુગના પરિવર્તનની આંધીથી ઘેરાઇ ગઇ છે.

( ૧ ) સર્વથી પ્રથમ પ્રખર કેળવણીકાર અને સુવિખ્યાત માતાપિતાનાં પુત્રી બહેન વિનોદિનીબહેને શારદાબહેનના પતિ સાથે જ્યારે લગ્ન કર્યાં, ત્યારે ગુજરાતી સમાજમાં જાણે વીજળી પડી હોય તેવો હાહાકાર થઇ ગયો હતો. પછી તો " यद्यदाचरति श्रेष्ठस्तत्त देवेतरोजनः " અનુસાર આ સારો (!) માર્ગ કેળવાયેલી બહેનોએ ખૂબ જોરથી પકડી લીધો અને હવે તો જાણે એ વાતની કોઇને શરમજ નથી રહી.

( ૨ ) ગયે વર્ષે મહાસભાના કાર્યકર્તાઓમાં સ્થાન મેળવવા પામેલા કેળવાયેલા અને ભૂતકાળના શિક્ષક અને એડવોકેટ સજ્જન સાથે કન્યાશાળાનાં એક શિક્ષિકાનાં લગ્ન થય છે. એ એડવોકેટ મહાસભાવાદીને ત્યાં ત્રણ બાળકો અને પત્ની હૈયાત છે.

(૩) તેવાં જ લગ્ન હમણાં કપોળ જ્ઞાતિનાં એક ગ્રેજ્યુએટ બહેને કર્યાં.

(૪) વળી ગુજરાતનાં જાણીતાં કાર્યકર્તા અને લેખિકા શ્રી. જ્યોત્સના બહેન શુકલનાં ભાભી બહેન કુમુદિની બહેને પત્ની અને બાળકોવાળા એક મહાસભાવાદી સાથે પુનર્લગ્ન કર્યાં છે.

(૫) વળી આવાં લગ્નો એકલાં કેળવાયેલાં કરી જાય તેમાં જાણે બીજાં બહેનો રહી જતાં હોય તેમ હમણાં જ ફક્ત શાળાની જ કેળવણી પામેલાં એક બહેને સપત્ની થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું છે. આવા તો અનેક દાખલા બનતા જ જાય છે. તેમાં વળી આ વૃદ્ધ–યુવા લગ્નથી નવો માર્ગ ઉઘડ્યો છે !

હીરાંબહેન જેવાં બહેન તો ગુજરાતી સમાજમાં વૃદ્ધ લગ્ન સામે બળવો કરાવે એવી આશા સમાજ એમની પાસેથી રાખે. ઊલટું આ બહેને તો પોતાની કેળવણી અને ઉમર એ કશાનો વિચાર કર્યો વિના "રામનારાયણ-ચ્યવન" ને સ્વીકારી લઈને સમજદાર સમાજને ભારે ,અજાયબીમાં ગરકાવ કરી નાંખ્યો છે.

આવાં કેળવણીકારો પ્રજાને અક્ષરજ્ઞાન જરૂર આપી શકે, પણ જ્ઞાન કે સંસ્કૃતિ તો ન જ આપી શકે ને ? આવાં સાહિત્યકારોના સાહિત્યમાંથી રંગનો ઝળકાટ ઉડી જાય છે; ખાલી કાળા અક્ષરના આકારો પડયા રહે છે. લોકો કહે છે કે સાહિત્યકારોની મનોવૃત્તિને સમજવી સહેલી નથી; એના ટેકામાં આ એક નહિ પણ અનેક દાખલાં નોંધાયા છે.

પણ રામનારાયણભાઈની ઉમ્મર અને એમની શરીરસંપત્તિ જોતાં બહેન હીરાબહેનનું સ્વાર્પણ મુંઝવી નાંખે એવું લાગે છે. આવાં લગ્નોમાં ઘણી વખત ગુરૂની ઉંમર નાની હોય છે તો કોઈકોઈનો જૂનો, બહુ જ જૂનો, સર્જન જૂનો સ્નેહ હોય છે, અને તેમનો માર્ગ મોકળો થતાં સાહિત્યની કુમાશ અને ભાવનાભર્યાં ઉન્મત્ત પાત્રોમાં તેઓ બદલાઈ બદલાઈ જાય છે. પણ આ તો "સુકન્યા-ચ્યવન" જેવું યુગલ થયું. પ્રભુ એમને કોઈ અશ્વિની કુમાર ભેટાડે તો હીરાબહેનનું બલિદાન સફળ થાય.

ગુજરાતણ પોતાના હૃદયને તપાસે, એના વતનીઓ, વડીલો અને ધ્યેય કથાઓનું મનન કરે ! આ જ મનસ્વી બની બેઠેલી ગુજરાતતણોની ગાથાઓ ભાવી પ્રજાના જૂના કાગળના ટોપલામાં નાંખી દેશે, એનો વિચાર કરે. તપ તપનારી સહનશીલતાના પ્રતીક ભડ ગુજરાતી વીરો અને બુદ્ધિમાન વેપારીઓની માતા ગણાતી ગુજરાતણો ક્ષણિક આવેશ અને પંચમહાભૂતના સુખમાં ઘેલી ન બને, થોડોક શરીર વૈભવ, થોડોક ધન વૈભવ કે થોડોક ખ્યાતિ વૈભવ, ગુજરાતણોને ઘેલી ન બનાવી શકે એમ એ વિચારે તો સારૂં.

મહાત્મા ગાંધી જેવા જગદ્વંદ્ય પુરુષોની માતાનું બિરુદ ગુજરાતણ પામી છે અને આવાં કીર્તિ માટે એ જન્મેલી છે, એને અણછાજતી વાતો અને અણછાજતા મોહ શોભે ખરા ? શ્રી. રામનારાયણભાઈ તો વડીલ જેવા ગણાય અને બહેન હીરાબહેન પણ કર્વે યુનિવર્સિટીનાં શિક્ષિકા એટલે માનવંતાં ગણાય, છતાં એમનાં પગલાંથી સમાજ એમના તરફ રોષથી જેવાનો અધિકારી ઠરે છે, એ વાતની કોનાથી ના કહેવાશે ?

—શ્રીમતી ગંગાબહેન પટેલ

( ગુ. હિ. સ્ત્રી. મં. પત્રિકાના જુલાઈ ૧૯૪૫ ના અંકમાંથી )

---

## હીરા–પાઠક લગ્ન

[ એક વખત શ્રી. પાઠકને 'બટુકાકા' કહીને જ બોલાવતી. આજે પણ એમને માટે તો મને માન છે જ. આ લેખ "કવિતા"ના વાચકો સમક્ષ રજુ કરતાં મુ કાકાશ્રી રામનારાયણ વિ. પાઠક અને મારાં કાકી સૌ. હીરાબહેન રા. પાઠકની ક્ષમા માગી લઉં છું.-પૂર્ણિમા દવે ]

ગુજરાતીઓનાં ધ્યાન આ વખતે બે સ્થકો ઉપર ચોટયાં–એક સીમલા, બીજું શાન્તાક્રુઝ. સાન્તાક્રુઝને લલિતજીએ "સંતકુંજ" તરીકે ઓળખાવેલું. એ સંતકુંજમાં ૫૮ વર્ષના તરુણ (?) પ્રાધ્યાપક ( પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ ) શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક ( કપોળ વાણીયાની જ્ઞાતિવાળી ) શ્રીમતી હીરાબહેન મહેતા સાથે લગ્ન કર્યાં. મેં આ સમાચાર સાંભળ્યા ત્યારે

મને સહેજ દુઃખ થયું. દુઃખ એટલા માટે કે લગ્નમાં સાહિત્યકારોને આમંત્રણે નહિ આપ્યાં! જાનૈયાઓમાં તો માત્ર શ્રી. બેટાઇ, શ્રી. ઠાકર, શ્રી. શુકલ, શ્રી માણેક એટલા જ હતા. અમે શું ગુન્હો કર્યો ભલા? અને હું તો પાઠક સાહેબની એક વખત ભત્રીજી લેખાતી. હશે. જમાનો પલટે છે. જુવાનિયાઓના લગ્નમાં ઘરડાઓ જાય. ત્યારે અહીં ઘરડાના લગ્નમાં જુવાનિયા જાય. મારે મતે તો પાઠકજીએ આ લગ્ન કંઇક આદર્શ સાથે જ કર્યું હોવું જોઇએ. નહિ તો દસ દસ વર્ષની આવી કઠિન તપશ્ચર્યા પછી આજે શું કામ લગ્ન કરે? કદાચ નાનાલાલના 'જયા જયંત' ને સમાજમાં મૂર્તિમંત રીતે જીવાડવાનો જ એમનો આદર્શ હશે. સંભવિત છે ના—એમ નથી. પાઠક સાહેબે આજ સુધી લગ્ન ન કર્યું અને આજે લગ્ન કર્યું એની પાછળ મુખ્ય કારણ રહેલું છે.

ગાંધીજીએ ૧૨૫ વર્ષ જીવવાની ચાવી બહાર પાડી. પાઠકજી તો ગાંધી વિદ્યાપીઠના પ્રાધ્યાપક—ગાંધીજીના અનુયાયી—ખાદીધારી એટલે એમને તો ૧૨૫ વર્ષ જીવવાની ચાવી સાંપડતાં લગ્યું હશે કે પરણું તો હવે વાંધો નહિ; કારણ કે હજી ૬૭–૬૮ વર્ષ જીવવાનાં બાકી છે, એ હિસાબે જ એમણે લગ્ન કર્યું હશે. પાઠક સાહેબે લગ્ન કર્યાં એ બદલ મારે મુબારક બાદી જ આપવી રહી.

પાઠક સાહેબે લગ્ન કર્યાં અને ગુજરાત આખું સળવળી ઊઠ્યું. ભલે પાઠક સાહેબ પરણ્યા અને હીરાબહેન શ્રીમતી પાઠક થયાં. એમાં ખોટું શું? મિયાં બીબી રાજી તો ક્યા કરે કાજી?" એ સ્વેચ્છાથી થતાં કોઇ પણ લગ્નમાં બીજાએ વાંધો ઉઠાવવાની જરૂર શું? કોઇ એમ કહે કે પાઠક સાહેબ 'જીંદગીને આરે' આવી પહોંચેલા છે—હીરાબહેન છેક નાની વયના છે. પણ મારે મતે દેહ ભલેને ગમે તેટલા વર્ષનો થતો પણ દિલને કંઇ વય થોડું હોય છે? દિલ તો હંમેશાં જુવાન જ હોય છે. પાઠક સાહેબ કવિ છે—એટલે આ કદાચ દેહલગ્ન ન પે હોય-દિલલગ્ન હોય! પાઠક સાહેબ ૫૮ વર્ષના હોવા છતાં એક યુવતી એમને પરણવાને આકર્ષાઇ એ જ શ્રી. પાઠક માટે તો વિજયની વાત છે. હા—શ્રી. હીરાબહેન પાઠક શિષ્યા હતાં—શ્રી. પાઠક સાહેબ ગાંધી જીવનના સંસ્કારવાળા છે—વગેરે વાતોથી આ લગ્ન અરુચિકર થઇ પડે.

હીરાબહેનને ગુજરાતમાં ઓળખતું કોણ હતું? એમણે વિવેચનનો ઇતિહાસ લખ્યો—એમાંજ પાઠક સાહેબનાં ગીત ગાયાં. અને કહેવાય છે કે પાઠક સાહેબે એમાં હીરાબહેનને ઠીક ઠીક મદદ કરી હતી; (જે મદદ લગ્નમાં પરિણમી). હીરાબહેન પ્રાધ્યાપિકા છે. હીરાબહેને વિવેચક તરીકે પ્રસિદ્ધ થવાનો પ્રયત્ન કર્યો. હવે તો ખરેખરાં વિવેચિકા બન્યાં જ ને? વિવેચકનાં પત્ની વિવેચિકા!' કોઇ પણ રીતે 'વિવેચિકા' તરીકે હવે ઓળખાશે તો ખરાં જ ને?

મને તો આ લગ્ન એક રીતે ગુજરાત માટે ઘણું લાભદાયક લાગે છે. આ વિવેચક, વિવેચિકા દંપતી વિવેચનસાહિત્યમાં પોતાનો મહત્વનો ફાળો આપશે? આથી ગુજરાતને તો ઘણો લાભ થશે. ગુજરાતને ન થાય તોયે હીરાબહેનને તો લાભ જ થયો છે. કારણ કે આ લગ્ન એમણે ન કર્યાં હોત તો આટલી બધી પ્રસિદ્ધિ એમને ક્યાં મળવાની હતી?

હું તો આ સ્થળે શ્રી. પાઠકને અને એમનાં નવપત્ની શ્રી. હીરાબહેનને મારાં

[ સાંધણ પૃ. ૨૪૦ પર ]



—શ્રી. અનાવિલ મહિલા મંડળ, સુરતની સુધારક લગ્નવિરોધ સભા શ્રીમતિ ભાનુમતિબેન બટુકભાઇ દેસાઇના પ્રમુખપદે રવિવાર તા. ૧-૭-૧૯૪૫ ને રોજ મળી હતી. પ્રમુખબેન અને અન્ય આઠ નવ બ્હેનોએ સખત શબ્દોમાં વિરોધદર્શક વિવેચન કર્યા બાદ નીચેનો ઠરાવ પસાર કર્યો હતો.

ઠરાવ : શ્રી. ઇશ્વરલાલ છોટુભાઇ દેસાઇ ઉંટડીવાળાએ હયાત પત્નિ છતાં કરેલાં શ્રી. કુમુદિની ત્રિવેદી સાથેનાં પુનર્લગ્નથી અનાવિલ જ્ઞાતિ, કોંગ્રેસ કાર્યકર અને શિક્ષિત સમાજને ભારે અન્યાય થયો છે. કોંગ્રેસનાં કાર્યકર કહેવાતાં શિક્ષિત પુખ્ત ઉંમરનાં સ્ત્રી પુરુષો જ્યારે આવાં લગ્ન કરે ! તે સામે અમારી સંસ્થા સંપૂર્ણ વિરોધ જાહેર કરે છે. ધિક્કારને પાત્ર થએલાં એ દંપતિ સામે સંસ્કારી સમાજ-કોંગ્રેસ કાર્યવાહકો સંપૂર્ણ બહિષ્કાર દાખવે અને આવાં પગલાંઓ સંસ્કાર વિઘાતક છે. માટે આવાં ડોહપણ પગલાં ભરાતા પ્હેલાં તેને અટકાવવાનાં સખતમાં સખત પગલાં સમાજ અગ્રણીઓને લેવા વિનંતિ છે. એક પત્નિત્વના કાયદાની અનિવાર્ય જરુર સડેલા સમાજ માટે છે. અમે આશા રાખીએ કે બનતી ત્વરાથી એ કાયદો પસાર કરવામાં આવે.

શ્રીમતિ ગજરાબેન (પ્રથમ પત્નિ) સામે સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી અમે એમને આ આઘાત સહેવા પ્રભુ શક્તિ આપો એ ઇચ્છીએ છીએ.

—સ્ત્રીઓ અને બાળકો માટેની અમદાવાદની કમળા નેહરૂ હોસ્પીટલના લાભાર્થે પ્રોગ્રેસીવ ગ્રુપ તરફથી ગઇ ૧૧ મી જુલાઇએ સાંજના ૬-૩૦ વાગે તાજમહાલ હોટેલમાં નૃત્યનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

આ પ્રસંગે મી. રાવે આલેખલા પંડીત જવાહરલાલના ચીત્રની કીંમત બોલતાં મી. જે. આર. બદાનીએ તે ચીત્ર રૂા દશ હજારમાં લીધું હતું. જેમાંના આઠ હજાર રૂપીઆ નહેરૂ પર્સમાં જશે અને બે હજાર રૂપીઆ ચીત્રકાર રાવને તેમના પરિશ્રમ માટે અપાશે.

આ રીતે રૂા ચાર હજાર સમારંભની ટીકીટોમાંથી અને દસ હજાર ચીત્રના મળતાં કુલ બાર હજાર રૂા. જેટલી રકમ ભેગી થઇ હતી.

હિંદી નૃત્યો, પેલેસ્ટાઇનમાંનું જીવન અને કથક નૃત્યના પ્રસંગો આકર્ષક હતા.

—અખિલ હિંદ મહિલા પરિષદનાં મહામંત્રી શ્રીમતી કુસુમ સયાણી જણાવે છે કે પરિષદનું અઢારમું અધિવેશન ડીસેમ્બરની આખરમાં હૈદ્રાબાદ ( સીંધ ) ખાતે શ્રીમતિ હંસા મહેતાનાં પ્રમુખપણા નીચે ભરાશે.

—સોસાયટીની ઉદ્‌ઘાટન વીધી માટે ગઇ કાલે જાણીતાં કોંગ્રેસ કાર્યકર શ્રીમતી વીમલાબ્હેન મહેતાના પ્રમુખપણા નીચે પાલધર ગ્રામ્ય પંચાયતના પુસ્તકાલયના ખંડમાં કસ્તુરબા સહકારી ઉદ્યોગ મંદીરની બેઠક મળી હતી.

પ્રમુખસ્થાનેથી શ્રીમતિ વીમળાબ્હેન મહેતાએ પોતાના વીદ્વતાભર્યા વ્યાખ્યાનમાં ઉદ્યોગીક વિષયો પર વેધક પ્રકાશ પાડયો હતો. સર્વ મતભેદો ભુલી જઇ સહકારની ઉચ્ચ ભાવના કેળવવા તેમણે અપીલ કરી હતી.

વ્યવસ્થાપક સમિતિ અને હોદ્દેદારોને લગતો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

અષાડ સુદી ૨ ને રથયાત્રાના પુનિત દિવસે લગભગ અઢી વર્ષની સાજા-માંદા જેવી તબિયતે હરતાં ફરતાં સૌ. ડાહીબહેન આમ તત્કાળ ચાલ્યાં જશે, એવો ખ્યાલ કરવો પણ અમારે મન ખોટા ખ્યાલ કરવા સરખું હતું.

લાંબા ગાળાથી તેમની તબિયત પર જલંદરના દર્દે હુમલો કર્યો હતો, પરંતુ કુદરતી ઉપચારો અને ફલાહાર તેમજ ક્વચિત ક્વચિત અન્ય ઉપચારોથી તેમનું સ્વાસ્થ્ય ઠેઠ સુધી જળવાઇ રહ્યું હતું. છેલ્લે છેલ્લા એક માસથી તેમનું સ્વાસ્થ્ય કથળ્યું, ઘડીવાર નવરાશને પોતા પાસે ફરકવા ન દેનાર સૌ. ડાહીબહેન પથારી વશ થયાં છતાં તેમને આરામ થવાની તેમની શ્રદ્ધા અતૂટ હતી. પોતાની થતી જતી અશક્ત અવસ્થાને ન ગણકારતાં પણ તેઓ ઘરના કામકાજ અને મહેમાનોની બરદાસ્ત પાછળ સતત ધ્યાન આપ્યા જ કરતાં હતાં. આખરે, એમનો એ સમય આવ્યો, એમના જીવલેણ દર્દે આખરે એમને ઉઠાવ્યાં અને તેમનાં સ્વજનોને રડતાં તાં મૂકી પોતે સ્વર્ગે સિધાવ્યાં.

"ગુણસુન્દરી"એ તો એની પાછળ રહેલા એક પ્રેરણાવાન આત્મા ગુમાવ્યો છે, જેની હુંફ એને અવારનવાર મળ્યા કરતી હતી અને એના પ્રત્યેનો એમનો મમત્વભાવ તો શેં વિસરાય.

એમનાં સંતાનોએ વાત્સલ્ય સુખ ગુમાવ્યું છે, પતિએ આદર્શ અજોડ પત્નીનો સાથ સદાને માટે ખોયો છે અને અવસ્થાને આરે પહોંચેલાં એમનાં વૃદ્ધ માતા-પિતાને માથે તેમના અવસાનથી લાગેલો આ કારી ઘા સહન કરવાનું સૌને બળ આપો, એમ તે પરમનિયંતા પ્રભુ પાસે પ્રાર્થવા સિવાય આપણ માનવી પાસે શું છે ? !

## શ્રી પાઠક-હીરા લગ્ન

— પૃ. ૨૭૬નું ચાલુ —

હાર્દિક અભિનંદન આપું છું. પણ દિલગીરી એક જ છે કે મને લગ્નમાં તો આમંત્રણ આપવું હતું ! હું મંગલાષ્ટક લાવી હોત. હીરાબહેનના પક્ષે તો હાજર થઇ હોત. આજે પાઠક-સાહેબના જ 'નટવરલાલજી'ના ગરબાને હું અહીં નવા સ્વરૂપે રજુ કરી-એ લગ્નનો મહિમા ગાઉં છું. શ્રી. પાઠક સાહેબ અને સૌ. હીરાબહેન એ ગરબાની પહોંચ લખશે તો આભાર !

### પાઠકલાલજીનો ગરબો

પાઠકલાલજી રે ઘરડે ઘડપણ ઘોડે ચડ્યા,
હીરાવહુજી રે 'અઠ્ઠાવને આવી પડ્યાં !
પાઠકલાલજી રે પ્રભુતામાં પગલાં ભર્યાં-
હીરાવહુજી રે પાઠકજી તે પાવન કર્યાં.
પાઠકલાલજી આપે જાન નહોતી કૈં કાઢી-
હીરાવહુજી રે આપે વાત પાડી'તી ટાઢી.
પાઠકલાલજી રે પરણે ત્યાં શું વયના વાંધા-
હીરાવહુજી રે આપની ફળી કુંવારી બાધા.
પાઠકલાલજી રે આપની જાને જુવાન આવ્યા,
હીરાવહુજી રે શુકલજીને ગોર બનાવ્યા.
પાઠકલાલજી રે ચાકર બેટાઇ જાનૈયા,
હીરાવહુજી રે આપની તરી ગઇ ત્યાં નૈયા.
પાઠકલાલજી રે બહુ કાકા તો રીસાયા,
હીરાવહુજી રે લગ્ને ગીતો ના ગવાયાં.
પાઠકલાલજી રે વરવહુ અંધેરીમાં ચાલ્યું
હીરાવહુજી રે આપનું જોડું સુંદર ભાળ્યું.
પાઠકલાલજી રે છાપાવાળાને શું કહીએ ?
હીરાવહુજી રે છાપા હાથના મારી રહીએ !
પાઠકલાલજી રે બજારમાંથી શાક લઇ આવો,
હીરાવહુજી રે રાંધણું ખીચડીનું ચઢાવો.
પાઠકલાલજી રે તમે જીવન જીવી જાણ્યું-
હીરાવહુજી રે તમે પાઠકદિલ પીછાન્યું.

—કુ. પૂર્ણિમા દવે

('કવિતા' જુલાઇ ૧૯૪૫ માંથી)

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

## દીપોત્સવી અંક

: વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

આ વિશેષાંકના
સંપાદક
ચાંપશી વિ. ઉદેશી

: : આદ્ય તંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા : :

# પ્રભાત ટૉકીઝ – વડોદ

એના કદરદાન પ્રેક્ષકોને પાઠવે છે.

# નૂતન વર્ષાભિનંદન

ખુશ નસીબ
હસતું નથી ત્યારે
કમ નસીબ જ હસે છે........
પણ
એને જ્યારે
જીન્દગી હસી કાઢે છે
ત્યારે તેજ પાથરે છે .......

**પ્રીતી અને પુરૂષાર્થના**

# ચાઁદ

મોરના કેકારવ જેવું




**પ્રભાત ચિત્ર**

૪થા અઠવાડીયામાં ચાલુ છે.

પ્રેમ અદીબ
સીતારા
બેગમ પારા
બાળકરામ

રોજ : ૭।।–૧૦।
શની, રવી : ૪।।–૭।।–૧૦।



**....આવતાં આકર્ષણ.**

પ્રકાશનું દિલચસ્પ ચિત્ર

# પોલીસ

પ્રેમ અદીબ – રત્નમાલા –

★

સંગદિલ સમાજે જેનું
સર્વ કંઇ લૂટી લીધું હતું એવા
યતીમ નવયુવકના
જીવન પ્રભાતની
ચિત્ર કથા

# યતીમ

પાત્રો : યાકુબ, લલીતા પવાર, ચંદ્ર

★

—: : પ્રભાત ચિત્ર : :—

# લાખારાણી

લોકોના મનના
મિનારા પરથી
એ શ્રદ્ધાનો સાદ
ઘુમતો કરે છે.

★

દિગ્દર્શક :
વિશ્રામ બેડેકર

ભૂમિકા :
દુર્ગા ખોટે – મોનીકા દેસાઇ

છેલ્લાં કેટલાંક વર્ષો થયાં એ પરિપાટી સારી રીતે જળવાઇ રહી છે. આગલાં વર્ષોમાં પ્રસિદ્ધ થયેલા ગૌરવભર્યા અંકો અને દીપોત્સવી અંકોમાં—ગયાં વર્ષોમાં તો ખાસ એ વિશિષ્ટતા જળવાઇ રહ્યાનો એના પ્રકાશકને સંતોષ છે. આગલી વર્ષે "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસે સમૃદ્ધ સામગ્રી સહિત દળદાર અંક આપ્યો હતો, ગયા વર્ષે પણ એ જ રીતે ગુર્જર સાહિત્યમાં—ખાસ કરીને વર્તમાનપત્રની આલમના મશહૂર લેખકો શ્રી. રંગુ કપ અને શંકર પંડ્યાએ એને ઠીકઠીક સંકલનભરી રીતે લેખસમૃદ્ધ કર્યો હતો; જ્યારે વર્ષે "નવચેતન"ના તંત્રી શ્રી. ચાંપશીભાઇ વિ. ઉદેશીનો સહકાર મેળવી શક. "ગુણસુન્દરી"ના વાચકોને દીપોત્સવીના આનંદમંગળયુક્ત દિવસો ગુર્જરગિરાની ખાસ વિશિષ્ટ સાહિત્ય સામગ્રી વાચવા મળશે.

અહીં "ગુણસુન્દરી"નાં નિવૃત્ત થતાં તંત્રી શ્રી. જયવતીબ્હેન દેસાઇનો આભાર ન માનીએ તો નગુણા ગણાઇએ, છેલ્લાં થોડાં વર્ષો થયાં તેઓએ "ગુણસુન્દરી" તંત્રીપદનું સુકાન સફળ રીતે સંભાળ્યું છે; ઉપરાંત તેમનાં પુત્રી શ્રી. રમાબ્હેન શા અને શ્રી. વનબાળા દેસાઇએ તેમનાં સહતંત્રી તરીકેની તેમના સહકારમાં "ગુણસુન્દરી"ની નિઃસ્વાર્થ ભાવે જે સેવા બજાવી છે તે માટે અમો તેમના ઋણી છીએ.

આ વર્ષથી શ્રી. જયવતી બ્હેનની નાદુરસ્ત રહેતી તબીયત અને આંખના દર્દની દિનપરદિન વધતી જતી તકલીફથી તેઓ "ગુણસુન્દરી"ના તંત્રીપદેથી નિવૃત્ત થાય છે. તેમના સ્થાને બીજા તંત્રીની વ્યવસ્થા અમે કરી રહ્યા છીએ, અને "ગુણસુન્દરી" એના વાચકોની સેવામાં ઉત્તરોત્તર સ્ત્રીઓપયોગી વિશિષ્ટ સામગ્રી પીરસતું રહેશે એવી આશા બાંધીએ છીએ તો અસ્થાને નહીં જ નીવડે આશા છે. "ગુણસુન્દરી"ના લેખક લેખિકા ભાઇબ્હેનો જે સહકાર એને વીતેલાં વર્ષો થયાં આપતાં આવ્યા છે તે હવે પછીથી પણ ચાલુ રાખશે અને એને ગુર્જર સાહિત્યનાં સામયિકોની હરોળમાં સ્થાન અપાવશે.

અંતે એનાં કદરદાન વાચકોને, એના પ્રત્યે સદાકાળ મમતા દાખવતા લેખકોને તેમ જ અન્ય સહકાર્યકરો જેનો પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર વખતોવખત એને મળતો રહે છે તે સૌનો આ અંકથી શરુ થતા "ગુણસુન્દરી"ના ત્રેવીસમા વર્ષમાં આભાર માની પરમનિયંતા પરમેશ્વરને પ્રાર્થીએ છીએ કે:

**વીર વિક્રમનું આગામી ૨૦૦૨ નું વર્ષ મુબારક હો.**



# ગુણસુન્દરી

## પચ્ચીસમો અંક

આ વિશેષાંકના સંપાદક — શ્રી ચાંપશી વિ ઉદેશી [સને ઑક્ટો નવે : '૪૫] — વ્યવસ્થાપક શ્રી નટવરલાલ ઠેકર

પુસ્તક ૪૫ મુ ] અનુક્રમણિકા [ અંક ૧-૨-૩

વાર્ષિક લવાજમ - હિન્દ માટે રૂા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છૂટક નકલ [illegible])



# દીપોત્સવી અને નવા વર્ષનાં અભિનંદન

## " હસીને આજ આવે છે ! "

— ગઝલ —

" ગયું જૂનું ! ગયું જૂનું !! " ધ્વનિ એ આજ આવે છે.
નવું આ વર્ષ વિક્રમનું હસીને આજ આવે છે !

જીવનની યાતના કપરી, દુઃખો સંગ્રામનાં ભીષણ—
ઘડીભર ભૂલવી દઈને દિવાકરરાજ આવે છે.

સૂતેલી ઊર્મિ જાગીને વદે છે કાનમાં ધીરે :
" જરા જો ! ત્યાં નવી આશાઓ માનવ કાજ આવે છે. "

પ્રભુએ દુઃખનો વરસાદ વરસાવ્યો બહુ તુજ પર.
હવે આજે નવે વર્ષે પ્રભુને લાજ આવે છે.

કમીના અન્નની ને વસ્ત્રની ઓછપ ઘણી વેઠી:
હવે ચોદિશથી ઉમ્મીદના અલ્ફાઝ આવે છે.

વધાવી લે, વધાવી લે હૃદયનાં મોતીથી એને.
નવું એ વર્ષ આશાનો બની સિરતાજ આવે છે.

" ચન્દ્રાપીડ "



ચિત્રકાર ]  કાનુડો  [ શ્રીમાન પુરુષોત્તમ

દીપોત્સવી અંક



પુસ્તક ૪૫ ∴ સપ્ટેમ્બર-ઑક્ટોબર-નવેમ્બર : ૧૯૪૫ ∴ અંક ૧-૨-૩

# નવું વર્ષ — નવી દૃષ્ટિ!

(અનુષ્ટુપ્)

જૂનાનો નાશ છે ના, ના, દૃષ્ટિ દેખતી સહુ નવું.
"ना सतो विद्यते भावो, ना भावो विद्यते सत्"

(મંદાક્રાન્તા)

જૂનાનો ના લય કદી થનો તો ય લાગે નવું એ;
લીલાં લાગે નવીન નજરે ગ્રીષ્મનાં પાન પીળાં.
ઓહો! કેવું યુગ યુગ વિષે આવરણ છાય એવું!
જોયું કાલે જૂનું કહી અને આજ શું વર્ષ નવલું!

(વસંતતિલકા)

કેવો પ્રભાવ નવદૃષ્ટિ તણો નવીન!
એની ગઈ પલટી દૃષ્ટિ કરુણ, દીન.
દેવાં હવે ચપલ ચક્ષુ ચકોર ફેંકે!
જાણે તરે જલતરંગ વિષે સુમીન!

એ દૃષ્ટિ પરિવર્તિત થાય કેવી!
પાડે નવાં અજબ એ પ્રતિબિંબ સામે.
જાણે નવું નીલમ પુડેલ પડી પડીને—
ફેંકે પ્રકાશ નવતેજ વિવિધ રંગ!

(અનુષ્ટુપ)

ઉઘાડું કાલ કિતાબે આજે એ જ જમા કર્યું;
નવું જે આજ તે કાલે પુનઃ કાલ જૂનું કર્યું.

દલપતરામ પ્રાણશંકર પાઠક

# બલાકા

## ૦

[ મલ્હાર : તાલ : દાદરા ]

આજ આષાઢના નીલ ગગને,
જોઈ રહું હું મુગ્ધ નયને;
પશ્ચિમાકાશ ઘેરી શ્યામલ વાદળનાં દળ જામે;
પાંખ રૂપેરી વીંઝતાં પંખી ઊડે એ મેઘ સામે.
ઊંચે ઊંચે વ્યોમ એ વીંઝે મધુર સજલ પવને—આજ૦

અજબ એ ઊડવાની છટા,
પાછળ મેઘની ઘેરી ઘટા;
આજ તમારી પાંખના સૂરે
ગગન જાગે
નવીન રાગે,
જાગે દિશા હર્ષે, કુતુહલે;
મેઘને અંકથી સહસા તડિત્ શરમાતી દૂર ખસે,
આનંદે પર્જન્ય ત્યારે મંદ્ર ગભીર હસે;
ગાજતી એ વાત શૈલશિખરે, વડે વનેવને—આજ૦

વર્ષાની વીણાના સૂરે
ઊડો બલાકા! દૂર સુદૂરે;
વ્યોમને દ્વારે, ક્ષિતિજ પારે,
દિગ્દિગંતે
અનંત કેરે ઘાટે,
ઊડો વિમલ વાટે.
વીજ-મશાલે રમ્ય આકાશી પંથ કૈં ખુલ્લા થાય,
ગહ્વર ગેબી, કોતર, ખીણો તેજભરી પથરાય.
ઊડો ઉરની કામના જેવાં મળવા મેઘને—આજ૦

નાથાલાલ દવે

# મીઠું મહિયેરીયું

( ઢાળ : શે'રનો સુબો કય રે આવશે રે ! )

મીઠું મહિયેરીયું સાંભરે રે,
માડીની જ્યાં મીઠી છાંય રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

દિનદિન સમણાં આવતાં રે,
સમણે દાદાજી દેખાય રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

મેરી દાદાજીની મૂર્તિ રે,
નયણેથી વરસે છે નેહ રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાભરે રે !

'બેટા, બેટા !' કહી બોલતા રે,
સાધુ સંગો જેનો દેહ રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

બાપુજીની હું તો લાડકી રે,
કે'તા "તું દુઃખ ભૂલવનાર રે," વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

ભવ્ય હૃદયના એ માનવી રે,
દીપો છે જ્ઞાનનો ભંડાર રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાભરે રે !

કુળનો દીપક મારો ભાઈલો રે,
મોટી આશાનો અવતાર રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

'બેની, બેની !' કરતો ફરે રે,
ભાભીના હૈયાનો હાર રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સંભરે રે !

દક્ષતાથી એ ડગલાં ભરે રે,
માની છતાં ના ગુમાન રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

નાની છતાં ગુણથી ભરી રે,
દેવે દીધું છે જેનું દાન રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

એવી ભટકોની બેનડી રે,
ઉરથી ના ઘડી વિસરાય રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

ઘરની અડાળી ને ઓટલો રે,
તુલસીનો રૂડો જે જણાય રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

તેમ નાનાં મોટાં ઝાડવાં રે,
ગામનું પાદર ને તળાવ રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

માતા ને મંદિર દેવનું રે,
તેમ કૂવા ને વળી વાવ રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

યાદ કરું ને બધું આવતું રે,
મનડું દોડી દોડી જાય રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

ચાલો પ્રીતમ ! તમે સંગમાં રે,
જઈએ એ ભૂમિમાં એકવાર રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

બાલપણાથી મેં તો માનીયું રે,
એને તીરથ વારંવાર રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

કંઈક ચેતન, કંઈક ઊરમિ રે,
જીવન ઘડવાના ભાર રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું 'સાંભરે રે !

ત્યાંથી લાવી સ્વામી ! આપના રે,
ચરણે ધરી લઈશ વ્હાલ રે, વ્હાલમજી !
મીઠું મહિયેરીયું સાંભરે રે !

રવિશંકર નરોત્તમદાસ પાઠક

# નિંદરડી માશી રે !



તું તો માતા પ્રકૃતિની બ્હેન નિંદરડી માશી રે !
તારું ઘર છે પ્રાણીઓનાં નેન નિંદરડી માશી રે !

તારો દેહ વિરાટ વિશાળ નિંદરડી માશી રે !
રોકે પૃથ્વીની અરધી પરશાળ નિંદરડી માશી રે !

તારે રજનીમાં રમવાનો શોખ નિંદરડી માશી રે !
ચઢતી સીડી અગાસેથી ગોખ નિંદરડી માશી રે !

તંદ્રા તારા સાળુડાની કોર નિંદરડી માશી રે !
સ્વપ્નાં તારાં ઝાંઝરીઆંનો શોર નિંદરડી માશી રે !

તારો દેહ સુષુપ્તિ જણાય નિંદરડી માશી રે !
મનડું અંગો સમેટી સમાય નિંદરડી માશી રે !

નિતનિત મળવા આવી ચાલી જાય નિંદરડી માશી રે !
રાખે ચોખ્ખી માંજી સૌની કાય નિંદરડી માશી રે !

તું તો યાત્રા છે શાંતિનું ધામ નિંદરડી માશી રે !
સુખદુઃખ ભૂલવીને આપે વિરામ નિંદરડી માશી રે !

થાકેલાંઓનો થાક ઉતાર નિંદરડી માશી રે !
કરતી તાજી સ્ફુરતિનો સંચાર નિંદરડી માશી રે !

જીવન બાગે તું અમૃતવેલ નિંદરડી માશી રે !
ચેતન મોર ને તું તેની ઢેલ નિંદરડી માશી રે !

જે કોઇ તારી કૃપાથી વંચીત નિંદરડી માશી રે !
ચિંતાતુર, માંદું, ઘેલું ખચીત નિંદરડી માશી રે !

તારું અણુઘડ અચિન્ત્યું ઘેન નિંદરડી માશી રે !
પેસે પત્થર થઈને નેન નિંદરડી માશી રે !

તુંથી નેડો જનમથી જડાય નિંદરડી માશી રે !
મૃત્યુ પગલાં સુણી નાસી જાય નિંદરડી માશી રે !

દેવકૃષ્ણ પિતાંબર જોશી

# એ સ્ત્રીએ કરવું શું?

શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

હિંદુઓમાં પ્રચલિત કાયદા મુજબ પુરુષ એક કરતાં વધારે સ્ત્રી પરણી શકે. આમ હોવાનાં જુદાં જુદાં કારણો હોય છે. ધંધાદારી વર્ગમાં એક કરતાં વધારે સ્ત્રી પરણવાનું કારણ કમાણીમાં વધારો કરવાનું હોય છે. કેટલાએકને પહેલી સ્ત્રીને સંતતી ન હોય તો બીજી સ્ત્રી કરી તે ઊણપ ટાળવાની આકાંક્ષા હોય છે. આ રિવાજ અત્યાર સુધી તો વગર ધામધૂમે ચાલવા દેવામાં આવ્યો છે. પણ હાલના જમાનાની પ્રવૃત્તિઓ જોતાં હાલનો કેળવાએલો સ્ત્રીવર્ગ એ રિવાજ ચલાવી લે એમ નથી. આ રિવાજનાં કેટલાંએક દષ્ટિબિંદુ છે. એક તો એ કે કમનસીબ બીજી સ્ત્રી તરીકે પરણનારી યુવતી પોતે જ કેળવાયેલી હોય છે. બીજુ દષ્ટિબિંદુ એ કે પરણનાર યુવક પોતે કેળવએલો હોવા છતાં, જૂની સ્ત્રીને વગર વાંકે તેના પર આવી રીતનો અત્યાચાર કરે છે. ત્રીજુ દષ્ટિબિંદુ એ કે જેઓ 'સીવીલ મેરેજ'ની રૂઢીથી પરણ્યાં હોય છે તેમને છૂટાં પડવાનો માર્ગ ખુલ્લો રહે છે, પણ જેઓ જૂની રીતે એટલે ધાર્મિક ક્રિયા કરી પરણ્યાં હોય છે તેમને છૂટાં થવાનો માર્ગ રહેતો નથી. તેમને તો હિંદુ ધર્મનો આદર્શ પાળી જન્મભર સ્વામીનો ત્રાસ વેઠવો પડે છે, અને સાથે સાથે ધણીનો પ્રેમ તેમના પરથી ઓછો થયેલો અનુભવવો પડે છેઃ અને પોતે કુટુંબમાં ભારરૂપે છે એમ ક્ષણે ક્ષણે જોવું પડે છે.

બીજા દેશોમાં અને ધર્મોમાં આવી સ્ત્રીને છૂટાછેડા લેવાનો ઉપાય હાથમાં હોય છે. અહીં તેમ નથી. આમ છતાં પણ સ્મૃતિકારો આ મુશ્કેલીથી અપરિચિત હતા એમ નથી. અમુક સંજોગોમાં સ્ત્રીને બીજો પતિ કરવાની તેમણે છૂટ આપી છે. ધણી મરી ગયો હોય, યા ચાલ્યો ગયો હોય, યા તેને તજી દીધી હોય, નપુંસક હોય, તેનું પતન થયું હોય તો એવા ધણીની સ્ત્રી બીજો ધણી કરી શકે છે; પણ હાલના હિંદુ સંસારમાં જે પરિસ્થિતિ ઊભી થઇ છે તેનો ઉપાય તેમાંથી મળતો નથી. એ કોટીની સ્ત્રીએ શું કરવું? જે જ્ઞાતિઓમાં છૂટાછેડા યા છોડચીઠ્ઠીનો રિવાજ છે ત્યાં તો આપોઆપ રસ્તો મળી રહે છે, પણ જ્યાં તે રસ્તો ખુલ્લો નથી ત્યાં શું? જૂનવાણી પક્ષ કહે છે કે હિંદુ ધર્મના ઉચ્ચ આદર્શ પ્રમાણે પેલી સ્ત્રીએ પતિને દેવ ગણી તેની સેવા કર્યા જ કરવી. હાલના યુગમાં ઉછરેલો વર્ગ તેમ કરવાની ના કહે છે, પણ કાયદો તેની આડે આવે છે.

કેટલીએક બાબતમાં વડોદરા રાજ્યે વર્તમાનકાળના સ્મૃતિકારની જગા લીધી છે, અને આવી પરિસ્થિતિની સંકડામણમાંથી છૂટવાની સગવડતા સ્ત્રીને કરી આપી છે પણ તે સંકુચિત છે. કારણ તેનો લાભ માત્ર ગાયકવાડી રૈયતથી જ લઇ શકાય છે. એવા ધોરણ પર બીજા પ્રદેશો પરત્વે જો કોઇ ધારો ઘડાય તો આવી વગર વાંકે ત્રાસ પામતી સ્ત્રીને કાંઇક રાહત અને સગવડ મળે.

મી. કે. ટી. મરચંટ (એમ. એ. એલ. એલ. બી.) એ થોડા વખત પર "Changing views in Marriage and Family" એ વિષય પર સંશોધન કરી એક નિબંધ (Thesis) લખેલો. તે લખવામાં ગુજરાત, દક્ષિણ વગેરે આપણા પ્રાંતના વિભાગોના યુવકોના અભિપ્રાયો પૂછેલા અને એ અભિપ્રાયોનું દોહન કરતા પરિણામે તેમને નીચે મુજબ જણાયેલું (૧) લગ્નને ધર્મથી મુક્ત કરો, (૨) ખોટા ધાર્મિક ખ્યાલો ભૂંસી નાખો, (૩) મા અને બાળકને રક્ષણ આપે એ પ્રકારના છૂટાછેડાના સરળ કાયદાઓ અમલમાં લાવો.

હિંદુ કાયદાની સુધારણા અર્થે બેઠેલી કમીટી પણ આ જ ધોરણે કામ લેવા માગે છે.

# વિશ્વયુદ્ધમાં જગતની સ્ત્રીઓ

શ્રી. ડુંગરશી સંપટ

વિશ્વયુદ્ધ એ મહાભયાનક, ક્રૂર, હિંસક, ઝનુની અને અશાંત સમય હતો. પાંચ વરસો સુધી જગત ભારેમાં ભારે સંકટો, હાડમારીઓ વહાલાંઓના વિયોગો ભોગવી રહ્યું હતું હવે વિશ્વયુદ્ધની બંને પ્રાણઘાતક રૂધિરની વહેતી નીકો બંધ થઇ ગઇ છે. પરંતુ વિશ્વયુદ્ધ પછીના સમયમાં ઉત્પન્ન થતી અશાંતિ, ભૂખમરો, અછત, મોંઘારત, નાણાંભીડ, વસ્ત્રો, ખાંડ અને પાણી વસ્તુઓની તંગી જગતને પીડવા માંડી છે આ દુઃખદ સ્થિતિ હજી ત્રણેક વરસ ચાલશે. વિશ્વયુદ્ધ કરતાં એની પાછળની અસર લોકોને બહુ પીડી સંકટોની ઘાણીમાં પીલશે સ્ત્રીઓએ પણ ખૂબ ખૂબ હાડમારીઓ ભોગવી આંસુઓ સારવાના સમય ચાલુ છે એની સહેજ ઝાંખી અહીં કરાવવા રજા લઉં છું. વિષય ઘણો કરુણાજનક હોવા છતાં તદ્દન સત્ય હોવાથી અહીં એનું સાદું સામાન્ય ચિત્ર દોર્યું છે.

અંગ્રેજ મહિલાઓ—મૂંગે મોઢે ૧૯૪૧ માં જર્મન વિમાનોના પ્રચંડ બોમ્બમારાથી ઘર, બાળકો, સગાં, સ્નેહીઓનો સૌથી મોટો ફાળો ભોગવીને માંડ છૂટી હતી પતિઓ, ભાઇઓ, પુત્રો, યુદ્ધમાં ઘાયલ થવા કે મરવા ગયા હતા. દરરોજ અર્ધ-રાત્રી પછી બિછાનું છોડીને જાહેર ભોંયરામાં સંતાઇ જવું પડતું હતું. ત્યાં બદમાશોના અત્યાચારોનો ભય રહેતો. ધાવણાં છોકરાંઓ મૂકીને બીજાં બાળકોને સરકાર ગામડાઓમાં ઉપાડી ગઇ હતી. વ્હાલાંઓનો વિયોગ સાલતો હતો. ઘરો બોમ્બોથી કડડભૂસ થયાં હતાં. હમણાં પણ ખાવાની અને પોશાકની વસ્તુઓ બહુ મોંઘી અને થોડી તથા વિવિ-ધતા વગરની મળે છે સખ્ત ભાવબંધી અને માપબંધી છે. રહેવાનાં ઘરોની ભારે અછત છે. ચાર પાંચ કુટુંબો નાની જગ્યામાં ગુજારો કરે છે. સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં યુદ્ધ પહેલાં ઇંગ્લાંડમાં વધારે હતી. યુદ્ધને લીધે ઘણાં ઘાયલ થયા અને માર્યા ગયાં છે એટલે બાળાઓને પતિઓની ભારે તંગી પડી છે ના જય ભારે આર્થિક તકલીફોમાં હોવાથી સ્ત્રીઓ પણ આર્થિક તંગીમાં છે. આ સિવાય ઘણી સ્ત્રીઓએ પુરુષોના ધંધાઓ લડાઇ દરમિયાન લઇ લીધા છે તે સવાલ માટે પણ મારામારી છે. લાખો અમેરિકન સૈનિકોએ ગ્રેટ બ્રિટનમાં ગેરકાયદેસર સંતતી ઉત્પન્ન કરી છે તે પ્રશ્ન પણ ગૂંચવાડાવાળો બન્યો છે.

રશિયાઃ—રશિઆની દુર્દશા જર્મનીના આક્રમણે અત્યંત ભયાનક રીતે કરી દીધી હતી. લાખો અને કરોડો સ્ત્રી અને પુરુષોને ઘરગામ મૂકીને ભાગી દૂર દૂરના પ્રદેશોમાં જવું પડયું હતું જર્મનોના અત્યાચારથી હજારો શહેરો, લાખો ગામડાંઓ, કરોડો ખેતરો, રસ્તાઓ, કારખાનાંઓ, તાર, ટપાલ, પાણી, પ્રકાશ, હોસ્પિટલો, ડૉકટરો, ખોરાકીની વસ્તુઓ અદૃશ્ય થઇ ગઇ હતી અબજો રૂપિયા-નું રશિયાને નુકસાન થયું. રશિઅન સ્ત્રીઓ પોતાના વહાલાઓનાં મરણ, ઘાયલ અથવા કેદ થવાના વિયોગોને સહન કરી પોતે લડાઇનાં કાયમ હથિઆરો લઇને મોટી સંખ્યામાં ઊતરી પડી હતી. રશિઆની યુવાન માણસોની નુકસાની એક કરોડ ઉપરની છે. દેશ ખંડેર થઇ ગયો છે. સ્ત્રીઓ વધી છે, પુરુષો ઘટયા છે. હમણાં ભારે હાડમારીઓનો સમય સ્ત્રીઓ માટે છે. ખાવાના ખોરાકની તંગી છે. કપડાં, વસ્તુઓ, રહેઠાણોની તંગી આવતા ભયંકર રશિઅન શિયાળામાં લાખો સ્ત્રીઓની ભયંકર દુર્દશા કરશે. યુદ્ધ એ શાપ છે.

જર્મની—જર્મનો આખા યુરોપને જીતી દિગ્વિજયી થયા. અગણ્ય રૂપિયાની વસ્તુઓ જર્મનીમાં ઉપાડી લાવ્યા. આખું યુરોપ અત્યંત દુઃખી અને જર્મની માત્ર સુખી હતું. પણ એ ચાર દિવસોનુ ચાંદરણું હતાં. આપણી કહેવત મુજબ

પીપળ પાત ખરંતા, હસતી કુંપળીઆં;
અમ વીતી તુમ વીતશે, ધીરાં બાપલીઆ.

રશિઅન અંગ્રેજ–અમેરિકન મોટા ઉડતા કિલ્લાઓના બોમ્બોનો વરસાદ જર્મનીના શહેરો ઉપર વરસ્યો. શહેરો, મહેલાતો ગંજીફાનાં પત્તાંની પેઠે નર્યાં ખંડેર બની ગયા. જર્મન સ્ત્રીઓ ઘરબાર, રહેઠાણ વગર ખોરાકી, પોશાકી માટે રઝળતી, રાત્રે ઠંડીમાં આશ્રય વગરની બહારે ખાનેખરાબ અને હાલહવાલ થઇ ગઇ. બે વરસની બાદ હાલાકી ભોગવીને હજી ઠેકાણે પડી નથી. હવે પરાધીનતાની સાંકળ જર્મનીના પગોમાં જકડાઇ છે. શત્રુસૈન્યો હવે જર્મનીનો કબજો ભોગવે છે. જર્મનીમાં શિયાળામાં અસહ્ય અનાજની તંગી, પોશાકી, રહેઠાણ, નિદ્રા લેવાનાં સ્થાનોની ભયંકર અછતની આગાહી થઇ રહી છે. જર્મનીની સ્ત્રીઓનું સમાજ-જીવન વિખેરાઇ ગયું છે. વિલાસવૃત્તિના-નાં ખાતા બંધ છે. પુરુષોની પેઠે સ્ત્રીઓમાં પણ સખ્ત બેકારી છે. ૯ કરોડની જર્મન પ્રજાના હાલહવાલ થઇ ગયા છે. જીવન, સમાજ, સ્ત્રીજીવન અને પ્રજાજીવન ભાંગી પડ્યાં છે. યુદ્ધને લીધે ખેતીનું કામ પછાત પડી ગયુ છે.

યુરોપનાં બીજાં રાજ્યો—બેલ્જીયમ. હોલાન્ડ, ડેન્માર્ક, ફ્રાન્સ, ચેકોસ્લોવેકીઆ, હંગેરી, બાલ્કન રાજ્યો, ઑસ્ટ્રીઆ આ સર્વે દેશો ભયંકર સંકટોમાં સપડાઇ ગયા છે. અવ્યવસ્થા. કુસંપ, રાજકીય ચળવળો, યુદ્ધથી બનેલાં ખંડેરો. અછત. મોંઘવારી, રોગો, દુકાળ, અવિશ્વાસ અને ભયોથી લગભગ આખું યુરોપ ફસાઇને ભારે વિટંબ-નાઓના કાદવમાં ખૂંચ્યું છે. બેકારી. રખડતા સિપાઇના લાખોના નવરીઆતાં ટોળાઓની લૂંટ, યુદ્ધના કારણોને લીધે યુરોપના બીજા ભાગોમા ફરજીયાત વસેનાં કરોડો મનુષ્યોનું અધવચ્ચમાં રઝડી પડવં, ઉદ્યોગો ખાણો, કારખાનાનો વિમાની બોમ્બોથી નાશ થઇને કામધંધાનો લોપ થવો, પૈસાની ભયંકર તંગી, લાખોના સૈન્યોની કુચકદમથી નાશ પામેલી ખેતીવાડી. રોગોએ ભરખી ખાધેનાં સ્ત્રી, બાળકો અને પુરુષો; આ યુરોપની હમણાની હાલત છે. બરફ વરસાવતો અને હિમનાં તોફાનોવાળો શિયાળો હજી હિંસક પક્ષી પેઠે ઉપર તરાપ મારવા ભમે છે. પરમાત્મા સૌનું કલ્યાણ કરે.

જાપાન—વિજેતા જાપાન જર્મનીની પેઠે યુદ્ધના પહેલા બે વરસોમાં ચાર મોટા જયો મેળવી પાંત્રીશ કરોડની પ્રજાઓને જીતી ફુલાઇ ગયું પણ ચાર દિવસનો ચટકો રહ્યો. સાથી રાજ્યોએ જાપાનને ભિનશરતી શરણે આવવાની ફરજ પાડી છે. જાપાનનાં મોટાં શહેરો ખંડેર અને પાયમાલ થયા છે. લાખો લાકડાંનાં ઘરોમાં રહેતી જાપાનીઝ મહિલાઓ, અગ્નિથી ભડભડતાં લાકડાનાં ઘરો, રાચરચીલું અને બોમ્બોથી તારાજ થતાં શહેરોને મૂકી વૃક્ષો નીચે અને મેદાનમાં પોતાનાં બચેલાં સગાસંબંધીઓ, બાળકો અને ભાઇભાંડુઓ સાથે ખાવાપીવાના વાખા ભોગવતી સાંભળી છે, દુર્દશાનો પાર નથી. ઓછામાં પૂરું હીરોશીમા અને નાગાસાકીમાં જ્યારે અમેરિકાના બે પરમાણુ બોમ્બોએ ફૂટીને એક જ ધડાકા ભેગાં લાખેક માણસો, હજારો ઘરો, કારખાનાને બરિમભૂત કરી નાંખ્યા ત્યારે એ શહેરોની સ્ત્રીઓની અવદશાનો પાર નહોતો એ શહેરોમાં જે બચી ગયાં છે. તે પાછળથી રીબાઇ રીબાઇને મરતાં જાય છે. સમૂળવિનાશની આ અવદશા જાપાનીઝ મહિલાઓને ભોગવવી પડી પરંતુ

હવે યુદ્ધમાં રાજકીય, આર્થિક, સામાજિક રીતે ખુવાર થયેલી જાપાનીઝ પ્રજા પરાધીનતામાં વધારે દુઃખી છે. ખોરાકીની તંગી, બેકારી, પૈસાની ભારે અછત, કપડાંની તદ્દન અછત, રહેઠાણોની અનહદ બોજ્પ, શત્રુઓની લાલ આંખ અને ઉપર ઝઝૂમતો બરફઝરતો શિયાળો એ સર્વે પોલાદી છાતીવાળાઓને પણ જાપાનમાં કંપાવે છે. પછી બિચારી જાપાનીઝ સ્ત્રીઓનું શું ગજું ? ભયંકર, દુઃખી, ગજબનાશક સમય પસાર કરવો છે. આંખોમાંથી આંસુ વહે એવો કરુણામય સમય આવ્યો છે.

હિંદ--હિંદ સીધાં યુદ્ધનાં ભયંકર પરિણામોને ભોગવવાની કમનસીબીમાંથી બચી ગયું છે. પરંતુ આ વિશ્વયુદ્ધને લીધે ઊભેલા ભયંકર અને અતિ દિલ પીગળાવનારા દુકાળને ભોગવી હિંદ સૌથી મોટો અભાગીઓ દેશ બન્યો છે. દરરોજ "ખાવા આપો-ખાવા આપો" એમ બૂમ પાડતી, ત્રણ ચાર દિવસોના ઉપવાસોથી ક્ષીણ થયેલાં શરીરવાળી, અર્ધફાટેલ વસ્ત્રોવાળી, અન્ન માટે નાનાં બાળકોને તેડી ગામડાંઓમાંથી માઇલોના માઇલ પગે ચાલી આવેલી હજારો-અરે ! લાખો મહિલાઓ કલકત્તા અને બીજાં શહેરોમાં રખડતી હતી. અન્ન માટે ટળવળનાર સેંકડો સ્ત્રી-બાળકોનાં મડદાંઓ શહેરોના રસ્તાઓ ઉપર રખડતાં પડ્યાં હોય તે દૃશ્ય પથ્થરને પીગળાવી નાંખે. દુકાળ પછી કોલેરા, મેલેરીઆએ લાખો સ્ત્રી-બાળકોને તરત જ પોતાની જાળમાં લીધાં. કોઇપણ યૂરોપના દેશ કરતાં બંગાળમાં વધારે ખાનાખરાબી અને સત્યાનાશ થયાં છે. બંગાળમાં તો કરુણાની અવધિ આવી હતી. ત્રાવણકોર અને મલબારમાં પણ દુકાળની અસર હતી. બંગાળમાં ૩૬ લાખ માણસ મરણ પામ્યાં અને એક કરોડ જેટલાં રોગથી નબળાં બન્યાં છે. આખા હિંદમાં યુદ્ધને લીધે ભયંકર ફુગાવો, અનહદ મોંઘારત, બાવબંધી, માપબંધી, અંકુશો દાખલ થયાં છે. હજી એ સૌ ચાલુ છે. બેકારી હિંદમાં ડોકીયાં કરે છે.

આ વિશ્વયુદ્ધ ભયાનક, હિંસક, ઘાતક, દુકાળો, મોંઘવારી, અછતો ઉપજાવનારું, વ્હાલાંઓના વિયોગોના દુઃખમાં નાખનારું બન્યું છે. પરમાત્મા પ્રજાઓને સદ્બુદ્ધિ આપી આવા યુદ્ધનો લોપ કરે સર્વે પ્રજાઓની માતાઓ, બહેનો, પુત્રીઓનું કલ્યાણ થાઓ !

---

# હિન્ડોલ

વિશ્વને હિન્ડોલ,
ગૂંથી બ્રહ્મની દોર;
વિશ્વનો વિરાટ ખેંચે પ્રકૃતિનો દોર.
ઉરને હિન્ડોલ
ગૂંથી સ્નેહની દોર;
આત્મવિભુ ખેંચી રહ્યો ઇન્દ્રિયોનો દોર.
પ્રેમને હિન્ડોલ
ગૂંથી ભાવનાની દોર;
જગની જગદંબા ખેંચે સંસ્કૃતિના દોર.

સત્યબાલા દેસાઇ

# પતિદેવ ! જરા ધ્યાન આપશો કે ?

શ્રી રમણીકલાલ જ. દલાલ

"સંસાર એક સહિયારૂં સાહસ છેઃ એને સુખી બનાવવા પતિ અને પત્ની બન્નેના સહિયારા પ્રયત્નોની જરૂર છે."

થોડાક મહિના પહેલાં મારા એક મિત્રે ભાવભર્યું આમંત્રણ આપ્યું હતું ને હું પણ ઉમળકાભેર તેને ઘેર મહેમાન થયો. અમે છેક નાનપણથી સહાધ્યાયી હતા ને મારો મિત્ર પણ સહૃદયી, કોઇનું કામ કરી છૂટે એવો અને સંપૂર્ણ સજ્જન છે. છતાં એક અઠવાડિયા પછી મેં તેનું ઘર છોડયું ત્યારે જ મેં છૂટકારાનો દમ ખેંચ્યો. મારા આગમનના બીજે જ દિવસે તેના ઘરમાં કંઇક તકરાર થઇ. પરિણામે ધાંટાધાંટ ને ધમકીઓ સંભળાઇ. બીજી રાત્રે હું સુવાની તૈયારી કરતો હતો ત્યાં થોડાંક ડૂસકાં મારા કાને પડયાં ને મારા મિત્રનો કડક સ્વર સંભળાયો. તેની પત્નીને એ ઠપકો આપી રહ્યો હતો એટલું જ નહિ પણ એ તેને મારતો હતો. હું રહ્યો ત્યાં સુધી એ કાર્યક્રમ હમેશાં ચાલુ જ રહ્યો.

આ કાંઇ એકલવાયું દૃષ્ટાંત નથી. કોઇ પણ મનુષ્યને બરાબર ઓળખવો હોય તો તેને ઘેર જઇ, થોડા દિવસ રહી, તેનો અભ્યાસ કરવો. તમને દરેક ઘર એક યા બીજી રીતે દુઃખી જણાશે.

પતિ અને પત્ની વચ્ચે જેવો સંબંધ તેવું તેમનું ગૃહજીવન. પતિપત્ની એક બીજાને બરાબર ઓળખે તો તેમનો સંસાર સ્વર્ગ બની જાય. જો કોઇ પણ સંસાર સુખી ન હોય તો મોટે ભાગે પતિ જ જવાબદાર હોય છે.

નાની લાગતી વાતો વિચારીએ. ઘરમાં તમારું વર્તન કેવું હોય છે ? તમે તમારી પત્ની જોડે કેવી રીતે વાત કરો છો ? તમે કહેશો કે કોઇ પણ વ્યક્તિ જોડે વાત કરીએ એમાં ખાસ શું હોય ? પરંતુ કોઇ માણસ હમેશાં કંડાં કડક વચનો ઉચ્ચારતો હોય, તેનો ખ્યાલ કરો. એ રીતથી સ્ત્રીના વદન પર તરનો આનંદ સ્વાભાવિક રીતે જ ઉડી જાય. કલાકથી તમારી વાટ જોઇ, કેટલા ઉમળકાથી એ ઉંબરા પર ઊભી રહી હોય છે ? તમને જોઇ ઉલ્લસિત બનવાની જ એની ઉમેદ હોય છે. એટલે ઘરમાં પગ મૂકતાં જ વદન પર સ્મિત આણી વાત કરવાનું તમારે યાદ રાખવું જ જોઇએ. તમારી પત્ની તમારો સ્નેહ વાંછે છે એટલું યાદ રાખો. એટલું મળી જાય તો એ સર્વસ્વ ન્યોચ્છાવર કરવા તૈયાર હોય છે. તમારા વદન પરની કરચલીથી આખો દિવસ સેવેલી એની આશાઓના ભૂક્કા ઉડી જાય છે.

આપણા કુટુંબનાં માણસો કરતાં ત્રાહિત માણસો પ્રત્યે આપણે વધારે વિનય દાખવીએ છીએ. બીજાના જે ઘણા દોષો પ્રત્યે આપણે શાંતિથી ને સહેલાઇથી વિમુખ બની શકીએ છીએ તેવાં નજીવાં કારણ માટે આપણે કુટુંબીજનોને ઘણી વાર ઠપકો આપીએ છીએ. બને ત્યાં સુધી આવું ન બનવું જોઇએ. ઘરમાં પગ મૂકતાં પહેલાં પતિએ બહારની ઉપાધિઓ તદ્દન વિસરી જવી જોઇએ. એક કારકુનને તેના શેઠે ઠપકો આપ્યો એટલે ગંભીર વદને તે ઘેર ગયો. ઘેર છોકરાં રડતાં જોયાં એટલે એક પછી એક દરેકને બેચાર ચડાવી દીધી. અર્ધો કલાક પછી, કોઇક વાનીમાં મીઠું ઓછું પડી ગયું હશે એટલે તે ખાવાની થાળીને લાત મારી ઊભો થઇ ગયો. આવા તો કેટલા ય દાખલાઓ મળી આવશે. આવાં આવાં કારણોથી જ સામાન્ય રીતે કારકુનોનો સંસાર દુઃખી હોય છે. આની

## અર્ઘ્ય

અંતરનો અર્ઘ્ય સ્વીકારો,
પ્રભુજી ! અંતરનો અર્ઘ્ય સ્વીકારો,
નયનામૃતનો પાસ દઇ મ્હેં,
અમર કર્યો અર્ઘ્ય પ્યારો, પ્રભુજી૦
આત્મનનીરથી શુદ્ધ કરી મ્હેં,
પ્રેમે ભર્યો, અર્ઘ્ય મારો, પ્રભુજી૦
ઉરગંગામાં બોળી ઝબોળી મ્હેં,
સ્નેહે ભર્યો, અર્ઘ્ય ધારો, પ્રભુજી૦
પ્રેરણાબળે ઘેરી વળી મ્હેં,
પ્રાણ પૂર્યો, અર્ઘ્ય ન્યારો, પ્રભુજી૦
અગ્નિજ્વાલામાં તાવ્યો તાપી મ્હેં,
કાંચન શો અર્ઘ્ય સ્વીકારો, પ્રભુજી૦

સત્યબાલા દેસાઇ

મીઠા બોલ કામ કરશે. તમે શું માગો છો એ તમે સભ્યતાથી ને ધીમેથી એને કહેશો તો એ થયેલી ભૂલ ફરી ન થાય તેવી જરૂર તકેદારી રાખશે.

### એનાં વખાણ કરો

સ્ત્રીઓને પ્રશંસા ઘણી જ ગમે છે. ઘણી વખત તે સારાં કપડાં પહેરી સુંદર દેખાવાનો પ્રયત્ન કરે છે. એવા પ્રસંગોએ પતિએ એનાં હમેશાં વખાણ કરવાં. દિલમાં ન હોય છતાં પણ જાણી જુગ્તે ઇરાદાપૂર્વક પતિએ પત્નીની પ્રશંસા કરવી જોઇએ. પતિની નજરે સુંદર દેખાવા માટે જ પત્ની આટલી બધી ટાપટીપ ને દેખાવ કરે છે. એવે ટાણે પતિ એનાં વખાણ ન કરે તો એનું દિલ ભાંગી જાય છે. પછી સ્ત્રી પોતાના દેખાવ પ્રત્યે તદ્દન બેદરકાર બની જાય છે. એક વાર સ્ત્રી પોતાના પહેરવેશ ને ટાપટીપ પ્રત્યે બેદરકાર બની તો પછી પતિને એની સામે જોતાં પણ કંટાળો આવશે. સુંદર પત્નીને બદલે પતિને બિનપરવા વેતરણ જ નજરે પડશે. એટલે જ્યારે પણ તક મળે ને જ્યારે પણ પતિના વખાણ સાંભળવા સ્ત્રીને હોંશ થઇ હોય ત્યારે એની પ્રશંસા કરવાનું ચૂકશો નહિ.

માનસિક દશા ગૃહજીવનની શાંતિનો વિનાશ કરે છે. એવા માનસિક દશાના આપણે ભોગ ન થઇ પડીએ એ ખાસ ધ્યાનમાં લેવું જરૂરી છે.

પુરુષો પોતાની પત્નીને બીજી સ્ત્રીઓ સાથે સરખાવવામાં ભયંકર ભૂલ કરે છે. સ્ત્રીઓ સ્વભાવે જ ઇર્ષાળુ હોય છે. એનો પતિ જ બીજી સ્ત્રીને એના કરતાં વધારે સારી ગણે છે એ વાત એને ઘણી જ અસહ્ય થઇ પડે છે. પતિએ સ્ત્રીના દોષો જોવા ન જોઇએ. બીજાની આગળ સ્ત્રીનાં કૃત્યો પર પતિએ ટીકા પણ કરવી ન જોઇએ. સ્ત્રી નકામી છે એવું એને કદી લાગવા દેશો નહિ. સ્ત્રીઓમાં પ્રતિષ્ઠાની ભાવના ઘણી જ બળવત્તર હોય છે. એને જરા પણ લાંછન લાગે તે એ સહન કરી શકતી નથી. એનો વાંક હોય તો પણ તે એકલી હોય ત્યારે વ્હાલસોયાં વચનોથી એનું ધ્યાન ખેંચવા પ્રયત્ન કરવો. તકરાર ને ધમકીથી જ્યાં કશું જ નહિ વળે ત્યાં

તમારી પત્ની પોતાની ઇચ્છામાં આ એવી વાત કરે તે માટે તમે તેને કદી ઉ[illegible] આપો છો ? આ ખાસ અગત્યની વસ્તુ [illegible] જો તમે એના પ્રત્યે મમતા દાખવશો, [illegible] ઉત્સાહિત કરશો ને એની વાતને

## તીર્થમાં એક દયાની યાત્રીને ઠપકો

હિમગિરિના આ અનુપમ ધામ પર સંધ્યા થતી;
સહુરૂગી, મનોહર, દૃશ્યસુન્દર, પત્રપત્રે ઓપતી !

નથી આવતા જોવા ત્હમે, મીંચી નયન, બેસી રહો ?
ઋષિરાજ ! ચૂકી સમય, ડાંડી નાકની જોયા કરો !

આકાશ ઓવારા તળે સૌન્દર્યગંગા છળે,
સ્નાન કરવા પુણ્યસરિતા, દૂખવું જઇ એ જળેઃ

આ સરિતા પુનિતાના રસપ્રવાહે જે તરે,
ભગવાન શીવ, સ્વયે પધારી, દેહને પાવન કરે !

રસઇશનાં દર્શન તમે, ક્યાંથી જઇ કરશો પછી ?
વૈભવ પ્રભુનો વહી જશે, આ યોગ ફરી મળશે નહીં.

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

આપશો, એવી વાતો માટે દરરોજ ચોક્કસ સમય ઠરાવશો ને એની લાગણીઓ છૂટી મૂકવા એને તક આપશો તો આખા દિવસમાં એને પડતી મુશ્કેલીઓ ને એને પજવતી જંજાળો એ ખુશીથી સહન કરશે. ત્યારે એને ખાત્રી થશે કે એની વાત સાંભળનાર પણ કોઇ છે ખરું. એવી પળે સ્ત્રીની વાત શાંતિથી સાંભળવાની પતિની પવિત્ર ફરજ છે. સ્ત્રીનાં ગાંડાંઘેલાં સૂચનોમાંથી કાંઇક પણ વજૂદવાળું હોય તો તે અપનાવી લેવાનું પણ પતિનું કર્તવ્ય છે. સ્ત્રીને પતિના આદર્શ મુજબ કદાચ શિક્ષણ ન મળ્યું હોય પણ તેથી એક ક્ષણ પણ એમ ધારી ન લેવું ઘટે કે એને પોતાને પોતાનું કોઇ કહેવાનું જ નથી. અભણ સ્ત્રીઓ પણ કેટલીક વાર ઘરની ગૂંચો એવા તો ડહાપણથી ઉકેલે છે કે તેનો પતિ પણ દિગ્મૂઢ બની જાય છે. સ્ત્રીનાં સૂચનો ને દલીલો પતિ લક્ષમાં લે તો સ્ત્રીને પ્રોત્સાહન મળશે અને બીજી તક મળતાં તે વધારે ડહાપણથી વાત કરવા પ્રયત્ન કરશે.

### એ ભાવનાશીલ છે

વર્ષગાંઠ ને સંવત્સરી જેવા ઉત્સવો ને ભાવનાશીલતાના પ્રસંગોને સ્ત્રીઓ હમેશાં વધારે મહત્વ આપે છે. ઘણી ખરી વાર સ્ત્રીઓ જ આવી વાતો પતિને યાદ કરાવે છે. પત્ની એવી રીતે કરતી હોય તો તે હેતુ સિવાય કરતી નથી એમ પતિએ નક્કી માનવું. એવા ખાસ પ્રસંગોએ પતિએ ગમે તેટલી નાનકડી પણ એકાદી ભેટ આપવાનો નિયમ રાખવો. આથી પતિના સ્નેહને નવજીવન મળે છે અને પત્નીનો ઉલ્લાસ દ્વિગુણિત થાય છે. આશાભરી તે દિવસ માટે એ મીટ માંડી રહેલ હોય છે. એવા દિવસ માટે વાટ જોનારી સ્ત્રીઓને ખાસ ટેવ હોય છે. વળી દિવસભરના કામકાજથી પરવારી ઘેર આવતી વખતે છોકરાં માટે મીઠાઇ કે બીજા કુટુંબીજનો માટે કાંઇ ને કાંઇ વસ્તુ લેતા આવવાની દરેક પતિએ ટેવ પાડવી જોઇએ. પુરુષને કુટુંબીજનો માટે દરકાર છે એની એથી પ્રતીતિ થશે. કુટુંબીજનોનાં હસતાં વદન ને ઉલ્લાસભર્યા કિલકિલાટો પુરુષની બહારની ચિંતા હાંકી કાઢશે.

આ બધામાં આર્થિક બાજુ ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. કુટુંબમાં પુરુષ એકલો જ કમાઉ હોય છે. પરંતુ એ કમાણી

એની ઇચ્છામાં આવે તેમ ખર્ચી નાખવાનો તેને એકલાને જ અધિકાર નથી. બધાં જ નાણાં જો ખીસ્સામાં રાખીને પતિ ફર્યા કરશે તો કુટુંબનું ગાડું સીધે ચીલે નહિ ચાલે. ઘણા માણસો પોતાની કમાણી પોતાની પાસે જ રાખી મૂકવામાં આનંદ માણે છે. ઘરખર્ચ તથા તેમની બીજી ઇચ્છાઓ પૂરી કરવા માટે જુજ રકમ જ તેઓ પોતાની પત્નીને આપે છે. પરંતુ એનું પરિણામ સારું નથી આવતું. પત્ની ઘરની રાણી છે. એ ઘર સારી રીતે ચલાવવા એ જ જવાબદાર છે એનું તેને ભાન થવા દો. બહારની પીડાઓને જ પહોંચી વળવાની પુરુષમાં શક્તિ ન હોય તો શા માટે એ તક ઝડપી ન લેવી ? ઘરની વાતોમાં સ્ત્રીને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી. એની સાથે સંભાળભરી ચર્ચા કરી પતિએ અમુક હદ બાંધી રાખવી. એ પ્રમાણે તે ઘણી જ સુંદર વ્યવસ્થા કરી શકશે અને સૌની માગણીઓ પણ આપોઆપ ઘટી જશે. અમુક રકમમાં જ સ્ત્રીને સઘળો વહીવટ કરવાનો હોય તો તે પોતાની વસ્તુઓ માટે કદી વિચાર કરી શકશે નહિ. તીજોરીની ચાવી પત્નીને સોંપવાથી પતિ ઉપાધિમાંથી મુક્ત થાય છે, એટલું જ નહિ પણ વધારે નાણાંનો પણ બચાવ કરી શકે છે.

આપણામાંના ઘણાખરાને ગૃહજીવન એકધારું ને રસવિહોણું લાગે છે. અમુક સમયે આપણે ઉઠીએ છીએ, અમુક વખતે જમીએ છીએ, અમુક પળે આપણે ધંધે ચઢીએ છીએ, ને અમુક રાત જતાં આપણે નિદ્રાવશ થઇએ છીએ. આ રોજંદા કાર્યક્રમમાં કંઇ જ ફરક ન પડે તો આપણને કંટાળો આવે છે. માટે દરેકે પોતાના મિત્રોને અવારનવાર પોતાને ઘેર બોલાવવા જોઇએ. એથી પોતાને આનંદ આવશે એટલું જ નહિ પણ તેમને વળતી મુલાકાત આપવાની પણ તક મળશે. વળી વર્ષમાં એકાદ વાર આખા કુટુંબને લઇ પ્રવાસ કરવાનું પણ રાખવું. કોઇ હવાખાવાના સ્થળે જવું કે કોઇ મિત્રની મુલાકાત લેવી. આથી કુટુંબ પર ઘણી સુંદર અસર થશે. દરેક જણ પોતે આ પ્રમાણે ચાલુ ઘટમાળમાંથી છૂટા થઇ શકે છે ને કુટુંબને પણ રાહત આપી શકે છે.

આ બધી વાતો માત્ર માર્ગસૂચક છે. આવી આવી રીતે આગળ વધી વર્તન રાખવામાં લાભ છે માત્ર પૈસા કમાવા એટલે પતિ તરીકેની ફરજો પૂરી થઇ એમ સમજવાનું નથી ઘરના નાવને રગશિયાં ગાડાં પેઠે ગમે તેમ ચાલવા ન દેશો. પુરુષ પોતાની નોકરી કે ધંધાને રાગે પાડવા જેટલો પ્રયત્ન કરે છે એટલો પ્રયત્ન ઘરને રાગે પાડવા કેમ નહિ કરતો હોય તે સ્ત્રીને કદી સમજાતું જ નથી.

જીવનનો મોટો ભાગ ગૃહમાં જ પસાર થાય છે તો ગૃહજીવન સફળ બનાવવું એ દરેક પતિની પવિત્ર ફરજ નથી ?

# શંસયાત્મા

શ્રી. " આનંદેશ "

ત્રણ વખત સુવાસે કાગળ વાંચ્યો ને ત્રણ વખત પરબીડીયામાં મૂક્યો, પણ એનું મન માનતું નહોતું.

સ્વપ્નું નથી જોતી એવી તો એને ખાત્રી હતી. નગ્ન સત્ય એની આંખો સામે, દીવા જેવું ચોખ્ખું ઝળકી રહ્યું હતું. કાગળમાં શબ્દોનાં ખાલી ખોખાં નહોતાં ચિતરાયાં. ધોળા કાગળ પર લખાયેલા કાળા અક્ષરો એનાં હૈયાંમાં શૂળો ભોંકતા હતા.

સુવાસે હાથની મુઠ્ઠી વાળી ટેબલ પર પછાડી. હાથને થયેલી ઇજાનું વેર વાળતી હોય તેમ મુઠ્ઠીમાંનાં પરબીડીયાને દાંત પીસી ચોળી નાખ્યું.

" એ આવા હશે ખરા ? " સુવાસથી સ્વગત બોલી જવાયું.

" શું પુરુષની જાત જ આખી એવી ? બીજી સ્ત્રીઓ પણ આવું આવું સાંખી શકતી હશે ? મારાથી એવું નહીં બને. હું...હું " ને સુવાસના હુંકારે ઓરડાપર ગુંજી રહ્યું.

" હું મારા બાપુને ત્યાં ચાલી જઇશ. સાત ખોટના દીકરા જેવી હું લાડકી છું..."

સુવાસનાં અંતરમાં વિચારોનો વેગ ઘોડાપૂરે વહેતી સરિતા જેટલો પ્રબળ હતો. મુંઝાઇ જતી હોય તેમ સુવાસે એક હાથ ગરદન પર ફેરવ્યો. માંકડની ઉત્પત્તિ જેવા એક પછી એક પ્રશ્નો સુવાસના મનમાં ઊઠતા હતા, પરંતુ એના પ્રત્યુત્તર આપનારાળું કોઇ ન હોવાથી એનું હૃદય મૂંઝાતુ હતું.

" પછી, પછી શું ? જ્યાં સુધી એની સાન ઠેકાણે ન આવે ત્યાં સુધી હું અહીં પગલું જ નહીં મૂકું. " ને એને ગળે ડૂમો ભરાયો. એનાથી રડી પડાયું.

એકાએક બારણું ઉઘડ્યું ને જનક અંદર આવ્યો. એની નજરે ન પડાય એટલા માટે સુવાસ ઝપાટાબંધ ઊઠી ઝરૂખામાં ચાલી ગઇ. ચિમળાયેલું પરબીડીયું તો સિપાઇના હાથમાંની કેદીની સાંકળ જેવું મુઠ્ઠીમાં જ ચકડાયેલું હતું.

" સુવાસ ! " જનકે ટોપીને ફંગોળી ગમે ત્યાં ફેંકી. કોટ ઉતારી ઘા કરતો હોય તેમ ખીંટીએ ભેરવ્યો-ને ધોતિયું પહેરતાં પહેરતાં સુવાસને સાદ કર્યો.

સુવાસને લાગ્યું કે જનકના અવાજમાં એની એ મીઠાશ હતી. જનકની જીભેથી ઉચ્ચારાયેલું પોતાનું નામ સાંભળી એનું હૃદય આનંદોર્મિએ નાચી રહ્યું.

" સુવાસ ! જમવાનું તૈયાર છે ને ? " ઝરૂખામાં આવતાં જનકે પૂછ્યું.

ને સુવાસ સામે નજર કરતાં એનું ફિક્કું મોં જોઇ વિમાસણમાં પડી ગયો.

" કેમ, આજે ઢીલી કેમ છો ? તબિઅત તો ઠીક છે ને ? " ને જેવો જનક સુવાસની નજીક ગયો તેવી જ એ ઝડપથી સરકીને, વગર બોલ્યે ઓરડામાં ચાલી ગઇ.

જનકે નીચલો હોઠ લંબાવી પહોળો કર્યો અને એને પગલે પગલું દબાવતો પાછળ ગયો.

" અરે સુવાસ ! થયું છે શું, કહે તો ખરી ! " ને જનકે દોડીને સુવાસનો હાથ પકડી લીધો. સુવાસની મૂઠ્ઠીમાંથી પરબીડીયું જમીન પર પડી ગયું, પરંતુ જનકની નજર નહોતી.

સુવાસ નીચું મોં રાખીને ઊભી રહી.

" બોલ્યા વગર હું શું જાણું ? " રહેજ ઊંચે સાદે જનક બોલ્યો.

રડમસ ચહેરે, ભીની આંખોએ અને ક્રોધથી દંપતા હોઠે ને હાથે જમીન પરથી

## વ્રજકેરી ગોપી

[ કાળી કાળી વાદળીમાં—એ લય ]

ગોરું ગોરું મુખડું ને ગોરાં ગોરાં દૂધ-દહીં,
મોતીભરી ઈંઢાણીએ લચકંતઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

આછેરા સાળુમાંહી નાગ–વેણી ઝૂલતી,
પુષ્પમાળ કંઠે ડોલંતઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

ચોળી, ચણિયો ને ચીર નવીન રંગ પૂરતાં,
ઓપે આભૂષણો અનંતઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

વદને જ્યાં તેજ ઝરે, નયને અમૃત ઝરે,
અંગુલિએ આર્દ્રતા ઝરંતઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

રસનાએ રાધ રટે, કૃષ્ણ સંગ રાસ રમે,
મીઠી મધુરી રસવંતઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

દાન ઠેરી વેલડી ને બંસીનાદે ઘેલડી,
દેહ–ભક્તિભાવથી નમંતઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

યમુનાનાં નીર ભરે, નાવ વિણ સિન્ધુ તરે,
ગૌ–વાછરુને ગમંતઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

ગુણભરી, ભાવભરી, રૂપભરી સુંદરી,
પમરાવે આણની સુગંધઃ
વ્રજકેરી ગોપી ગુણવંત.

ઉમિયાશંકર ઠાકર

પરબીડિયું ઉપાડી સુવાસે જનકના હાથમાં આપ્યું.

" ઓહ ! THANKS. મારું તો કાંઇ મગજ છે ! મને ખબરે ય નહીં કે ગજવામાંથી ક્યારે પડી ગયું ? " કહેતાં જનકે એના પર દૃષ્ટિ કર્યા વગર જ પાસે પડેલી 'ટીપાઇ' પર મૂકી દીધું.

હોઠને કંપતી, સ્વરથના મેળવવા પ્રયત્ન કરતી, ખભા દબાવતી સુવાસ જનકની નાગફદાઇ જોઇ રહી. એનાથી રહેવાયું નહીં ને એકદમ પ્રશ્ન કર્યો:

" સુંદર કોણ છે ? "

જનકે ઊંચું જોયું. સુવાસની આંખો સાથે ગેલ કરતો હોય તેમ પાંપણોને ઉઘાડ-મીંચ કરી, ને આંખો નચાવતો બોલ્યો:

" અરે ! સુંદરને તું નથી ઓળખતી ! એ તો તને ઓળખે ! બસ આટલા મહિનામાં ભૂલી ગઇ ? "

સુવાસની શંકાને બળ મળ્યું. એને લાગ્યું કે વાત ઉડાવવા, એને પટાવવા જનક પેરવી કરી રહ્યો છે. જનકની ખંધાઇ પર એને પારાવાર ગુસ્સો ચઢ્યો.

" વાત ઉડાવવા ફાંફાં ન મારશો. સુંદર કોણ છે એ પહેલાં કહો, પછી બીજી વાત. " સુવાસના ઓસુવન્ન રૂપભર્યા યૌવનનો ગર્વ અને લાલિત્યનો સુમેળ થતો. ગુસ્સાથી બોલતી સુવાસનું વદન એટલું મોહક ને આકર્ષક લાગ્યું કે મટકું માર્યા વગર, એક જ નજરે જનક એને નીરખી રહ્યો.

" હત...તારી વાત ! આટલું બધું છે શું તે તો પહેલાં કહે ! સુવાસ ! સાચી વાત કહું ? ક્રોધથી તું રાતીપીળી થઇ ગઇ છે છતાં એવી સરસ લાગે છે કે બસ. પણ..."

" પણ અણુને મૂકો તડકે. આ મશકરીનું ટાણું નથી ? મને આ નહીં પાલવે. હું નથી સાંખવાની. તમે મને ભોટ સમજી બેઠા છો શું ? "

જનક વિચારમાં પડી ગયો. પળવાર ચૂપ રહી ધીરેથી બોલ્યો:

" પણ સુંદરને તું ન ઓળખે એમાં મારો શો વાંક ? લે ચાલ, મને પહેલાં જમવા દે. સાત વાગે તો મારે સુંદરને મળવા જવું છે. "

ને ફાટી આંખોએ સુવાસ જનકને જોઇ રહી એને લાગ્યું કે જનક માણુસ નહીં, પશુ છે. પોતાની પત્નીને મોઢે જ પરાઇ સ્ત્રીને મળવાની વાત કરતા પુરુષની નફટાઇથી તો આડો આંક ચૂકવો રહ્યો.

મનમાં ને મનમાં સુંદરને શાપ આપતી અને જનક જેવા નિર્લજ્જ પતિનું કદાપિ પણ મેં ન જોવાની મનમાં ગાંઠ વાળતી હોય તેમ જીભને વશ રાખી, રસોડામાં જઇ જનકને માટે થાળી પીરસી.

" તું ક્યારે જમીશ ? " એક જ થાળી પીરસેલી જોઇ જનકે પૂછ્યું.

સુવાસ ઉત્તર ગળી ગઇ.

જમતાં જમતાં નિત્યની ટેવ મુજબ જનકે ટીખળ શરુ કર્યું:

" સુવાસ ! તારો મિજાજ તો ભઇ ! મારે કડક......" ને નીચે મોએ કોળીઓ ભરતાં જનકે ઉપર જોયું તો સુવાસને રસોડામાં દીઠી નહીં. જનક વિચારમાં પડી ગયો.

" આજે જરૂર કંઇક ફટક્યું લાગે છે. કાં તો એની બા યાદ આવી લાગે છે. કંઇ નહીં, રાત્રે દશના 'શો'માં કોઇ ચિત્રપટ જોવા લઇ જઇશ એટલે આનંદમાં આવી જશે. " ને જનકે મનમાં ને મનમાં સમાધાન કરી લીધું.

મંજન દઇ, હાથ લહોતો જનક બેઠક-

## —૦ઃ જાઇ જુઇ ! ઃ૦—

એક હતી , મુજ બાગ ખીલેલ,
વસન્તમહીં રચિબાત . હિસે,
માલતીપુષ્પ, ગુલાબ નવીન,
નિહાળી . રસિક હૃદય હિસે !

ફૂલની રાણી સુકુમાર જાઇ,
સખિરી, મુજને આવતો જોઇ,
વદે ' રસભીની હું નારી
પ્રેમ-જોગણુ વિજોગણુ ભારી !

આવ તારે મુજ પાસ સંચરવું
મારે તુજને તો નેહથી વરવું. '
સુણીને તેનાં મધુરાં વચન
અધરમધુ કીધું પ્રેમથી પ્રાશન !

× × ×

જાઇની બ્હેન જુઇ જે સમીપ
હતી, જોઇ જાઇ પરેની આ પ્રીતઃ
કુહેઃ ' રસિક ! મારી પણ પાસ
આવ, મને તુજ પ્રેમની આશ !

જો છે મારાં પણ ફૂલ સુવાસી,
અર્પી તને તુજ થાઉં હું દાસી ! '
ગ્રહી પછી કરમાંહે લતાને
બન્ને-જોઇ અતિ કોમલતાને.

' ધિક્ તુજને ' કહે છે ત્યારે-જાઇ
' નિશ્ચલતા નહીં પ્રેમમાં કાંઇ ! '
જુઇ આ બોલ સુણી શરમાઇ
બેઉ લતા ક્ષણુમાં કરમાઇ !

જનાર્દન પ્રભાસ્કર

ઘરમાં આવ્યો. કપડાં પહેરતાં પહેરતાં 'ટીપોઇ'પર પડેલો કાગળ ગજવામાં મૂક્યો ને બહાર નીકળતાં ચારે તરફ જોયું, પરંતુ સુવાસ' ક્યાંય દીઠામાં આવી નહીં.

નાવ્હણીમાં સુવાસની બંગડીઓનો રણકાર સાંભળી જતાં જતાં " સુવાસ ! હું જાઉં છું. " કહી જવાબની ખેવના કર્યા વગર જ ઉભળતા અશ્વ જેવો જનક દડ દડ કરતો દાદર ઊતરી ગયો.

ને બીજી જ પળે ધડાધડ નાવ્હણીના દરવાજા અફાળતી સુવાસ બહાર આવી. એના મોં પર ક્રોધ ક્યાંય સમાતો ન હતો. એનું મોં લાલ હિંગળોક બની ગયું હતું. એનાં અંગેઅંગ ક્રોધથી, અપમાનથી ફાટફાટ થતાં હતાં.

સહસા એની દષ્ટિ ' ટીપોઇ ' પર ગઇ. કાગળ ત્યાં નહોતો.

" ચોર નહિ તો ! " સુવાસ બબડી. " હવે તો કાગળ ફાડીને ફેંકી જ દેશે .." ને પછી તો જે જે વસ્તુઓ એની આડે આવી એને ફેંકતી, ઉછાળતી, ધુંધવાતી સુવાસ રસોડામાં ગઇ. ધમપછાડા, ને વાસણોની અથડામણમાં એણે બધો યે ખાર, ક્રોધ ઠલવી નાખ્યો, ને જ્યારે થાકી ત્યારે પલંગ પર ઓશિકામાં માથું નાખી આંસુઓનો આશરો લીધો.

—ને રાત્રે જ્યારે જનકે, ઘરમાં પગલું મૂક્યું ત્યારે વસ્ત્રાભૂષણોથી સજ્જ થયેલી સુવાસને જોઇ એની અજાયબીનો પાર ન રહ્યો. એણે તો ધાર્યું હતું કે સુવાસ અબોલા લેશે. સુગાળવું મોઢું કરી બેઠી હશે અને કાં તો માથું દુખવાનું બહાનું કાઢી બિછાનામાં પડી પડી આંસુ સારતી હશે.

" સુવાસ ! માનવીના મનની વાત પારખવામાં તો તું પહેલે નંબર છો. "

સુવાસે રુવાબથી, ગર્વથી રૂપાળી ગરદન વિશેષ ટટાર કરી અને રિસાળવા અભિનયથી મોં ફેરવી લીધું.

" મેં તો સાંજે જ નક્કી કરી રાખ્યું હતું કે દશના ' શો 'માં ' જવાબ ' જોઇ આવશું—ને ઘેર આવતાં તો તું કપડાં પહેરીને તૈયાર થઇ રહી છે ને શું ? "

" સુંદરને લઇ જાવ. હું નથી આવવાની " કહેતી જનકની સામે નજર કરતાં રડી પડાશે એ ધારતીએ મોં ફેરવી અસ્તવ્યસ્ત પડેલી વસ્તુઓને સુવાસ ઠેકાણે મૂકવા લાગી.

" તું કેમ નથી આવવાની ? "

" સુંદર છે ને, પછી મારું શું કામ છે ? " સજાવેલી તીક્ષ્ણ છૂરી સમાં માર્મિક વેણ બોલતી સુવાસની આંખો તો ઉતીર્યું વસ્ત્રો સંકેલવામાં ગૂંથાયેલી હતી.

" સુંદરની તો જીંદગી બગડી જશે. મને તો એની દયા આવે છે. " જનકના મોંમાંથી ઉદ્ગારો નીકળી પડયા.

" તમને તો દયા આવે જ ને ! બિચારી ખરી ને ? "

ને જનકની આંખો આશ્ચર્યથી પહોળી થઇ.

" એટલે, તું શું કહેવા માગે છે ? "

" પૂછતાં શરમાતા નથી ? સુંદર, સુંદર ને સુંદર ! બીજી વાત છે ? મારા ઓરમ્યા ભવની શોક્ય કોણ જાણે ક્યાંથી જાગી ? મને દમણાં ને દમણાં જ મારા બાપુને ત્યાં મૂકી જાવ, ને પછી નિરાંતે તમે સુંદરને ઘરમાં રાખી એની જીંદગી સુધારજો." ને આટલું કહેતી ધબાક દેતી સુવાસ જમીન પર બેસી ગઇ, ને બન્ને હથેલીઓમાં મોં છૂપાવી ડૂસ્કું મૂક્યું.

" સુંદર ! શોક્ય ! ઘરમાં રાખજો ! સુવાસ ! આ તેં શું માંડયું છે ? ગાંડી તો

નથી થઈ ને ? " ગૂંચવાયેલો, બન્ને હથેલી-ઓને અરસપરસ ભેળવી મસળતો જનક બોલ્યો.

" ગાંડી નહીં હોઉં તો હવે જરૂર થઈ જવાની. મારી છાતી પર આવું થાય..." ને ફરીથી સુવાસે ડુસ્કું ભર્યું.

" પણ સુવાસ ! સરખી રીતે કંઈ વાત કર તો હું સમજું. મને તો બાઈ ! તેં અકળાવી મૂક્યો. "

ખુરશી પર બેઠેલી સુવાસ પાસે ગુંઠણ-ભેર બેસી એની ડ્વાઇ પર હાથ ફેરવતો જનક બોલ્યો.

ડંશ મારતા સાપને ઝટકો મારી તરછોડી નાખતી હોય તેમ સુવાસે જનકનો હાથ હટાવીને આઘો કર્યો.

" સુંદરનો કાગળ ક્યાં છે ? " કહેતી સુવાસની આંખો આંસુને બદલે લડી લેવાનું બળ એકત્ર કરતી હતી.

" સુંદરનો કાગળ ? "

" અજાણ્યા થતાં બહુ આવડે છે કંઇ ? બલા હશો તો ફાડીને ફેંકી જ દીધો હશે ! "

જનકના કપાળની રેખાઓ ખેંચાવા લાગી. એનું મગજ ઝપાટાબંધ કામ કરવા લાગ્યું, પરંતુ ફરતી માળાનો મેળ ક્યાંય હાથ ન લાગ્યો.

" આજે ટપાલમાં આવેલો, મેં મારી જીવતી આંખે વાંચેલો—ને સાંજે મેં મારે સગે હાથે તમને આપેલો. "

ને જનકને કંઇક સૂઝ પડી.

" પણ એ તો મેં હજી વાંચ્યો પણ નથી. " કહેતાં અંદરના ગજવામાંથી કાગળ કાઢ્યો.

જનકે કાગળ વાંચવા માંડ્યો:

" પ્રિય જનક,

અણચિંતવ્યો બાપુનો તાર આવ્યો ને ગઇ કાલે અહીં આવ્યા પછી જાણ થઇ કે મારાં તો ઘડીયાં લગ્ન નિરધાર્યાં છે.

પ્રેમ નહિ, પરિચય નહિ, સ્વભાવ કે સ્વરૂપની જાણ નહિ એવાં પાત્ર જોડે પોતાનાં બાળકોનું જીવન જોડી દેતાં માવતરોનાં હૃદ-યને જરા યે આંચકો કે દુઃખ નહિ થતાં હોય!

મારું તો હૈયું જ ભાંગી ગયું છે, ને તારું આકર્ષણ, તારો પ્રેમ મારા પર ન હોત તો અત્યારે મારી હસ્તી જ ન રહેત.

મારા પ્રત્યેક હલનચલન પર બાપુની ચોકી બેસી ગઇ છે-સમય મળશે તો 'ફોન' કરીશ, નહીંતર સાંજે સાત વાગે જરૂર મળી જજે.

તારા ખોળામાં માથું મૂકી, મારું હૃદય નહિ હલવું તો મને લાગે છે કે ચીભડાની જેમ હું ફાટી પડીશ.

લી. સુંદર

ને ડામતી હોય તેમ સુવાસ હસી.

ને જ્યારે જનકે કાગળ વાંચી લીધો ત્યારે એનાં મોંમાંથી માત્ર " ઓહ ! " શબ્દ સરી પડ્યો—ને ત્યારે સુવાસની ફાટી રહેલી આંખોમાં છલોછલ આંસુ ભર્યાં હતાં.

પાલવથી આંસુ લૂછતાં સ્વસ્થ થતી સુવાસ બોલી:

" હાં, જીભ કેમ બંધ થઇ ગઇ ? "

ને ત્યાં તો દાદર પર કોઇનાં પગલાં સંભળાયાં.

ચમકતા જનકે ઉતાવળે કહ્યું:

" સુવાસ ! તું જા, તારું મોં ધોઇ, પફ પાઉડર ને જરા ' મેઇકપ ' કરી લે. સુંદર હમણાં આવશે કોઇ ઘેર આવે ને તને રોતી જુએ તો કેવું ખરાબ લાગે ! "

સુવાસ ખસી જ નહીં.

" સુવાસ ! અત્યારે મારું કહ્યું માન. મારા સોગન ન જાય તો "

ને જનકના સોગંદથી લાચાર બનતી હોય તેમ પરાણે સુવાસ અંદર ગઇ.

ને પાંચ મિનીટ પછી દિવાનખાનાના બારણામાં પ્રવેશતી સુવાસને જોઇ જનકે કહ્યું:

"જો સુંદર! આ તારી ભાભી! જોઇ લે, છે કાંઇ ખામી?"

ને છબી પાડવા જેવા વદનવાળી સુવાસ પોતાની ચોટીપ ઢાંકવા "અરે! રૂમાલ તો રહી ગયો!" કહેતી પાછી વળી ગઇ.

"મારાં ભાભી તો તૈયાર છે. ચાલો ત્યારે, સિનેમાનો વખત થઇ ગયો છે." સુંદરે કહ્યું.

"સુવાસ! ચાલ હવે મોડું થશે." જનકે સાદ કર્યો.

જનક અને સુંદર ઊઠ્યા. બે ડગલા આગળ ગયા. પરંતુ શરમથી ભોંમાં ભંડારાઇ જતી સુવાસથી એક પગલું પણ ઉપડ્યું નહિ.

"ઓહ!" સુવાસે તીણી ચીસ નાખી. સુંદરે બપની ચીસ માની પાછળ જોયું. જનક સુવાસની મસ્તી પામી ગયો ને દોડતો હોય તેમ એની સામે આવ્યો, સુંદર હળવે હળવે દાદર ઉતરવા લાગ્યો.

"કેમ, શું થયું? બૂમ.."

"પહેલેથી જ મને કાં ન કહ્યું કે સુંદર તમારો......"

ગુલાબીગાલ પરનો ગમગમતો પાઉડર ને 'લિપ સ્ટિક'નો રંગ સુવાસના ગાલ પર પડતી સુંદડીઓમાં મોઢે પડી ઝંખવાતો હતો.

"જેની પાદશક્તિ આટલી નબળી હોય એને કહેવું શું? તારે જોઇએ તો પાછાં ફરીએ ત્યારે મને ફાંસીએ ચડાવી દેજે, પણ અત્યારે તો ચાલ."

ને નાચતી કૂદતી મૃગલી જેવી સુવાસ અને જનક જ્યારે સુંદરની લગોલગ પહોંચ્યાં ત્યારે સુંદરે પૂછ્યું:

"કેમ, ભાભીને શું થયું હતું?"

સુવાસે હંસગરદન નીચી રાખી ચાલવા માંડ્યું, ને સાડીના છેડાને વળ દેવા-ઉખેળવો શરૂ કર્યો.

"એને કાંટો લાગ્યો હતો."

ને સુવાસના પગ તરફ નજર કરતો સુંદર વિચારી રહ્યો કે સેન્ડલ પહેરેલા પગની પાનીમાં, ટાઇલ્સ બિછાવેલા ઘરમાં, સુવાસને કયા વિચિત્ર પ્રકારનો કાંટો લાગ્યો હશે? ગૂંચવણમાં પડેલો સુંદર મૂંગે મોઢે ચાલતો હતો ત્યારે જનક અને સુવાસની આંખો હસતી હતી.

## રંગતાળી

રજની પીલી રંગીન રૂપાળી રે રંગમાં રંગતાળી.<br>
ગાજે કુંજે કુંજે આમ્ર ડાળી રે રંગમાં રંગતાળી.

સરખી સાહેલીઓ સંગાથે રે રંગમાં રંગતાળી.<br>
લીધી ફૂલ મંજરીની છડી હાથે રે રંગમાં રંગતાળી.

પાય રૂમઝૂમ ઘુઘરી વાગે રે રંગમાં રંગતાળી.<br>
મ્હાગ હૈયામાં ચેતા જાગે રે રંગમાં રંગતાળી.

રૂડો આભલીએ ચાંદલો સોહે રે રંગમાં રંગતાળી.<br>
દેખી તારલીયા મન મારું મોહે રે રંગમાં રંગતાળી.

બોલે કોકિલા આંબાની ડાળે રે રંગમાં રંગતાળી.<br>
શોભે શીળી સરોવર પાળે રે રંગમાં રંગતાળી.

દેવી આંખ એ પ્રેમમાં પ્રકાશે રે રંગમાં રંગતાળી.<br>
ખેલ ખેલોને રાસના વિલાસે રે રંગમાં રંગતાળી.

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# એક રાજસ્થાની લોકગીત

શ્રી. રમણિક કીશનલાલ મહેતા

## તુલસી

[ તુલસીનો છોડ હિન્દુસમાજમાં પવિત્ર ગણાય છે એનો સંબંધ કેટલીક પૌરાણિક કથાઓ સાથે પણ છે શાલીગ્રામ અને તુલસીનો પતિ-પત્નીનો પ્રેમ પૂજનીય ગણાય છે

કાર્તિક માસના શુક્લપક્ષમાં તુલસીનો ઉત્સવ ઉજવવામાં આવે છે. એમા બાલિકાઓ અને સ્ત્રીઓ ત્રણ દિવસ સુધી તુલસીનું વ્રત કરે છે. વ્રતની પૂર્ણાહુતિ થતાં તુલસી અને શાલીગ્રામનુ લગ્ન કરાવવામાં આવે છે; અને શ્રદ્ધાનુસાર દાન-પુણ્ય કરવામાં આવે છે. પરણેલી સ્ત્રીઓ જ્યાં સુધી ઉદ્યાપન કરતી નથી ત્યાં સુધી-દર વર્ષે એ વ્રત કરે છે ]

અહીં નીચે આપેલું તુલસીપૂજાના વ્રતનું ગીત છે. એમાં તુલસીના વિવાહની કલ્પના કરવામાં આવી છેઃ

સાત સહેલી પાણીડે ને નિકળી
સાતૂઁ એક અુણિયારે, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

સાતૂઁ કી સાતૂ યેં અુઠ બોલી–
તુળછાઁ ઓડ કુંવારા, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

રોવત-હિણુગત બાઅી તુળછાઁ ઘરને બી આયી
તો બાબોજી ગોદ બૈઠાયી, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

કૈ, બાઅી, જમના કો નીર હુહેલો
કૈ, બાઅી, જમના કો પાણી શોડો, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

સાત સહેલી પાણીડે ને નિકળી
સાતૂઁ એક અુણિહારે, હો રામ
ભરણ ગઇ જળ જમના કો પાણી.

સાતૂઁ સહેલી યેં અુઠ બોલી–
તુળછાઁ ઓડ કુંવારા, હો રામ
ભરણ ગઇ જળ જમના કો પાણી.

કૈ, બાઅી, થાઁ ને ચાઁદો વર હેરાઁ
કૈ સૂરજ વર હેરાઁ, હો રામ
ભરણ ગઇ જળ જમના કો પાણી.

ચાઁદો તો, બાબોજી, ચકમક અૂગે
તો સૂરજ કે કિરણ ઘણેરી, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

કૈ, બાઅી, થાઁ ને ઓસર વર હેરાઁ
તો કૈ કાનૂ વર હેરાઁ, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

ઓસર તો બાબોજી, સોળ દિન આવૈ,
કાનૂ તો કૈ કુંવારો, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

ના, બાબોજી, ઇસર વર હેરો
ના કાનૂ વર હેરો, હો રામ
પણ આપ કિસન વર હેરો, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી.

આલા-લીલા વાંસ કટાવો
તોરણ થામ રુપાવો, હો રામ
ભરણ ગયી જળ જમના કો પાણી

સોવન સોવણી ચેંવરી ઘડાવો
તુળછાં રો બ્યાંવ રચાવો, હો રામ
ભરણુ ગયી જળ જમના કો પાણી.

પહલો ફેરો લિયો બાઈ તુળછાં
બાબોજી ને લોત પિયારી, હો રામ
ભરણુ ગયી જળ જમના કો પાણી.

દૂજો ફેરો લિયો બાઈ તુળછાં
વીરોજી ને લોત પિયારી, હો રામ
ભરણુ ગયી જળ જમના કો પાણી.

અગણુ ફેરો લિયો બાઈ તુળછાં
મામેજી ને લોત પિયારી, હો રામ
ભરણુ ગયી જળ જમના કો પાણી.

ચોથો ફેરો લિયો બાઈ તુળછાં
આપ ઠાકુર ને પ્યારી, હો રામ
બાઈ તુળછાં હુઈ એ પરાયી, હો રામ
ભરણુ ગયી જળ જમના કો પાણી.

**ભાવાર્થ:**—તુલસીની સાથે એની સાતે સાહેલીઓ જમુનાનું જળ ભરવાને ગઈ. સૌ સખીઓ સમાન રૂપવતી હતી. એમાંની એકે તુલસીને ચૂંટકી ભરીને વ્યંગ્યમાં કહ્યું: " સખી તુલસી ! તું આટલી મોટી થઇ પણ હજુ કુમારી જ રહી. " સમવયસ્કા સખીઓનાં આ વ્યંગ્યથી તુલસીને ખૂબ લાગી આવ્યું. તે રુદન કરતી પિતાની ગોદમાં જઇને બેઠી. પિતાએ તેને પૂછ્યું: " શું તારે જમુનાનું જળ લાવતાં કાંઇ કષ્ટ ઉઠાવવું પડ્યું કે નદીમાં પાણી ખૂટી પડ્યું ? " ઉત્તરમાં ભોળી તુલસીએ સખીઓનાં મહેણાંની હકીકત કહી સંભળાવી. આથી પિતાના હૃદયમાં તુલસીને માટે વર શોધવાની ચિન્તા જાગી. તેઓ તુલસીને જ પૂછે છે: " તને ચન્દ્ર જેવી કાન્તિવાળો સુકુમાર વર ગમશે કે સૂર્ય જેવો પ્રખર અને તેજસ્વી ? " તુલસીને એ બેમાંથી એક પણ પસંદ નથી પડતો. ચન્દ્રની જ્યોતિ અસ્થિર છે. એની કલા દિનપ્રતિદિન ક્ષીણ થતી જાય છે. સૂર્ય તેજસ્વી છે. એનાં કિરણોનો ઉગ્રતાપ કોણ સહન કરે ? ત્યારે શું શંકર સમાન અવધૂત વર જોઇએ કે કનૈયા સરિખડો રસિક ? નહિ, તુલસીને તો એ બે પણ મંજૂર નથી. ઇશ્વર ( શંકર ) તો કેવળ ચોગ દિવસને માટે જ સાસરે ( હિમાચલને ત્યાં ) આવે છે. તબિયતના પણ ફક્કડ છે. કનૈયો અખંડ કુમાર જ રહે છે. પિતા પૂછે છે કે " તો પછી કેવો વર શોધવો ? " તુલસી ઉત્તર આપે છે: " શાલીગ્રામ " જેવો.

તુલસી અને શાલીગ્રામનું લગ્ન યોગ્ય છે. મંડપ તૈયાર થવા માંડ્યો. લીલા વાંસના સ્તંભની વચ્ચે સુવર્ણમંડિત વેદી રચવામાં આવી. મંગળફેરા ફરાવા માંડ્યા. પ્રથમ ફેરો ફરાતાં પિતાના આનંદનો પાર ન રહ્યો; બીજા ફેરે ભાઇ અને ત્રીજા ફેરે મામાનાં હૃદય ઉલ્લાસ પામવા લાગ્યાં. ચોથા ફેરે તો સ્વયં શાલીગ્રામનો પ્રેમસ્રોત ખાળ્યો રહી શક્યો નહિ અને તુલસી એના પ્રેમને વશ બની.

પૌરાણિક મતે કૃષ્ણ, કનૈયા, અને શાલીગ્રામના વ્યક્તિત્વમાં ભેદ નથી; પણ અહીં ગુણની દ્રષ્ટિએ ભેદ પાડવામાં આવ્યો છે.

લગ્નરૂઢિ અનુસાર પહેલા ફેરા સુધી પિતાનો, બીજા સુધી ભાઇનો, અને ત્રીજા સુધી મામાનો અધિકાર હતા [illegible] અને ફેરા ફરતાં ફરાય પિતા ભાઈ અને મામા

પોતપોતાનાં અધિકાર અને જવાબદારીમાંથી મુક્ત બને છે. એમની પ્રસન્નતાનું એ જ કારણ છે. કણ્વ જેવા ઋષિ પણ શકુન્તલાને દુષ્યન્તના હાથમાં સોંપીને પ્રસન્ન થયા હતા; કારણ કે કન્યાધન પારકું હોય છે. ચોથા ફેરે કન્યા પતિના અધિકારમાં આવે છે.



ઉપરના ગીતને મળતું જ એક ગુજરાતી લોકગીત પણ મળી આવે છે.

જાલંધરની પરમ સતી ઓને પ્રભુએ છળથી જાલંધરસ્વરૂપ ધરી ભ્રષ્ટ કરેલી, અને બીજે જન્મે એ તુલસીનો અવતાર પામી પ્રભુને પરણીઃ એવી શોચનીય પુરાણકથાનો કશો આશરો લીધા વિના, લોકકવિએ તુલસી-વિવાહના ગીતમાં હરકોઇ ગ્રામ્યકન્યાને લગ્નના મનોરથ પ્રકટ કરતી, અને પિતા પાસેથી જ મોઢામોઢ મનવાંચ્છિત પતિ માગતી પ્રગલ્ભા ચિતરી છે. આ રહ્યું એ આખું ગીતઃ

સોના સાંગલડી ને ગંગાની ગરણી
તેમાં તુલસીવન રોપાવો હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

સરખી સાહેલી પાણી રે ગ્યાં'તાં
સૈયર મેણાં બોલ્યાં હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

અમે રે પરણ્યાં ને તુલસી કુંવારાં,
એવાં સૈયર મેણાં બોલી હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

ઘેર આવી તુલસી ઢોલીઆ ઢાળે
ઢોલીએ ચડી તુલસી પોઢયાં હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

કે રસ પીડી માથડાં દુઃખે
કે રસ આવ્યા તાવ હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

નથી રે દાદા માથડાં દુઃખ્યાં
નથી રે આવ્યા તાવ હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

સરખી સાહેલી જળ ભરવા ગ્યાં'તાં
સૈયર મેણાં બોલી હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

કો'તો તુલસી ! તમને સૂરજ પરણાવું
ચંદર વરનાં માગાં હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

સૂરજનાં દાદા ! તેજ ઘણેરાં
ચંદર રાતે ખંડન હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

કો'તો તમને તુલસી ! શંકર પરણાવું
હનુમાન વરનાં માગાં હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

શંકરની દાદા ! જટા મોટેરી
હનુમાન તેલે ટપકતા હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

કો'તો તમને તુલસી ! ગણેશ પરણાવું,
ઠાકોર વરનાં માગાં હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

ગણપતની દાદા ! ફાંદ મોટેરી
ઠાકોર વર પરણાવો હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.

પેર્યાં પીતાંબર, પેર્યાં છે વાઘા
માથડીએ મેલ્યા મુગટ હો રામ,
પાણી રે ગ્યાં'તાં રામની વાડી.*

( રઢિયાળી રાત ભાગ ૪ઃ આવૃત્તિ ૧ લી· ગીત ૯ )

* રાજસ્થાની ગીતઃ "રાજસ્થાન કે લોકગીત"માંથી અને ગુજરાતી શ્રી. ઝવેરચંદ મેઘાણી સંપાદિત રઢિયાળી રાત ભા. ૪માંથી લીધેલ છે.

# "ઉભરાયા માંકણિયા!"

ઉભરાયા માંકણિયા, બાઇજી! શું કરું?
          દિલડું મ્હારું કંપી, કંપે કાય જો,
અબળા હું એકલડી, 'બાઇજી! શું કરું?
          તૂટે તનડું, ધ્રૂજે થરથર પાય જો!
                                        —ઉભરાયા૦

રાતલડી અન્ધારી, બાઇજી! શું કરું?
          ગરજે ઘન ને ઝાંખી રે મુજ દીવડી,
છાતલડી રૂંધાતી, બાઇજી! શું કરું?
          માંકણિયા અણુગણ, હું એકલડી પડી!
                                        —ઉભરાયા૦

દે ચટકો, ચટ કરતો, બાઇજી! શું કરું?
          તરસ્યો અતિ માંકણિયો, ચપળ ચકોર જો;
પીતાં જંપે લોહી ન, બાઇજી! શું કરું?
          હે દુઃખ દુશ્મન સમ, એ નિર્દય ચોર જો!
                                        —ઉભરાયા૦

લાંબી રાત ન ખૂટે, બાઇજી! શું કરું?
          નણદી ને ન્હાનકડી, મનડું અધીર જો,
નાવે નીંદરડી જરી, બાઇજી! શું કરું?
          વીત્યા જુગજુગ, નાવ્યો નણદલવીર જો!
                                        —ઉભરાયા૦

ભીંતે, ખાટે, પાટે, બાઇજી! શું કરું?
          ઉલટયાં ઘણુ માંકણનાં, શાં મ્હસ જોર જો,
સહુ યે સૂનાં, ઘર, ઉર! બાઇજી! શું કરું?
          હરતો ના હરિ યે રે પ્રાણ કઠોર જો!*
                                        —ઉભરાયા૦

રામમોહનરાય જ દેસાઇ

---

* ઘણાં વર્ષો ઉપર, થોડાંક વિનોદ પદો મેં લખેલાં તેમાંથી ત્રણ ગુણસુન્દરીમાં પ્રકટ પણ થઇ ગયાં છે. બાકીનાં કાગળો, બીજામાં ભળી ગયેલ, તે હમણાં હાથ લાગ્યાં છે, તેમાંથી આ ચોથું છે; ને કે સ્થિતિ વિનોદના કરુણાત્મક [illegible] છે રા. જ

# પરમેશ્વર!

શ્રી. દીનશા એફ. આંઇવાલા

અંધકાર કાળરાત્રિ ભયંકર રૂપ ધારણ કરી બેઠી હતી. અંધકાર જાણે ખોકામાં અજવાળાંને પણ ભરખી જવા જાણે છીમ ચાટતો પડ્યો હતો. લીલા ઝાડ પર બેઠેલ લીલા તીડને આ ન ગમ્યું. બહારથી તે ઓરડીમાં આવ્યો. દીવાનાં આછાં કિરણ અંગ પર પડતાં જ તેનો લીલો રંગ ચમકારવા લાગ્યો—જાણે કે પશ્ચિમ તરફ ઢળી પડેલ સૂર્યના પ્રકાશથી ચમકારતું સમુદ્રનું પાણી જ !

અભિમાનથી ઘેલો બનો તીડ પોતના રંગ તરફ જોતો હતો. 'ધુરં...ધુરં...' અવાજ કાને પડતાં જ તેણે ઉંધાઇને જોયું. દીવાની નીચે એક મસોતા જેવી કાળી બિલાડી બેઠી હતી. કેવી કાળા કોલસા જેવી હતી તે ! દીવા નીચે અંધારું તે શું ખોટું છે ?

અભિમાનનું મોજું તેના સમસ્ત શરીર પર ઉછાળા મારવા લાગ્યું. 'મારો રંગ કેવો મઝાનો લીલો છે ? એકદમ ઝાડની તાજી પાની જેવો. એ દીવા નીચેનો કોલસો...!' તે આનંદથી ડોલવા લાગ્યો. જાણે સ્વર્ગમાં નાચ કરી ડોલતી મેનકા ! પક્ષીઓ ઝાડ પર કેવા આનંદથી નાચે છે ! આ ડાળી પરથી તે ડાળી પર, તે ડાળી પરથી આ ડાળી પર ! તીડ પણ તેમ જ કરવા લાગ્યો. એને આખા વાતાવરણને નૃત્યશાળા માની લીધી.

ઉડતાં ઉડતાં તેને લાગ્યું. "મારું શરીર કેટલું સુંદર છે ! જાણે કે અલૌકિક વિમાન જ ! નહિ તો તે દીવા નીચે બેઠેલ મહાદેવ, એકદમ ખટારો બની ગયો છે..."

દીવાના આછા પ્રકાશમાં બિલાડી ખિન્ન મુખે બેઠી હતી. અરે ! આજ ચાર દિવસથી ઉંદર તો બાજુ રહ્યો પણ પક્ષવડી, તીર ખાવા મળ્યો નથી તેનો 'ધુરં...ધુરં..' અવાજ સ્પષ્ટ પડઘો પાડતો હતો— કેટલો નિર્દય છે દેવ ! જેની પાસે ખાવાનો ઢગ છે તેને ભૂખ નથી. જેને આજ ચાર દિ' થયાં...'

તેના આ શબ્દો સાંભળી તીડને આશ્ચર્ય થયું. દેવ-અને નિર્દય ! જે દેવે આપણને આ સુંદર લીલો રંગ આપ્યો, વિમાન જેવું ચંપળ શરીર આપ્યું તે દેવ નિર્દય ક્યાંથી હોય ? દીવા પાસે ઊડી મારી. તે બોલ્યો: 'એ બચાડા ! મહામૂર્ખ છે તું. દેવ દયાળુ છે. દેવે દીધેલ મારો આ રંગ જો. આ જો વિમાન ઉપર ચાલ્યું !' પણ તે વિમાન ઉડવાં અગાઉ જ જમીન પર પડી પડ્યું. બિલાડીએ આબાદ નિશાન તાક્યું હતું.

તીડે આક્રંદ કર્યું—'દેવ નિર્દય છે. કુ...ચ્ટ... ?'

બિલાડી ચિચકારો મારી બોલી—'દેવ દયાળુ છે, અતિ દયાળુ છે.' "*

---

* ખાંડેકરના 'કલિકા'માંની મૂળ મરાઠીનો અનુવાદ.

# વિશ્વપ્રેમ

રાગ ભૈરવી : તાલ ધુમાળી

[ લય—રક્ત ટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે ]

મતિહિન ભ્રમિત્ વિજ્ઞાન વિલોકી શસ્ત્ર નાશનાં સરજે,
ગતિ ત્વરિત્ ચકિત વિમાને ગોળા અગ્નિતીર ભરજે;
માનવ માનવ ભક્ષક જે....
વિશ્વપ્રેમે ભાવિ ઘડજે.

શાપિત અસુર ગૌરવર્ણધર અવતારે અવતરજે,
વિશ્વનાશના અગણિત અગ્નિ માંહે ભેળો બળજે,
માનવ માનવ ભક્ષક જે....
વિશ્વપ્રેમે ભાવિ ઘડજે.

પુણ્યભૂમિ સુરકેરીથી તુ દ્રષ્ટિને દૂર કરજે,
વિનાશ નોતરે સાથે થશે ના ભેળો તું પણ મરજે;
માનવ માનવ ભક્ષક જે....
વિશ્વપ્રેમે ભાવિ ઘડજે.

સર્જનહાર ધરી અવતાર નિજ ભૂમિ પદ ધરજે,
ઉજડે નંદનવન તે પલટે તવ્ શક્તિ સંતમાં ભરજે;
માનવ માનવ ભક્ષક જે....
વિશ્વપ્રેમે ભાવિ ઘડજે.

નાશ નોતરી આવે તેના ભ્રમને દૂર દૂર કરજે,
મતિભ્રષ્ટને પામર ગણી પથ સાચે લઇ સંચરજે;
માનવ માનવ ભક્ષક જે....
વિશ્વપ્રેમે ભાવિ ઘડજે.

જગજન ઉરઉરનાં તિમીર સૌ જ્વલંત જ્યોતથી હરજે,
સંત જ્ઞાનદીપ ઝબકળતો છે વિશ્વપ્રેમને વરજે;
માનવ માનવ ભક્ષક જે....
વિશ્વપ્રેમે ભાવિ ઘડજે.*

" જ્વલંત જ્યોત "

---

* અપ્રગટ ' સંતચરણે ' નામક કાવ્યસંગ્રહમાંથી.



જીવનસંગીત

ચિત્રકાર : શ્રીયુત " કલાધર "

# ચુઆંગ ચાપની પત્ની

શ્રી. છોટાલાલ માનસિંગ કાચવાળા

( ચીનની લોકવાર્તા )

આપ વંશના છેલ્લા દિવસોમાં, ઋષિ લાઓત્સુ (તાઓ ધર્મના સ્થાપક)નો જન્મ થયો હતો. વૃદ્ધ પુરુષની માફક જન્મથી જ તેના વાળ બરફ જેવા સફેદ હતા અને લોકો તેને લાઓત્સુ ( જેનો અર્થ બુઝર્ગ કુમાર થતો હતો ) કહેતા હતા. તેના શિષ્યોમાં ચુઆંગ ચાપ નામનો વિદ્વાન હતો. તેને વારંવાર સ્વપ્નમાં શ્વેત પતંગીયું દેખાતું હતું.

લાઓત્સુએ તેને સમજ પાડી કે "તારા સ્વપ્નનું પતંગીયું તે તારા પૂર્વ જન્મની સ્મૃતિ છે. પૂર્વ જીવનમાં તું સુંદર શ્વેત પતંગીયું હતો. તારી પાંખો ગાડાંના પૈડાં જેવડી મોટી હતી, તેં આમતેમ ભમીને પુષ્પોનું મધુ ચૂસવામાં દિવસો વ્યતિત કર્યાં પરંતુ એક દિવસે તેં 'આનંદ પુષ્પ'ની સુગંધ હરી લેતાં પીળી દેવી એટલી ગુસ્સે થઈ કે તેણે તને મારી નાખવાને એક પક્ષી મોકલ્યું. સમય જતાં તારો જગતમાં પુનર્જન્મ થયો."

પોતાના પૂર્વ જન્મની હકીકત સાંભળીને તથા પોતે કરેલ અન્યાયથી દુઃખ પામીને, ચુઆંગ ચાપ સખત તપ કરવા તથા ધ્યાનમાં બેસવા લાગ્યો. તેના ગુરુ લાઓત્સુને શિષ્યની સચ્ચાઈ જણાઈ આવી અને તેની નિરાશાની દયા લાવીને તેને તાઓ ધર્મનું રહસ્ય તથા ગુપ્ત ભેદ શીખવ્યાં. તેણે તેનાથી કશું છુપાવ્યું નહિ. ચુઆંગ ચાપે તાઓ ધર્મના અભ્યાસ પાછળ દિવસો અને રાત્રિઓ વીતાવી. તે વિચિત્ર અને અદ્‌ભુત કળામાં એટલો બધો પાવરધો થઈ ગયો કે તે આ જગતમાંથી અદ્રશ્ય થઈ જતો, પોતાનો આકાર બદલી શકતો, હવામાં મુસાફરી કરી શકતો, એક જ વખતે ઘણાં સ્થળોએ હાજરી આપતો અને બીજાં અસાધારણ કાર્યો કરતો.

*

જો કે તે તાઓ ધર્મ પાળતો છતાં તેણે જીવનનો ત્યાગ કર્યો નહોતો. વસ્તુતઃ આપણી વાતના અમયે ચુઆંગ ચાપ ત્રણ વખત લગ્ન કરી ચૂક્યો હતો. તેની પહેલી પત્ની મૃત્યુ પામી હતી. બીજી પત્નીને તેણે તલ્લાક આપી હતી. પણ તેની ત્રીજી પત્ની ટિએન સુંદર તથા હોંશિયાર હતી અને પતિનો તેના પર પ્રેમ હતો.

એક દિવસ પર્વતના રસ્તા પર ચાલતાં, ચુઆંગ ચાપે એક યુવતીને પીળાં શણનાં શોકનાં કપડાં પહેરીને, તાજી બનાવેલ કબર પાસે બેઠેલી જોઈ. તેના હાથમાં એક મોટો પંખો હતો. તે વડે તે માટીના ઢગલા પર જોરથી પવન નાખતી હતી.

તેનાં કાર્યથી વિસ્મિત થઈને ચુઆંગ ચાપે તેની પાસે જઈને તેને પૂછ્યું: ' બેન, આ તમે શું કરી રહ્યાં છો ? '

સ્ત્રીએ જવાબ આપ્યો: " તમારી કમનસીબ કિંકરીનો પતિ હમણાં જ મૃત્યુ પામ્યો છે. તેનાં અસ્થિ અહીં પડયાં છે. જ્યારે તે જીવતો હતો ત્યારે અમે પરસ્પર વચન આપ્યું હતું કે જ્યાંસુધી પ્રિયજનની કબર પરની ધૂળ સુકાઈ ન જાય ત્યાંસુધી અમે એકકે ય પુનર્લગ્ન કરશું નહિ. મને લાગે છે કે આ ધૂળને સુકાતાં લાંબો સમય લાગશે. તે ઉતાવળથી સુકાઈ જાય તે માટે હું પંખો નાખી રહી છું. "

ચુઆંગ ચાપ હસ્યો. તેણે કહ્યું: ' તારે તારા હાથને થકવવાની જરૂર નથી. ચાલ, હું

તને મદદ કરું." તેણે તેના હાથમાંથી પંખો લઇને કબર પર ત્રણ વખત હલાવ્યો અને ઉપરની ધૂળ સત્વર સુકાઇ ગઇ. તે વિધવા સત્વર ઊભી થઇ, આનંદથી પોતાનાં શોકનાં કપડાં ફેંકી દીધાં અને ચુઆંગ ચાપને નમન કરી પંખો તેની પાસે રહેવા દેવા કહ્યું. પછી પાછળ કબર તરફ દષ્ટિપાત કર્યા સિવાય તે શહેર તરફ ઉતાવળે ચાલતી થઇ.

*

તે જ સાંજે કૌમુદીમાં શ્વેત ગુલાબના મદિરાની પ્યાલી પીતાં ચુઆંગ ચાપે પોતાના ખિસ્સામાંથી પંખો કાઢયો અને નિઃશ્વાસ નાખ્યો. તે બબડયોઃ 'અફસોસ !'

તેની પાછળ ઊભેલ તેની પત્નીએ તેનો નિઃશ્વાસ સાંભળ્યો અને તેના દુઃખમાં પોતાને ભાગીદાર કરવાની તેને વિનંતિ કરી. એ ઉપરથી તેણે બપોરના બનાવની વાત કહી. કબર પરની ધૂળ સુકાઈ જતાં તે વિધવાને ત્યાંથી ચાલ્યા જવામાં કેટલો આનંદ આવ્યો તના પર તેણે ખાસ ભાર મૂકયો.

ટિએને ગુસ્સે થઇને કહ્યું "કેવી કુલટા ? આવી બેશરમ વર્તણુંક વિષે મેં અગાઉ કદી સાંભળ્યું નથી. જો કે જગત વિશાળ છે, પરંતુ આવી બીજી સ્ત્રી તો ભાગ્યે જ મળી આવે."

"શબ્દો, ખાલી શબ્દો, તારા આવા પુષ્પ જેવા સૌંદર્ય સહિત, મારા મૃત્યુ પછી તું ત્રણ વરસ પણ એકલી રહીશ ખરી કે ?" ચુઆંગ ચાપે પ્રશ્ન કર્યો.

ટિએને ગુસ્સે થઇને જવાબ આપ્યોઃ "એક પ્રાચીન કહેવત છે કે નિમકહલાલ નોકર બે રાજાની સેવા બજાવતો નથી સદ્ગુણી સ્ત્રી બે વાર પરણતી નથી. મારા પર કમનસીબ આવી પડે અને મારા પહેલાં તમારું મૃત્યુ થાય તો બીજાની પત્ની થવાની નામોશીનો હું કદી સ્વીકાર કરીશ નહિ."

*

થોડા દિવસો પછી ચુઆંગ ચાપ માંદો પડયો અને તેની તબીયત ખરાબ થતી ચાલી. પછી તેની પત્નીને બોલાવીને તેણે કહ્યુંઃ "હવે કોઇપણ દવા કામ કરે તેમ નથી, કારણ કે મને લાગે છે કે મારો અંતઃકાળ આવી પહોંચ્યો છે. મારું છવન પૂરું થયું છે. તે દિવસે તેં પંખાના ટુકડેટુકડા કરી નાખ્યા તે બહુ ખોટું કર્યું. જો તું એટલી ગુસ્સે ન થઇ હોત તો મારી કબરની ધૂળ સુકવી નાખવામાં તને તે ઉપયોગી થઇ પડયો હોત."

ટિએને વિરોધ ઉઠાવતાં કહ્યુંઃ 'અફસોસ, અફસોસ, તમે શી રીતે મશ્કરી કરી શકો છો ?" રુદનને અંગે તેની આંખો લાલચોળ થઇ ગઇ હતી. "એક વાર બોલેલ શબ્દ કદી પણ ન તોડાય તેટલું તો તમારી દાસીને જ્ઞાન છે. હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે એમ તેમ થાય તો પણ હું તમારી સ્મૃતિને વફાદાર રહીશ. તેની શંકા લાવશો નહિ, નહિતર તમારી નજર સમક્ષ હું મરી જઇશ. તમે જ્યારે મૃત્યુ પામશો ત્યારે મારું હૃદય પણ મૃત્યુ પામશે. હું જીવીશ ખરી, પણ મારા મનમાં તમારી સાથે ફરી જોડાવાનો એક જ વિચાર હશે."

"તારી સચ્ચાઇ મારી શંકાનું નિરસન કરે છે. હવે હું શાંતિથી મૃત્યુ પામીશ." ચુઆંગ ચાપે છેલ્લો શ્વાસ લીધો અને તેનું શરીર સત્વર અક્કડ તથા ગતિહીન થઇ ગયું.

*

તેના મૃત્યુ પછી લગભગ એક અઠવાડિયે વૉંગ-સુન નામનો એક યુવાન વિદ્વાન પોતાના ગુરુને મળવા આવ્યો. જ્યારે તેને ખબર પડી કે ચુઆંગ ચાપ મૃત્યુ પામ્યા છે ત્યારે તેણે શોકનાં વસ્ત્રો ધારણ કર્યાં અને કોફીનને ચાર વખત નમન કરી રડતાં રડતાં કહ્યુંઃ "હું કેવો કમનસીબ છું ? હું પર્વતો ઓળં-

ગીને તમારી પાસે જ્ઞાન પ્રાપ્ત કરવા આવ્યો. અફસોસ ! દુર્દૈવ ! દુર્દૈવ ! " પછી ચાર વખત નમન કરીને તેણે ટિએનને મળવાની માગણી કરવા પોતાના નોકરને મોકલ્યો.

પહેલાં તો ટિએને મળવાની ના પાડી. પણ આખરે વેંગ–સુનના નોકરનો વિજય થયો. તેણે ઉંબરા પાસે આવીને નીચે ઢાળેલી આંખો વડે વેંગ–સુનના નમસ્કારનો સ્વીકાર કર્યો. પોતાને મળવા બાબત આભાર દર્શાવી વેંગ–સુને કહ્યું: " થોડા સમય પહેલાં મને મારા ગુરુજી તરફથી પત્ર પ્રાપ્ત થયો હતો. તેમાં મારી મુસાફરી માટે તેણે આ સમય નિર્ણિત કર્યો હતો. તેમના ઉપદેશો સાંભળવાનું મને માન મળે ત્યાર પહેલાં તેમનો આત્મા અહીંથી વિદાય થયો છે. તે જાણીને મને કેટલું દુઃખ થતું હશે ? તમારી અનુજ્ઞાથી હું મને તેમનો યોગ્ય અનુયાયી ગણાવી શકું ? બાઈ સાહેબ, તેમના માટે શોક દર્શાવવા એક સો દિવસ સુધી તેમના અભ્યાસગૃહમાં આવવા દેવાની પરવાનગી માગવાની હું ધૃષ્ટતા કરી શકું ? જે પુસ્તકો પર તેમનો પ્રેમ હતો તેની નજીક હું રહી શકું ? "

આ માગણી નકારવા માટે ટિએન કંઇ બહાનું શોધવા જતી હતી એટલામાં તેણે પોતાની ઢાળેલ દૃષ્ટિ ઊંચી કરીને વેંગ–સુનને જોયો. તે ઊંચો, સીધો તથા દુબળો હતો. તેનો ચ્હેરો કેવો સુંદર હતો ? તેની આકૃતિ કેવી સુરેખ હતી ? ટિએન તેના પ્રતિ રાશંસાથી વસડાઇ ગઇ અને તેની માગણીનો અસ્વીકાર કરી શકી નહિ. તેણે તેને પોતાની પાછળ ચુઆંગ ચાપના અભ્યાસગૃહમાં આવવાની નિશાની કરી અને પોતે જ તેને પુસ્તકો બતાવ્યાં.

*

હવે દિવસો વધારે ઝડપથી પસાર થવા લાગ્યા. દરેક દિવસે વેંગ–સુન પરત્વેનો તેનો પ્રેમ વધતો જતો હતો. શરુઆતમાં તે માત્ર નિસાસા નાખતી, પરંતુ સમય જતાં તેણે પોતાની બુદ્ધિનો આશરો લેવા વિચાર કર્યો. એક દિવસ વેંગ–સુનના નોકરને શોધી કાઢી પોતાની પાસે બોલાવ્યો અને તેની પાસે સરસ દારુ ધરીને કહ્યું: "ચાચા, તમારી શેઠાણી કેવાંક રૂપાળાં છે ?"

" મારા શેઠ હજુ પરણ્યા નથી. "

" એમ ? આવા સુંદર તથા હોંશિયાર માણસને રાજી કરવાનું મુશ્કેલ છે એમ મને લાગે છે. હું શોકમાં છું અને મારે પણ જરા ગમ્મતની જરૂર છે. ચાલો, તમારા શેઠને કેવી કન્યા પસંદ પડશે ? મારી ઘણી પિતરાઇ બેનોનાં હજુ સગપણ થયાં નથી, વળી મને પણ આનંદપ્રદ વાતચીતની ખૂબ જરૂર છે. "

વૃદ્ધ મનુષ્યે વાંધો દર્શાવતાં કહ્યું: " ના, આ કઇ મશ્કરીનો વિષય નથી. જો હું સાચું કહું તો હજુ મારા શેઠે ગઇ રાતે જ નિસાસો નાખતાં કહ્યું હતું કે ભીજી કોઇ સ્ત્રી આપને સૌંદર્ય તથા બુદ્ધિમાં પહોંચી શકે તેમ નથી. "

આથી હર્ષાન્વિત થઇને ટિએને બધી સાવચેતી દૂર કરી. તેણે કહ્યું: " તમારા શેઠને જઇને કહો કે હવે નિસાસા નાખવાની જરૂર નથી, ચાચા, જલદી જઇને તમે આમાનાં લગ્નનું નક્કી કરી આવો. "

દિવસો વીત્યા અને નોકર પાછો ફર્યો નહિ. આ શંકામાં રહેવાનું અશક્ય હોવાથી તે એક દિવસ તેનો રસ્તો રોકીને ઊભી અને તેના શેઠને તેણે વાત કરી હતી કે કેમ તે પુછ્યું.

વૃદ્ધ મનુષ્યે જવાબ આપ્યો કે: " મારા શેઠે પણ કબૂલ કર્યું કે બધી સ્ત્રીઓ કરતાં આપ સૌંદર્ય તથા ડહાપણમાં ચઢિયાતાં છો.

પરંતુ આપની સાથે લગ્ન કરવામાં ત્રણ મુશ્કેલીઓ આડે આવે છે."

" તે મુશ્કેલીઓ શું છે તે જલદી કહો."

" પહેલી મુશ્કેલી તો એ છે કે તમારા મૃત પતિનું શબ મોટા હૉલમાં બહુ જ માનપદ સ્થિતિમાં પડ્યું છે. જે ઓરડામાં શબની પેટી પડી હોય તે ઓરડામાં લગ્નની ક્રિયા થાય તે ઠીક દેખાય નહિ. બીજી મુશ્કેલી એ છે કે સ્વ. માનનીય સુઆંગ ચાપ એટલા પ્રસિદ્ધ મનુષ્ય હતા કે મારા શેઠ તેના યોગ્ય અનુગામી ગણાશે નહિ. ત્રીજી મુશ્કેલી એ છે કે, અફસોસ ! મારા માલિક તો ગરીબ, માંડ પેટ ભરી શકે તેવા વિદ્યાર્થી છે. તે લગ્નક્રિયાનું ખર્ચ પણ આપી શકે તેમ નથી."

ટિએને દઢ અવાજે કહ્યું: " તમારા શેઠને કહેજો કે આ મુશ્કેલીઓ નિવેડો ન લાવી શકાય તેવી નથી. મારો જવાબ આ રહ્યોઃ શબની પેટી તો મારા હુકમથી આજે જ પાછળની ઓરડીમાં લઇ જવામાં આવશે. મારા સ્વ. પતિની વિદ્વતા તથા હોંશિયારી તો માત્ર કહેવાની જ હતી. પૈસા સંબંધી પ્રશ્નમાં તો તમારા શેઠને કહેજો કે એક વ્યક્તિ માટે પૂરતું છે તે બે માટે પૂરતું થઇ શકશે. માટે ચાચા, જલદી જાવ અને વગર ઢીલે જવાબ લઇ પાછા આવો."

થોડા સમયમાં વૃદ્ધ મનુષ્ય પાછો આવ્યો. તેણે જવાબ આપ્યો કેઃ " મુશ્કેલીઓ દૂર થવાથી મારા શેઠ બહુ રાજી થયા છે અને લગ્નનું મુહૂર્ત જોવરાવવાનું તમને કહ્યું છે." ટિએને તે જ સાંજે લગ્ન કરવાનું નક્કી કર્યું. લગ્નક્રિયા પૂરી થયા પછી તથા દારની મેહેફિલ ઊઠયા પછી યુગલ કન્યાના ઓરડામાં ગયું. પણ હજુ તો ત્યાં પ્રવેશ નહોતો કર્યો ત્યાં તો વરરાજાએ લથડિયાં ખાતાં ખુરશી પકડી લીધી. ટેબલ પર માથું મુકીને ખૂબ દુ:ખ થતું હોય તેમ તે ઉંહકારા નાખવા લાગ્યા.

આથી ભયભીત થઇને ટિએને વૃદ્ધ નોકરને બોલાવ્યો: " ચાચા, આવો! તમારા શેઠને કંઇક પીડા થાય છે. તે મારી સાથે બોલી શકતા નથી. શું થયું છે ?"

વેંગ-સુન અત્યે દષ્ટિ કરી વૃદ્ધ નોકરે પોતાના હાથ પછાડી બૂમ મારીઃ " અફસોસ, મારા શેઠને હૃદયરોગનો હુમલો થયો છે. ઘણા ડૉકટરોએ તેને દવા લખી આપી છે પરંતુ માત્ર એક જ દવાથી તેને ફાયદો થશે."

" તે કઇ દવા ? તે જલદી લાવો."

" અફસોસ ! દવા તો તાજેતરમાં મારી નાખવામાં આવેલ મનુષ્યનું મગજ ગરમાગરમ દારુમાં રાખેલું હોય તે છે. મારા શેઠ તે ખાશે કે તરત જ તેનું દરદ દૂર થશે. તેના વિના તેનું મૃત્યુ થશે." એમ કહી બુઢ્ઢો તો આક્રંદ કરવા લાગ્યો.

ટિએન હવે જીવ પર આવી ગઇ હતી. તેણે બૂમ પાડી કહ્યું: " તમારું આક્રંદ બંધ કરો. મરણ પામેલ મનુષ્યનું મગજ ચાલશે?"

" હા જો મૃત્યુ પામેલ મનુષ્યને સાત વખત સાત દિવસ ન થયા હોય તો તેનું મગજ સુકાઇ ગયેલ હોતું નથી."

ટિએને છુટકારાનો દમ ખેંચ્યો: " ઠીક, તમે પહેલાંથી એમ શા માટે ન કહીને સમય બચાવ્યો નહિ ? હવે તમારા માલિકની જીંદગી બચી ગઇ જાણો, કેમ કે સુઆંગ ચાપને મૃત્યુ પામ્યાને માત્ર વીસ જ દિવસો વીત્યા છે."

પછી તે કુહાડો લાવવા ઝપાટાબંધ ગઇ. એક હાથમાં કુહાડો તથા બીજા હાથમાં દીવો લઇ તે જે અંધારી ઓરડીમાં સુઆંગ ચાપનાં શબની પેટી હતી ત્યાં ગઇ. દીવો નીચે મૂકીને બન્ને હાથમાં કુહાડો લઇને તે

શબની પેટીના ઢાંકણા પર ઘા કરવા લાગી. છેવટ ઢાંકણું તૂટી ગયું. શબની પેટીમાંથી પડઘા જેવો આછો નિઃશ્વાસ નીકળ્યો. ચુઆંગ સીધો બેઠો થયો અને તેણે પેટીનું ભાંગી ગયેલ ઢાંકણું એક બાજુ ખસેડી નાખ્યું. ટિએનના નબળા હાથમાંથી કુહાડો પડી ગયો. તે તે જ જગ્યાએ ચોંટી ગઈ! તેની આંખો બહાર નીકળી જતી લાગી. તેનું મોઢું ફાટી રહ્યું. ચુઆંગ ચાપે હુકમ કર્યો: "વહાલી! આવ, મને બહાર નીકળવામાં મદદ કર." તેની પાસેથી કંઈ મદદ ન મળતાં, તે શબની પેટીમાંથી બહાર નીકળ્યો અને એક હાથમાં દીવો લઈને, તેને પોતાની પાછળ આવવા નિશાની કરી.

પોતાની ઈચ્છા વિરુદ્ધ, ટિએને ધ્રૂજતાં ધ્રૂજતાં તે પ્રમાણે કર્યું. કન્યાના ઓરડામાં પ્રવેશ કરતાં તેણે જોયું કે વેંગ-સુન તથા તેના વૃદ્ધ નોકરનાં બધાં ચિહ્નો તદ્દન અદૃશ્ય થયાં હતાં. તેથી તેને ખૂબ આનંદ થયો.

ટિએનને હિંમત આવતાં તે બોલી ઊઠી: "મારા પતિ! મારા પ્રભુ! તમે પાછા આવ્યા તે જાણી હું કેવી રાજી થઈ છું? તમારા મૃત્યુ પછી મને તમારા સિવાય એક પણ વસ્તુનો વિચાર આવ્યો નથી. રડી રડીને મારી આંખોએ અંધાપો આવવા લાગ્યો છે. આજ સાંજે તમારા તરફ તપાસ રાખતાં, મેં તમારા નિસાસા સાંભળ્યા. તે સાંભળતાં જ મને લાગ્યું કે તમે પાછા આવ્યા છો એટલે ઉતાવળથી મેં શબની પેટી તોડી નાખી. મારાં દુઃખ તથા અશ્રુની દેવો પર જરૂર જ અસર થઈ લાગે છે."

ચુઆંગ ચાપ બૂમ પાડી ઊઠયો: 'તારા સુંદર વિચારો માટે આભાર, પરંતુ વ્હાલી, મને મૃત્યુ પામ્યાને ઝાઝા દિવસો થયા નથી છતાં હું તને સુંદર નવવધૂના પોષાકમાં જોઉં છું."

હાજરજવાબી ટિએને જવાબ આપ્યો: "મારા પ્રભુ, જો મેં શોકના પોષાકમાં તમારું સ્વાગત કર્યું હોત તો તે યોગ્ય ગણાત નહિ."

"મારાં સુખની કેટલી ચિંતા? પરંતુ મારાં શબની પેટીને તેના માનનીય યોગ્ય સ્થાનેથી પાછલા બારણેથી નાની ઓરડીમાં ખસેડવાનું કારણ હું જાણી શકું?"

ટિએન પાસે આનો કશો જવાબ નહોતો. ચુઆંગ ચાપે તેને શ્વેત ગુલાબનો દારુ લાવવાનો હુકમ કર્યો. કૌમુદીનો પ્રકાશ જોવા તે બારીમાં નીચે વળ્યો. પછી હાથમાં બ્રશ લઈને ચુઆંગ ચાપે લખ્યું કે:

"મનુષ્યને એક વાર મૂર્ખ બનાવી શકાય છે.

જો કે તું મને અત્યારે ચાહે છે, છતાં તારી સાથે મારે રહેવું ન જોઈએ.

જો હું ફરી વખત છેતરાઉં તો મારું શબ દુષિત નહિ થાય?"

ટિએને તેના ખભા પરથી નજર નાખી. આ વાંચતાં થંભી ગઈ. ચુઆંગ ચાપે લખવાનું ચાલુ રાખ્યું:

"પતિ તથા પત્ની! કહેવાતા પ્રેમથી ચેતતાં રહેજો.

આગલા પતિનું શરીર ઠંડું પડી જાય ત્યાર પહેલાં પત્ની નવા પતિને ચાહે છે, કોફીનને તોડી નાખે છે, અને કબર પરની માટીને સુકાતા જેટલી રાહ જોતી નથી."

"છેવટે મારી ગેરહાજરીને અંગે તો કંઈક ગમ્મતનું સાધન જોઈતું હતું. હું તને તેનો કંઈક બદલો આપું.—જો!" આમ કહી તેણે હાથ હલાવ્યો.

ટિએન વેંગ-સુન તથા વૃદ્ધ મનુષ્યને પોતાના તરફ આવતા જોઈને લગભગ મૂર્છિત દશામાં આવી પડી. તેણે પોતાની આંખો બંધ કરીને ચીસ પાડી. તેણે જ્યારે ફરીથી

આંખો ઉઘાડી ત્યારે કોઇ દેખાતું નહોતું કારણ કે સુઆંગ ચાપે પોતાનું કુદરતી સ્વરૂપ ધારણ કરી લીધું.

તે જ રાત્રે ટિએને ગળાફાંસો ખાધો. છેડાછેડીની ગાંઠ વતી ટિએને ફાંસો ખાધો હતો તે સુઆંગ ચાપે તોડી નાખ્યો અને તેના શબને શબપેટીમાં મૂક્યું. પછી તેણે આખું ઘર સળગાવી દીધું.

'તાઓના સિદ્ધાંત' અને એક નળિયાંના જૂના કકડા સિવાય ઘરમાંથી કાંઇ બચ્યું નહિ. નળિયાં પર નીચે લખેલા શબ્દો, બળ્યા છતાં, વંચાતા હતાઃ

" શબ્દો ખાલી છે, વચનો નકામાં છે,
પ્રેમ શાશ્વત છે, કેવી મશ્કરી ?
મારી પત્ની પોતાના પ્રેમને કલંક લગાડશે,
મારો ઘોડો બીજાનું અનાજ ખાશે,
જો હું ખરેખર મરી ગયો હોત
તો પણ હું ખરેખર હાસ્યને પાત્ર થાત. "*

* ચાંગ કાઇ શેકના લેખ પરથી.



# સહારો

( જીવન મારા જમવા આવો, દશરાનો છે દહાડો એ ઢાળ )

પ્રીતમ પ્યારા ! છેલછબીલા, છોગાળા મોહનજી રે. ટેક.

પાણિયારે બેડું મૂકું ત્યાં, નીરખું તારી મૂર્તિ રે,
વેણીમાં ગુલાબ ગૂંથું જ્યાં, ઝગમગતી તુજ જ્યોતિ રે; પ્રીતમ૦

કુંકુમ ટીલડી લાલ કરું ને તું સન્મુખ રહી હસતો રે,
કૃષ્ણ કનૈયા કામણગારા, તું અંતરમાં વસતો રે; પ્રીતમ૦

રમતાં જમતાં તારી બંસી કેરા સૂર હું સૂણું રે,
યુગયુગથી જે બાજી રહી છે, તેનાં ફૂલ હું વીણું રે; પ્રીતમ૦

તારા નાદે ચનથન નાચે, પ્રકૃતિ કેરી નટડી રે,
નટડીની પગ ઘૂઘરી નાચે, નાચે જગની નથડી રે; પ્રીતમ૦

ભવાટવીમાં ભૂલી પડી હું, મારો કે ઉગારો રે,
'મોહન'ના સ્વામી ઓ મારા, મારે તારો સહારો રે;
પ્રીતમ પ્યારા ! છેલછબીલા છોગાળા મોહનજી રે.

" મોહિનીચંદ્ર "

# સ્ત્રી અને સ્વામીત્વની ભાવના

શ્રી. કુંદનલાલ ધોળકીયા

'તું તો માટીનો છો અને માટીમાં મળીશ ' એ કથનનું સત્ય સ્વયં-સિદ્ધ છે. માનવઅવતાર રૂપી લીટીના બે છેડા, જન્મ અને મૃત્યુની પળો આ કથનાનુસાર શૂન્ય છે પરંતુ તે બે છેડા વચ્ચેની ભૂમિકામાં વિધવિધ પ્રકારના આંકડા છે. જન્મની બીજી ક્ષણે બાળક કોઈકનું થઇ જાય છે. માતપિતા, બ્હેનભાઈ કહેશે તે ' અમારું ' છે. ધીરે ધીરે તે બાળકમાં ઇચ્છા, વાસનાની પરંપરા શરુ થાય છે. "આ મારું છે, તારું નથી" એ ભાવના ક્યારે અને કેમ જન્મે છે તે વિષે એક સુંદર દૃષ્ટાંત ક્યાંક વાંચેલું. કોઇ નાટકમાં પિતા પોતાના નાના પુત્રને તેડી ગયેલા. નાટક ખલાસ થતાં તેઓ થીયેટરમાંથી બહાર નીકળ્યા. આ બાળક દોડતું દોડતું કોઇ પાસે ઊભેલી મોટરમાં ચડવા લાગ્યું. પિતાનું ધ્યાન જતાં તરત ત્યાં જઇ બાળકને નીચે ઊતાર્યું અને કહ્યું કે ' આ મોટર આપણી નથી. ' બસ, ત્યારથી આ બાળહૃદયમાં મારું-તારું એ ભેદભાવ પ્રવેશ્યો. વસ્તુતઃ મોટર જેમ રમકડાં, કપડાં ચોપડી વગેરેથી આપણામાં મારું-તારું શરુ થાય છે. સ્વાર્થદૃષ્ટિ મનુષ્યમાં પ્રધાનપદે હોતાં માલિકીની વસ્તુઓનો પ્રદેશ વધતો જ જાય છે.

આ માલિકીની ભાવના પુરુષો અને સ્ત્રીઓમાં કેટલે અંશે હોય છે અને કોનામાં વધારે એ માનસશાસ્ત્રનો પ્રશ્ન છે. પણ એ તો સ્પષ્ટ જણાય છે કે સ્ત્રીઓને માલિકી વધારે ગમે તો છે જ. પુરુષને માલિકી ગમે છે પણ તે તેમાં રચ્યોપચ્યો રહેતો નથી. સ્ત્રીને પોતાની વસ્તુમાં એક પ્રકારની નિકટતા લાગે છે, નાના છોકરા છોકરીમાં છોકરીને રમકડાં માટે વધારે આગ્રહ હશે. છોકરાનું રમકડું તરત ભાંગી જશે, છોકરી પોતાનું રમકડું સાચવશે. તેની પુતળીને તે શણગારશે. માટીના પોપટ કે મોરને કબાટમાં સાચવી રાખવા કહેશે. જરા મોટા થતાં, છોકરાને ઘરની બહાર રખડવાનું મન થશે, છોકરીને બહાર નીકળવાની બહુ ધગશ નહિ હોય. કપડાંમાં પણ તેમ જ. પુરુષને કપડાં ઘણાં નથી હોતાં, સ્ત્રીને દર પ્રસંગે કપડું થાય. સ્ત્રી જ્યારે પોતાની બેગ ઉઘાડશે ત્યારે કપડાં જોતાં તે એકાગ્ર થઇ જશે.

ગૃહસ્થજીવનમાં માલિકીની ભાવના સ્ત્રીઓમાં વધુ પ્રકાશે છે કાંઇક સારું કમાતાં પતિને પત્ની ' શેઠ ' કહીને સંબોધે છે. ' ભાઇ ઘરમાં છે કે નહિ ? ' તે પ્રશ્નના ઉત્તરમાં ' શેઠ ' બહાર ગયા છે ' એ ન સાંભળ્યું હોય તો જજો મુંબઇની ચાલમાં. પતિને ' શેઠ કહીને શા માટે સંબોધે છે એમાં ઊંડે જતાં જણાશે કે પોતે શેઠાણી છે એ લાગણીનો એ પડઘારૂપી આવિષ્કાર છે. પુરુષોને ' બેંક બેલેન્સ 'નો મોહ હોય છે. ચેકના પાના પર સહી કરતી વખતે પુરુષની અહંતાનો પારો ક્યાંયે ઊંચે જશે. સ્ત્રીને બેંક બેલેન્સનો મોહ નથી. તેને હૃદયે તો ઘર, રાચરચીલું, વાહન, બાળકો વગેરેની માળા રમે છે. તેટલા માટે કદાચ સ્ત્રીઓને પોતાની કેડે ઘરની ચાવીનો ઝુડો બાંધવાની ટેવ હોય !

સ્ત્રીઓ લાગણીપ્રધાન છે એ નિધાન નિર્વિવાદ છે. ઘરના નોકરો, પોતાની મોટરના શોફરો સાથે પુરુષ કરતાં સ્ત્રી વધારે નિકટતાથી વાત કરે છે. આનું મૂળ છે હૃદયની કુમાશ, પણ તેમાં સ્વામીત્વની ભાવના

તો છે જ. મોટર પોતાની છે, શોફર પગાર-દાર છે એ તેના મગજપટ પર રમે છે.

સ્વામીત્વની આ લાગણી સ્ત્રીઓમાં એટલે અંશે તીવ્ર હોય છે કે તેના વિના તેને ચેન પડતું નથી. આવક અપૂરતી હોવાને કારણે, અમુક વર્ગમાં ભળી યા બેસી શકાતું નથી તેનું દુઃખ સ્ત્રીને બહુ લાગે છે. બાલ્યા-વસ્થામાં રમકડાંના અભાવથી કરી પુખ્ત ઉમરે ઘરેણાં કે નોકરનો અભાવ તેને ખૂબ જ જણાશે. ' લા મીઝરાલ્ઝ 'માં સુવિખ્યાત લેખક હ્યુગો લખે છે કે ' Doll is one of the most beautiful feminine instinct...a girl without a doll is as unhappy as a mother without a child. ' મોપાંસાં 'ની ' નેકલેસ ' નામક વાર્તા જેમણે વાંચી હશે તેમને ખ્યાલ હશે કે બીજી સ્ત્રીના ગળામાં મોતીનો હાર જોઇ, પોતા પાસે નથી તેનું દુઃખ તે વાર્તાની નાયિકાને કેટલું લાગ્યું હતું. છેવટે તેણે હાર મેળવ્યો, જે ખોવાતાં તેની કીંમત પાછી આપવા જન્મભરની ખેંચ ભોગવવી પડેલી.

સ્વામીત્વની ભાવનાનું મૂળ શું એનું પૃથક્કરણ કરવું કંઇક રસપ્રદ છે. તેનું અન્વેષણ કરતાં એમ જણાય છે કે તેને મદદકર્તી, સ્ત્રીઓના જીવનમાં એક બીજું તત્ત્વ છે અને તે માવજત–સુશ્રુષા (નર્સીંગ). પુરુષમાં તે થોડે અંશે છે. સ્ત્રીજીવનમાં તે વણાઇ રહેલ છે. સ્વામીત્વ અને સુશ્રુષામાંથી પહેલો કોનો જન્મ છે તે કળવું મુશ્કેલ છે પરંતુ એ બન્ને તત્ત્વોને નિકટ સંબંધ છે એમ તો લાગે છે. એક વસ્તુની બહુ કાળજી રાખીએ ત્યારે ધીરધીરે તેમાં આત્મીયતાનો સંચાર થાય છે. સુમેળનો અભાવ હોય તેવા લગ્નજીવનમાં જ્યારે પત્ની બિમાર પડે છે ત્યારે મને કમને પત્નીની ચાકરી કરતા પતિમાં સ્ત્રી પ્રત્યે લાગણીનો ઉદ્ભવ થાય છે. તબિયત દુરસ્ત થતાં એકબીજા વગર ચાલતું નથી.

માવજત–શણગાર એ તત્ત્વો ઘણા સાનિધ્યમાં છે. માતાને બાળક ગમે છે. તેને શણગારવા જોઇતી વસ્તુઓની માલિકીને તે ઇચ્છશે. ગાંધીજીની આત્મકથામાં એક સુંદર પ્રસંગ છે. દક્ષિણ આફ્રિકાથી હિંદ આવતી વખતે ત્યાંના હિંદીઓએ ગાંધીજી પર ભેટ-સોગાદની વર્ષા વરસાવી. જનતાના સેવકે ભેટમાં આવેલ વસ્તુઓ પોતા પાસે રાખવી નહી એ સિદ્ધાંતમાં માનતા ગાંધીજી આ ઘરેણાં પોતા પાસે કેમ રાખે ? પણ કસ્તુરબાને આ વાત ગળે ઊતરી નહી પોતાનો વિરોધ જાહેર કરી તેણે ગાંધીજીને કહ્યું: ' ઘરેણાંની તમને જરૂર નથી. તમારા છોકરાઓને પણ જરૂર નથી. એ તો તમે જેમ સમજાવશો તેમ બોલશે પણ મારી પુત્રવધુઓનું શું ? તેમને તો ઘરેણાં જોઇશે. આટલા સ્નેહથી આપેલ આ વસ્તુઓ હું પોતે પાછી નહી વાળું. "

કહેવાની જરૂર નથી કે આ લાગણીમય શબ્દોથી ગાંધીજી ચળ્યા નહી અને કસ્તુરબાને પણ વર્ષો જતાં મત્ય વસ્તુનું ભાન થયું.

માનસશાસ્ત્રી ફ્રોઇડ કહે છે તેમ માનવ-હૃદયના Sub Conscious stage માં અનેક પ્રકારનાં તત્ત્વો વહે છે. સ્ત્રીજીવનમાં સ્વામીત્વની ભાવનાનું તત્વ બહાર પડતું છે. આ તત્ત્વના ગુણદોષમાં ઊતરતાં જણાય છે કે આ ભાવનાને લીધે સ્ત્રીઓમાં જીદ્દીપણાનો સ્વભાવ પ્રવેશે છે. બહુધા, પતિની અશક્તિ માટે સ્ત્રી દુર્લક્ષ્ય થાય છે. આ દોષ હોવા છતાં પણ એટલું તો કહેવું પડશે કે તેનાં

[ સાંધણ પૃ. ૩૬ને છેડે ]

# સર સી. વી. રામન

સૌ. વનબાળા જીતેન્દ્ર દેસાઈ

હિન્દના આ સુપુત્રનો જન્મ ૧૮૮૮ ના નવેમ્બરની ૭ મીએ કાવેરીના સુંદર પ્રદેશ ટ્રીચીનોપલ્લીમાં થયો. તે પૈસાદાર અને ઉમદા કુટુંબના પુત્ર હતા. તેમની માતા એક વિદ્વાનશાસ્ત્રીનાં પુત્રી હતાં. રામનના જન્મ વખતે તેમના પિતાએ ભૌતિકશાસ્ત્રની ડીગ્રી સંપાદન કરી અને સ્કૂલમાં શિક્ષક નીમાયા. ચન્દ્રશેખર આયરે પોતાનું ક્ષેત્ર વિકસાવ્યું અને વિઝાગાપટ્ટમની કોલેજમાં શ્રી શ્રીનિવાસ આયંગરની સાથે વિજ્ઞાનના ઉપાધ્યાય નીમાયા. આવી અનુકૂળ અને સુંદર પરિસ્થિતિમાં બાળક વેંકટ રામને પોતાનો વિદ્યાભ્યાસ શરુ કર્યો. બાર વર્ષની નાની ઉંમરે તે મેટ્રિક પાસ થયા ને ઈંગ્લીશ તથા સાયન્સ ઉપર સુંદર કાબૂ મેળવ્યો. બાળપણથી જ તેમને વિજ્ઞાનનો શોખ હતો અને દિનપ્રતિદિન તે શોખને કેળવ્યો. ૧૯૦૪ માં તેમણે સાયન્સમાં યુનિવર્સીટીના સુવર્ણ ચન્દ્રકની સાથે માનબરી ડીગ્રી મેળવી. અને પછી M. S. C. થયા. તે વખતથી તેમની સાયન્સની શોધો પણ શરુ થઇ. તે આજ સુધી પણ ચાલુ છે. ઇતિહાસ, અર્થશાસ્ત્ર ને અન્ય સાહિત્યની M. A. ની ડીગ્રી ૧૯૦૭ માં પસાર કરી. ત્યાર પછી ઇન્ડીયન ફાઇનેન્સ ડિપાર્ટમેન્ટની અંદર રંગુન, કલકત્તા, નાગપુર વગેરે સ્થળે છૂટી છૂટી સરવીસો કરી. આટલા બધા વ્યવસાયમાં તેમનો વિજ્ઞાન પ્રત્યેનો શોખ જરા પણ ઓછો થયો નહોતો. વિજ્ઞાનના શોખને લીધે જ તેમાં ઊંડું જ્ઞાન મેળવવા સેક્રેટરીએટની નોકરીનો પણ અસ્વીકાર કર્યો. સાયન્સ એસોસીએશન તરફથી તેમને સારી તકો મળી એટલે એક મોટા સંશોધક તરીકે કીર્તિ સંપાદન કરવા માંડી.

૧૯૧૪ની અંદર જ્યારે કલકત્તા યુનિ. નો પાયો નંખાયો તે વખતે સર મુકરજીએ કહ્યું હતું કે " રામને માત્ર હિંદની અંદર જ નહિ પણ યૂરોપમાં પણ વિજ્ઞાનવેત્તા તરીકે ખ્યાતિ મેળવી છે અને તેમની વિદ્વાનો પ્રભાવ પાડયો છે. તેમણે હિન્દને અનેક વ્યવસાયની વચમાં પણ ઘણી જ કીર્તિ સંપાદન કરાવી છે. આવા વિદ્વાન પ્રોફેસરના હાથમાં યુનિ. નું સુકાન સોંપાતા ઉજ્જવળ ભાવિની પ્રતીતિ થાય છે. ૧૯૧૭ માં આમ તે યુનિ.ના અધ્યાપક થયા. ૧૯૧૯ માં મી. અમૃતલાલ સરકારના મરણ પછી ઇન્ડીયન એસોસીએશન ફોર કલ્ટીવેશન ઑફ સાયન્સના સેક્રેટરી નિમાયા. આ બન્ને હોદ્દાથી તેમનો શોધખોળનો ઉત્સાહ અસંત વધ્યો ને ત્યાં આવના વિદ્યાર્થીઓને પણ સાયન્સ તરફ પ્રીતિ કરતા કર્યા. આમ કલકત્તાની શોધખોળની સ્કૂલ એકદમ આગળ આવી ગઇ. ૧૯૨૧ની સાલમાં જ્યારે રામન મેડીટરેનીઅન સી ઉપર ગયા તે વખતે તેમણે સમુદ્રની ભૂરાશના રંગોનું પૃથઃક્કરણ કર્યું ને તે કિરણો પારખ્યાં. અનેક શોધખોળોમાંની તેમની આ અતિ અગત્યની છે. આ કિરણો ' રામન રેઇઝ ' તરીકે જગતભરમાં ખ્યાતિ પામ્યાં, અને તેનો ચીલો નવો જ પડયો. એમણે સિદ્ધ કર્યું કે મધ્ય દરીયે જે ભૂરો રંગ દેખાય છે તે વાદળનો પડછાયો તેના ઉપર પડે છે તેને લીધે નથી, પણ સૂર્યનાં કિરણો જે પાણીમાં પડે છે તેનું વક્રીભવન થાય છે તેને લીધે એ રંગ દેખાય છે.

૧૯૨૮ ની સાલમાં બ્રિટનનાં પેપરોમાં જેવી રીતે Ray અને રેડીયો એકટીવીટી વિષેની શોધખોળની નોંધ લેવાઇ તેવી જ રીતે Raman Rayએ પણ સમાન્તરે ખ્યાતિ મેળવી. ગણીતશાસ્ત્રીઓએ આ

બદલે એક પ્રકારનો કંટાળો ઉપજાવે છે, ને ગનથી તે વિષયને હલકો ઠરાવે છે. જો આ જ વિદ્યાર્થીઓને પર્યટનો દ્વારા અનેક રમણીય સ્થળો બતાવીને, સૂક્ષ્મ રંગબેરંગી વસ્તુઓ બતાવી તેનું પૃથક્કરણ કરી તે સમજાવે તો હું સંપૂર્ણ માનું છું કે તે વિદ્યાર્થીઓ વિજ્ઞાનપ્રેમી બને અને ભવિષ્યમાં તેને ઉજ્જ્વળ કીર્તિ અપાવે.

સર રામન પોતે કુદરતપ્રેમી છે. તેમણે અનેક સ્થળો જોયાં છે. મ્હૈસુર અને બેંગલોર, દાર્જીલીંગ અને નીલગીરીનાં સુંદર દ્રશ્યો જોયાં છે ને તેનો અભ્યાસ પણ કર્યો છે. તેમણે પોતે જ કહ્યું છે કે આકાશના રંગો ને સમુદ્રની શોભા નીરખવામાં તેમણે અનેક કલાકો ગાળ્યા છે ને પ્રભુની ભવ્યતાનો સાક્ષાત્કાર કર્યો છે.

આ પ્રમાણે તેમણે પોતાના અનેક અનુભવો ને જ્ઞાનનાં બળે વિજ્ઞાનના વિષયને સુંદર સ્વરૂપમાં બતાવ્યો છે. મને લાગે છે કે તેમનાં જેટલાં પુસ્તકો વાંચ્યા હોત, તેમનો અભ્યાસ કર્યો હોત તો આટલું સચોટ અને સુંદર દોહન આપણે સામાન્ય અભ્યાસી ન જ કરી શકયાં હોત. બાકી વિદ્વાનની વાત જુદી છે.

ખરેખર મને તો આ જ્ઞાનનો ઉત્તમ પ્રકાર સમજાયો. ને તેમનાં ભાષણદ્વારા મારો પણ વિજ્ઞાન પ્રત્યેનો મત ઊંચો બંધાયો.

અંતમાં એટલું જ કહીશ કે જીવનમાં આવા સંત વિદ્વાન પુરુષોનો સમાગમ વખતોવખત થાય અને જ્ઞાનમાં વધારો થાય તેવી જ અભિલાષા.

ભારતવર્ષ આવા પુત્રને ઉત્પન્ન કરીને ભાગ્યશાળી બન્યું છે ને સંસ્કૃતિને પણ તેના ઉચ્ચ શિખરે પહોંચાડવામાં પ્રગતિશીલ બન્યું છે. મારી ખાત્રી છે કે આવા દેશપ્રેમીઓથી જ ઘોર હત્યાકાંડો અટકશે ને વિશ્વમાં સત્ય, સૌન્દર્ય ને શાંતિનું વાતાવરણ ફેલાશે.

---

## સ્ત્રી અને સ્વામીત્વની ભાવના

— પૃ. ૩૨નું ચાલુ —

પરિણામ ધારીએ તેટલાં અનિચ્છનીય નથી. તેનું કારણ કે આની છેલ્લા માલિકીની વસ્તુ પતિ છે. પૃથક્કરણને રોકાયેલી નહી એવી સ્ત્રી પતિમાં જ પોતાની ઇચ્છાને "ટર્મિનસ" રૂપ આપે છે. સ્ત્રીનું કિરણ પતિમાંથી પ્રતિબિંબિત થઈને આરપાર જતું નથી પણ પાછું ફરે છે. અને તેટલા માટે તો માલિકીની ભાવના પ્રત્યે સૂગ ધરાવનારા સમાજવાદીઓએ આ ભાવનાના પ્રધાન અસ્તિત્વથી દહેશત રાખવાની જરૂર નથી. ગુણ જોતાં, આ ભાવનાને લીધે કુટુંબજીવનમાં એક જાતનું સ્નેહાકર્ષણ Cohesion પ્રવર્તતું હોય તેમ જણાય છે. ઘર અને ઘરની વસ્તુઓ જેવા અચેતન પદાર્થોમાં તે પ્રાણ પૂરે છે. અને તેટલે અંશે આ સ્વામીત્વના તત્ત્વની આવશ્યકતામાં બે મત નથી.

---

# મસ્તાની

શ્રી. રામમોહનરાય જસવંતરાય

નદીને સામે કાંઠે એક વિશાળ આશ્રમ હતો. આ પવિત્ર ધામમાં, સૌભાગ્યવતી–વિધવા–અને કન્યા, સર્વ પ્રકારની સ્ત્રીઓ રહેતી તથા બાલિકાઓ ઉછરતી. અહિં, દેશના જુદા જુદા વિભાગોમાંથી અનાથ બાલાઓ, અજ્ઞાન યુવતીઓ, દુઃખાર્ત નારીઓ, વિદ્વાન્ અને ધનવાન કુટુમ્બોની બાઇઓની સાથે જ, કોઇ પણ પ્રકારના,–લક્ષ્મી, પદવી, અધિકાર, ઉંચનીચ જ્ઞાતિ અથવા ધર્મ કે સંપ્રદાયના ભેદ સિવાય, કેળવણી લેતી–આજીવિકાનાં સાધન પ્રાપ્ત કરતી–અથવા આશ્રય પામતી. આ **અબલાશ્રમ**ની એ નીતિ ઘણી પ્રશંસનીય ગણાતી; અને જે જે મનુષ્યો એના સંબંધમાં આવતાં, તેમના ઉપર એની બહુ સારી અસર પણ થયા સિવાય રહેતી નહીં. એ પુણ્યસ્થાનનો ઉદય એક બહુ જ નાનકડા પાયા પરથી થયો હતો; પરંતુ મનુષ્યોએ રચેલા નિયમો–અને તેટલા–જાળવીને, છતાં–પ્રભુની પોતાની ધર્મ–આજ્ઞા શું છે, તે જ સવિશેષ વિચારીને, તેનાં વ્યવસ્થાપકો તરફથી કામ થતું હોઇ, દિન પર દિન, એની લોકકલ્યાણની શક્તિ અસામાન્ય રીતે વધતી જ ચાલી; અને અંતે તો એને એવી પ્રસિદ્ધિ મળી ગઇ કે તે ભારત સમસ્તનાં સંતાનોને યાત્રાનું સુંદર તીર્થ થઇ પડયું હતું.

આ સંસ્થા સ્ત્રી–બાળકો માટેની હોઇ, તેની વ્યવસ્થા સ્ત્રીઓ દ્વારા જ થતી. તેમાં પુરુષોની સહાય, સલાહ વિપૂલ હતી; પણ અંદરના વહીવટમાં તેમનો જરા ય હાથ નહોતો. આશ્રમમાંની સ્ત્રીઓ તથા બાલકોને મળવા, તેમની તપાસ કરવા, વારંવાર પુરુષો પણ આવતા; તેમનો ઘટિત સત્કાર, બાજુમાં એક શિવાલય હતું, તેના અંગના નિરાળા મકાનમાં થતો. અને આશ્રમવાસીઓની સાથેનો તેમનો મેળાપ મંદિરના વિશાળ ઓટલા ઉપર થતો. આ ઉપરાંત, આશ્રમ તથા તેનું કામ જોવાને પણ લોકો આવતા; તેમનું પણ સ્વાગત તો બીજા મહેમાનોની જેમ જ થતું. તથાપિ દિવસમાં, અમુક સમયે, તેઓ પ્રધાન સંચાલિકાની હાજરીમાં, સંસ્થાની વ્યવસ્થા તથા શિક્ષણપદ્ધતિ આદિ જોઇ શકતા.

ઘણાં શ્રીમંત કુટુંબોની બાલિકાઓ–બાલાઓને અહીં કેળવણી માટે રાખવામાં આવતી. અને જો કે તેમનાં માતાપિતા, વડીલો તરફથી મળતી આર્થિક સહાય આશ્રમ ઉપકાર સાથે સ્વીકારતો; કારણ કે ઘણે ભાગે એવી મદદ ઉપર જ તેનો આધાર હતો; છતાં–ત્યાં શિક્ષણ લેનાર અથવા રહેનાર, સર્વને–( અતિ ધનવાન તેમ જ કેવળ અસાધન કુટુંબોમાંથી આવતી સઘળી બાલિકાઓ–બાલાઓ–સ્ત્રીઓને ) એકંજ ધોરણે કેળવવા, ઉછેરવા, સંભાળવાની તેની નિશ્ચિત નીતિ જાણીતી હતી. આ ધર્મસ્થાન તરફથી થતાં વિવિધ સત્કાર્ય આલેખવાનું આ સ્થળ નથી; તેને માટે અન્ય પ્રસંગ લઇશું. અહિં તો માત્ર તેની એક જ શાખા,–બાલકેળવણી-વિભાગ તરફ સહેજ દૃષ્ટિ કરીશું.

૨

આશ્રમની બાલશાળામાં અભ્યાસ અર્થે મૂકાયલી અનેક બાલિકાઓમાં મસ્તાની પણ હતી. એનું નામ કાંઇ મસ્તાની નહોતું; પણ એનાં તોફાની વર્તનથી કંટાળેલી, સાથે ભણનારી, કન્યાઓએ તે પાડયું,–અને થોડા વખતમાં શિક્ષિકાઓ સુધી પણ તે પહોંચી ગયું ! આ શિક્ષિકાઓ પણ એ છોકરીથી તો કંટાળેલી, ત્રાસેલી હતી; એટલે એમણે પણ તે સ્વીકાર્યું–અને ફરી તો 'મસ્તાની'

નામ એટલું બધું જાણીતું થઇ ગયું કે એનું મૂળ નામ થોડાંકને જ યાદ રહ્યું હશે !

મસ્તાનીની મા, એને બાલ્યકાળમાં જ, પોતાની માતાને સોંપી, મરણ પામી હતી; એટલે બાર વર્ષની ઉમ્મર થતાં સુધી એ છોકરી પોતાની દાદીની પાસે જ ઉછરી. અંતે તે પણ દેવલોક પામી; એટલે મસ્તાનીનો બાપુ જે દરિયાપારના દૂર દેશમાં સારો વ્યાપાર ચલાવી રહ્યો હતો, તેણે સ્વદેશ આવીને આ બાલિકાને આશ્રમની વ્યવસ્થા નીચે મૂકી. મસ્તાનીના ખર્ચ ખાતે, એણે સારી રકમ એ સંસ્થાના ભંડારમાં અર્પણ કરી હતી: તથા પ્રધાન સંચાલિકાને પોતાની પુત્રીની સંભાળ રાખવા પણ એ ખાસ વિનતિ કરી ગયો હતો; કારણ કે ચાર પાંચ વર્ષ સુધી એનાથી પાછાં અવાય એવો સંભવ નહોતો. પોતાની વૃદ્ધ દાદીમા પાસે કેવળ નિરંકુશ રહ્યાથી, મસ્તાની બિલકુલ હઠડ, ઉધમાતી, અતંત્ર મિજાજની થઇ ગઇ હતી; તથા પોતાની બારૂ વર્ષની વયમાં લોકોને કેમ પજવવા, હેરાન કરવા, એટલું જ શીખી હતી ! આ હકીકત એના પિતાએ એને આશ્રમની સંભાળમાં સોંપતાં જણાવી હતી. પરંતુ અહિં તો એવી અનેક બાલા-બાલિકાઓને સુધરવાને, કેળવવાને મૂકવામાં આવતી; એટલે મુખ્ય શિક્ષિકાને એમાં કાંઇ ખાસ ચિન્તાનું કારણ દેખાયું નહિ. તેણે એ છોકરીના બાપુને પૂર્ણ શાંતિથી પોતાનું કામ કરી જવા અને પુત્રીની જરા યે ફીકર નહિ રાખવા જણાવ્યું; તથા એ બાલિકાને શાળાના યોગ્ય વર્ગમાં દાખલ કરી.

૩

મસ્તાની અસાધારણ આગ્રહવાળી, વિલક્ષણ બુદ્ધિવાન, સાહસિક, નીડર પ્રકૃતિની છોકરી હતી. આશ્રમમાં દાખલ થવાની તો એની ઇચ્છા જ નહોતી; પણ એના બાપુએ બહુ સમજાવી, પટાવીને-એને હાલ પોતાની સાથે લઇ જવાય એમ નહોતું પણ થોડા વખતમાં સગવડ મળ્યે પાછો આવીને એને જરૂર લઇ જશે—એમ ખાત્રી આપી, ત્યારે ય એ કાંઇ બોલી નહિ અને કમને જ એની સાથે આવી. તથાપિ એણે દૃઢ નિશ્ચય કર્યો કે આશ્રમના અધિકારીઓને તરત જ પોતાના પિતા પાસે મોકલી દેવાની ફરજ પડે, એવી રીતે વર્તવું !

વિદ્યાર્થીની બાલિકાઓને એક બીજાની સાથે હળવા ભળવાનું, રમવાનું, વાંચવાનું શીખવવામાં આવતું, અને થોડી થોડી કન્યાઓ જેમનાં અભ્યાસનાં ધોરણ સમાન હોય, તેની ન્હાનકડી મંડળીઓ જેવું પણ કરવામાં આવતું. મસ્તાનીને વર્ષ તો બાર થયાં હતાં, પણ તે અભ્યાસક્રમમાં ઘણી પછાત હતી: એટલે એને પાછલાં ધોરણની છોકરીઓ સાથે સૂરા બેસવાનું તથા અભ્યાસ કરવાનું હતું.

દાખલ થયાને પહેલે જ દહાડે, મંગલાચરણમાં, એણે પોતાની જોડે વર્ગમાં બેસનાર બાલિકાની બાજૂમાં સોય ખોશી દીધી ! પેલી બિચારી છોકરી બૂમ પાડતી, રડતી ઊભી થઇ ગઇ. પણ સોય તો સિફતથી પોતાનું કામ કરીને પાછી ઠેકાણે થઇ ગઇ હતી ! એટલે શું થયું, તેની કોઇને સમજણ પડી નહિ અને એ છોકરીએ ફૂલ કર્યો એમ ઠરાવી, શિક્ષિકાએ એને એક કલાક ઊભાં રહેવાની સજા ફરમાવી

મસ્તાનીનું બીજું પરાક્રમ પણ ચાસત ન થયું. પોતાની નાનકડી ગંડળીમાંની એક બાલિકાની સુંદર ચિત્રોવાળી ચોપડી હતી જેનું પૂઠું પણ મજબૂત, સોનેરી દરકતવાળું હતું. એમાંનાં ચિત્રો બધી છોકરીઓ જોતી તથા એમાંની સહેલી રસીલી વાર્તાઓ બહુ વંચાતી. આ પુસ્તક એને વર્ષગાંઠની ભેટ તરીકે એના પિતાએ આપ્યું હતું અને

અભ્યાસિની બાલા-બાલિકાઓમાં ઘણું જાણીતું હતું. એક દિવસ એકાન્ત મળતાં, મસ્તાનીએ તેનાં પાનાં પૂંઠાથી જુદાં કરી નાખ્યાં-એટલું જ નહિ પણ પાનાં અને પૂઠાં ઉપર આડાઅવળા ખૂબ કાપ મૂકી દીધા. આમ પોતાની એ સુંદર ચોપડીને બગાડી નાંખેલી જોઇ, એ છોકરી પુષ્કળ રડી; શિક્ષિકાઓએ બહુ તપાસ કરીઃ પણ ગુન્હેગારનો કાંઇ જ પત્તો ન લાગ્યો.

ત્યાર બાદ મસ્તાનીએ શિક્ષિકાની ખુરશીમાં ખોસેલી ટાંકણી બેસનારને વાગી; નીચે પડી જતાં, હાથ પણ લાગી. પરંતુ કોનું તોફાન હતું તે તો જણાયું નહિ.

આ પછી, એણે એક રાત્રિએ, પોતાની સાથે એક જ રૂમ ( ઓરડા )માં સૂનાર બાલિકાઓમાંથી એકના વાળ ઘણા લાંબા મનોહર હતા, તેની લટો, બધાં ભરનિદ્રામાં હતાં ત્યારે, ધીમે રહીને કાપી નાંખી ! મસ્તાનીનું આ સાહસકર્મ પણ પકડાયા વિનાનું રહ્યું. આ સિવાય, એણે અનુકૂલતા મળતાં-શિક્ષિકાઓનાં બિછાનામાં ઠંડું પાણી રેડી, તેમને શિયાળાની આખી રાત ફરજિયાત જાગરણ કરાવ્યું ! ઇત્યાદિ, ઇત્યાદિ, એના થોડા બીજા ગુન્હા પણ ચાસન થયા નહિ અને એ નવી વિદ્યાર્થીની હોવાથી, એના ઉપર વહેમ જવા પણ સંભવ ઓછો હતો. હવે એણે વધારે હિમ્મત અને નીડરતાથી આગળ પગલાં ભરવા માંડયાં. એક દિવસ, ભોજન સમયે પીવાનું-વાપરવાનું પાણી હતું, તેમાં કોઠારમાંથી ચૂપચૂપ મીઠાનો ખોબો ભરીને માટલામાં નાંખી દીધો ! આ પ્રસંગે ઊંડી તપાસણીમાં મસ્તાનીનો જ દોષ દેખાયો; છતાં એ પ્રાથમિક ગુન્હો ગણાઇ, એને શકનો લાભ-તથા સુધરવા માટે બોધ મળ્યો. આમ એ વાંકની સજામાંથી પણ આ છોકરી બચી ગઇ.

આ પછી, એણે મુખ્ય શિક્ષિકાની રૂમમાં એમને બેસવાની, આરામ લેવાની ગાદી; તેના ઉપરનાં કપડાંની ભૂમિતિના પદાર્થપાઠના નમૂના હોય એમ રચના કરી, ચાલાકીથી કાપી નાંખી !-આ ગુન્હો તો કરતાં જ એ પકડાઇ; કારણ કે, તે સમયે ત્યાં કોઇ શિક્ષિકા અચાનક આવી પડી-એટલે એનો કોઇ બચાવ ન રહ્યો; અને એને સારી નશિયત સાથે થોડીક નરમ સજા પણ મળી.

પરંતુ આમ કેટલીક વખત પકડાયા પછી, એને સહન કરવાની સજાઓ વધતી વધતી સખ્ત થતી ચાલી; પરિણામે એ વધારે વધારે નફ્ફટ પણ થતી ગઇ; પરિણામ એ આવ્યું કે દરેક તોફાનમાં, દરેક બિગાડમાં, એનો હાથ હોય કે નહિ. ( જો કે ન હોવાનો સંભવ ઓછો જ હતો ! ) તો પણ જેમને શિક્ષાપાત્ર ગણવામાં આવતાં, તેમાં મસ્તાનીનું નામ પ્રથમ આવતું. હવે તો, શિક્ષિકાઓ અને મુખ્ય શિક્ષિકા સહુ ય એ છોકરીથી કંટાળવા, ત્રાસવા લાગ્યાં; અને જો એનો બાપુ કોઈ પાસેના સ્થાનમાં હોત તો એ બાલિકાની ઉમેદ કયારની યે પૂરી થઇ હોત. કારણ કે એને ત્યાં મોકલી દેવાની તરત જ વ્યવસ્થા કરવામાં આવી હોત. આ રીતે, મસ્તાનીને કેવી રીતે ઠેકાણે-રસ્તાસર-લાવવી, અથવા તેમ ન થાય તો એના પિતાની પાસે શી રીતે મોકલી આપવી ?-મુખ્ય શિક્ષિકાને મન આ એક અતિવિકટ પ્રશ્ન થઇ પડયો.

એક વખત, પોતાનું નામ કોઇ તોફાનમાં ખોટું ભેળવવામાં આવ્યું ( જેમ પણ-એની ખરાબ શાખને લઇને-કવચિત્ બનતું !) એમ જોઇને, એણે શિક્ષિકાને પોતાની એ સંબંધમાં નિર્દોષતા સમજાવવા પ્રયાસ કર્યો; પરન્તુ તે નિષ્ફળ ગયો દેખાયો. આથી ક્રોધના ઉગ્ર આવેશમાં આવી જઇને, એણે પોતાની પાસેનું ચપ્પુ ઉઘાડીને, એ શિક્ષિકાને મારી દેવાની ધમકી પણ આપી ! હવે, આ

સંસ્થામાં, ગંભીર પ્રકારના દોષ અથવા ગુન્હાઓની તપાસ માટે ખાસ ન્યાયાધીશી ભરાતી, જેમાં પ્રધાન સંચાલિકા તથા મુખ્ય શિક્ષિકાની હાજરી પણ આવશ્યક રહેતી. મસ્તાનીને આવી કોર્ટ આગળ રજૂ થવું પડ્યું, જ્યાં એને સખ્ત ઠપકો તથા સજા મળવા ઉપરાન્ત એમ પણ ઠરાવવામાં આવ્યું કે એ છોકરી હવે પછીને માટે સારી ચાલના જામીન આપે નહિ ત્યાં સુધી એને ફક્ત "દાળ અને રોટલા"ના જ ખોરાક ઉપર રાખવી. આવો હુકમ કરનાર, એની મુશ્કેલીથી અજાણ નહોતાં. સહુ જાણતાં હતાં કે મસ્તાની એટલી બધી એકલસૂરી, મસ્તીખોર તથા અપ્રિય હતી કે કોઇ એનું જામીન થાય એવો સંભવ જ નહોતો !

આવે મુશ્કેલ પ્રસંગે, દયાવતી નામની એક નિવૃત્ત મુખ્ય શિક્ષિકા, જે આશ્રમમાં જ રહી, પોતાનું ધર્મધ્યાન કર્યા કરતી તથા જરૂર પડતાં, વખતોવખત, વિદ્યાર્થીનીઓની કેળવણીમાં પણ ભાગ લેતી, તે એની સહાયે આવી. મસ્તાનીનું કોઇ સંગી થતું નથી, એમ જોઇને તે પોતે એની જામીન થઈ. એ છોકરી તો જાણે તમાશો જોતી હોય, એમ આ બધું ટગર ટગર જોયાં જ કરતી હતી; તેના ઉપર આ બનાવે પણ કાંઇ ખાસ અસર કરી હોય, એમ દેખાયું નહિ !

૪

પાછી મસ્તાની સામેની ફરિયાદો તો ચાલુ જ રહી; એક વાર વધારે ગંભીર ગુન્હામાં એ પકડાઇ અને એને વર્ગમાં એક કલાક પાટલી ઉપર ઊભાં રહેવાની સજા થઇ. આ વખત તો એનાં જામીન તરીકે દયાવતીને પણ એ છોકરીની સાથે આવીને ઊભાં રહેવું પડ્યું ! શિક્ષિકાઓને અને વિદ્યાર્થીનીઓને એ બિલકુલ ઠીક નહિ લાગ્યું; પરંતુ એ નિવૃત્ત મુખ્ય શિક્ષિકા પોતે સ્વીકારેલી ફરજમાંથી જરા ય મુક્તિ મેળવવાનું ન જ કબૂલે, એવી સંકલ્પબળ માટે જાણીતી હતી. છતાં એ વાંકમાં આવેલી છોકરી તો જાણે નિર્લેપ હોય, જાણે પોતાને આ બાબતની સાથે કાંઈ સંબંધ જ ન હોય, એમ નિષ્ઠુરતાથી, દયાવતીને પડખે ઊભી ઊભી, ચોતરફ નજર ફેરવ્યાં કરતી હતી !

આ પછી એક રાત્રિએ (આ સમય ભર શિયાળાનો હતો) મધ્યરાત વીતી ગયા પછી, એકાદ બે કલાકને શુમારે, કડકડતી ઠંડી તથા ચોતરફ અંધારું ઘોર હતું, તેવામાં પ્રાતઃકાળની પ્રાર્થના કરવાનો દેવાલયમાંનો ઘંટ જોરથી વાગવા લાગ્યો. હવે, આ સંસ્થામાં સાંજની પ્રાર્થના અથવા પ્રભુસ્તવન રાત્રિએ, દરેક વ્યક્તિને પોતપોતાની અનુકૂલ રીતિએ કરવાની છૂટ હતી. પરંતુ સવારની પ્રાર્થના તો સામુદાયિક પદ્ધતિએ જ થતી. આ માટે ઉનાળો, ચોમાસું કે શિયાળો ગમે તે હોય, ગમે તેટલી ભારે શરદી, ગરમી કે વરસાદ હોય, તો પણ પાછલી રાતે, બ્રાહ્મ મુહૂર્તે ઊઠીને સર્વ આશ્રમવાસીઓએ મંદિરમાં હાજર થવું; અને ત્યાં થતી પ્રભુસ્તુતિમાં ભાગ લેવો, (તે પછી જ પોતપોતાનાં કર્ત્તવ્યમાં દાખલ થવું;) એવો ત્યાં એક અનિવાર્ય નિયમ હતો. આ માટે સહુને જાગ્રત કરવાને તથા પ્રાર્થનાનો મંગલ સમય પ્રાપ્ત થયાનું જણાવવાને, ઘંટનો ઉપયોગ થતો. અર્થાત્-ઘંટનાદ થાય કે બધાં દેવાલયમાં આવીને હાજર થતાં.

ઘંટ જોરથી વાગવા લાગ્યો કે તરત જ સતેજ સહુ ય, શિક્ષિકાઓ અને વિદ્યાર્થીનીઓ, વગેરે ભરનિદ્રામાંથી ઝબકીને જાગી ઊઠયાં. બધાંની આંખમાં ઊંઘ હતી; બધાં ય બગાસાં ખાતાં હતાં,–જાણે અધૂરી નિદ્રામાંથી ઊઠયાં હોય એમ ! દીવા કર્યા અને હાંફળાંફાંફળાં, થરથર ધ્રુજતાં,–સઘળાં પ્રાર્થનાનો સમય વહી જતો હોય એમ ત્વરાથી, દેવાલયમાં એકઠાં થવા લાગ્યાં. ત્યાં તો આંખો મીંચીને ઊભી

રહેલી, ઠંડીમાં ધ્રૂજતી, મસ્તાની જ ઘંટ વગાડી રહેલી દેખાઇ ! ઘડીયાળમાં તો હજી ફક્ત બે વાગેલા દેખાયા, એટલે એ તોફાની છોકરીને પકડી લઇ જઇ, પાછાં સહુ પોતપોતાની પથારીઓમાં સુઇ ગયાં.

બીજે દિવસે, પાછી ખાસ ન્યાયાધીશી ભરાઇ. મસ્તાનીનો ગુન્હો તો જાણીતો જ હતો; છતાં એણે ન માફી મ્હાઇ, અને ન કાંઇ જવાબ આપ્યો ! આથી એને ચોવીસ કલાકના અપવાસની–અને તેની આખરે એક કલાક દેવાલયમાં ઊભાં રહીને પ્રાર્થના કરવાની સજા થઇ. આ પ્રસંગે પણ દયાવતીને એની સારી વર્તણૂકના જામીન તરીકે આવીને એ છોકરીની સાથે ઊભાં રહેવું પડયું હતું. તેણે વિનંતિ કરી કે ગુન્હેગાર બાલિકાનું કુમળું વય જોતાં, અપવાસની સજામાંથી એને મુક્ત રાખવી અને એ છોકરીને બદલે પોતાને એ સજા સહન કરવાની પરવાનગી આપવી. ન્યાયાધીશીનાં પ્રમુખે એ વિજ્ઞપ્તિ મંજૂર કરી:

આ પછી–મસ્તાની તો અન્ય વિદ્યાર્થીનીઓની સાથે રમતગમતમાં તથા શિક્ષણવર્ગમાં શામેલ રહી; એટલું જ નહિ પણ તે દિવસે કાંઇક ઉત્સવનો પ્રસંગ હતો, તેથી સહુની સાથે એને ય મિષ્ટાન્ન મળ્યું ! કારણ કે એનો અપવાસ તો દયાવતીએ કરવાનો હતો; એણે તો માત્ર સાંજે મંદિરમાં એક કલાક ઊભાં રહીને સ્તવન જ કરવાનું હતું.

પ્રાર્થનાનો સમય થયો કે દયાવતી પોતાની સાથે મસ્તાનીને લઇને દેવાલયમાં હાજર થઇ તથા એણે પોતાને મોંયે હતાં તેમાંથી ઇશ્વરપ્રાર્થનાનાં સ્તોત્રો ભણવા માંડયાં. એ બોલતી જતી હતી તથા શ્લોકોના અર્થ સમજાવે જતી હતી. ધીમેધીમે, શિક્ષિકાઓ તથા વિદ્યાર્થીનીઓ,–સઘળાં આશ્રમવાસીઓ, ત્યાં એકઠાં થયાં. સભાનો કલાક પૂરો થયો, એટલે મુખ્ય શિક્ષિકાએ અત્યંત બોધક તથા ઘણું લાગણીભર્યું ભાષણ કર્યું. એણે કહ્યું: "આપણે બધાંએ આજ ઊંચા પ્રકારનું ભોજન,–તૃપ્તિ થતાં સુધી કર્યું છે; પણ મોટાંબહેન દયાવતીજી, પોતાની વૃદ્ધાવસ્થા અને તબિયતની નબળી હાલતમાં પણ આજ ચોવીશ કલાકથી નકોરડો અપવાસ સેવી રહ્યાં છે. તથા શિયાળાની સખ્ત ટાઢમાં પત્થર ઉપર ઊભાં રહેવાનું કષ્ટ સહન કરી રહ્યાં છે !–તે કોને ખાતર–શા માટે ? એ તમે સહુ જાણો છો. એમને આવું દુઃખ સહેવા દઇએ છીએ, તે માટે આપણને અત્યંત શોક થાય, એ તો કુદરતી છે. એ આપણાં આશ્રમનાં પૂજ્ય વડીલ છે, જેમને હરેક રીતે આરામ આપવો એ આપણો ધર્મ છે. પણ, જેને ખાતર તેઓ આવું વિકટ કષ્ટ સહી રહ્યાં છે, એ કમઅક્કલ, નાદાન, બિનસમજ બાળકની તો આપણને દયા જ આવે છે, કારણ કે મોટાં બહેનને જે સજા સહન કરવી પડી છે, તેથી ગુન્હેગાર બાલિકામાં સાચી સમજણ આવશે, ત્યારે જ એ જોઇ શકશે કે વાંકમાં આવવું અથવા દોષ કરવો, એ એક વાત છે, આપણે સઘળાં જે નાનેથી મોટાં થયાં છીએ. તેમણે પણ કોઇને કોઇ, ઘણા ય દોષ કર્યા જ હશે. પરંતુ આપણે એટલું તો સાચે કહી શકીશું કે આપણા ગુન્હાની સજા આપણે જ ભોગવી છે. છતાં જ્યારે આપણે મિષ્ટાન્ન ઉડાવીએ અને આપણા જ વાંકે આપણે ખાતર એક વૃદ્ધ, નિર્મળ, દૈવી ગુણોવાળાં, આપણાં માતુશ્રી કરતાં અધિક, નિવૃત્ત શિક્ષિકા અપવાસ સહન કરીને ત્રાસ ભોગવે, ત્યારે તો આપણે કહેવું જ પડે કે આપણે ઉંમરમાં તેમ બુદ્ધિમા ગમે તેવાં નાનાં હોઇએ તોપણ આપણું એ અપકૃત્ય ગરમભરેલું છે, નિર્દયતા ભરેલુ છે, મહાપાપ છે ! હું આશા રાખું છું કે આપણામાંથી ફરીથી એવી

ભયંકર સજા થાય, જેનું ખરાબ ફળ બીજાંને ભોગવવું પડે,–એવો ગુન્હો તો કોઇ નહિ જ કરે. "

વાંચણ પૂરૂં થયું; અને સહુ પોતપોતાને અનુકૂલ સ્થાને વદાય થયાં. ભરતાની પણ બધાંની જેમ જ–કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય જતી રહી. અને દયાવતી પોતાની કોટડીમાં જઇ, ગાદી ઉપર આરામ લેતી પડી.

એટલામાં સરલા નામની એક નવી ગ્રેજ્યુએટ શિક્ષિકા, જે થોડા વખતથી આશ્રમમાં દાખલ થઇ હતી,–પણ જે એટલા સમયમાં પણ દયાવતીના અનેક સદ્‌ગુણો, જીવનના વિવિધ અનુભવો તથા વિશાળ વાચનથી આકર્ષાઇ, એને ચ્હાવા લાગી હતી, તે એની પાસે આવીને બેઠી.

" મ્હોટાં બ્હેન, " એણે કહ્યું: " એ નફ્ફટ છોકરી ઉપર કાંઇ અસર થઇ હોય, એમ લાગતું નથી. એ તો જાણે કાંઇ જ બન્યું જ ન હોય, એમ બીજી બાલિકાઓની સાથે મુકામ પર પણ ચાલી ગઈ ! તમારો પરિશ્રમ કેવળ નિષ્ફળ ગયો જ દીસે છે ! "

" બ્હેન, ધીરજ રાખો. સારાં કામનું પરિણામ કદી ય ખોટું આવતું જ નથી. શુભ નિષ્ઠા અને પ્રભુપરાયણતામાં શ્રદ્ધા રાખો. આજ નહિ તો કાલે પણ સારું ફળ આવવું જ જોઇએ. "

આમ વાત ચાલે છે એટલામાં તો કોઇ ખૂબ વેગથી દોડતું હોય, એમ બહારથી અવાજ આવ્યો; અને તરત જ ભરતાની અંદર આવીને, ડૂસકેડૂસકાં રોતી, દયાવતીના ખોળામાં માથું નાંખી પડી: " ઓ મોટી બ્હેન ! મારું પાપ માફ કરો. મારા ગુન્હાને માટે તમારે સહન કરવું પડયું,–એ તો મને ઘણું જ લાગે છે. પણ હવેથી મને તમારી જ દીકરી માનો. હવે તો તમે જેટલું કહેશો, એટલું બધું કરીશ " આ વગેરે ઊંડા પશ્ચાત્તાપના અનેક ઉદ્‌ગાર એ છોકરી, રોતાં રોતાં, બોલી ગઇ. દયાવતીની આંખ પણ આંસુથી ભીની થઇ; એણે ભરતાનીને છાતી સરસી ખૂબ વહાલથી દાબી રાખી.

સરલા આવું અકલ્પિત પરિણામ આવેલું જોઇને, ધીમે પગલે ત્યાંથી ગઇ. અને એ વૃદ્ધ શિક્ષિકા તથા આપણી તોફાની બાલિકાએ ઘણા વખત સુધી, બહુ ભાવપૂર્ણ વાતો કર્યા કરી.

૫

બીજે દિવસે, દયાવતી એકલી હતી તે વખતે સરલા પાછી એની પાસે ગઇ; અને આવો જાદુઇ ચમત્કાર કેવી રીતે બન્યો, તે પૂછયું.

દયાવતીએ કહ્યું: " એ છોકરી, હવે જરૂર ઠેકાણે આવી જશે,–આવી ગઇ જ, એમ માનવાનું. એ ઘણી આગ્રહી; નિર્ભય હૃદયવાળી, આત્મરંગી બાલિકા ઉપર સચોટ અસર કરવાનું કામ જ ખરું મુશ્કેલ હતું. તમને એના દિલના, સમજના સાચા ગુણો પણ ધીમે ધીમે સમજાયા વિના રહેવાના નથી. હવે, મને એ છોકરીની જરા ય ચિન્તા નથી. "

" પણ, મોટાં બ્હેન ! " સરલા બોલી ઊઠી: " એનાં અનેક તોફાનો, અવગુણો, જાણીતા છે. તેમ છતાં–એના ઉપર થયેલો તમારો વિજય જેવો તેવો નથી. પરંતુ મને સમજાતું નથી તે એ કે તમને શાથી આટલ શ્રદ્ધા હતી ( જે અમે જોઇ શકતાં હતાં ) કે આ રસ્તે એ છોકરી જરૂર સુધરશે ? "

" મારી અતિ જિજ્ઞાસુ સરલાબ્હેન ! " એ નિવૃત્ત શિક્ષિકાએ ઉત્તર આપ્યો: " એ શ્રદ્ધાનું કારણ પણ ગમ્મતનું છે સાંભળો અને સમજો.

ઘણા વર્ષો ઉપર, મારા બાલ્યકાળમાં હું પણ એ બાલિકાના જેવી જ, આડી, હઠીલી, ભરતીખોર છોકરી હતી ! "



અખિલ સ્ત્રી રમતગમત મંડળની બેઠકનું એક દૃશ્ય

# સ્ત્રીઓની શારીરિક ઉન્નતિ

લેખક : શ્રીયુત " રમાપતિ "

હિંદમાં સરેરાશ જીવનપ્રમાણ આશરે ૨૭ વર્ષનું ગણાય છે જ્યારે ઈંગ્લંડમાં તે લગભગ ૬૦ વર્ષ જેટલું અને અમેરિકામાં તેથી પણ વધારે છે. મહામૂલા માનવજીવનનો હિંદમાં અનેક કરુણ રીતે અકાળે અંત આવે છે. તેમાં યે સ્ત્રીઓનું મરણપ્રમાણ વધારે છે અને જીવન દરમિયાન પણ ઘણી સ્ત્રીઓ કંટાળાભર્યું માંદગીમય જીવન વીતાવે છે. આ પરિસ્થિતિ માટે આપણી ઘરમાં ભરાઇ રહેવાની અને શારીરિક કસરત તરફ બેદરકારી સેવવાની ટેવો ઘણે અંશે જવાબદાર છે.

સ્ત્રીઓની શારીરિક ઉન્નતિ સાધવાની જરૂરીઆત પર ભાર મૂકવો ભાગ્યેજ જરૂરી હોય. " એ ખરેખર આનંદની વાત છે કે સ્ત્રીઓની શારીરિક ઉન્નતિ સાધવા માટે વ્યવસ્થિત પ્રયત્નોની જરૂરીઆત પરત્વે હવે લોકો જાગૃત બન્યા છે અને જગતના બીજા દેશોમાં જે કાર્ય સ્ત્રીઓ બજાવી રહી છે તે જવાબદારીઓ હિંદી સ્ત્રીઓ પણ ઉપાડી શકે તે માટે તેમને તૈયાર કરવાની જરૂરીઆત તેમને સમજાઈ છે. " આ શબ્દો શ્રીમંત મહારાણી શાન્તાદેવી ગાયકવાડે ગયા એપ્રિલ માસમાં વડોદરામાં ભરવામાં આવેલા અખિલ સ્ત્રી રમતગમત મંડળની ઉદ્ઘાટનક્રિયા કરતાં ઉચ્ચાર્યા હતા

આ મંડળની સભા નામદાર લેડી મનિઆ મીત્તરના પ્રમુખપદે મળી હતી.

'' શ્રીમંત મહારાણી સાહેબે તેની ઉદ્દઘાટન ક્રિયા કરી પ્રવૃત્તિને શુભ શુકન કરાવ્યાં છે તેઓ શ્રીમંતે આપણા મંડળના મુરબ્બી થવાનું સ્વીકાર્યું છે એ જાણીને આપ ખરેખર ખુશ થશો. હિંદમાં સ્ત્રીઓની રમતગમત અંગે જુદે જુદે સ્થળે કામ કરતાં મંડળોનું સંગઠન સાધવા અને તે દ્વારા જુદા જુદા સ્થળોની મહિલાઓને પરસ્પરને મળવાની તક મેળવી આપવાના હેતુથી ગયે વરસે આ ફેડરેશનની સ્થાપના કરવામાં આવી હતી. રાષ્ટ્રઘડતરની પ્રવૃત્તિઓમાં આજની આપણી પ્રવૃત્તિ ખરેખર પ્રશંસનીય છે એમ હું માનું છું. યુદ્ધોતર પુનર્ઘટના માટે જે અસંખ્ય યોજનાઓ પ્રતિપાદિત કરવામાં આવે છે તેમાં સ્ત્રીઓની ઉન્નતિ માટેની યોજનાને કોઇએ પણ વિચાર કર્યો નથી. તેવો વિચાર કરવા આજે આપણે ફેડરેશનની પહેલી સભા હિંદના એક અગ્રગણ્ય દેશી રાજ્યમાં રાખી છે તે યોગ્ય જ છે, કારણ કે સામાજિક સાહસોની બાબતોમાં વડોદરા મોખરે જ હોય છે અને સ્ત્રીઓની રમતગમતની બાબતમાં પણ આપણે મોખરે રહીશું સ્ત્રીઓની રમતગમતોનો એ અર્થ નથી થતો કે સ્ત્રીઓની પાસે પહેલવાની કરાવવી. આપણો હેતુ તો સ્ત્રીઓ અને બાળકોનો શારીરિક વિકાસ સાધવાનો છે. યુદ્ધની ભયંકર યાતનાઓના પરિણામે આપણને ભાન થયું છે કે આપણી ભાવિ પ્રજાના ભલા માટે આપણે આપણી શારીરિક વિકાસની પ્રવૃત્તિઓને પુરુષવર્ગમાં મર્યાદિત કરવી જોઇએ નહિ. સ્ત્રીઓએ પણ તેમાં ભાગ લેવો જ જોઇએ. '' આ શુભ ભાવનાની જાહેરાતથી લેડી પ્રતિમા મીત્તરે અખિલ હિંદ મહિલા રમતગમત મંડળની ઉદ્દઘાટન બેઠકની શરુઆત કરી. આ બેઠક બે દિવસ સુધી ચાલી અને તેમાં બંગાળ, મુંબઈ વિ. દૂર દૂરથી પ્રતિનિધિઓ ભાગ લેવા આવેલા.

આ ફેડરેશનની સ્થાપના હિંદના નારીજીવનમાં અજોડ પ્રગતિ લાવવાની આશા ઉત્પન્ન કરે છે. વડોદરામાં પણ સ્ત્રીઓની શારીરિક ઉન્નતિ સાધવા એક ખાસ મંડળ સ્થાપવામાં આવ્યું છે. હિંદની સ્ત્રીઓ હવે સુગન્ધની પ્રણાલીકાઓ ફગાવી દઈ, ખુલ્લી હવામાં મોટાં મેદાનો પર પુરુષો સાથે રમતગમતોની હરીફાઈ કરવા મોટી સંખ્યામાં આગળ આવશે તો હિંદના સામાજિક જીવનના એક મહત્ત્વના અંગનો અજોડ વિકાસ થશે અને પ્રગતિના પાયા મજબૂત બનશે.









# લગ્નના પ્રકાર, પરિણામ અને કારણો

શ્રી. દેવાયત સોની

લગ્નના બે પ્રકાર પાડી શકાય. એક સ્વયંશોધિત એટલે આપમેળે શોધેલાં અને બીજાં માબાપે શોધી આપેલાં.

'લગ્ન પછીનું પ્રેમમય સુખી જીવન એ જ લગ્નની સાચી સફળતા'–પછી એ લગ્ન સ્વયંશોધિત હોય અગર તો વડીલોએ શોધી આપેલાં હોય

આજથી અડધા સૈકા પહેલાનો લગ્નનો ઇતિહાસ તપાસશું તો માલુમ પડશે કે તે વખતે થતાં લગ્નો મોટે ભાગે માબાપ અગર વડીલો જ શોધી આપતાં હતાં. બાળકને જન્મ આપે ત્યારથી તેને મોટું કરી, યોગ્ય શિક્ષણ આપી અને યોગ્ય ઠેકાણે પરણાવ્યા પછી જ માબાપો પોતાની ફરજ પૂરી થએલી સમજતાં

પાશ્ચાત્ય કેળવણી અને સંસ્કૃતિનો વા .ચા દેશમાં આવ્યા અને એની સાથે બીજા રિવાજો અને પ્રથાઓની માફક લગ્નપ્રથામા પણ પલટો આવ્યો.

જગતમા કોઇ વસ્તુ સ્થાયી નથી. દરેકમા પલટો થયા જ કરે છે. માનવી પ્રગતિ ઇચ્છે છે અને જ્યા જ્યાં તેનાં દર્શન થાય છે ત્યાં ત્યાં તે દોડી જાય છે. પાશ્ચાત્ય હવાના રંગથી રંગાયેલાંઓએ જોયું કે લગ્નપ્રથા પલટો માગી લે છે. તેઓએ લગ્નની લગામ વડીલોના હાથમાંથી પોતાના હાથમાં લીધી અને નવી પ્રથા શરુ થઇ. આજે હવે કેટલાક માને છે કે આપમેળે શોધેલાં ન હોય એવાં લગ્નો ભાગ્યે જ સફળ થાય છે. પોતાની આ માન્યતાની દલીલમાં તેઓ કહે છે કે "જ્યાં લગ્નથી જોડાનાર યુવક-યુવતિ એકબીજાના સ્વભાવથી તો ઠીક પરંતુ એકબીજાને નજરે જોયાં પણ ન હોય ત્યાં પ્રેમ કયાંથી સંભવે? અને પ્રેમવિનાનું લગ્નજીવન શી રીતે સફળ નીવડે?"

આ નવા વિચારકોની માન્યતા વિચારણા માગી લ્યે છે, પરંતુ તે માટેની તેમની દલીલો કેટલેક અંશે ભ્રમજનક કહી શકાય. એકબીજાના સ્વભાવથી પરીચિત ન હોય અગર તો એકબીજાને નજરે જોયાં ન હોય તેવાં પતિ–પત્નીમાં પ્રેમ સંભવે નહિ એમ તેઓ કહે છે તો પછી પ્રાચીન લગ્નપ્રથાનાં બધાં જ લગ્નો નિષ્ફળ નીવડવાં જોઇએ; અને હવે પછીના આપમેળે શોધેલા બધાં જ લગ્નો સફળ થવા જોઇએ. પરંતુ હકીકત જુદી જ છે. એક વાત પ્રથમ સમજી લઇએ કે જતું એટલું તમામ સોનું નથી એવી જ રીતે જૂનુ તમામ નિંદ્ય પણ નથી. નવા રિવાજો પણ કેટલેક અંશે ગ્રહણ કરવા યોગ્ય હોય છે અને જૂના રિવાજો પણ કેટલેક અંશે જાળવી રાખવા યોગ્ય હોય છે.

ત્યારે હવે આપણે બંને પ્રકારનાં લગ્નોની વિચારણા કરીએ.

વડીલોએ શોધી આપેલાં લગ્નો વિચારતાં એ લગ્નો પહેલાં જેટલાં સફળ નીવડતાં હતાં એટલાં આજે નીવડતાં નથી એ સ્પષ્ટ હકીકત છે. પરંતુ સાથે એ સમજી લેવું જરૂરી છે કે વડીલો એ સંતાનોના હિતેચ્છુ હોય છે. પોતાનાં સંતાનનું લગ્નજીવન સુખી નીવડેલું જોવાને તેઓ આતુર હોય છે અને એ ધ્યેયને દ્રષ્ટિ સમક્ષ રાખીને જ તેઓ લગ્ન જોડી આપે છે.

શરુઆતમાં કહ્યું તેમ દરેક વસ્તુ પરિવર્તનશીલ છે. એક વખતે એક પ્રથા જે સંસ્કારીતાની સીમાસ્થંભ હોય છે એ જ પ્રથા બીજે વખતે પ્રગતિરોધક બની જાય છે: એવા સમયે એ પ્રથાને વળગી રહેવાથી લાભને બદલે હાનિ જ થાય છે.

વડીલોએ શોધી આપેલાં જે લગ્નો એક વખત સો ટકા સફળ નીવડતાં તે જ લગ્નો

આજે નિષ્ફળ નીવડે છે તેનું મુખ્ય કારણ એક જ છે કે એ પ્રથા હવે પરિવર્તન માગે છે. લોકમાનસમાં પલટો થયો છે. જમાનો પલટાયો છે અને સાથે જૂની પ્રથાઓને પણ પલટાવવા માગે છે.

આવી રીતે સુધારકોએ લગ્નની નવી પ્રથા શરુ કરી. અને વડીલોની સલાહ અગર મદદ લીધા વિના જ આપમેળે લગ્ન શોધી લેવાનો રિવાજ ચાલુ થયો. આવી રીતે લગ્નપ્રથાનો પૂર્વાર્ધ પૂરો થયો અને અવનવાં આકર્ષણો સાથે ઉત્તરાર્ધ શરુ થયો.

શરુઆતમાં સૌને લાગ્યું કે સુખી લગ્નજીવનનો સાચો માર્ગ હવે હાથ લાગી ગયો છે. પરંતુ એ લગ્નો પણ જેમ જેમ વધતાં ગયાં તેમ તેમ તેની નિષ્ફળતારૂપી છૂટાછેડાના બનાવો પણ વધતા ગયા. અને આજે હવે એ પ્રથા પણ નિષ્ફળ નીવડી હોય તેમ જણાય છે.

બંને પ્રથાઓની સફળ-નિષ્ફળતાનાં કારણો હવે તપાસીએ.

જૂનવાણી પ્રથા જ્યારે અસ્તિત્વમાં હતી ત્યારે આપમેળે લગ્ન શોધી લેવાનો વિચાર સરખો પણ કોઇ કરી શકતું નહિ. એ વખતે છૂટાછેડાને પાપ માનવામાં આવતું. એટલે લગ્નજીવન જેવું નીવડે તેમાં જ સંતોષ મેળવવા સૌ કોઇ પ્રયત્ન કરતા. અને જેમ આ બધાં લગ્નો સફળ ન નીવડતાં તેમ બધાં નિષ્ફળ પણ નીવડતાં નહિ. કોઇ લગ્ન નિષ્ફળ નીવડે ત્યારે ' પડ્યું પાનું સુધારી લેવા ' પ્રયત્ન થતો. પ્રેમને નામે વિલાસ અને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતાનાં નાટકો ત્યારે ભજવાતાં નહિ એટલે આજનાં સુધારક લગ્નો અને પછી તરત આવતા છૂટાછેડા કરતાં એ જૂનવાણી પ્રથા ઇચ્છનીય હતી.

પાશ્ચાત્ય કેળવણીએ પ્રજામાં સ્વતંત્રતાની સાથે સાથે સ્વચ્છંદતાનાં પણ બીજ રોપ્યાં. લગ્નજીવન જરા નિષ્ફળ નીવડે એટલે તુરત તેને ફગાવી દઇ બીજું લગ્ન શોધી લેવાની વૃત્તિ વધી એટલે લગ્નપ્રથામાં અવ્યવસ્થા વ્યાપી ગઇ. શરુઆતમાં આ ઠીક લાગ્યું પરંતુ હમેશાં બનતા છૂટાછેડાના બનાવો સાક્ષી પૂરે છે કે સ્વયંશોધિત લગ્નો પણ સફળ થતાં નથી.

સ્વયંશોધિત લગ્નો શા માટે નિષ્ફળ જાય છે તેનાં કારણો તપાસતાં એક વાત સમજાય છે કે બાહ્ય મોહ, વિલાસ અને આકર્ષણ આજના યુવાનોના માનસ પર કાબૂ જમાવી બેઠાં છે. લગ્નથી જોડાનાર યુવક-યુવતિ શરુઆતમાં તો એમ જ માને છે કે આપણી વચ્ચે શુદ્ધ પ્રેમ હોઇ આપણું લગ્ન જરૂર સફળ નીવડશે જ. આમ ધારી તેઓ લગ્ન કરી બેસે છે. શરુઆતમાં તો તેમની માન્યતા સાચી હોય તેમ જણાય છે અને લગ્નજીવન સુખમય ભાસે છે. પરંતુ સમય જાય છે તેમ મોહ ઘટતો જાય છે, આકર્ષણ ઓસરી જાય છે, મતભેદ સ્પષ્ટ થાય છે અને જીવન કંટાળાભર્યું બને છે. એકબીજાં સ્વતંત્રતાની ધૂનમાં એકબીજાંને અન્યાય કરવા લાગે છે અને પછી બંને છૂટાછેડા તરફ દોડી જાય છે. એટલે આ પ્રથામાં નિષ્ફળતાનું મુખ્ય કારણ દષ્ટિદોષ અને વિચારોની વિપુલતાનો અભાવ છે.

આવાં સ્વતંત્ર અને સ્વચ્છંદી વિચારોવાળાં સંતાનોને જો તેના વડીલો પોતાને ગમે તેની સાથે પરણાવી દે તો એ લગ્ન સફળ થવાનો જરા ય સંભવ જ નથી. એટલે જૂનવાણી પ્રથા પણ આજે તો બિનઉપયોગી જણાય છે.

હવે લગ્નજીવન જો ખરેખર સુખી અને પ્રેમમય બનાવવું હોય તો આપણે આટલું કરવું જ પડશે:

તદ્દન જૂનવાણી પ્રથા હવે ચાલી શકે તેમ નથી જ. પરંતુ તેમાં થોડો ફેરફાર કરવામાં આવે તો નવી જૂની બંને પ્રથાનો સમન્વય સાધી શકાય. સંતાનની લગ્નની ઇચ્છા અને લગ્નવિષયક વિચારો જાણવા

પછી માબાપ અગર વડીલોએ તેને, યોગ્ય પતિ અથવા પત્ની તપાસ કરી, યોગ્ય ઠેકાણું મળ્યા પછી બન્ને ભાવિ પતિ-પત્નીને એક બીજાના પરિચયની તક આપવી જોઇએ. અને એક બીજાના માનસથી તેઓ પરિચિત બને ત્યાર પછી જ બંનેની સંમતિ લઇ લગ્ન થવું જરૂરી છે કે જેથી લગન પહેલાં ઉદ્‌ભવેલો પ્રેમ લગ્ન પછી વધુ ગાઢ બને.

અને નવી પ્રથાને વળગી રહેવા માગનારાઓએ પણ પ્રેમ અને મોહના ભેદને સમજી લેવા જરૂરી છે. જ્યાંસુધી એ ભેદ નહિ સમજાય ત્યાં સુધી એવાં લગ્નોનું અંતિમ પરિણામ અસંતોષ અને છૂટાછેડામાં જ પરિણમશે.

લગ્ન પહેલાં પ્રેમની જરૂર છે એ ખરું પરંતુ લગ્ન પછી પ્રેમ નથી જ થતો એ માન્યતા ભૂલભરેલી છે. સ્નેહલગ્ન એટલે કે સ્નેહ પછીનાં લગ્ન કરતાં પણ લગ્નસ્નેહ એટલે કે લગ્ન પછી જન્મેલો સ્નેહ વધુ પવિત્ર અને કિંમતી હોય છે.

બાકી તો માનવી એ માનવી જ છે; દેવ નથી. અનેક ક્ષતિઓ અને ઊણપો માનવીમાં હોય છે. પત્નીમાં દોષ નિરખતો પતિ અને પતિના સામાન્ય દોષથી પોતાને કમભાગ્ય માનતી પત્ની માનવીની આટલી વ્યાખ્યા સમજી અને જાણી લે તો અસંતોષ દૂર થઇ લગ્નજીવન સુખી નીવડે. અસ્તુ!

---

# ઝૂલ રે ઝૂલ

ઝૂલ રે ઝૂલ,
હૈડાંની હોડલીએ ઝૂલ રે ઝૂલ.

નાનકડી નાવડી ને નમણી તલાવડી,
નીર ભર્યાં છે નેહનાં વિપૂલઃ
હૈડાંની હોડલીએ ઝૂલ રે ઝૂલ.

તીરે તરૂ બેસીઓ, મોર અને ઢેલીઓ,
ઢગબંધ ફોરે છે ફક્કડ ફૂલઃ
હૈડાંની હોડલીએ ઝૂલ રે ઝૂલ.

પ્રકૃતિની પૂર્ણ મ્હેર, લ્હેરે સમીર લ્હેર,
લ્હેરાય પાણીડે પોયણાં અતુલઃ
હૈડાંની હોડલીએ ઝૂલ રે ઝૂલ.

આવોને ઝૂલીએ, અન્ય સકળ ભૂલીએ,
નિત્ય પ્રસન્ન ને નિત્ય પ્રફુલ્લઃ
હૈડાંની હોડલીએ ઝૂલ રે ઝૂલ.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા



ચિત્રકાર ] સખિઓ [ શ્રી સોમાલાલ શાહ

# સુભગા

શ્રી બાલકૃષ્ણ જોશી

એનો ભાઈ મદન કૉલેજમાં એક સામાન્ય વિદ્યાર્થી હતો. તેની અઢાર વરસની ઉંમર સુધીમાં અભ્યાસ, સિનેમા, ઘરનાં માણસો એ સિવાયની દુનિયા તરફ તેનું ધ્યાન ન હતું, પણ ઑગસ્ટની ચળવળમાં સૌ આબાલ વૃદ્ધના હૃદયમાં જેમ ઉલટી આવ્યું અને તેના આવેશ ભેગો મદન પણ આગલા દિવસના એક રાષ્ટ્રીય સરઘસમાં જોડાયો !

ક્રમસર લાઠીમાર વગેરે વિધિ થયા બાદ ઘણાઓને પોલિસે પકડયા, તેમાં મદન પણ આવી ગયો.

એના પકડાવાની ખબર ઘેર આવતાં જ સૌના હૃદયને આઘાત થયો.

" મદન આવી બાંજગડમાં કદી પડે જ નહિ ! ને આ શું થયું ? " પાડોશમાંથી મોતીલાલ શેઠ બોલ્યા.

" હા રે–ખાલી ક્રિકેટની મેચ જોવા એ. ની જાયને—" કસ્તુરચંદે ટાપસી પૂરી.

મદનની બા શ્યામકુંવરને તો માથા પર આકાશ પડવા જેવું થયું " હાય હાય, મારો સીધો લીટીનો પોયરો તે આવું કરે ? "

પણ એની બેન સુભગા એની નિશાળની ચોપડીઓ ગોઠવતાં શાંત સ્મિત કરતી હતી. એને પણ ખબર સાંભળી પ્રથમ તો આઘાત થયો પણ તે આનંદનો હતો ! મદનભાઇ માટે તેને કદી નહિ થયો હોય એવો પ્રેમ તે દિવસે આવી ગયો.

સુભગા હજી પંદર સોળ વરસની મુગ્ધ બાલિકા હતી. તેથી એને ઇચ્છા હોવા છતાં આવું જાહેર કાર્ય કરવાની હિંમત ચાલતી ન હતી, પરંતુ પોતે નહિ તો પોતાના ભાઇએ પણ દેશકાર્ય કર્યું એવા ખ્યાલથી એને અત્યંત આનંદ થતો હતો. જાણે પોતે જ કોઈક ભારે સત્કાર્ય કર્યું હોય એટલું એને ગૌરવ ઉપજતું હતું; એ એના વર્ગમાં પણ બીજા દિવસથી કોઇક ગર્વથી રહેતી !

જે કોઇ સહચરી મળે તેને એ લાગલી વધામણી ખાતીઃ " કાલના સરઘસમાં મારા મદનભાઇ પકડાયા–પચીસ ત્રીસ કૉલેજિયનો પકડાયા તેનાં નામ છાપામાં છપાઇ આવ્યાં છે–તેમાં મદનભાઇ પણ છે. "

અને ઘણી છોકરીઓ તે સંબંધી કાંઇ કાંઇ હકીકત પૂછતી તેનો ઉત્તર આપતાં સુભગાનું હૃદય ઉછળી આવતું.

પણ સાંજે નિશાળેથી ઘેર આવ્યા પછી સુભગાને પોતાનું સર્વ ગૌરવ–અભિમાન પગાણે દબાવી રાખવું પડયું. કેમ કે ઘરમાં બધાં માણસો શોકમાં ગરકાવ થઇ ગયાં હતાં ! એટલે સુભગાથી કેમ હસાય ? વ્યક્તિ-સ્વાતંત્ર્યનો અભાવ એ બહુ ખરાબ વસ્તુ છે એનો એને આજે પૂરો અનુભવ થયો; કારણ કે પોતાનાં ઘરમાં પણ એને આનંદ થવા છતાં એનાથી મનમોકળું હસી શકાતું ન હતું.

મદનને માટે જેલમાં ગોકલવાનાં કપડાં સુભગાએ ભારે હોંસથી થેલીમાં ભર્યાં, ખાવાની ટિફિન બાસ્કેટ પણ એ દરરોજ ચિત્ત રાખીને ભરતી. અને આ બધાં કામો કરતાં પોતે એક જાતની દેશસેવા જ કરે છે એમ લાગતાં એને પારાવાર સંતોષ થતો.

કોઇ કહેતું: " ચાર પાંચ દિવસ ધાક બતાવવા ખાતર મદનને પૂરી રાખી છોડી દેશે. " તો કોઇ કહેતું: " સહેજે ચાર પાંચ માસની સજા ઠોકી દેશે. "

આ સમાચારો સાંભળી મદનના પિતા

ભૂપતરાય બહુ ગભરાઇ જતા; પણ તેની સુભગા પર કાંઇ જ અસર થતી નહિ.

ભૂપતરાય દરરોજ એક વાર જેલ સુધી જઈ આવતા. ક્વચિત્ વકીલ બેરિસ્ટરને મળતા, જડજ સાહેબ પાસે વગવસીલો લઇ જવા મહેનત કરતા પણ પિતાની આ બધી માથાકૂટ જોઇ સુભગાને તો હસવું જ આવતું; ક્વચિત્ ચીડ પણ ચડતી.

મદનને જેલમાં કેવી હાડમારી પડતી હશે તેનો વિચાર કરતાં એની બાના કાળજાંમાં કાંઇ કાંઇ થઇ જતું; પણ સુભગાને તો એમ જ લાગતું કે સ્વાતંત્રતા માટે ભોગવેલી હાડમારીમાં પણ અમૃત ભરેલું છે !

( ૨ )

બેચાર દિવસ બાદ ભૂપતરાય એક દિવસ હાંફળાફાંફળા જેલથી ઘેર પાછો આવ્યા. એ ભારે આનંદમાં જણાતા હતા.

" મદનને છોડી મૂકશે, હોંકે " એમ કહેતા એ અંદર આવ્યાઃ " ચાલો, અત્યારે જ મોટર લઇ તેને તેડવા જવાનું છે—માટે તૈયાર થઇ જાઓ. "

સુભગાએ ઉતાવળે ઉતાવળે સાડી બદલી. પોતાના દેશભક્ત ભાઇને જેલમાંથી પાછા તેડી લાવવા જવાનો એને ભારે ઉમંગ આવી ગયો હતો સૌ ઉતાવળે ઉતાવળે મોટરમાં બેઠાં. " બધાને છોડી મૂક્યા કે, બાપાજી ? " સુભગાએ મોટર ચાલુ થતાં પૂછ્યું.

" નહિ રે, કેટલા યે જણને નથી છોડવાના. "

" કેમ વારુ ? "

" એ લોકોએ માફી માગવાની ના પાડી તેથીસ્તો. "

" એટલે ? ત્યારે મદનભાઇએ માફી માગી, બાપા ? "

" હા વળી. તે વિના કોણ છોડે ?–એ તો ના, ના કહેતો હતો પણ મેં ઘણો આગ્રહ કરી જેમતેમ પટાવ્યો. આપણે જેલમાં પહોંચતા સુધીમાં તો એનું માફીપત્ર લેવા સાહેબ આવી ગયા હશે—તુર્ત જ એને છૂટવાનો હુકમ મળશે. "

સુભગા સ્તબ્ધ થઇ ગઇ. એને ઘણે ઊંચેથી એક વાર ભોંય પર પડી ગયા જેવું લાગ્યું. એના મનનું બધું સ્વમાન, ગૌરવ, ગર્વ ઘવાયાં. એ મનમાં વિચાર કરવા લાગીઃ " અહા, મદનભાઇને બાપાજીના તાબામાં સોંપતી વખતે ગોરા સાહેબ ત્યાં આવે તો મને તો શરમથી મરી જવા જેવું થાય ! એ સાહેબ લોકો મનમાં આપણને શું કહેતા હશે ?–" આ હિંદી લોકો છાણના કીડા જેવા છે ! સ્વતંત્રતા મેળવવાનો પ્રયત્ન કરવા માટે માફી માગનાર પામર જીવને ભારે માનપાનથી તેડવા આવ્યા છે ! ખરેખર તેઓ એમ જ ધારે. આખા હિંદી માનસનું અપમાન અને તે પણ એક અંગ્રેજ સમક્ષ થાય–અસહ્ય !

આમ વિચારમાં ને વિચારમાં જેલ આવી. સૌ મોટરમાંથી ઊતરી રાષ્ટ્રીય કેદીઓની કોટડીઓ તરફ વળ્યા.

તે જ વખતે એક અંગ્રેજ અમલદાર બેચાર દેશી પોલિસ અમલદારો અને સિપાઇઓ સહિત ત્યાં આવી પહોંચ્યા.

( ૩ )

મદન એની કોટડીમાં વિચારમસ્ત દશામાં આંટા મારતો હતો. એણે માતાપિતા–બેન સૌને મોટરમાંથી ઊતરતાં જોયાં.

સુભગાની ને એની નજર એક થઇ–બેનની નજરમાં શું હતું તે રાષ્ટ્રપ્રેમી મદન સમજી ગયો–એના વિચારોની ગડમથલનો અંત આવ્યો,

બ્હેનને જોઇ, તેની આંખમાંથી થતા મૂક સૂચનને એણે કેમ જાણે સ્વીકારી લીધું.

" મદનલાલ ભૂપતરાય દેસાઇ—"

એક દેશી અમલદારે નામનો પૂકાર કર્યો. મદન આંટા મારતો હતો તે સામે અદબ વાળી ઊભો રહ્યો.

" આ તમારા માફીપત્ર પર સહી કરો." અમલદારે ફરમાન કર્યું.

મદન ટટ્ટાર થયો: " મારે માફી માગવી નથી-મારા પર રીતસર કામ ચાલતાં જે સજા થશે તે હું સહન કરી લઇશ."

મદનની મા સ્યામકુંવર હતાશ થઇ ગઇ. ભૂપતરાયે હોઠ પીસ્યા, દાંત કચકચાવ્યા! પણ સુભગા આગળ આવી: " મારા મદન-ભાઇ!" કહેતાં આંખમાંથી હર્ષાશ્રુ વરસાવતાં એણે ભાઇનાં ઓવારણાં લીધાં અને હાથમાં રાખેલી જાતે કાંતેલા સૂતરની રાખડી ભાઇના હાથે હસતે વદને બાંધી-ત્યાં રસ્તા પરથી સિનેમાની જાહેરાત માટે નીકળેલી મોટરમાં લાઉડસ્પીકર સાથે રેકર્ડ વાગતી સંભળાઇ:

" રખિયાં બંધાવો ભૈયા—" અને એ સંગીતના આંદોલનોને ઝીલતાં ભાઇબેનની આંખમાં દિવ્યતેજ પ્રકટ્યું.

---

# ઘડીઆળ અટકીને ઊભી રે

( રાગ—વાણીડાને હાટે ઘોડો અટકીને ઊભો રે-એ લગ્નગીતનો )

ઘેલાભાઇના ઘરમાં ઘડીઆળ, અટકીને ઊભી રે! ( ટેક )
મીલનાં ભૂંગળાં વાગ્યાં ગોરી, હવે કેટલી વાર રે
હવે કેવી નીંદ રે ગોરી, ચાય કરો તૈયાર રે! ઘેલા૦
ચૂલો છે સંધરૂકયો ગોરી, દાતણીઆં તૈયાર રે
મૂખ ખંખાળી માંડો ગોરી, પોતીયાં બે ચાર રે! ઘેલા૦
મહિનો મહિનો કરી મજૂરી, કાલ થયો પગાર રે
સીનેમામાં ગ્યા'તાં ગોરી, લઇ સખીઓ બે ચાર રે! ઘેલા૦
રેંકડીઆને પૂછે ગોરી શા શા છે શણગાર રે
પીન, વેણી ને ચાક ખરીદ્યાં, બંગડીઓ દશ બાર રે! ઘેલા૦
રાતે ગોડાં આવ્યાં ગોરી, નહીં વાળુ તૈયાર રે
થાકયો ભૂખ્યો સૂતો ઘેલો, કરી રહ્યો વિચાર રે! ઘેલા૦
વહેલી વહેલી વાળુ વાતાં, ઊઠશે નમણી નાર રે
ભાતભાતનાં ભોજન કરશે, જલ્દીથી તૈયાર રે. ઘેલા૦
ભોર થયું ને ભામા ઊંઘે, નાંખે રે ઘુઘરાટ રે
અહીંઆ મીલનાં ભૂંગળાં વાગ્યાં, ચૂલે ટાઢી રાખ રે! ઘેલા૦

દેવકૃષ્ણ પિતાંબર જોશી

# ઍંધાણી

શ્રી. કનૈયાલાલ રાવળ

"કિશોર, પછી તેં શો વિચાર કર્યો ?"

"શેનો ?"

"તારા લગ્ન વિશેનો જ સ્તો !"

"એમાં વિચાર કરવાની વાત જ ક્યાં છે ?"

"વિચાર નહિ, તો પસંદગી ખરીને ?"

"હા; પણ એનો નિશ્ચય પછી જણાવીશ." કિશોરે વાત ઉડાવી દેવા નિશ્ચયને દૂર ઠેલવા યત્ન કર્યો.

"પણ મારે સંતોકબેનને શો જવાબ આપવો ?"

"કે હજી નિર્ણય નથી કર્યો."

"તો પછી નિર્ણય કરતાં શી વાર લાગે, ભાઈ ? આ સંતોકબેનનું છે તેમ બીજા બેચાર જગ્યાએથી માગાં આવ્યાં છે."

"બા, સાચું કહું ? હમણાં ઉતાવળ કર મા. મારે હજી પરીક્ષા પસાર કરવી બાકી છે."

"એમાં હું અંતરાય નાખવા નથી માગતી, પણ ત્યાર કેડે ?"

"ત્યારે કેડે તો પગભર થવું જોઈશેને ?"

"ઠીક, તારી ઇચ્છા; પરંતુ એક ખ્યાલ રાખજે કે ગમે તેવી છોકરી પસંદ કરવા હું નહિ દઉં." વિજયાએ થાકીને અને કિશોરના નવતર વિચારો જાણીને કહ્યું; તેના કૌટુમ્બિક પવિત્રતા, ખાનદાની, અને સુસંસ્કારના આદર્શો ઉચ્ચ હતા.

"પણ બા, એમાં કટાણું મોં શા માટે કરે છે ? તને ગમે અને ઘરને શોભે એવી છોકરી તું પસંદ કરીશને ?"

"વાહ ! એમાં હું શા માટે ના પાડું ?"

"બસ ત્યારે, ધીરજ ધરજે, ને વિશ્વાસ રાખજે." કિશોર છેલ્લું વાક્ય અતિ નમ્રતાથી બોલ્યો. માતા મૌન રહી. કિશોરે વિચાર્યું કે માતાનું સાગર પેટ હોય છે; એ કદી પુત્રના હિત વચ્ચે આડી આવતી નથી; માતા કુમાતા થતી નથી.

•

એકલ જ્યોત સમા એકના એક પુત્ર કિશોરને વિજયાએ શક્ય એટલા લાડકોડના પારણે હીંચોળી ઉછેર્યો હતો. કિશોરના પિતા તો કિશોર આ સંસારમાં પહેલો શ્વાસ લે એ પહેલાં પંચત્વ પામેલા. છતાં ય પોતે કેવી રીતે મોટો થયો એની ગમ હજી કિશોરને પડી ન હતી; માતાએ પિતાનું સ્થાન સાચવી લઈ એની જાણ એને પડવા દીધી ન હતી. 'રાંડીપુત્ર - શાહજાદા'ની કહેવત કિશોરને લાગુ પડે-એવા સંયોગો. વિજયાએ ઊગતાં જ ડાંભી દીધેલા. અત્યંત લાડકવાયો છતાં માતાનો એકે બોલ્યો બોલ તે ઉથાપતો નહિ; ઊલટું તે એમ માનતો કે વિજયા પોતાના મનસ્વી સ્વભાવને ઉદારતાથી નભાવી લે છે. વિજયા કિશોરની કેટલીક ધૂનો ચલાવી લેતી, છતાં તે માનતી કે કિશોર ખૂબ કહ્યાગરો છે.

કિશોર માતાની હૈયાલાકડી સમો હતો. માતાના અંધકાર–છવાયેલા એકધારા જીવનવહેણમાં જો ક્યાંય પણ આશાબીજ ઉદય પામી હોય, તો તે કિશોરના શિક્ષણના એક પછી એક પગથીયાં વટાવતા વિકાસમાં. જેમ જેમ કિશોર સમજણો થતો ગયો અને સમાજના ગહન કોયડાઓ ઉકેલતો ગયો તેમ તેમ તેને પોતાની માતાના નિરાધારમય જીવનનો અને પોતાના ઉછેરની કઠિનતાનો

આંખો ખ્યાલ આવવા લાગ્યો, માતાનો પોતા ઉપર કેટલો ઉપકાર ? કેટલું ઋણ ? કેવી દુર્દશામાં એમના બંનેના જીવનનું નિર્વહન થયું હશે ?

બીજી પળે જગતનો વિશાળ પટ કિશોરની આંખો આગળ ખુલ્લો થઇ જતો. ગગનચૂંબી ખૂરજો ચણતા તેના આદર્શો અનંતમાં લહેરાવા લાગ્યા. જ્ઞાન, વિજ્ઞાન, અને સંસ્કારની મહોરછાપ તેની વિદ્યાને લાગવા માંડી, અને એક કમનસીબ પળે તેણે માતામાં થોડી ન્યૂનતા દીઠી; વિજયા તેને રૂઢિચુસ્ત લાગી.

વિજયાએ જીન્દગીના તડકાછાંયા નીરખ્યા હતા; પણ વિધિનિર્મી તેના આ જીવનમાં છાંયડાઓ ઓછા હતા. કિશોર સુધારાને રાજમાર્ગે દોટ દઇ રહ્યો હતો; વિજયા ધાર્મિકતા, ઇશ્વરશ્રદ્ધા અને એકનિષ્ઠાથી છલબલ છલકતું જીવન વીતાવવા લાગી. કિશોરે આ વિરૂદ્ધ ગતિઓ પારખી. છતાં માતાની જૂનવાણી રીતરસમ ઉપર પોતાની અશ્રદ્ધાનો અને નવા સંસ્કારનો ઓછાયો ન ઊતરે એની પૂરી સાવધાની કિશોર રાખતો. ધર્મ, ઇશ્વર, અને આર્યપ્રણાલી, એ તો વૃદ્ધોનાં સાંત્વન છે, એમ માનતો તે આગળ ધપ્યો.

જીવન કે મૃત્યુ ઉભય ઇશ્વરના હાથમાં હોય કે કુદરતના હાથમાં હોય, કે નસીબના હાથમાં હોય, ગમે તેના હાથમાં હોય, પણ બંને નિશ્ચિત છે એમાં શંકા નથી. માણસ અધર્મી થાય. પાપી થાય કે નાસ્તિક થાય, એથી કરીને તેની આવરદા ટૂંકી થાય છે એમ માની લેવામાં ભૂલ તો છે જ ને ! અને મૃત્યુ ક્યારે આવવાનું છે, એની આગાહી કોઇને થતી નથી. કિશોરને પણ પોતાનું મૃત્યુ વહેલું ઉઘરાણીએ આવશે એવી શંકા યે ન હતી.

વિજયાને મન હવે કિશોર પરણાવવા જેવડો લાગ્યો. કિશોરે પરણી જ લેવું એવો માતાનો આગ્રહ ન હતો; કોઇ બાબતમાં તેણે કિશોરને અત્યાગ્રહથી મૂંઝવ્યો ન હતો. છતાં તેના અંતરમાં ઉમળકાનો એક આવેગ જીભે આવી બોલી ગયો. કિશોર પારણે ઝૂલતો ત્યારે માતાએ તેને પૂરો રમાડેલો નહિ, ઉલ્લાસિત દિલે કોઇ દિવસ તેને ચૂમીઓની ઝડીથી નવરાવ્યો ન હતો. વિષાદની ગરમી તેના દિલને ગ્લાનીભર્યું અને બળ્યુંઝળ્યું રાખતી. તેની આકાંક્ષાએ મનમાં એ હોંશ પૂરી કરવા એક તીવ્ર તાલાવેલી ઉપજાવી. એથી લગ્નનું વેણુ તેના હોઠેથી નીકળી પડ્યું. પણ કિશોરે તેને ધીરજ ધરવા કહ્યું.

●

એક નમતી સાંજે કિશોર ઘેર આવ્યો. સાથે એક નવયૌવના મુગ્ધા હતી; જાણે યૌવનને આંગણે તેણે આજે જ પ્રવેશ કર્યો ન હોય ! આવેલી યુવતીને જોતાં વિજયાને હર્ષ થયો. પણ જ્યારે ઊભરાતા ઉત્સાહે કિશોરે કહ્યું: " સ્મૃતિ, બાને પગે લાગ. " ત્યારે વિજયાને આશ્ચર્ય થયું.

" ભાઇ કિશોર, ઓળખાણ આપ, કોણ છે ? કોની દીકરી છે ?" વિજયાએ ઓવારણાં લેતાં લેતાં કહ્યું.

" બીજું કોણ હોય ? તું ' વહુ ' ' વહુ ' ઝંખતી હતી તે આ વહુ ! " માતાનું આશ્ચર્ય વધ્યું, સાથે થોડો ખેદ પણ થયો.

" ક્યારે ચાંદલા કરવાનું નક્કી કર્યું ? "

" લગ્ન પછી તે ચાંદલા હોય, બા ? "

" શું તેં લગ્ન પણ કરી નાખ્યાં ? મને પૂછ્યું કારવ્યું પણ નહિ ? "

કિશોર કહેઃ " બધી વાત કહું બા; " અને પછી સ્મૃતિને ઉદ્દેશીને કહેઃ " તું જા,

રસોડામાં ને ચ્હા બનાવી નાખ." પછી કહેઃ "એમાં પૂછવું શું ? તું કહેતી હો તો શુક્લને બોલાવી લગ્નવિધિ કરી લઇએ; પછી છે કાંઇ ?"

કિશોરે લગ્ન મિત્રોની હાજરીમાં કરી નાખ્યાં હતાં. પણ માતાને દુઃખ ન લાગે એ ખાતર એ આમ બોલ્યો. વિજયાને પુત્રના સુધારાઓ ઉચ્છૃંખલ લાગતા, પણ તે એક હરફ પણ સામો ઉચ્ચારતી નહિ. આમાં તેને કિશોરની અવ્યવહારિકતા દેખાઇ. તેણે સ્મૃતિને પાસે બેસાડી ચ્હા પીધી. સ્મૃતિ એક ચબરાક યુવતી હતી ને કડકડાટ જવાબ આપતી હતી.

માતાને છોકરી ગમી. પણ એક વાતની બાંધછોડ કરવી રહી ગઇ હતી, તેથી કિશોરને તેણે બહાર બોલાવી ધીરેથી પૂછ્યુંઃ

"ક્યા ગામની રહીશ છે ?"

"બા, આપણાં જ શહેરની છે, એની ફિકર ન કરતી."

"એનાં માબાપ કોણ છે ? શું નામ ?"

"એનાં માબાપ નથી. બંને વિદેહ થયાં છે."

"તો કોને આશરે ઉછરી છે ? કાકાને ? મામાને ?"

"એને કાકા મામા કોઇ નથી; કોઇ સમાં નથી. એ ઉછરી છે આપણાં જ શહેરના અનાથાશ્રમમાં."

વિજયાનું મો લેવાઇ ગયું; આંખના ખૂણા પહોળા થયા, હોઠ બંધ થયા. મોટા રોડા આવતાં ભરેલું ગાડું ઉથલાઇ પડે તેમ વિજયાની વિચારધારા ઉથલી પડી. તે વિચારવા લાગી કે પોતાનો એકનો એક પુત્ર અનાથાશ્રમની રખડતી છોકરી સાથે પરણે ! ક્યાં માતાએ પોતાને હાથે ઉછેરેલો પુત્ર ! ને ક્યાં માબાપ વગરના સંસ્કારી વાતાવરણના સંસ્કાર પામેલ છોકરી ! પોતાની કુલીનતા, પવિત્રતા ને ધાર્મિકતા વિજયાને છોવાઇ અભડાઇ જતી લાગી; અને જ્યારે તેને ખબર પડી કે સ્મૃતિ ઊંચા કુટુંબની કે કૂળની નથી, ત્યારે તેની બધી શ્રદ્ધા, ધીરજ મહેનત અને આશા ધરાશાયી થતાં તેને લાગ્યાં. આર્ય વિધવાનું માનસ જૂની અને ખાનદાનને ઉચિત એવી ધરેડ તજી શકે એમ ન હતું. તેનો અવાજ દઢ અને ભારે થયો

"કિશોર, આપણાં કૂળને આ છાજતું નથી. તારું પગલું વગરવિચાર્યું છે; હજી સુધારી લે તો સારું." કિશોર મૂંગો રહ્યો.

માતાને દુઃખી થતી જોઇ તે મૂંઝાણો. પણ સ્મૃતિના પ્રેમાળ હૃદયને હવે તે ઠોકરે મારી શકે એટલો પાષાણહૃદયી ન હતો. તેણે વિચાર્યું કે થોડા સમયમાં માતા માની જશે. વિજયાએ ફરી વાર એ જ કહ્યું, ત્યારે કિશોરને લાગ્યું કે માતાની ઇચ્છા વિરુદ્ધનું તેનું આ પહેલી વારનું કામ દિલમાં ડંખ આપી રહ્યું હતું. પરંતુ અન્ય ઉપાય ન હતો. તેણે કહ્યુંઃ "બા, અમે સ્નેહલગ્ન કર્યાં છે. અને આવે વખતે તારે અમને આશિષ આપવા જોઇએ કે આવાં વેણ કાઢવાં જોઇએ ?"

પરંતુ વિજયાએ જીદ છોડી નહિ. તે કહેઃ "તારાં લગ્ન અવિધિસર છે, અધર્મ્ય છે; જ્ઞાતિ બહારનાં છે; એ આપણું કૂળનું નિકંદન કાઢી નાખે; માટે હજી સમજ."

કિશોર અને સ્મૃતિ સાથે ભણતાં ત્યારથી તેમના હૃદયમાં ઊર્મિસંચાર થયો હતો. મિત્રોએ એ ઊર્મિને વધાવી, વિકસાવી અને લગ્ન માટે અનુકૂળતા કરી આપી. સુધારકવૃત્તિએ આ આંતરલગ્નમાં કશો બાધ તેણે ન જોયો, અને માતાને મનાવી લેવાનો તેનામાં આત્મવિશ્વાસ હતો.

કિશોરે વિચાર્યું: 'મેં અત્યાર સુધી માતાની ઇચ્છાનું ઉલ્લંઘન કર્યું નથી; માટે મારી આ એક ઇચ્છા પૂર્ણ થવા દે તો સારું.'

વિજયાએ એ જ વેળા કહ્યું: "બેટા, મેં તારી મરજી વિરુદ્ધ એકે ડગલું ભર્યું નથી તારા એકે કાર્યને મેં ઉવેખ્યું નથી. અને તારા હવે પછીના બીજા કોઇ કામમાં હું વાંધો આણીશ નહિ; પણ તું ભલો થઇને મારા મનને આ વખતે સંતોષ આપ."

સ્મૃતિએ બારણાની આડેશથી આ સંવાદ સાંભળ્યો. તેને આવી ભરાયાં જેવું થયું, પણ કિશોર માટે તેના દિલમાં સાચો પ્રેમ હતો. કિશોરની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઇ; પણ જે થયું તે 'ન થયું' થાય એમ ન હતું. વિજયાના હૃદયમાં પુત્રપ્રેમ અને કુળપ્રતિષ્ઠા વચ્ચે ગજગ્રાહ ખેલાઇ રહ્યો. ત્રણેએ નજર ચોરીને મોં ફેરવી દીધાં.

સ્મૃતિ સાથેનાં લગ્નમાં વિજયાએ કિશોરનું અધઃપતન જોયું; પુત્રની ખોટી પસંદગી તેને અકળાવી રહી; કાણુ હૈયું કરી તેણે કિશોરને હળવેકથી સાફ ના સુણાવી દીધી.

કિશોર મિત્રોને ઘેર ગયો અને થોડાક મહિના પસાર થઇ ગયા. છેલ્લી પરીક્ષા પછી નોકરી માટે તેને બહારગામ જવાની જરૂર જણાઈ. મિત્રોની સહાય છતાં, માતા માટેનો ઊંડો પ્રેમ તેને અકળાવી મૂકતો હતો. વખત જતાં માતાનું હૃદય પીગળશે એવી તેની આશા ફળીભૂત ન થઇ. વિજયાએ માનેલું કે કિશોર વહેલોમોડો સુધરશે, પણ તેની એ માન્યતા ખોટી પડી. વિજયાએ જીંદગીભર દુઃખના ડુંગર જ જોયેલાં, તેમાં આ દુઃખ મેરુ સમાન હતું.

કિશોર અને સ્મૃતિ બેપાંચ વાર વિજયા પાસે જઇ આવ્યાં, પણ ઠંડા સ્વાગત સિવાય તેમને કશું મળ્યું નહિ. વિજયાની જીદ્દ જડતામાં થઇને તોરમાં પરિણમી હતી.

હવે કિશોરને એક જ માર્ગ હતો—બહારગામ જઇ નોકરી કરવાનો અને એ પ્રમાણે એક દિવસે તેઓ મુંબઇ ગયાં.

મુંબઇમાં કામચલાઉ વ્યવસાય તેને મળ્યો, પણ મુંબઇનો ખર્ચ ઓછો ન હતો. થોડાક મહિનાઓ તેમણે સુખમાં ગાળ્યા, ત્યારે સ્મૃતિને પોતાની ધર્મપરાયણ સાસુનું સ્મરણ થઇ આવ્યું. સ્મૃતિને મનમાં એક ચણચણાટી રહી ગઇ કે પોતે ખોળા પાથરીને કરગરીને સાસુને શા માટે ન મનાવી લીધાં? સ્ત્રીનું મન સ્ત્રી સહેલાઇથી સમજી ઓળખી શકે છે. સ્મૃતિને ઘણી વાર ઇચ્છા થતી કે શા માટે સાસુ પાસે જઇ માફી માગી તેના આશીર્વાદ ન મેળવવા? સુખની ક્ષણમાં પણ તેના દિલમાં ચેન ન હતું—અજંપાનો ઉકળાટ હતો.

એવામાં કિશોર ભયંકર વ્યાધિમાં સપડાઇ ગયો. બિમારીમાં તેના મનની વેદના વધી પડી; હજી પણ માતાનો જીદ્દી સ્વભાવ તેને સતાવતો હતો; અને પોતે પણ માતાની આમન્યા પાળી સેવા કરવાને બદલે ગર્વભેર ચાલ્યો આવ્યો એ બદલ પસ્તાવો થતો હતો.

પરંતુ એ બધું નિરર્થક હતું. તેનો વ્યાધ અસાધ્ય નીવડ્યો. કિશોરનું અતૃપ્ત અને સંતપ્ત પ્રાણપંખેરું એક સતી સાંજે પાંખો ફફડાવી દેહપિંજરમાંથી ઊડી ગયું.

વિજયાને સમાચાર મળ્યા. છેવટ તો એ માતૃહૃદયને! વાત્સલ્યનું અતુલ ઝરણું! ધરાઇને તેણે રોઇ લીધું; પછી તેણે મહામુશીબતે મન વાળ્યું. આ મહા દુઃખઘટનામાં તેણે જોયું એક વિધિની અવળાઇનું પરિણામ અને બીજું જોયું કિશોરની આડાઇનું પરિણામ. દુઃખ ખમવાને જન્મેલાં ઉપર સઘળી દિશાએથી દુઃખના દળકટક ઊભરે છે. પણ દુઃખના પ્રહારો ઝીલી ઝીલી તેનું હૈયું રીઢું

થઇ ગયું હતું. કિશોર માટે કોઇ શોક દર્શાવવા આવતું ત્યારે તે હવે રડી પડતી નહિ; લલાટે હાથ મૂકી, પરમેશ્વરની અકળ લીલા તરફ આંગળી ચીંધતી, ધીમે ધીમે તે સંપૂર્ણપણે ભક્તિમાં ઓતપ્રોત થઇ ગઇ.

પરંતુ હવે સ્મૃતિનું કોણ ? સંસારમાં તેનું તાણી મેળવનાર કોઇ ન હતું. એનું જીવન બાળપણથી અસુખમાં વીત્યું હતું. થોડો સમય સુખનો આભાસ થયો ન થયો ત્યાં તો પાછું દુઃખ અને દુઃખ ! તેણે માન્યું કે માતાપુત્રને વિખુટાં પડાવવામાં પોતે કારણભૂત બની તેથી આ અણધારી આફત આવી. પણ હવે શું કરવું ? મુંબઇના પાડોશીઓએ વિજયાને કાગળ લખી સ્મૃતિને સાચવવા વિનતિ કરી. જવાબમાં પોતે એ ' છપ્પરપગી 'ને ઘરમાં પેસવા દેવા લગીર પણ તૈયાર નથી એમ વિજયાએ લખ્યું.

સ્મૃતિને તો ઉપર આભ અને નીચે ધરતી સિવાય કોઇ આરોવારો ન રહ્યો. હા, સમુદ્રનો ઘૂઘવાટ તેને છાનાં નિમંત્રણ આપતો હતો; બીજી આકર્ષતી હતી તેને મુંબઇની રૂપબઝાર. પણ તેણે આ બંને વિચારશિલાઓને ઠોકર લગાવી; કારણ કે દૂરસુદૂર અનંતમાંથી એક અવાજ આવતો હતો તેનો પડઘો તેના ઉદરમાં સંભળાતો હતો. એક જ નેમથી સ્મૃતિ વિજયા પાસે જવા તૈયાર થઇ; તેને કિશોરનો છેલ્લો સંદેશો પહોંચાડવો હતો.

બીજા દિવસની ગાડીમાં પોતે આવે છે એવી મતલબનો તાર વિજયા ઉપર તેણે રવાના કરી દીધો, ત્યારે સ્મૃતિને ખૂબ અધીરપ આવી ગઇ.

•

તાર વાંચતાં વિજયાના વેરાન મુખ ઉપરનાં ભવાં સંકોચાયાં. મનમાં અને મનમાં તેણે અનેક વેણ કવેણ કહી નાખ્યાં, અને જાકારો દેવાનો અફર નિશ્ચય કરી નાખ્યો.

બીજે દિવસ ઊગ્યો. તે મક્કમ હતી. શેરીમાં રમતાં એક નાનાં બાળકે ઘરમાં દોડી આવી ખબર આપ્યા કે બહાર કોઇ આવ્યું છે. પોતાના પુત્રનો ' ઘાત કરનારી ' સ્ત્રી ઉપર તેને અપાર નફરત અને ગુસ્સો આવ્યાં. ' મારું કે મરું ! ' એવી હૈયાધમણ હાંફી રહી. ક્રોધના આવેશમાં તે ઉંબરા સુધી દોડી ગઇ. સ્મૃતિનો મેળાપ તેને ત્યાં જ થયો. એક પડતી સાંજે એ જ મુગ્ધાનું મોં જોયાનું તેને યાદ આવ્યું; એ જ આંખો, એ જ નમણાઇ, એ જ મોહકતા હજી ચમકી રહ્યાં હતાં; એમાં દીનતા અને દુઃખની ફિકાશની સહેજ મેળવણી થઇ હતી.

પણ વિજયા થંભી ગઇ. તેના ક્રોધના ઊભરા ઉપર ઠંડા પાણીની જાણે ઝાલક છંટાઇ ! અનિમેષ નયને તે નીરખી રહી. ભડકો થતાં પહેલાં તેની ધૂંધવાતી વાણી કંઠમાં ઠરી ગઇ. એક ક્ષણ સ્તબ્ધ, અવાક્ આંખો ફાડી તે જોઇ રહી. પળવારમાં તેનું મનોમંથન સમેટાઇ ગયું. ગૂંચ ઉકેલાઇ ગઇ.

યુવતીનું મોં એવું એ હતું; તેનો દેહ એનો એ જ હતો. સ્મૃતિની વિકસતી જતી દેહકળીએ વિજયાની આંખો બીજવી દીધી. હૈયાની કઠોરતા ઉપર થપાટ વાગતાં કુમાશના મોતી વેરાઇ પડ્યાં. વિજયા સ્મૃતિને પ્રેમથી વળગી પડી. તેનો ક્રોધનો-દ્વેષનો ઉદ્દાળો ભીતરમાં જ સમાઇ ગયો.

•

સ્મૃતિની ખીલતી દેહલતામાં છુપાયેલી એંધાણીએ તેણે સંદેશ વાંચ્યો, અને વાત્સલ્યભરેલા તેના વર્ષો પહેલાંના કોડ સળવળ્યા. તેની એક આંખમાં અશ્રુબિંદુ અને બીજીમાં હર્ષનો ચમકારો હતો.

# પ્રેમ-પ્રયોગ

શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ

[ વડોદરા સાહિત્ય મંદિર સમક્ષ કરેલા વ્યાખ્યાનનો એક વિચારમુદ્દો ]

આદર્શ અલૌકિક પ્રેમ અનિર્વચનીય અને કેવળ અનુભવ્ય છે તે કુદરતના સર્જનોનું સર્વોપરી તત્ત્વ છે. સર્વ દેશના સર્વ સમયના સર્વોત્કૃષ્ટ સાહિત્ય અને કલાકૃતિઓનું તે પરમ આધાર છે આવો વિશુદ્ધ યથાર્થ પ્રેમ મનુષ્યને ઉન્નતિના માર્ગ પર લઇ જાય છે. ટૂંકમાં તે સ્વભાવસિદ્ધ, નૈસર્ગિક, વિકારવિહીન, અસીમ, નિષ્કામ, નિષ્પાપ, સ્વાધીન, સ્વાયત્ત, અનન્ય, અન્યોન્ય, સમતાસમેત અને પ્રભુનો પથ દાખવવાના સામર્થ્યવાળો હોય છે. કારણ પ્રેમ એ પ્રભુનું બીજું નામ છે. પ્રેમથી જ પ્રભુને પ્રાપ્ત કરી શકાય છે પ્રેમમાં પ્રભુતા હોઇ, પુણ્યપ્રેમ પ્રભુતાને પ્રકટ કરી શકે છે. યોગીશ્વર શ્રીકૃષ્ણની પ્રેમભરી મધુબંસરીએ પ્રભુતા પ્રકટાવી અને ગોપગોપીના વૃન્દ ઘેલા બન્યા પ્રેમલક્ષણા ભક્તિદ્વારા, પ્રભુની પ્રભુતાએ શું શું ચમત્કૃતિઓ નથી પ્રકટ કરી?

પ્રેમના આ મહાન મંગલ સિદ્ધાન્તનો સ્પર્શ જીવનવ્યવહારના નાના ક્ષેત્રોમાંથી જ થાય છે. અંગ્રેજીમા કહેવત છે કે Charity begins at home. તેમ પ્રેમ-પ્રકટીકરણનું-પ્રેમપ્રયોગનું પ્રાથમિક આરંભસ્થાન આપણું ઘર જ છે, આપણે છીએ અને આપણી આસપાસનું નક્કર જીવન જ છે. પ્રેમનો મહામંત્ર સુદર્શનની માફક સતત દૃષ્ટિ સમક્ષ સ્મરણમા રહે તે માટે તો પ્રભુએ મનુષ્ય ઉપર કૃપા કરી, ગૃહમંદિરમા માતૃત્વ-સસ્થાનું અવિરત ઝરણું વહેતુ કર્યું છે. માતૃત્વનુ મહત્વ યથાર્થ રીતે સમજવાને જે જન અધિકારી બન્યો હોય તેને પ્રેમની દીક્ષા જલદી મળે છે. પ્રેમનું પવિત્ર પ્રતીક માતા એ ભાવને જેટલો ઉજ્જ્વલ અને ઉદાર, ગભીર અને વ્યાપક બનાવો તેમ તેમ તે પ્રેમપ્રતીક માતા અમુક બાળકોની લૌકિક માતા મટી જઇ, સમષ્ટિજનની જગજ્જનની (જગદંબા) સ્વરૂપમા દર્શન દે છે. આ ભાવ અભ્યાસ દ્વારા દૃઢ થતા, પ્રેમ કિ પ્રભુતાનો ઉચ્ચ આદર્શ, સહજતાથી અમલમા મૂકવા પ્રેરણા પ્રાપ્ત થાય છે

વ્યવહારમાં પ્રેમના ભાવને પ્રાદુર્ભાવ અને પોષણ આપનારું, માતૃત્વનુ જેમ મહત્ત્વ છે તેમ લગ્નસસ્થાનુ ગૌરવ પણ વિસરવા સરખું નથી અથવા એમ જ કહો કે, બન્ને વિચારશ્રેણીઓ–લગ્ન અને માતૃત્વની સસ્થાઓ–અન્યોન્યની પ્રેરક અને ઉપકારક–પૂરક હોઇ, એક બીજાની મહત્તા વધારે છે

પતિપત્નીના પ્રેમ પ્રેમભાવ તરફ પણ દૃષ્ટિપાત કરતા જણાશે કે આર્ય લગ્નસસ્થા પ્રેમતત્ત્વના શિક્ષણ અને વિકાસને પૂરતો અવકાશ આપવા માટે જ જાણે કે નિર્માણ થઇ છે. ચચળ અને વિકારશીલ બનતા જતા પ્રેમકેન્દ્રથી દૂર વિખરાઇ જતા ચિત્તને-ચિત્તની વૃત્તિઓને-સ્નેહમા સ્થિર કરવા પ્રેમના પાઠ અને અનુભવ આપવા, એક વ્યક્તિમા ધર્મ અને સંસ્કારની ભાવના વડે કેન્દ્રિત કરવામા આવે છે પત્ની તરફ પ્રેમપ્રવાહને પૂર્ણપણે દોડાવા દેવામા, પતિપત્નીમા આદર્શ પ્રેમની પ્રભુતા પ્રકટાવવાનો પ્રયોગ પ્રકૃતિ તરફથી કરવા દેવામા આવે છે માટે જ મહાકવિ નાનાલાલે કેવી સુદર વ્યાખ્યા આપી છે

"લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં"

એટલે કે લગ્ન એ જ પરમ પ્રભુતા નહિ, પણ પ્રભુતાની પ્રતિમાના મંદિરમાં

પ્રવેશ. લગ્નના સફળ પ્રયોગદ્વારા પ્રભુપ્રેમની પ્રભુતાનો પાર પામી શકાય છે. અને એ જ એનું પ્રયોજન હોઇ શકે છે.

સામાન્ય અધિકારનો સરેરાશ માનવી, સ્વચ્છંદ વિલાસના મોહગર્તમાં ડૂબેલો જ રહે, અને કદી-એટલે કે-અસંખ્ય જન્મોના દીર્ઘ કાળ પર્યંત પણ પ્રેમપંથના વિચારના સ્વીકાર સુધી પણ ન આવી શકે તો પછી પ્રેમપંથે તો ક્યાંથી જ પ્રયાણ કરી શકે ? માટે ક્રમિક વિકાસના ધોરણે, માનવીને લગ્નમન્થીથી જોડી–એક રીત કહીએ તો સંસ્કારના બંધનથી બાંધી–પ્રેમના, પરમ મુક્તિના માર્ગનો પ્રવાસી બનવાની પૂરતી અનુકૂળતા કરી આપવામાં આવે છે. ફરજ, વફાદારી અને નૈતિક પવિત્રતાની સાંકળે સાંધીને, પ્રેમની ભાવનાને વધુ વિમલ અને વિશાળ કરવાની જે ઉમદા તક મનુષ્યોને ગૃહ–કુટુંબમાં મળે છે એ અન્ય કોઇ સ્થળે ( ઇતર સ્થાપિત સમાજો કે કલબોમાં પણ ) મળતી નથી.

જો ખરાબ સંકુચિત અર્થમાં અન્વય કરવામાં ન આવે તો એક પાગલ પ્રેમીના અધી વાક્યની પૂર્તિ કરીને હું કહી શકું કે:

**How shall he Love all in one, when he cannot love even one loyally ?**

એટલે કે જે એકને યથાર્થ રીતે ચાહી શકે નહિ, તે અનેકને શી રીતે ચાહી શકવાનો હે ?...આ કથનનું તાત્પર્ય એમ સમજવાનું નથી કે દંપતિએ અન્યોન્યના પ્રેમમાં ગરકાવ થઇ જઇ, બીજા બધાંનો પૃણા કે ઉપેક્ષા કરવાની છે ! પણ મુદ્દાનો ઉદ્દેશ એ જ છે કે, સન્યાસીની કે આદર્શ ત્યાગીની ઉન્નત પ્રેમાવસ્થાને પહોંચવા પર્યંત, સામાન્ય સંસારી સ્ત્રી પુરુષને પ્રેમધર્મ કેળવવા માટે ગૃહકુટુંબ એ અનુકૂળ અને આદર્શ પ્રયોગ-શાળા સમાન છે.

પરંતુ મનુષ્યે તે માટે જાગ્રત રહેવું જોઇએ, કુદરતની યોજનાનું જ્ઞાન અને ભાન કેળવવું જોઇએ. નહિ તો પછી, પોતાને પ્રાપ્ત સંબંધોમાં, શુદ્ધ સ્નેહનો વિકાસ સાધી લેવાને બદલે, જીવાત્મા મોહ અને મમતાની શૃંખલાથી બંધાતો જાય, તો તે ઉન્નતિના રાહ પર જવાને બદલે અવનતિની ઊંડી ખાઇ તરફ હડસેલાતો જાય છે, જેમાંથી ઉગરવા તેને પ્રબળ પુરુષાર્થની જરૂર પડે છે, પરંતુ જેઓ શાસ્ત્રઅભ્યાસ, શિષ્ટ પુરુષોના આદેશો અને સત્સંગ વગેરે દ્વારા, કુટુંબ-જીવન, લગ્ન અને માતૃત્વસંસ્થાની ધર્મ-નીતિ ભરી મર્યાદાઓથી સારી પેઠે વાકેફ છે, તેઓ તો પોતાને પ્રાપ્ત સંબંધો અને સંયો-ગોનો, પોતાના આત્મવિકાસ માટે, સારા સાધન તરીકે ઉપયોગ કરી લે છે. પરિણામે તેઓ મોહમાર્ગમાં ન ફસાતાં અથવા તો મલીન મોહમાર્ગમાંથી મુક્ત થઇ, પવિત્ર પ્રેમપંથ ઉપર પગ મૂકે છે...પ્રભુતાની પગથી ઉપર પ્રયાણ કરે છે. ભગવાન બુદ્ધના ઉદા-હરણથી જ આ લેખ પૂર્ણ કરીશ.

મહાભિનિષ્ક્રમણ વખતે તેમનાં પત્ની પ્રત્યે તેમનો દ્વેષ ન હતો. તેમના હૃદયમાં પ્રણયની ઊણપ ન હતી, તેમ મોહ પણ ન હતો. બલ્કે મોહની ગ્રન્થિ તૂટી, વિશુદ્ધ સ્નેહમાં પરિણમતી હતી. તેઓએ ગૃહત્યાગ કરતી વખતે સૂતેલી પત્ની યશોધરા પ્રત્યે નીચેની મતલબનાં સુંદર વાક્યો ઉચ્ચારેલાં:

" પ્રાણપ્રિય ! હું તને અત્યંત ચાહું છું. કારણ કે વિશ્વ સમસ્તના અણુએ અણુને હું અત્યંત ચાહું છું...પ્રિયે ! તારા શુદ્ધ પ્રેમે મને જ્ઞાનચક્ષુ આપ્યાં છે.

[ સાંખળ પૃ. ૬૧ને ૭૩ ]

# પાસ થવાનાં અનિષ્ટો

શ્રી. મુકુંદરાય પંડ્યા

શી દુર્ભાગ્યની વાત છે ? આ વખતે પરિણામ બહાર પાડ્યું તેમાં બી. એ. માં હું પાસ થઇ ગયો, અને તે યે સેકંડ ક્લાસમાં ! અને તે પછી તો અહાહા, શો ત્રાસ મારે માથે પડ્યો છે ? એ પરથી તો લાગે છે કે આવું દુઃખ તો કદી દુશ્મનને ય ન પડજો. તે પણ કદી યે પાસ ન થજો ! ખાસ તો વિદ્યાર્થીજીવનના અંત્ય વર્ષ જેવા બી. એ. માં ! તમને કદાચ સંશય જશે કે પાસ થવું તે દુઃખજનક હોય ? પણ ભાઇ, એ જ મોટી ઉપાધિ છે. બીજા એને દુઃખદાયક ગણતા હોત તો તો આશ્વાસન પણ રહેત; આ તો બીજાની દૃષ્ટિએ હર્ષ અને સુખની વાત છે ! એટલે તો થપાટ મારીને મોઢું રાતું રાખવું પડે છે ! ઇશ્વર કહે છે તેમ જગત માયા છે, જે સુખ લાગે તે દુઃખભર્યું છે; એ બધું બીજા કરતાં અમારા જેવા પાસ થયેલા માટે તો છેક જ સાચું છે. આ કરતાં તો નાપાસ થયા હોત તો સારું હતું !

પ્રથમ તો પાસ થયા પછી–ખાસ કરીને બી. એ. પછી ' હવે શું કરવું ? ' એ પ્રશ્ન એટલો બધો મૂંઝવનારો થઇ પડે છે કે ભગવાન રામચંદ્રજી પણ સીતાનું હરણ રાવણ કરી ગયો ત્યારે એટલા નહિ મૂંઝાયા હોય ! એક તરફથી વર્ષોથી અભ્યાસ કરતા હોઇ એવો કંટાળો ચડ્યો હોય કે અભ્યાસ જ પડતો મૂકવાનું મન થાય; બીજી તરફ અસંખ્ય સલાહકારો–કોણ જાણે કેમ બહુ ઓછા પરિચિત માણસો પણ આવે વખતે તો સલાહ આપવાનો પોતાનો અધિકાર ધારી લ્યે છે !–કોઇ વકીલાતનો અભ્યાસ કરવાનું સૂચવે છે; તો કોઇ વળી એટલો જ આગ્રહ એમ. એ. ના અભ્યાસ માટે બતાવે છે. કુટુંબના માણસોને, છેક આજ સુધી નહિ ને, બી. એ. પાસ થતાં જ એકાએક જ, ' હવે તો કાંઇક નોકરીએ લાગી જાય તો સારું ' એવી લાગણી સ્ફુરે છે, ને નોકરી ક્યાં ય મળતી નથી !! આટલી બધી કરુણાજનક પરિસ્થિતિ પાસ થનારને માથે આવી પડે છે, ને માંડ જ્યાં આ વાત જરા ભૂલાઇ હોય, આ દુઃખ હળવું થયું હોય, ત્યાં જે કોઇ સામું મળે તે અવશ્ય પૂછે: ' કાં, હવે શું કરવા વિચાર રાખ્યો છે ? ' ત્યારે મને ખૂબ જ ગાળો દેવાનું મન થઇ આવે ! સૌને આપણી આટલી બધી ચિંતા ક્યાંથી થઇ જતી હશે ? આમ વળી પાછું એ મૂંઝવણનું દુઃખ તીવ્રતર થાય, ને આબરુને ભોગે કાંઇ ચોકખો ઉત્તર દઇ દેવાય, કે ' બેકાર આંટા મારવાનો ! ' આ કરતાં નાપાસ થવું શું ખોટું ? દરેક રીતે શાંતિ !

ઉપરાંત પાસ થવું એટલું બધું અનિષ્ટ હોવા છતાં, આપણે પાસ થયા તેના દુઃખમાં આશ્વાસન આપવા એક શોકસભા ભરી દિલસોજી બતાવવી, કે આપણી દયાપાત્ર સ્થિતિમાં સહાનુભૂતિ દર્શાવવી તો બાજુએ રહી; પણ જાણે કે આપણી મશ્કરી કરતા હોય; અંદરથી ' કેમ હવે પાસ થયા ને ! '-ની દુઃખદ સ્થિતિ સંભારી આપતા હોય તેમ જ્યારે મળે ત્યારે પાછા ' અભિનંદન ' ( Congratulations )ની વૃષ્ટિ કરે ત્યારે તો હદ જ આવી રહે છે ! સંકોચને લીધે નહિ પણ ક્રોધને લીધે મુખ લાલ થઇ જાય; અને રડવાનું મન થાય ! વળી આ મૌખિક અભિનંદનો અધૂરાં હોય તેમ પાછા તાર અને પત્રોથી ' અભિનંદનો ' મોકલાય ! અહાહા,

શી દશા ? આ કરતાં તો ઇશ્વરની કૃપાથી જો નાપાસ થયા હોત તો આ અનુભવવું તો ન રહેત ?

ને તેથીયે એક ડગલું આગળ જઇએ તો શી સમાજની નફટાઇ છે કે આમ જરાક પાસ થઇ જવાયું ત્યાં તો પાછા સૌ પાર્ટી માગે ! 'તુષ્યન્તુ દુર્જનઃ' એ ન્યાયે પાર્ટી આપીએ, સંભારી સંભારી સૌને આમંત્રણ મોકલી કોઇ રહી ન જાય તેની પૂરી તકેદારી રાખીએ તો પણ કોઇ ને કોઇ તો રહી જ જાય ! કોઇ તે દિવસે બહાર-ગામ ગયું હોય અને તે પાછા જ્યારે મળે ત્યારે, જાણે આપણે તેના આજન્મ દેવાદાર હોઇએ તેમ 'પાર્ટી'ની ઉઘરાણી કરે ! અને એ પણ એવા કવખતે કે 'ઓ ઇશ્વર, અમારાં એવાં તે ક્યાં પાપ હતાં, પૂર્વ જન્મનાં એવાં તે શા કર્મ હતાં, કે અમને પાસ કર્યાં ?' ની કરુણ આહ નીકળી જાય ! !

અને લગ્ન...! જેનાથી ડરતો નાસતો યુવક જો પરીક્ષામાં પાસ થઇ ગયો તો બસ, થઇ ચૂક્યું ! તેની પાછળ મુરબ્બીઓનું એટલું બધું બળ લાગશે કે તેને પરણ્યે જ છૂટકો. જ્યારે નાપાસ થયો હોય તો કોઇ લગ્નનું નામ પણ ન લે !

તેમ બ્રા.એ પેલા બાકડાને ખભે ઊંચક્યું હતું, તો પણ બધા ઠગારાઓએ તે કૂતરું છે એમ તેની પાસે સ્વીકારાવ્યું; તેમ આપણે પણ, વસ્તુતઃ તેમ ન હોવા છતાં સ્વીકારી લઇએ કે પાસ થવું સારું છે, ને આનંદ-દાયક છે; તો જે પાસ થયા તેના ખબર આપવા પાછા આપણે સગાંવહાલાં, વડીલોને ઘરે ઘરે ફર્યે જ છૂટકો. ને ત્યાં પણ, અહં-કાર અને આત્મશ્લાઘાને દુર્ગુણ ગણતા આ સમાજ પાસે જ, 'આપણે પાસ થયા તે આપણે જ જણાવવું પડે ! કોઇ પોતાના વિશે કહે કે 'હું બહુ વિદ્વાન છું.' તો આપણે તેની મશ્કરી કરશું. તો પછી પાસ થનારને મુખે જ શા માટે એની પાસ થયાની કહેવાતી મહત્તા સાંભળવા આગ્રહ રાખવો ! ? અને તેમાં યે કૌટુંબિક સંબંધને દાવે પાસ થનાર પાસે કેવી કેવી આશા રખાય છે ! અમારા એક સગા મુંબઇ રહેતા હતા. હું પાસ થયો તેના, છ મહિના પછી મને મળ્યા ત્યારે, હર્ષ દેખાડતાં તેમણે કહ્યું: 'અમે તો વાટ જોઇને બેઠા હતા, હમણાં તાર આવશે.' લ્યો, કરો વાત ! તમે મુંબઇ રહેતા હતા તે તમારે તાર કરવો જોઇએ કે સામી અમારા તારની રાહ જોવી જોઇએ ? કેવી દુર્ગતિ થાય છે પાસ થનારની ! એવી કશી જ ઉપાધિ નાપાસ થનારને નહિ !

'ઉપાધિ મટી' ગણી જેમતેમ સંતોષ ધરીએ ને 'પાર્ટી' આપી દઇએ; ને બેચાર દિવસ ફૂલાઇને ફરીએ; ત્યાં પછી પણ યુનિ-વર્સિટીની દુષ્ટતા કાંઇ ઓછી છે ! એકાએક ખબર આવે કે "તમારું પરિણામ ભૂલથી 'પાસ' જાહેર થયું હતું." ત્યારે તો ભર-સમાજ વચ્ચે તમારી એવી તો આબરુ જાય, કે આપઘાત કરવાનું પણ યાદ ન આવે ! !

તેમાં યે કદાચ એવી 'પરિણામભૂલ' જાહેર ન થાય તો પણ શાંતિ તો વળે જ નહિ. ગયે વરસે પરીક્ષકો પર જે કડક નીતિ દાખલ થઇ, તે જોતાં આપણે છ મહીના પછી યે પાછા નાપાસ જાહેર કરાઇએ, કેમ કે પરીક્ષકની મદદ વગર તો ઓછા પાસ થઇ શક્યા હોઇએ ? અને એમ થાય તો તો બધું ય બગડે ! વળી એ ચિંતા તો કોઇને કહેવાય નહિ, તેમ જ સહેવાય પણ નહિ ! આ કરતાં તો પહેલેથી જ નાપાસ થયા હોઇએ તો તો એક જ વાત કે ભાઇ, નાપાસ થયા છીએ !

અને એ સૌ કરતાં આપણને વધારે તો એ લાગી આવે કે પેલો આપણી સાથે ભણતો હતો તે તો સાવ ઠોઠ હતો, અને ' ફર્સ્ટ કલાસ ' કેમ આવી ગયો ? અને આપણે માત્ર ' સેકંડ 'માં ? તો બીજો વળી 'એકેય પીરિયડ તો ભર્યો નથી ને પાસ થઇ ગયો. ' ત્યારે આપણે આટલી મહેનત કરી તેનો કાંઇ અર્થ જ નહિં ને ? એવું એવું લાગ્યા કરે !. આ દુઃખ તો, ભલે કોઇ એને છથ્થી-ગણે, પણ પરમ સાત્વિક જ છે ! એને બદલે નાપાસ થયા હોઇએ તો એમ તો કહેવાય કે કાંઇ નહિ આવતા વર્ષે આપણે ' ફર્સ્ટ કલાસ ' આવશું ! આ આશ્વાસન કાંઇ ઓછું નથી ! અને નાપાસ થઇને તો વિદ્યાભ્યાસ'ગનો લાભ એક વરસ વધારે મળે છે ને ? સાચી વિદ્યાપ્રીતિ એ કહેવાય. દર વરસે પાસ થઇને ઝટઝટ ભણી ઊતરનારને વળી ક્યાંથી વિદ્યાપ્રેમ હોય ? એટલે સાચા વિદ્યાપ્રેમીએ તો બને તેટલો વખત, ઉપરા-ઉપરી નાપાસ પડીને પણ, વિદ્યાભ્યાસમાં જ ગાળવો જોઇએ !

માત્ર એટલું ખરું, કે નાપાસ થવાના હો, ત્યારે આગળથી કંઇક કારણ બચાવ તરીકે શોધી કાઢવું; " એ તો મારા માર્કસ કોઇના નંબર પર નોંધાઇ ગયા હશે '; પરીક્ષા વખતે મારું માથું દુઃખતું હતું; આ વખતે તો ભલભલા રહી ગયા છે. આવું "કટીંગ" પરિણામ તો કમારે ય નહોતું આવ્યું ! આ વખતે તો પરીક્ષા વખતે જ લગન થયાં, પછી કેમ વંચાય ? બરોબ્બર પરીક્ષા વખતે જ માંદો પડયો; પરીક્ષકોએ મારા પર ખાર રાખ્યો. " વગેરે વગેરે. એવા એક બે બહાનાથી તમે નપાસ થવાને પરિણામે આવી પડનારાં મ્હેણાં ટોણાંનો સારો એવો રદિયો આપી શકશો. અને આબરુની દૃષ્ટિએ પણ કશું ગુમાવશો નહિ. માટે મારી તો સલાહ છે કે બને તેટલી વખત નાપાસ થયા કરો ! !

---

## પ્રેમ-પ્રયોગ

# 'ગૃહિણી'ને ઉપયોગી

ડૉ. અમૃતલાલ હ. પટેલ

### ગર્ભવતી સ્ત્રીએ શું ન કરવું ?

આળસુ બની પડયા ન રહેવું પણ ઘરનું સાધારણ કામ કરવું.
અપચો થાય તેટલું ખાવું નહિ.
સખત મહેનત કે મજૂરી કરવી નહિ.
બળદગાડીમાં પૂરા દિવસે મુસાફરી કરવી નહી અને કુદવું નહિ.
ડાક્ટરની સલાહ વગર કોઇ દવા ખાવી કે લગાડવી નહી.

### ગર્ભવતી સ્ત્રીએ શું શું કરવું ?

સખત ઉલટી થતી હોય તો ડાકટરની સલાહ લેવી.
કબજીયાત દૂર કરવા ડાકટરની સલાહ લેવી.
સાતમે મહીને ડાકટરી સલાહ મુજબ પ્રસૂતિ માટે તૈયારી કરી રાખવી.
સુવાવડ માટે પાસ થએલી દાઇ અથવા નર્સને બોલાવવી.
[illegible] ત્યાં સુધી દર માસે ડાકટર પાસે પેશાબ તપાસાવવો.
સોજા ચડે, પેશાબ કમતી આવે, ચાલુ માથું દુખે તો ડાકટરી સલાહ લ્યો.

### માતાએ શું કરવું ?

માતાએ બાળકને પોતે જ ધવડાવવું.
માતાને દૂધ ન આવતું હોય તો જ ડાકટરી સલાહ મુજબ યોગ્ય દૂધનો ખોરાક આપવો.
બાળક બહુ રડે તો તેનું કારણ શોધી કાઢવું.
બાળકનું બિછાનું જુદું, સાફ અને સુકું રાખવું.
બાળક વજનમાં વધે છે કે નહિ તે ઉપર ધ્યાન રાખવું.

### હૉસ્પિટલમાં પ્રસૂતિ કરાવવાના ફાયદા

ત્યાં સુવાવડ સરળ અને સહીસલામત થઇ શકે છે.
ત્યાં પ્રસૂતિની અણધારી મુશ્કેલીઓને પહોંચી વળાય છે.
સુવાવડનો ખર્ચ બહુ ઓછો આવે છે.
માતા, કુટુંબની જંજાળથી દૂર રહી શકે છે.
માતાને બાળસંભાળનું યોગ્ય શિક્ષણ મળે છે.

### બાળકને રબરની ચૂસણી શા માટે ન આપવી ?

કારણ કે:—
તેનાથી દાંત આઘા પાછા અનિયમિત ઉગે છે.
મોઢાનો ઘાટ બેડોળ થાય છે.
તેનાથી એડીનોઇડ્સ અને અન્ય રોગો થાય છે.
ચૂસણી ગંદી થઇ શરીરમાં રોગ દાખલ કરે છે.
બાળક ચૂસણીનું ગુલામ બને છે. અને ચૂસણી વિના તેને ચાલતું નથી અને રડયા કરે છે.

### "રીકેટસ્" એ કેવો રોગ છે ?

આ રોગમાં:—
દાંત બહુ મોડા ( ૭ માસ પછી ) આવે છે.
કાંડીના હાડકાં જાડાં થઇ જાય છે.
બાળક શાંતિથી ઊંઘતું નથી, કપડાં ફેંકી દે છે.
કપાળ પહોળું—માથું મોટું થાય છે.
બાળકને ઝાડા થાય—પરસેવો બહુ વળે.
લાંબા વખતે હાથપગનાં હાડકાં વળી જાય.

### "રીકેટસ્" રોગ કેવી રીતે અટકાવવો ?

માતાએ કમમાં કમ નવ માસ સુધી બાળકને ધવડાવવું.
તેમ ન બની શકે તો ગાય કે બકરીનું દૂધ આપવું.
ડાકટર બતાવે તે રીતે જ ગાય અથવા બકરીનું દૂધ આપવું.
પેટંટ ખોરાક આપો તો ડાકટરની સલાહ લઇને આપો.
જે બાળકને ધવરાવવામાં ન આવે તેને તાજાં મીઠાં ફળનો રસ આપવો.
એક વરસ સુધી અન્નનો ખોરાક બાળકને ન આપવો.
બાળકને ખુલ્લી હવા અને તડકાવાળા ઓરડામાં જ રાખવું.

**મલાઇ કાઢી લીધેલું (વાસી) દૂધ બાળકને પાવાથી થતું નુકસાન**

બાળકને રીકેટસ (હાડકાનું વળી જવું) નામનો રોગ થાય છે.
બાળકનું 'વજન' વધતું નથી.
બાળકનું પેટ મોટું થાય છે.
બાળકને ઝાડા બહુ થાય છે.
બાળકનું આયુષ્ય કમી થાય છે.

**બાળકની એક વર્ષની જીંદગીનો ઇતિહાસ**

જન્મ વખતે બાળકનું વજન આશરે સાત રતલ હોય છે.
બીજે મહીને બાળક નજર માંડી જોઇ શકે છે.
ચોથે મહીને બાળક માથું સ્થિર રાખી શકે છે.
પાંચમે મહીને બાળકનું વજન બમણું થાય છે.
આઠમે મહીને બાળકને આગલા ચાર દાંત આવે છે.
નવમે મહીને બાળક બેસી શકે છે.
દશમે મહીને બાળક ઘુંટણથી ચાલી શકે છે.
બારમે મહીને બાળક આધાર રાખી ઊભું થઇ શકે છે.

**ઓરી અથવા ગોબરૂં**

**બાળકને થતો ગંભીર ચેપી રોગ**

આ રોગમાં:—
નાક વહે છે, આંખે પાણી આવે છે, તાવ અને ખાંસી આવે છે.
બાળકનું મોં ફીક્કું અને સૂજેલું દેખાય છે.
ચોથે દિવસે મોં, ગરદન, છાતી અને હાથે પગે ઘેરાં લાલ ધાબાં દેખાય છે.
યોગ્ય સારવાર અને દવા ન થાય તો બાળકને ન્યુમોનીઆ થાય છે.

**બાળકનો સંદેશ**

હું બાળક છું. મારો આદર્શ દુનિયા છે તેના કરતાં વધારે સારી બનાવવાનો છે.
હું જીવવા, હસવા, ચઢવા, દોડવા, અને રમવા માગું છું.
મારે ચોખ્ખું દુધ, ચોખ્ખી હવા અને સારી સંભાળની જરૂર છે.
જો તમે મારા જીવનનો માર્ગ સહેલો કરશો તો હું મોટો થઈ તમને મદદ કરીશ.

લી. હું છું તમારી આશા
તમારું બાળક

**બાળકને તંદુરસ્ત રાખવાની દશ આજ્ઞાઓ**

તંદુરસ્ત પત્ની-પતિ જ માતાપિતા થવાને લાયક હોય છે.
બાળક એક વર્ષનું થાય ત્યાં સુધી તેની અત્યંત સંભાળ લ્યો.
બાળકને છ માસની અંદર શીતળા જરૂર કઢાવો.
જો શીતળાનો રોગ શહેરમાં ચાલતો હોય તો બાળકને તરત જ શીતળા કઢાવો.
બાળકને દૂધ પૂરતા પ્રમાણમાં અને નિયમિત આપો
બાળકને જે કાંઇ વસ્તુ જોઇએ તે સ્વચ્છ અને સારી આપો
બાળક રડે ત્યારે એમ નહી સમજતા કે એ ભૂખથી રડે છે.
બાળકને પૂરતાં હવા, ઉજાસમાં રાખો.
બાળકને ડાક્ટર કે વૈદની સલાહ વગર કોઇ પણ દવા આપશો નહી.
બાળક તંદુરસ્ત હોય તો પણ કોઇ કોઇ વખત ડાક્ટર કે વૈદને જરૂર બતાવો.

**બાળક શા માટે રડે છે ?**

તે ભૂખ્યું થાય માટે જ હંમેશાં રડતું નથી.
બિછાનું કે કપડાં ભીનાં થવાથી રડે છે.
સખત ઠંડી અથવા ગરમી લાગવાથી રડે છે.
કપડાં બહુ ટાઇટ (સખત) પકવાથી રડે છે.
સરખી રીતે સુવાડવામાં ન આવ્યું હોય તો રડે છે.

# વિશ્વરૂપ

શ્રી. 'યોગિન' ઓઝા

આષાઢ મહિનાની ઘોર મેઘલી રાત્રી જામી હતી. ડુંગરાને માથે વ્યોમ વસુંધરાનાં ઓવારણાં લેતી વિજળી 'સવળાક, સવળાક,' ચમકતી હતી. નગરીના દીવા પવનને ઝપાટે ઝપાટે બુઝાતા હતા. નગરીને કાંગરે દીવા નથી. ઘનઘોર આકાશમાં તારા યે નથી. નામરિઓ મીઠી નિંદ્રામાં જંપી ગયાં હતાં. કપિલવસ્તુ નગરીના ઉપવનમાં વડલાની ઘેરી ઘટા નીચે એક તપસ્વી સૂતેલા છે. એનું નામ વિશ્વરૂપ.

એકાએક એ સૂતેલા તપસ્વી અંધારામાં કેમ ઝબકી ઊઠયા ? ઝાંઝરના ઝંકાર કરતાં એ કોનાં મધુર ચરણો એની છાતી સાથે અફળાયાં ? ક્ષમાથી ભરપૂર એ યોગીની ઉઘડતી આંખો પર એક ગુપ્ત દીવાનું આસમાની અજવાળું પથરાયું. કોણ હતું એ ?

એ તો કપિલવસ્તુ નગરીની સર્વોત્તમ નર્તિકા વાસવદત્તા. આજ મેઘલી રાતે કોઇ પ્રિયતમની પાસે જવા નિકળી છે. એના આસમાની ઓઢણાંની અંદર યૌવન ફાટફાટ થતું તોફાને ચઢયું છે. અંગ ઉપર પુષ્પો મ્હેકી રહ્યાં છે, આભૂષણો રણકી રહ્યાં છે. મદોન્મત્ત એ રમણી આજ તો વ્હાલાને ભેટવા સારુ ભાન ભૂલેલી છે. પૂર જોસમાં ધસ્યે જતાં એનાં કોમલ ચરણો સાથે તપસ્વીનું શરીર અફળાયું. વાસવદત્તા થંભીને ઊભી રહી. ઓઢણામાં છુપાવેલ સુગંધી ઝીણો દીવો ધરીને એ સુંદરી તપસ્વીના મ્હોં સામે નિહાળી રહી: સુકુમાર ગૌરકાન્તિ. સ્મિતભરી તરુણ અવસ્થા, દ્રઢ બીડેલા ઓષ્ટ અને સાદી વસ્ત્રપરિધાનકલામાં છુપાએલી પ્રખર જ્ઞાનગંગા જેવો વાદળાંનો ઘેરો ગંભીર ઘરઘરાટ તેવી જ તપસ્વીની વાણીનો નિર્મલ નાદ છે. શાં એ અલૌકિક શ્વેતભીનાં નીતરતાં રૂપ હતાં !

" હાય રે સુંદરી ! આવું રૂપ આજે ધરતી ઉપર રગદોળાય છે. એને ઢાંકવા પૂરાં વસ્ત્રો પણ નથી...તું શું જોઇ રહી છે ? શેમાં ગરક છે, નારી ? પગ ઉપાડ, પગ ઉપાડ રમણી ! રાજમહેલનો કોઇ પિયુ તારી રાહ જોતો ઝરૂખામાં ઊભો તલખતો હશે. પગ ઉપાડ નારી, પગ ઉપાડ ! " વાસવદત્તાનું અંતર બોલી ઊઠયું. વાસવદત્તા થંભી ગઇ.

" આવા સ્મિતભર્યાં સૌંદર્યની સાનિધ્યમાં જીવન વધારે ને વધારે કાવ્યમય બનશે, વાસવદત્તા ! " વાસવદત્તાનું હૈયું ફરી બોલી ઊઠયું.

તપસ્વીનાં ચરણ સ્પર્શીને વાસવદત્તા દીન સ્વરે બોલી: " હે કિશોરકુમાર ! અજાણ્યે આપને વાગી ગયું. મને માફ કરશો ? " કરુણામય કંઠે સંન્યાસી બોલ્યા: " કાંઇ ફિકર નહિ હે. મૈયા ! સુખેથી સિધાવો. તમારે વિલંબ થતો હશે. "

તો યે આ અભિસારિકા કાં હટતી નથી ? એના પગ કોણે ઝાલી રાખ્યા છે ?

ફરી વાર દીન અવાજે એ બોલી: " હે, તપસ્વી ! આવું સુકોમળ શરીર આ કઠોર ધરતી ઉપર કાં રગદોળો છો ? નિર્દય લોકોએ એક સુંવાળું બિછાનું યે ન કરી આપ્યું ? "

વિશ્વરૂપે અબોલ રહી હસ્યા જ કર્યું.

" મારે ઘેર પધારશો ? એકાંતમાં પથારી કરી આપીશ. પધારો, હું પાછી વળું. "

" હે લાવણ્યપુંજ ! આજે તો જેનો વારો છે તેની પાસે જઇ આવો. એક દિવસ મારો પણ વારો આવશે ત્યારે હું વિના બોલાવ્યો તમારી કુંજમાં ચાલ્યો આવીશ આજે તો સીધાવો જેને કોલ દીધો છે તેની પાસે જ. "

વાસવદત્તાએ છાનીમાની આંખો લૂછી. વિશ્વરૂપે આછી કંપારી અનુભવી. કૈલાસનાં શિખરો પરથી દૂર દૂર સંભળાતા ભૈરવના

મહાસંગીત સમી એ તપસ્વીની વાણી વાસવદત્તાના કાનમાં ગુંજવા લાગી: "એક દિવસ આવીશ...તારી કુંજમાં, વાસવદત્તા ! વિના બોલાવ્યો, ચાલ્યો આવીશ." એટલામાં તો આસમાનમાં સાત સાત થર બાંધી પડેલાં વાદળાં તૂટી પડ્યાં. આકાશનું હૃદય ચીરી વિજળી જાણે ઘર છોડી રૂમઝુમ્ કરતી અભિસારે નીકળી. ઘોર ગર્જના થઇ, જાણે પ્રલયના શંખો ફુંકાયા. સુંદરી કંપી ઊઠી. થરથરતે હૈયે વાસવદત્તા પાછી ફરી. એનો અભિસાર એ રાત્રિએ અધૂરો જ રહ્યો.

આષાઢ મહિનો વીતી ગયો. ત્યાર પછી તો ઘણા યે આષાઢ મહિના આવ્યા અને ગયા. એક દિ' વૈશાખ માસની સાંજ ઢળતી હતી. માર્ગે માર્ગે વૃક્ષો નવલ કુંપળે ઝૂલી રહ્યાં હતાં. વનઉપવનમાં આજે બોરસલ્લી અને પારિજાતકનાં અપરંપાર ફૂલો મહેકી ઊઠ્યાં છે. આમ્રમંજરીમાં ભ્રમરો વસંતોત્સવ ઉજવી રહ્યા છે. તરુવરો મલકી રહ્યાં છે. નિર્જન એ વનની લીલોતરીમાં ડોકીયાં કરીકરીને આકાશનો ચંદ્ર મલકી રહ્યો છે. દૂર દૂર ગાળાઇને બંસીના સૂરો આવે છે. કૌમુદીના એ સુમંગલ અજવાળામાં, નિર્જન કેડી ઉપર એ કોણ ચાલ્યું જાય છે ? એ તો પેલો તપસ્વી વિશ્વરૂપ. તપસ્વી રાત્રિએ કાં રખડે ? કોને માલૂમ. દૂરદૂર ચંડોળે બંસી છેડી, વૃક્ષોની ઘટામાં કોયલ ટહૂકી, સામે ચંદ્ર મલક્યો. આજે તપસ્વીની અભિસાર-રાત્રિ આવી કે શું ?

અજવાળું છોડી તપસ્વી આંબાની ઘેરી ઘટામાં ચાલ્યો. એકાએક તેના પગ થંભ્યા. એ પગની પાસે શું પડ્યું હતું ? વિશ્વરૂપે નીચું વળીને જોયું તો એક દુર્ગંધ મારતું માનવશરીર પડ્યું છે. અંગના રૂંવેરૂંવે શીતળાનો દારુણ રોગ ફાટી નીકળ્યો છે. આખો યે દેહ લોહીપરુથી ખદબદી જઇ ગોબી થઇ ગયો હતો. કાયા સળગીને જાણે કાળી પડી ગઇ હતી. નગરના લોકોએ એ દારુણ ચેપી રોગમાં પીડાતી નારીને ઘસડી નગરી બહાર નાખી દીધેલી છે.

પાસે બેસીને તપસ્વીએ બિમાર નારીનું માથું ઉપાડી ધીરે ધીરે પોતાના ખોળામાં લીધું. "પાણી, પાણી"નો પોકાર કરતા એ બે હોઠ ઉપર કમંડળનું પાણી સીંચ્યું. કપાળ ઉપર પોતાનો સુકોમળ શીતળ હાથ મુકીને શાન્તિનો મંત્ર ગાયો. ચંદનનો લેપ લઇ એ સડેલા શરીરને પોતાના હાથે મર્દન કર્યું. ને મધુર અવાજે દર્દીને પૂછ્યું: "કાંઇ આરામ મળે છે, ઓ રમણી ?"

"તમે કોણ, રે દયામય ? તમે ક્યાંથી આવ્યા ?" ક્ષીણ અવાજે દરદીએ પ્રશ્ન કર્યો. એની આંખોમાં આંસુની ધાર છૂટી.

મંદમંદ મુખ મલકાવી તપસ્વી કહે: "ભૂલી ગઇ, વાસવદત્તા ? આષાઢી ઘનઘોર રાત્રિએ આપેલો કોલ શું યાદ નથી આવતો ? વિના બોલાવ્યો હું તારી કુંજમાં ચાલ્યો આવ્યો છું. આજે મારા અભિસારની મધુર રાત્રિ આવી છે, ઓ વાસવદત્તા ?"

"ક્ષમા, તપસ્વી ! મારા સૌંદર્યે મને આંધળી બનાવી હતી. મારા સુગંધી માદક પદાર્થો, ભોગવિલાસો સર્વ મિથ્યા છે. મારી સુમંગલ સુરાવલી, મારી છટા; એ સર્વેએ મને ભમાવી હતી. ગુરુદેવ ! મારી વિદ્યા જૂઠી. સાચી વિદ્યા તો તમે જાણી છે, ઓ તપસ્વી !" દરદીને વિશ્વરૂપે સવાલ કર્યો: "કઇ વિદ્યા ?"

"બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા." ગદ્ગદ્ કંઠે વાસવદત્તા બોલી.

આનંદિત બની તપસ્વીએ "પાણી પાણી"નો પોકાર કરતા એ બે હોઠ ઉપર પાણી સીંચ્યું. શાન્તિનો મંત્ર ગાયો. આંબાની ઘટામાંથી મંજરીઓ ઝરી. પક્ષીઓએ ગાન કર્યું અને ચંદ્ર મલક્યો. યોગીનો એમ 'અભિસાર' ઉજવાયો.

" બેટા વાસવદત્તા ! તારો આત્મા પરિતાપમાં પ્રજળી શુચિ બન્યો છે. તારા મોઢાં ઉપર હું વેદનો અને શાસ્ત્રોનો પ્રકાશ દેખું છું. જા, તારું કલ્યાણ છે. તને આત્મદર્શન થઇ ચૂક્યું છે. " એ જર્જરિત કાયાને પંપાળતા વિશ્વરૂપે કરુણામય કંઠે કહ્યું.

વાસવદત્તા મૌન રહી. તપસ્વીના ચરણોમાં માથું નમાવ્યું. બન્ને આશ્રમ તરફ પાછાં ફર્યાં. વાયુની એક લેરખી આવી. કમળની પાંદડીઓ ફરફર હસવા લાગી.

એક વાર સાંજે કથાનો સમય થવા આવ્યો. સભામંડપ બધો સજ્જ હતો. આસનો બધાં પથરાઇ ગયાં હતાં. ગુરૂ વિશ્વરૂપ માટે ઊંચું આસન બિછાવી દેવાયું હતું. આખા મંડપમાં પુષ્પ અને ધૂપ મ્હેકી રહ્યાં હતાં. શ્રોતાઓ એક પછી એક આવવા લાગ્યા.

" કેમ કૈલાસતીર્થ, કાલની કથા કેવી ?

" હવે મૂકને એ વાત ! આપણે તો બધું જોઇ લીધું. "

" જોઇ શું લીધું એ તો કહે ? "

" એમાં મારે શું કહેવું છે ? હું સમજું છું તે તારા મનમાં નથી શું ? "

" પણ કહે ત્યારે ખબર પડે ના ? "

" આ વેદવેદાંતની વાત બધી ઠીક છે; બાકી બધું રામરામ. "

" મને પણ સાચે જ એમ લાગે છે..."

" એટલે તો શાસ્ત્રમાં સન્યાસ વગર મોક્ષ નથી એમ લખ્યું છે. વાસવદત્તા ગમે તેવા ડોળ કરે તો પણ આપણા જેવી ગણાય ? "

" ના રે ના. એને વાતો કરવી બ્રહ્મ પરબ્રહ્મની અને વિવેક વૈરાગ્યની; પણ રાગ તો ગળા સુધી ભરેલો. સવારમાં સુગંધી પદાર્થે ન્હાવું, રેશમી વસ્ત્રો પહેરવાં, 'વિહાર'-ની તિજોરી તપાસવી, છત્રીપલંગમાં પોઢવું, સોનારૂપાના અલંકારો વાપરવા; આ બધું કરવું અને સાંજે માત્ર એક કલાક આંખો મીંચી કથા સાંભળવી. "

" તું કહે છે તે બરાબર છે. ક્યાં આ ભોગવિલાસ અને ક્યાં આપણી વેદાન્તની કથા ? પણ મને એક વાતની ધડ નથી બેસતી..."

" શાની ? "

" કહું ? જીભ તો નથી ઉપડતી; કહે તો કહું. "

" કહેને ! અહીં કોણ સાંભળે છે ? "

" આમ આવું છે તો પણ ગુરૂ વિશ્વરૂપને દેવી વાસવદત્તા તરફ કેમ પક્ષપાત છે ? "

" લે, એમાં શું પૂછે છે ? "

" ના, ના, કહેતો ખરો ? "

" ગુરૂ વિશ્વરૂપ મનુષ્ય છે કે પશુ ? તેને યે મનુષ્યનું હૈયું છે કે પશુનું હૈયું છે ? "

" એમ કેમ બોલે છે ? "

" હું ઠીક બોલું છું. વિશ્વરૂપ ગુરૂને રહેવું દેવી વાસવદત્તાની કુંજમાં; દેવી આપે તે ખાવું; દેવી કહે ત્યાં સૂવું, અને દેવીને ત્યાં કથા વાંચવી. પછી તેને વાસવદત્તા તરફ પક્ષપાત ન થાય તો શું મારા તારા તરફ થાય ? તારી પાસે બાગબગીચા છે ? તારી પાસે ભોગના પદાર્થો છે ? તારી પાસે દાસદાસી, છત્રીપલંગો છે ? તારી પાસે પાલખીઓ છે ? આ બધું તારી પાસે હોય તો તેમનો તારી તરફ પક્ષપાત થાય. આજે તારી લંગોટી તરફ પક્ષપાત કરે કે આ તારા ગાંઠા ગાંઠાવાળા દંડ તરફ પક્ષપાત કરે ? "

" આ તું શું બોલે છે ? "

" હું ઠીક બોલું છું. તું તો છોકરું કહેવાય. આ વાત તો અમે કૈં દાડાના જાણીએ છીએ. પણ શું કરીએ ? "

" તો પછી જ્યાં આવો પક્ષપાત હોય ત્યાં આપણે શા માટે વસવું જોઇએ ? "

" તો ક્યાં જવું ? "

" આખી પૃથ્વી પડી છે. "

" આખી પૃથ્વીમાં કોઇ ઠેકાણે તો જગા .

## નવા બેસતા વર્ષે

— કૌમુદીને —

ખીલી ગઇ વીસ વસન્ત તારે
સુહાસિની જીવન મંડપે અને
આંકી ગઇ સ્પષ્ટ સુતન્વી રેખા
વિકાસતી જે ક્રમશઃ રહી તને.

તારે લલાટે વીસ વીસ વર્ષો
થકી ઉગેલી નવ પ્રત્યુષાના
રંગો પુરાયા, અમીઆંખડીમાં
રસેન્દુનાં, શિશીર કંપ અંગમાં
ભર્યો, ભરીને નવલોમ ભાળવા
પ્રવાસ પંથે ધપી તું રહી સદા.

પ્રયાણ ખાલે ! કરવું જ તારે
ક્યહીં લગી !

ને ક્હી ક્યાંક સન્ધ્યા—
ટાણે વિસામો કરવા જરા ઢળી
વસુંધરા અંક સૂઇ જવું. અને
ઊઠી પ્રભાતે નવલોમ ભાળવા
માપી રહેવું ફરી દૂર દૂરે...

તિમિર ઓઢણ પંથ ચીરી સદા
સમી જવું નવ તેજ મહીં ક્દા !
જીવન પંથ જશે અટકી જ્યહીં
પરમ સિદ્ધિ તને મળશે ત્યહીં.

રજનીકાન્ત ભટ્ટ

લેવી જ પડશે; તો છોને આજ રહે ! બીજે વળી નવું નિહાળવું ના ? ”

રોહિણી નદીના સુંદર તીરે ગુરૂ વિશ્વરૂપનો આશ્રમ હતો. આશ્રમમાં ચારસો પાંચસો શિષ્યો રહે અને ગુરૂ પાસે વેદાધ્યયન કરે. દરરોજ સવારે ગુરુની પર્ણકુટિરમાંથી સ્વાહા, નમમના ઘોષ થાય અને અંતરનાં પાપોને હણનારો સુગંધી ધુંવાડો છાપરામાંથી ગૂંચળાં ખાતો ઊંચે ચઢે. આશ્રમના વૃક્ષે હીંચોળતાં પક્ષીઓ મધુર કિલકિલાટથી આખાયે આશ્રમને ભરી મૂકે. રોગમસ્ત વાસવદત્તાને તપસ્વી અહીં લાવેલા. અહીં જ તેનું રોગનિવારણ થયેલું. અને અહીં જ વાસવદત્તાએ ત્રણ વર્ષ સુધી અંતે વાસ કરેલો. આવી ત્યારથી જ તેણે ગુરુની સેવાને મુખ્ય વસ્તુ માની હતી. અને એ સેવામાં જ તેને જીવનમાં ભારે ટાઢક વળતી હતી. ગુરુને નવરાવવા, કપડાં ધોવાં, તેમની પર્ણકુટિર સાફ કરવી, હોમની તૈયારી કરવી, તેમની પથારી કરવી, તેમના પગ ચાંપવાઃ આ બધું કામ વાસવદત્તાનું. ગુરુની વાણીમાં તેને વેદનું દર્શન થતું. ગુરુના જીવનમાં તે એકરસ બની ગઇ હતી. ગુરુના ચરણ તળાસતાં તળાસતાં તેને આત્મદર્શનની અભિપ્સા હતી, પણ એ આશા તો તેની અધૂરી જ રહી. કારણ પરિવ્રાજક, પરંહંસ સન્યાસીના એ આશ્રમમાં ગે દ્રાદ નારીને સ્થાન નહોતું; એક દિવસ ગુરુએ બાની આંખે પાછી સંસારમાં વિદાય કરી હતી...છત્રીપલંગો, દાસદાસી અને આભૂષણો ઉપરથી વાસવદત્તાની નજર તો પર્ણકુટિરમાં ટીંગાડેલા દંડકમંડલ અને મૃગચર્મો ઉપર હતી, કૌપીન અને માળા ઉપર હતી. ગુરુ વિશ્વરૂપને ખાત્રી થઇ ચૂકી હતી કે વાસવદત્તા સંસારી હોવા છતાં ત્યાગી છે. એટલે તો તેના ગુરુ થવામાં અને શોકોક્તિ સાંભળવામાં તેને ઓર મઝા આવતી.

. મંડપમાં વાતચીત ચાલતી હતી એટલામાં વિશ્વરૂપ પધાર્યા. ગુરુ પધાર્યા એટલે શ્રોતાજનોએ ઊભા થઇ પ્રણામ કર્યા. મુનિદંડ હેઠો મૂકી આસને બેઠા એટલે સૌ બેઠા.

કથાનો સમય થઇ ગયો હતો. ગુરુએ એક દ્રષ્ટિ શ્રોતાવૃંદ પર ફેંકી. સૌ આવી ગયા હતા, માત્ર એક વાસવદત્તા નહોતી આવી.

" મહારાજ, કથા શરુ કરવાની કૃપા કરો. " કૈલાસતીર્થ બોલ્યા.

" વખત થઇ ગયો છે, પણ દેવી વાસવદત્તા નથી આવ્યાં. "

" એ તો આવશે. એમને તો સંસારની ધૂરા હોય એટલે ક્યાંથી વખતસર આવે ? " એક સન્યાસીએ ટકોર કરી.

" દેવીને તે કથા પહેલી કે સંસાર પહેલો ? " બીજો ચીડાઇને બોલ્યો.

" મોડાં થાય તો નહિ, પણ કંઇ કામસર રોકાણ થયું હશે. હમણાં આવવાં જોઇએ. " ગુરુ વિશ્વરૂપ બોલ્યા.

" પણ આપણે તો ચલાવીએ. દેવી તો સંસારી કહેવાય. એને કંઇ ઓછી જ કથાની પડી છે ? આ કથા તો અમારા જેવા સન્યાસીઓ માટે છે. દેવીને તો કથા એટલે નવરાનો ટેલટપ્પો..."

" ગુરુદેવ, જે કથાના અધિકારી છે તેઓ આવી ગયા છે. " કૈલાસજી બોલ્યા.

" મહારાજ, આગારામાંથી કોઇ મોડો થાય ત્યારે તો આપ રાહ નથી જોતા. " બીજો બોલ્યો.

" મહારાજ, દેવી વાસવદત્તા માટે કથાનો સમય અલાયદો રાખો. અને આ વખતે તો અમ સન્યાસીની જ કથા રાખો તો કેમ ? " ત્રીજાએ પ્રશ્ન કર્યો.

આમ એક પછી એક કથા શરુ કરવાનો આગ્રહ કરવા લાગ્યા. એટલામાં મંદમતિએ દેવી વાસવદત્તા સભામંડપમાં દાખલ થયાં.

## —જીવન તું વિણ શું જીવવું ?—

: માલકંસ :

(કહે) જીવન તું વિણ શું જીવવું !
ભાર સમું વહવું વસમું !
ના જીવવું જીવવું સરખું !
(કહે) જીવન તું વિણ શું જીવવું ?

રંક તણું મમ મંદિર સૂનું,
ધગધગતું અંતરતલ કૂણું,
પલપલ કંઠમહીં બસ 'તું–તું',
જીવન તું વિણ૦

તું વિણ જીવનગીત અધૂરું,
બીન બજે દિન રાત બસૂરું
જડ રસહીન દિસે જગ જૂનું;
જીવન તું વિણ૦

થાક ચઢે, ખૂબ હાંફ ભરાયે,
તિમિર મહીં નયનો અટવાયે,
નિર્જન આ ભવરણ ગભરાવે;
જીવન તું વિણ૦

સ્મરણ મીઠાં મુજ લાહ્ય વધારે,
સપનાંનાં નખરાં અકળાવે,
કૂટતું જોબનિયું ય સતાવે;
જીવન તું વિણ૦

ભાર સમું વહવું વસમું !
ના જીવવું જીવવું સરખું !
(કહે) જીવન તું વિણ શું જીવવું ?

હસિત હ. બુચ

ગુરુને નમસ્કાર કરી આસને બેઠાં. મંગળાચરણ શરૂ થયું. ધીરગંભીર શ્રોતાઓ મંગળાચરણમાં જોડાયા. વેદના મંત્રો આખા મંડપમાં ઘૂમી રહ્યા અને વાતાવરણ પ્રસન્ન ગંભીર થઈ ગયું. એવામાં બહારથી બૂમ પડી: " દોડો! દોડો! આશ્રમમાં અને મહાલયમાં આગ લાગી. દોડો રે દોડો!"

ગુરુ વિશ્વરૂપે કથા શરૂ રાખી.

" દોડો રે દોડો! પર્ણકુટિરો હમણાં ઝડપાશે." ફરી કીકીઆરી થઈ.

કથા આગળ ચાલુ જ રહી. પણ સાંભળે કોણ? સન્યાસીઓના કાન ઉપર તો આગનું નવું વેદાન્ત અથડાવા લાગ્યું.

" મેં મારું મૃગચર્મ બહાર મૂક્યું છે." એકે કહ્યું.

" મને કાલે જ હજી વાસવદત્તાએ નવું કૌપીન અપાવ્યું છે." બીજાએ કહ્યું.

" મેં તો હજી હમણાં જ પર્ણકુટિરનું ...ર સુધરાવ્યું છે." ત્રીજો બોલ્યો.

" ચાલો, ચાલો, આગ લાગી છે ને ...રી શું રહ્યા છો? બધું સળગી જશે તો કોણ દાદો અપાવશે? કથા તો રોજ છે." ચોથો બોલ્યો. કથા તો ચાલુ જ હતી.

" હવે ચાલને, જોઈ કથા. આગ વખતે કથા તે હોય?" પાંચમો ઊંચો થયો.

" દોડો રે દોડો! પર્ણકુટિર પર તણખા પડવા લાગ્યા છે. દોડો રે દોડો!" બૂમરાણ વધ્યું.

" બધા શું બેસી રહ્યા છો? સાંભળતા નથી? ભલે ગુરુજી વાંચ્યા કરે અને દેવીજી સાંભળ્યા કરે." કૈલાસતીર્થે ત્રાડ મારી અને સન્યાસીઓનો સાગર ઉછળીને દરવાજા બહાર ઊમટ્યો. આખા આલિશાન મંડપમાં એક જ શ્રોતા બાકી રહ્યો.

" દેવી, મહાલયને આગ લાગી છે તો તમે પણ જાવને."

વિશ્વરૂપે કથા બંધ રાખીને પ્રસંગ કાઢ્યો. દેવી વાસવદત્તાએ મૌન રાખ્યું.

" વાસવદત્તા, તમને કહું છું. મહાલયને આગ લાગી છે એટલે તમે જાવ. કથા આજે બંધ રાખીએ." ફરી વિશ્વરૂપ બોલ્યા.

" ગુરુદેવ, આપ કથા ચલાવો." વાસવદત્તા બોલ્યાં.

" પણ તમારો મહેલ સળગે છે ને?"

" પ્રભુ, આપ આગળ ચલાવો. હું સંસારી નારી રહી. આ સંસારની ઉપાધિ હું આજે વહી રહી છું તેમાંથી કથા સાંભળવા આવું છું ત્યારે મારો મહેલ પરમાત્માને ચરણે મૂકીને આવું છું. અત્યારે આપની પાસે બેઠેલી વાસવદત્તા સંસારી નથી; અત્યારે તો તે એક સન્યાસિની છે..."

" પણ દેવી, મહાલય સળગે છે તે?" વિશ્વરૂપે પૂછ્યું.

" કોનો મહાલય?" વાસવદત્તાએ પ્રશ્ન કર્યો.

" વાસવદત્તાનો મહાલય." વિશ્વરૂપે કહ્યું.

" આપ જ આમ કહેશો ત્યારે મારે ક્યાં જવું? સાગર માઝા મૂકે ત્યારે માણસ ક્યાં જાય? આ મમતા અને મમત, માયા, અંતે તો ચાર દિવસની ચાંદની સરખાં છે, એમ આપ જ મને શીખવો છો ને? 'મારું, મારું'નું અભિમાન ગાળવાનો આપ જ ઉપદેશ આપો છો ને? મહાલય તો મારા નાથનો, પરમકૃપાળુ પરમાત્માનો છે." વાસવદત્તા ગદ્‌ગદ કંઠે બોલી.

" પણ તમારે તેની સંભાળ લેવી જોઈએ ને?"

" પ્રભુ, સંભાળ લેવી જોઈએ. પણ મહાલય સંભાળું એટલો જ મારા આત્માને પણ સંભાળું. રોજ આખો દિવસ મહાલયને સંભાળું છું પણ કથા વખતે જગતનાથને સોંપીને આવું છું. એટલે અત્યારે તેની ચિંતા

કરવાની જરૂર નથી. આપ કથા આગળ ચલાવો." વાસવદત્તાએ જવાબ આપ્યો.

મૂનિ અને વાસવદત્તા વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલતો હતો ત્યાં તો પેલા સંન્યાસીઓ એક પછી એક સભામંડપમાં દાખલ થવા લાગ્યા.

"કેમ કૈલાસતીર્થ, આગ ઓલવાઇ ગઇ?" વિશ્વરૂપે પૂછ્યું.

કૈલાસતીર્થે મોઢું નીચું ઘાલ્યું.

"કેમ વત્સ, કેટલો ભાગ સળગી ગયો?" ફરી ગુરુએ પૂછ્યું.

"મહારાજ, આગ દીઠી ત્યારે તો બહુ મોટા ભડકા હતા પણ જઇને જોયું તો ત્યાં ખડનું તણખલું પણ દાઝેલું નહિ." કૈલાસતીર્થે જવાબ વાળ્યો.

"મહારાજ, એક પ્રશ્ન થાય છે, આજ્ઞા કરો તો પૂછું." એક બોલ્યો.

"શો?"

"આપે તો માયા નથી કરી?"

"અખંડાનંદ, એમ જ છે. તમને સૌને ઘણા વખત થયાં તમારા સન્યાસનું અભિમાન આવ્યું છે, એ હું જોઇ રહી છું. તમે દેવી વાસવદત્તાના મહેલ કરતાં તમારી કુટિરને વધારે પવિત્ર માનો છો; એના વૈભવ કરતાં તમારા ત્યાગને ઊંચો માનો છો; એનાં સાધનો કરતાં તમારી લંગોટીને શ્રેષ્ઠ માનો છો; એની ઉપાધિ કરતાં તમારા સન્યાસને મોટો માનો છો." ગુરુજી બોલ્યા.

"જી, હા, એ તો છે જ."

"એ સાચું નથી. સન્યાસ સંસાર કરતાં મોટો છે એમ માનવાને બદલે સન્યાસી વૃત્તિ એ સંસારના રાગદ્વેષ કરતાં ઉચ્ચ છે એમ માનવું ઘટે છે. પવિત્રતા અપવિત્રતા મહેલમાં કે કુટિરમાં નથી પણ એ મહેલ કે કુટિરમાં રહેનાર માણસના અંતરમાં છે. વૈભવનાં સાધનોમાં હલકાઇ છે અને લંગોટીમાં ઉચ્ચતા છે એમ ન સમજો. જ્યાં હો ત્યાં લંગોટી વૃત્તિ રાખો એટલું બસ છે. તમને લંગોટીમાં પણ ત્યાગવૃત્તિ ક્યાં છે? તમારા કમંડળને કોઇની ભૂલથી કાણું પડી જાય છે ત્યારે વાસવદત્તાને મોતીનો હાર જાય તો યે જેવું દુઃખ નથી થતું તેવું દુઃખ તમને થાય છે..." વિશ્વરૂપે લગાવ્યે રાખ્યું.

"મહારાજ, આપ કહો છો તે સમજાય છે." કૈલાસતીર્થ બોલ્યા.

"આજે વાસવદત્તા સભામાં મોડાં થયાં ત્યારે તમને કેવી ઉતાવળ થઇ ગઇ? તમને થઇ ગયું કે કથા સાંભળવાનો અધિકાર તો તમારો જ છે. તમે દેવી ઉપર કેટલા કટાક્ષો કર્યા? એ શું બતાવે છે?" વિશ્વરૂપ બોલ્યા.

"જી, બરાબર છે."

"જુવો, ખરો અધિકાર તમારો કે વાસવદત્તાનો? તમે બધા દુનિયાનો ત્યાગ કરી બહાર નીકળ્યા છો પણ લંગોટી સળગશે એવા ભયથી નાઠા. તમે દુનિયા ત્યાગી પણ લંગોટી ન ત્યાગી શક્યા, એ સમજાય છે? વાસવદત્તા સંસારી, પણ કથા પ્રસંગે આખા સંસારનો ત્યાગ કરી બેઠાં અને મહાલય પરમાત્માને સોંપ્યો. ત્યાગ તમારો મોટો કે વાસવદત્તાનો? સન્યાસ તમારો મોટો કે વાસવદત્તાનો? કથાનો સાચો અધિકાર તમારો કે વાસવદત્તાનો?" વિશ્વરૂપ બોલ્યા.

સન્યાસી મૂંગે મોઢે સાંભળી રહ્યા.

"બેટા વાસવદત્તા! તારાં મોઢાં ઉપર હું વેદ અને શાસ્ત્રોનો પ્રકાશ દેખું છું. જા, તારું કલ્યાણ કર. ને બેટા, અહિંસા અને સત્ય ખાતર આત્મસમર્પણનો સંદેશ જગતને આપ. જા; તને આત્મદર્શન થઇ ચૂક્યું છે."

વાસવદત્તાએ ગુરુના ચરણમાં નમન કર્યાં. ગુરુએ માથું સૂધ્યું, તેના કપાળમાં તિલક કર્યું અને શુભ વિદાય દીધી.

# મનુષ્યનો કટ્ટો દુશ્મન : શારીરિક નબળાઇ

શ્રી. ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

શારીરિક નબળાઇ એ પ્રત્યેક રાષ્ટ્રનો તેમ જ પ્રજાનો કટ્ટામાં કટ્ટો દુશ્મન છે. એ દુશ્મનનો સાચો સામનો કરી ફત્તેહમંદ થવામાં જ સાચું મનુષ્યત્વ છૂપાયલું છે.

આપણાં જીવનની સાચી મિલ્કત તો આપણી તન્દુરસ્તી છે. આપણાં કાર્યોને પરિપૂર્ણ કરવા સારુ જોઇતી શક્તિ તેમ જ બળ આપણને એ તન્દુરસ્તી જ આપે છે. માટે એ તન્દુરસ્તીને જાળવી રાખવાના સાચા પ્રયત્નો કરી છૂટવામાં થોડીસી પણ ગફલત આપણે કરવી જોઇએ નહિ.

આપણી તન્દુરસ્તી રુપી અમૂલ્ય બક્ષીસની બરાબરી કરી શકે એવી બીજી કોઇ ચીજ દુનિયામાં અસ્તિત્વ ધરાવતી નથી—કોઇ શુભાશિષ કે આશીર્વાદ તેની તોલે ભાગ્યે જ આવી શકે છે.

આપણાં શરીરનું પ્રત્યેક અંગ, પ્રત્યેક જ્ઞાનતંતુ તેમ જ પ્રત્યેક સ્નાયુ એ શરીર સાથે ઐકયની ગાંઠથી જોડાયલું હોય ત્યારે એકસરખી રીતે ધબકારા મારતાં લોહીની સરખામણીમાં ઊભી રહી શકે એવી આપણી કોઇ લાગણી ભાગ્યે જ અસ્તિત્વ ધરાવતી હોય છે.

જિંદગીને માણવા જેવી બનાવનારાં જીવનતત્ત્વને તેમ જ તન્દુરસ્તીને ગુમાવ્યા પછી કોઇ મનુષ્યને દુનિયાભરની દોલત મળી આવે તો તેનાથી તેને શો લાભ થાય એ ખરેખર વિચારવા જેવું છે.

સાચી વાત જ એ છે કે માત્ર હવાના બાટલાંમાંથી નહિ, પરંતુ જીવન જીવવાની સાચી પદ્ધતિનાં આચરણમાંથી જ તન્દુરસ્તી પ્રાપ્ત થઇ શકે છે.

અનુભવી ડૉકટરો તેમ જ વૈદ્યો સાચું જ કહે છે કે રોગનાં જંતુઓને નિર્મૂળ કરવાની તાકાત પ્રત્યેક મનુષ્યનાં શરીરમાં વહેતાં ધબકારાભર્યાં શુદ્ધ લોહીમાં હોય છે. એ લોહીની શુદ્ધિ જેટલી ઓછી તેટલી એ શક્તિમાં ઊણપ ગણાય.

માનસશાસ્ત્રીઓ પણ સુણાવે છે કે કોઇ પણ સમાજના ઉત્કર્ષ માટે ખરેખરી રીતે જરૂરની જેટલી વસ્તુઓ છે તેમાંની એક અને મુખ્ય એ તન્દુરસ્તી છે.

ખુલ્લી હવાને બદલે ઓરડાઓની અંધિયાર ગરમીમાં રહેવાને ટેવાયલા મનુષ્યો તો કોઇ મકાનની અંદર રોપેલા છોડવાઓ જેવા હોય છે. તેઓ ખુલ્લી હવાના સપાટાઓને ભાગ્યે જ સહન કરી શકે, તો પછી તેને સાચી રીતે ઓળખી તો કયાંથી શકે ?

સો વાતની એક વાત તો એ છે કે શરીરની આંતરિક તન્દુરસ્તી તો બાહ્ય સૌંદર્યની જનેતા છે. માનસિક તન્દુરસ્તીનો મદાર ચારિત્ર પર હોય છે. તે જ અર્થમાં તન્દુરસ્તીને શારીરિક ચારિત્ર્ય તરીકે ઓળખાવવામાં આવે છે.

તન્દુરસ્તી જ્યારે હાથવેંતમાં હોય છે ત્યારે સંકટો તેમ જ મુશ્કેલીઓનો સામનો કરવાનું કાર્ય સહેલું થઇ પડે છે—એવી એ તન્દુરસ્તીની બોલબાલા છે.

' ખાનપાનને માટે જિંદગી છે ' એ સૂત્રને ભૂલી જનારને તથા ' શું ખાવું ? 'ના જેટલી જ અગત્ય ' કેવી રીતે ખાવું ? 'ને આપવાનો સાચો પ્રયત્ન કરનારને એ તન્દુરસ્તીનાં શાસ્ત્રનો સાચો મર્મ સહેજે સમજાય છે.

ન ભૂલી શકાય એવી રીતે ગોખી રાખવા જેવું એ છે કે

' તન્દુરસ્તી એટલે જીવનનો આનંદ '

# સાસુ શિક્ષણવર્ગ

શ્રી. "જંબુકાકા"

વાચકો, જરા માફ કરજો ! પણ હિંદુ સમાજમાં કલંકરૂપ ગણાતી સાસુઓને સુધારવા માટે કોઇએ પણ સક્રિય પગલાં લીધાં છે ? આ જ્વાળામુખી જેવા ધીખતા પ્રશ્નનો ઉકેલ લાવવા માટે કોઇપણ ચોક્કસ યોજના અમલમાં મૂકવામાં આવી છે ? આગેવાન ગણાતા સમાજસુધારકોએ આ તુંડમિજાજી સાસુજીઓની સાન ઠેકાણે લાવવા માટે કોઇ સીધા અખતરા અજમાવ્યા છે ?

લગભગ નહિવત્ કોઇ કોઇ પ્રસંગે સમાજની વહારે ધાનાર દયાળુ લેખકોએ પોતાના લેખમાં સાસુઓના અત્યાચારનું કથન કરેલું છે અને તેમાં હિંદુ સમાજમાં દૂષણરૂપ ગણાતી એ વ્યક્તિ માટે ભારે પ્રલાપો કરેલા છે. કેટલાક લેખકોએ તેમના ગેરવર્તાવ પ્રત્યે ખૂબ બખાળા કાઢયા છે અને મુરબ્બી ગોવર્ધનરામભાઇ જેવા પીઢ સાક્ષરે 'સરસ્વતિચંદ્ર' દ્વારા સારીનરસી સાસુઓનાં સુંદર દ્રષ્ટાંતો પણ રજૂ કરેલાં છે. છતાં વરસોથી સાસુવટ ધરાવતી, કંઇક અંશે અભણ અને વાચનાભિમુખ સાસુઓએ તેની લેશમાત્ર પણ પરવા કરી છે ?

મુંબાઇના એક વખતના પ્રખ્યાત કોરોનર સાહેબ આથલેએ સાસુઓના ત્રાસથી કંટાળી આપઘાત કરેલી યુવતીઓ માટે ત્યુરી હાઉસમાં કેટલી યે વખત આંમળાં કરડી ખાધાં છે. હિંદુ સંસારમાં સાસુઓના આવા ગેરવર્તાવ સામે અતિશય ધન નુકતેચીની કરી છે અને આપઘાત કરવામાં સહાયભૂત નીવડતા રટવતું સત્યાનાશ જાય તે માટે ખૂબ સખ્યા છે, પરંતુ સાસુજીઓની જોહુકમી નાબૂદ થાય તેવું કંઇ કરી શક્યા નથી અને સાસુજીઓમાં તેમના લવારાની બે ટકા પણ અસર થઇ નથી. ઉલટું તેમણે વહુઓને તેમના પર ખીજી લાવવાનાં સ્પષ્ટ ફરમાનો છોડી દીધાના દાખલા બન્યા છે.

સાસુઓ તો છચોક કહે છે કે 'વહુ મુઇ અને ઉંદેડી મુઇ' એ સરખું. તેમણે આ કહેવતનો એટલો બધો પ્રચાર કર્યો છે કે કેટલીક ડાહી સાસુઓ પણ તેમાં સંડોવાઇ છે. તેમને મન વહુ ઉંદર કરતાં પણ સૂક્ષ્મ પ્રાણી છે. ત્યારે આટલું બધું ગુમાન ધરાવનાર સાસુઓના નોર કેવી રીતે ઉતરી શકાય અને તેમને સુધારી શકાય ?

અને પ્રિંસિપપાલ અત્રે સાહેબ અને પ્રભાત ફિલ્મ કુંપનીએ રજૂ કરેલી ફીલ્મ 'ચરણોંકી દાસી' અને 'સંત સખુ' જોશો ત્યારે તમને એવી સાસુઓને પોકો લઈ મારવા જવાનું મન થશે. પણ રખે તેમ કરતા ! એ તો શિષ્ટતાની બહાર ગણાશે.

ત્યારે રામાવતારથી સાસુવટનાં ઊંડાં મૂળ ઘાલી બેઠેલી સાસુઓને શી રીતે સુધારી શકાય, તેમની સત્તાનું ઉન્મુલન કેવી રીતે થાય અને તેમનાં ઉન્નત શેવમાં કેવી રીતે ઠાંસી શકાય કે તેઓ એક વખતની વહુ હોઇ કઇ પણ સ્ત્રી છે અને સ્ત્રી જ રહેશે. તેમને મનુષ્ય કેવી રીતે બનાવી શકાય ?

આ બધાનો વિચાર કરી વરસોના સતત ચિંતન, મનન અને અનુભવ પછી અમે અખતરા તરીકે 'સાસુ શિક્ષણવર્ગ' કાઢવાનું નક્કી કર્યું છે. કેટલીક સાસુના અનુભવ વિનાની અથવા સુધરેલી બહેનો પ્રશ્ન કરશે કે સીવણ, ભરતગૂંથણ કે ચરખો કાંતવાનો વર્ગ ન કાઢતાં આવો વિચિત્ર પ્રકારનો વર્ગ કેમ કાઢયો ? તેવી બહેનોને અમે સાફ સાફ

સંભળાવી દઈએ છીએ કે અમે બુદ્ધિ ગીરો મૂકી નથી. અમો વાંચ્યું છે, વિચાર્યું છે અને સાસુઓનો પણ અનુભવ કરી જોયો છે. તેમને સુધારવા માટે શકય એટલા બધા જ પ્રયોગો આદરી જોયા છે, પરંતુ તે બધા જ નાકામીઆબ નીવડ્યા છે. શામ, દામ, ભેદ અને દંડથી પણ તેમને સુધારવા યત્ન કર્યો છે, પરંતુ પૂજ્ય સાસુજીઓએ તેવા પ્રયત્નોને ઠોકરે ચઢાવ્યા છે.

તેમને શિવણ, ભરતગૂંથણ કે ચરખો કાંતવાથી થતા અર્થલાભની પડી નથી. તેમને તો ફિકર છે માત્ર સાસુવટ સંભાળવાની. તો પછી એવા વર્ગ કાઢવાથી શું દળદર જશે? ફક્ત એક જ અખતરો બાકી રહ્યો છે અને તે તેમને સતત્ શિક્ષણ આપી તેમના ચૈતન્ય પરંતુ જડ હૈયામાં માનવતાની લાગણી પ્રેરવાનો, તેમને સાસુપદ છોડી મા બનવા માટે આદેશ આપવાનો અને તેમની અને વહુની જીંદગી ધન્ય બનાવવાનો. આ હેતુથી જ અમે એ વર્ગ કાઢવા નક્કી કર્યું છે.

સાસુ શબ્દથી લગભગ દરેક બ્હેનો ઓછેવત્તે અંશે પરિચિત છે. એ શબ્દમાં એટલું પ્રાબલ્ય છે કે એ સાંભળતાં જ બલભલી તોફાની યુવતિઓનાં બે સેકન્ડમાં પાણી ઓસરી જાય છે. હિન્દુ સમાજમાં સાસુપદ એટલું બધું અબાધિત સત્તાવાળું છે કે ભાગ્યે જ હિન્દનો વૉઇસરોય તેનાથી અર્ધી સત્તા ભોગવતો હશે. સાસુ એટલે હિન્દુ સમાજમાં ચક્રવર્તિ રાજ્ય ભોગવતું, હાલતુંચાલતું છતાં જડ અને ભણેલુંગણેલું છતાં અસંસ્કારી પ્રાણી

પૂજ્ય સાસુજીઓ! (જેની હોય તેની) માફ કરજો પણ અમારે કહેવું પડે છે કે કેટલીક વખત વહુ તરીકે અમે જ્યારે સાસુનો વિચાર કરીએ છીએ ત્યારે અમારી બુદ્ધિ બહેર મારી જાય છે. તેમને અમારા જેવી સ્રી કહેવી કે પૂજ્ય ગાંધીજી હિંસાનો અર્થ કરે છે તેમ મન, વચન અને કર્મથી હમેશ હિંસા કરતું જંગલી પ્રાણી કહેવું.

આ લખાણ વાંચતાં કે સાંભળતાં સાસુજીઓ ધુવાંકુંવાં થઈ જશે અને અમારી હસ્તી મિટાવવા માટે આકાશપાતાળ એકકું કરશે જુદે જુદે સ્થળેથી અમારા વર્ગની દફનક્રિયા માટે સત્તાવાળાઓ પાસે પાંચપંદર ડેપ્યુટેશનો પણ જશે પણ અમે તેની રહેજ પણ પરવા કરતા નથી. અમે બેધડક જણાવીએ છે કે અમે અમારા નિશ્ચયમાં સદંતર અફર છીએ

અમારી હીલચાલ સ્તુત્ય છે, ફાયદાકારક છે અને હિન્દુ સમાજને આશિર્વાદ સમાન છે. સાસુઓ સુધરશે તેમનાંમાંથી સાસવટની ભાવનાનો સંપૂર્ણ અસ્ત થશે. સાસુ રીટી મા બનશે અને વહુઓ સાસુઓને માનની નજરથી જોશે અને સંસાર ઉજ્જવળ બનાવશે.

કોઇ વર્ગ એ પણ દલીલ કરશે કે આર્ય અને તેમાં ખાસ કરીને ગુજરાતી બ્હેનોની અનુપમ સેવા ડુંગરશીભાઈએ 'સંસ્કારલક્ષ્મી' અને 'ઘરની રાણી' વહેતી મૂકી કરી છે. અમે સગર્વ કબૂલ કરીએ છીએ કે ડુંગરશીભાઈએ સ્રીઓનો સંસાર નંદનવન સમો બનાવવા માટે ઘરડે ઘડપણ ભારે સેવા કરી છે પરંતુ એ થોથાંને વાંચશે કોણ?

આ ચોપડીઓ મોટે ભાગે પુરુષો જ વાંચવાના. ફક્ત દશ ટકા જેટલી બ્હેનો વાંચશે અને તે પણ વહુઓ હશે તે જ. સાસુઓ તો ફક્ત અપવાદ રૂપે જ કોઇ વાંચશે. જેથી સાસુજીઓને કઇ જાતની તાલીમ આપી તેનું દળદર કાપશે?

બીજી એક વાત જાણો છો? એક કહેવત છે કે 'સાસુ મારે સદદાડે અને વહુ મારે કદદાડે' એટલે સાસુજીએ વહુને

યુવાનીમાં દુઃખ દીધું હોય એટલે વહુ સાસુ-જીને તેના ઘડપણમાં તેટલું જ બલ્કે તેથી પણ વધારે વીતાડે છે. આમ ચોકખા શબ્દોમાં કહીએ તો પરસ્પર વૈરવૃત્તિ કેળવાય છે, પરંતુ તેથી માનવતા જતી રહે છે, સંસ્કૃતિનો નાશ થાય છે અને પરિણામે પુરુષોના જીવનમાં યુવાનીથી મરતાં સુધી ઘરકંકાસનો બોજ કાયમ રહે છે તેનો વિચાર કોઇએ કર્યો છે? જો કે આમાં અપવાદ તો હોય છે જ.

આ વર્ગ કાઢવા માટે હિન્દની કેટલીક સરકારનો, નામાંકિત દેશનેતાઓનો તેમ જ શિષ્ટ લેખકોનો અભિપ્રાય પૂછાવ્યો છે. તેમણે આવો વર્ગ કાઢવાની અનિવાર્ય જરૂરીઆત બતાવી અમારા સાહસને અતિશય આવકાર્યું છે અને પત્રો લખ્યા છે. આ રહ્યો તેમાંના કેટલાક પત્રોનો સારઃ

'તમારા સાહસને ફત્તેહ મળે તેમ ઇચ્છું છું. —મુંબઇના ગવર્નર

તમારું અભૂતપૂર્વ સાહસ આવકાર-દાયક છે. આ સરકાર એવી સંસ્થાઓને અપનાવવા શક્ય તેટલી બધી મદદ કરશે.

—ચીફ મીનીસ્ટર, મૈસુર સ્ટેટ

સાસુઓને તાલીમ આપવાની તમારી યોજના હિન્દુ સમાજને આશીર્વાદ સમાન નીવડશે. —મહારાજા વડોદરા

તમારી યોજના અત્યુત્તમ છે. હિન્દુ સમાજમાં સાસુ વહુના ઝગડા મટે અને તેઓ મા દીકરી પેઠે વર્તે એવું શિક્ષણ અપાય તો હિન્દુ સંસારનો જરૂર ઉદ્ધાર થાય.

—લેડી વિદ્યાગૌરી નિલકંઠ

ભલભલા પુરુષો પણ ન કરી શકે તેવું કામ કરવા તમે ઝંપલાવ્યું છે. હિન્દુ સંસારમાં સાસુ સુધરે તો જરૂર સ્વર્ગ નીચે ઊતરે. વધુમાં તમારી સફળતા ચાહું છું.

—ર. વ. દેસાઇ

यत्र नार्यस्तु पूजयन्ते रमन्ते तत्र देवता। એ સૂત્રાનુસાર જ્યારે સાસુઓ સુઘરી વહુઓનું સન્માન જાળવશે ત્યારે દેવીઓ પણ મૃત્યુલોકમાં અવતાર લેશે.

—પંડીત માલવીઆજી

તમે સેવાનો સુંદર માર્ગ સ્વીકાર્યો છે. તમારું પગલું સ્તુત્ય છે, વંદનીય છે.

—"ધુમકેતુ"

સમાજસેવા એ તો પ્રભુની સેવા છે. 'સેવાનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને.' એ પ્રમાણે સેવા પણ શૂરવીર જ કરી શકે છે. તમો અબળાઓએ પ્રબળ માણસો ન કરે એવું કામ હાથ ધર્યું છે તે માટે ધન્યવાદ. —કનૈયાલાલ મુનશી

વર્ગમાં દાખલ થવા માટેનું માહિતી-પત્ર નીચે મુજબ છેઃ—

## માહિતીપત્ર

સાસુ શિક્ષણવર્ગમાં દાખલ થવા માટેના નિયમોઃ

૧ કોઇ પણ સાસુપદ પામેલી અથવા નજીકના ભવિષ્યમાં સાસુ થનાર અથવા ૪૦ વરસથી ઓછી ઉંમરની ન હોય તેવી કોઇ-પણ સ્ત્રી દાખલ થઇ શકશે.

૨ દાખલ થનાર દરેક સ્ત્રીએ તે ખરે-ખર સાસુ છે અથવા નજીકના ભવિષ્યમાં સાસુ થનાર છે અથવા તે ૪૦ વરસથી ઓછી ઉંમરની નથી-એવું ગામની બે સંભાવિત બેનોનું પ્રમાણપત્ર રજૂ કરવું પડશે.

૩ ઉપરના પેરા ૧ અને ૨ માં જણાવ્યા પ્રમાણે કોઇ બેનની લાયકાત ન હોય, છતાં ખાસ સંજોગોમાં તેવી બેનને દાખલ કર-વામાં આવશે.

૪ કોઇ પણ બેન વર્ગમાં તેમનાં છોકરાં લાવી શકશે નહિ. કદાચ લાવે તો શિક્ષણવર્ગની બહારના રૂમમાં તેમના નોકરોને સોંપી વર્ગમાં આવશે.

૫ શિક્ષણનો વખત બેનોના ઘરકામનો સમય લક્ષમાં રાખી બપોરના ૩ થી ૫ વાગ્યા સુધીનો રાખવામાં આવશે.

૬ હાલમાં શિક્ષણ આપવાની કંઇ ફી રાખવામાં આવી નથી. ફક્ત દાખલ ફી બે રૂપીઆ પ્રથમ ભરવી પડશે.

૭ સાધારણ અને બધું જ શિક્ષણ વ્યવહારુ આપવામાં આવશે. વાંચન અને પઠનદ્વારા બોધ આપવામાં આવશે, ઉમદા સાસુઓનાં દૃષ્ટાંત રજૂ કરવામાં આવશે. સાસુ તરીકે તેમના ગૌરવભર્યા પદનું ભાન કરાવવામાં આવશે. વહુઓ સાથે કેવી રીતે વર્તવું તે માટે સચોટ દાખલાઓ આપી સુંદર વ્યાખ્યાન કરવામાં આવશે. ઉપરાંત ભાષણ, જાદૂઇ ફાનસ અને બોલપટ દ્વારા તેમને આદર્શ સાસુ-મા બનાવવા માટે સંપૂર્ણ પ્રયત્ન કરવામાં આવશે. ટૂંકમાં હાલમાં સાસુઓ પ્રત્યે વહુઓની જે સૂગ છે તે તદ્દન નાબૂદ કરવામાં આવશે.

૮ પ્રત્યેક બેને દોઢ વર્ષ આ વર્ગમાં શિક્ષણ લીધા બાદ પરીક્ષા લેનામાં આવશે અને તેમાં ઉત્તીર્ણ થનાર બેનોને પ્રમાણપત્ર આપવામાં આવશે.

અત્યાર સુધીમાં આ વર્ગમાં ભાગ લેવા માટે લગભગ ૧૦૦ જેટલી બ્હેનોએ નામ નોંધાવ્યાં છે. તમને પણ તમારું નામ નોંધાવી અમારા સાહસને આવકાર આપવા આગ્રહભરી વિનતી છે.

અમે છીએ સમાજસેવિકાઓ

ગં. સ્વ. **અણમનગવરી** મુખ્ય શિક્ષિકા
ગં. સ્વ. **જયમનગવરી** મદદનીશ શિક્ષિકા
ગં. સ્વ. **તનમનગવરી** મદદનીશ શિક્ષિકા

# મેહુલો શાને વરસે !

વર્ષા વણનોતરી શાને વરસે છે !
હૈયાહીણો થઇ ગરજે
કે મેહુલો શાને વરસે !

વારિથી વાદળા મોટા ભરશે ને
જાણું હું ફુર થઇ થઇ પડશે
કે મેહુલો શાને વરસે !

જાવું છે સરવરપાળે
કે કોઈ ના જાણે
કે મેહુલો શાને વરસે !

મારે મળવું છે રાતે
કે વીજ – અજવાળે
કે મેહુલો શાને વરસે !

ઓઢી આ ચૂંદડી કે રીઝે
ને નીકળું તો ભીંજે
કે મેહુલો શાને વરસે !

'શાને ઉતાવળી, શું ધીમે !'
તે કહ્યું હું ના રામજી ને
કે મેહુલો શાને વરસે !

ખોબે ખોબે રસધારો ઝીલી
ઉછળે છે ઉર રસનિધિ
કે મેહુલો શાને વરસે !

હૈયું કહે 'તું શાને ખીની ?
તું તો ખરી છે સ્નેહથી ભીની'
કે મેહુલો શાને વરસે !

'અગમ્ય'

# લગ્નના વિચિત્ર રીતરિવાજ

શ્રી. કિશોરચંદ પારેખ

હિંદમાં કેટલી યે જુદી જુદી જાતિ વસે છે તો જગતમાં-તો કેટલી હશે ? દરેક જાતિ અને સંપ્રદાયને પોતાના સ્વતંત્ર રીતરિવાજ હોય છે. આપણા રિવાજ આપણને સારા લાગે પણ બીજાને તો અવશ્ય હાસ્યાસ્પદ જ લાગે. હિંદમાં એકંદરે લગ્નપદ્ધતિ તો એક જ છે. કોઇક કોઇકમા ફેર પડે છે. આપણે થોડાક દેશોના ફક્ત મનોરંજનાર્થે દાખલા લઇશું:

મલબારના બ્રાહ્મણોમાં એક એવો રિવાજ છે કે, મોટો દીકરો બ્રાહ્મણમાં પરણે અને બીજા ક્ષત્રિયકન્યા સાથે પરણે, તેઓમા વરને કન્યાને ઘેર જઇ રહેવાનુ હોય છે,

ઓર્નીઓમાં વરને ત્રણ દિવસ સુધી વહુથી આઘો રાખે છે.

જાપાની લોકોમાં વરને પાંચ દિવસ સુધી આઘો રાખે છે.

ઇજીપ્તની લગ્નપદ્ધતિ કાંઇક અંશે આપણને મળતી આવે છે. ત્યાં શાસ્ત્ર પ્રમાણે લગ્નસમારંભ થઇ જાય પછી જ વર વહુનું મોઢું જોઇ શકે છે.

યાહુદી લોકોમાં પણ લગભગ એવી જ રીત છે. વહુને ખાસ તૈયાર કરેલા માંડવા નીચે થઇ જે ઓરડીમાં વર હોય ત્યાં સુધી આંખો બંધ કરીને જ જવું પડે છે. લોકોની માન્યતા એવી છે કે માંડવાને લઇને વરવહુનું ભૂતપિશાચથી રક્ષણ થાય. આપણી માંડવાની પ્રથા પણ આવી જ કોઇક માન્યતામાંથી તો નહિ આવી હોય ને ?

રશિઆમાં એક રજીસ્ટરમાં સહી કરવાથી વરવહુનાં લગ્ન અને બીજા રજીસ્ટરમાં સહી કરવાથી છૂટાછેડા. વિવાહીત અને અવિવાહીત વચ્ચે કોઇ પણ જાતનો તફાવત જ નથી મનાતો. તેમનાં બાળકો ' ઔરસ ' ગણાય છે.

સર્વીઆમાં વરવહુ ભેગાં જમે છે. મલાયામાં વહુ વરને ભાત ખવરાવે છે. બ્રાઝીલમાં સર્વીઆની માફક જ પણ ખાવાને બદલે બન્ને સાથે દારૂ પીએ છે જાપાનમાં ૯ કપમાં રાખેલો દારૂ બેઉ સાથે પીએ છે.

સ્કોટર્લેન્ડમાં લગ્નસમારંભ પછી ઘેર જતી વખતે વહુને એની મા બાથ ભીડી દે છે ને વરને એ બાથમાંથી છોડવીને કન્યા લઇ જવી પડે છે.

બલ્ગેરીઆમાં વરવહુને એક અઠવાડીયાં સુધી ઘરની બ્હાર જ નીકળવા દેતા નથી.

આફ્રિકામાં રાતે વરને અથવા અણવરને ઘરબહાર ઊભા રહેવું પડે છે. શા માટે ખબર છે ? ભૂતપ્રેત હાંકી કાઢવા.

નોર્વે અને સોવીએટ રશિઆમાં એક કપમાંથી બન્ને જણુ દારૂ વહેંચીને પીએ છે.

એબીસીનીઆમાં કપડાં નીચે હાથ જોડી ચાલવાનો રિવાજ છે.

સાંભળ્યું છે કે ડયૂક ઓફ યોર્કશાયર નામક બેટમાં લગ્નમિલન થએલાં વરવધૂના માથા ઉપર નાળીએર ફોડીને-માથા સાથે ફોડીને નહિ-દારૂ છાંટે છે.

યોર્કશાયરમા લગ્ન વખતે શોર્ટ બ્રેડનું કેક કાપવાનો રિવાજ છે.

નોર્થંબરલેંડમાં દંપતિ ચર્ચ (દેવળ)માંથી બ્હાર નીકળ્યા પછી ખાસ તૈયાર કરેલ બાંકડા ઉપરથી કૂદીને જાય છે.

આવા તો જગતમાં ઘણા યે દેશ છે. ભારતમાં જ જુઓને ? દક્ષિણી લોકોની લગ્નપદ્ધતિ આપણને હમાને તેવી લાગે. તેઓમાં કન્યાઓનો ' હુંડો ' લેવાય છે. આપણે એ પદ્ધતિને વરવિક્રય તરીકે ઓળખી શકીએ. મુસ્લીમોમા વરરાજાને કાજી કહે એ બધુ ' કબૂલ ' કરવું પડે. અને આપણા રીતરિવાજ તો આપણે સૌ જાણીએ જ છીએ.

દરેકની લગ્નપદ્ધતિ અમુક આશય અથવા તો માન્યતા પર બંધાયેલી હોય છે. દક્ષિણીઓમાં વરને કન્યાના પિતા તરફથી જે પૈસા મળે છે એ એવા આશયથી કે જમાઇ એ પૈસા વડે કોઇ નવું બીઝનેસ કરી શકે અને પરિણામે કન્યા સુખી થાય કોઇ પ્રથા વહેમ પરથી પણ પડેલી હોય છે. એ બધુ ગમે તે હોય, પણ આપણે તો એ પ્રથાઓ વાંચીને એ ઘડી નિગતે આનંદ લઇ શકીએ એ ચોક્કસ છે.

# વિચારપરિવર્તન

જબરતખ્ત પથારીમાં સૂતાં સૂતાં એમ થયું,
" રખે આમ તેડું આજે મૃત્યુ તણું આવી ગયું;
ખોટું નહિ; જીવ્યાથી ના લાભ ખાસ કૈં જણાય,
આમે ય તે નોકરીમાં જીંદગી નકામી જાય.

રૂપરંગ ઘણા જોયા, અગાધ કેરું આકાશ,
ચાંદનીની શોભા અને પૂર્ણિમા કેરા પ્રકાશ;
વડીલોનો સ્નેહ માણ્યો, સંસાર કેરા કલ્લોલ,
મિત્રો તણી માયા મળી; સૂણ્યા શિશુ કેરા બોલ.

ઇચ્છા કો' અધૂરી રહે, પડી રહે કામકાજ,
જવા દો, ઉપાધી મટે, મમતા કશી ન આજ
બાળકો તે સંબંધી સાથે રહીને મોટા થશે,
મિત્રો સ્મરી થોડા દિન નિરાંતે વિસરી જશે.

લેણદાર વેપારી ના પામશે બદામ ફૂટી,
ઉધાર દેનાર: સહુ રહેશે કપાળ કૂટી;
તંત્રીઓ માસિકો તણા પૂરું થયું ગણી કામ,
' મફતના અંક ખચ્યા ' રદ કરી દેશે નામ.

સાહિત્યસભા કદાચ આપશે નિવાપાંજલિ,
કંટાળી બગાસાં ખાશે શ્રોતાઓ તણી મંડળી;
સૃષ્ટિ કેરી ઘટમાળ ચાલશે એવી ને એવી,
નહિ કોઇને જણાય ખોટ મારી પડી કેવી. "

પણ ત્યાં તો પ્રિયા ઊભી હાથ મારે શિરે મૂકી,
સચિંત ને સ્નેહભરી ઓશીકે એ રહી ઝૂકી;
અમીમય આંખો એની આંસુ છલછલ થાય,
મારા વિના હાય ! એનું કેમ રે આયુષ્ય જાય ?
થયું ત્યારે, કાંઈ નહિ. ભલેને જીવી જવાય.

નાથાલાલ દવે

# કેરી જેકબ્સ બોન્ડ

શ્રી. છોટાલાલ કામદાર

લગભગ પંચાવન વર્ષ પહેલાં શિયાળાની એક કડકડતી ઠંડી રાત્રે ઉત્તર મીચીગનનાં ગાઢ જંગલોમાં ડૉક્ટર ફ્રેન્ક દર્દીને જોવા માટે ઘેરથી નીકળ્યો. નીકળતી વખતે તેણે પત્નીને ચુંબન આપતાં કહ્યું: " તારી રજા લેવાનું કામ મારે માટે હંમેશાં મુશ્કેલ છે છતાં રજા લેવી જ જોઈએ કેમ કે જગતમાં પ્રેમ મહાન ભાવના છે. આપણે બેઉ તે જાણીએ છીએ કેમ કે હજી આપણે પ્રેમી રહ્યાં છીએ. "

ઉપલા શબ્દો લગભગ તેના છેલ્લા શબ્દો હતા, કેમકે પાંચ મિનીટ પછી તો એ ડૉક્ટર જમીન પર ફસડાઇ પડી મૃત્યુની વેદના ભોગવતો હતો. ડૉ. બોન્ડની પાછળ એક બાળક બરફના ઢગ ફેંકતું દોડતું હતું. બરફ પરથી લપસી જતાં તેઓ ફરી ગયેલ જમીન પર પડ્યાં, તેમની પાંસળીઓ તૂટી ગઇ અને અતિ કષ્ટ ભોગવતા તેઓ મૃત્યુ પામ્યા.

આ ડૉક્ટરે તેની વિધવા કેરી જેકબ્સ બોન્ડને વારસામાં ચાર હજાર ડોલરનો વીમો, માથાના વાળ જેટલું કરજ અને એક નાના પુત્રનું ભરણપોષણ કરવાનો ભાર આપ્યાં હતાં.

વિધવા કેરીને ધંધાનો કશો અનુભવ નહોતો. ઘર સાચવવા સિવાય તેને બીજી ખબર નહોતી. ઘર સાચવવાનું કાર્ય પણ તે પૂર્ણરૂપે કરી શકતી ન હતી કેમ કે વરસો થયાં તેને સંધિવાનું દર્દ લાગુ પડ્યું હતું. આમ છતાં વિધવા થયા પછી પણ દયા કે દાન માગવાની વૃત્તિ તેનામાં જન્મી નહોતી કેમ કે તેમાં એનું સ્વમાન ઘવાતું હતુ. આથી સર્વ સગાં સ્નેહીઓથી છૂટી પડી પોતાના ભાવિ દુઃખનો સામનો કરવા તે ચિકાગો ગઇ.

ત્યાં જઇ તેણે ઘર લઇ ભાડે આપવાનો યત્ન કર્યો પણ તેમાં એનું ખંચ ઉપડ્યું નહિ. પછી તેણે પોતાને હાથે શણગારેલ ચીનાઇ માટીનાં વાસણો વેચવાનો યત્ન કર્યો પણ તેમાં યે નિષ્ફળ ગઇ પછી તેણે ગીતો લખવાનો યત્ન કર્યો પણ પ્રકાશકોએ તેનાં ગીતો ખરીદવાની સાફ ના પાડી.

આ પરિસ્થિતિ પછી પંદર વર્ષે એ જ કેરી જેકબ્સ બોન્ડે " સંપૂર્ણ દિવસનો અંત " નામે ગીત લખ્યું, જેની સાઠ લાખ નકલો વેચાઇ અને જેના અઢી લાખ ડોલર એને મળ્યા. પણ જ્યારે એણે શરુઆત કરી હતી ત્યારે કોઇ પણ પ્રકાશક તેના ગીતના પાંચ ડોલર આપવા પણ તત્પર ન હતો. તેના કિસ્મતમાં ગરીબાઇ લખેલી હતી. ભાડું ન આપી શકવાને લીધે પોતાને શેરીમાં રખડવું પડશે એવો તેને ભય હતો. શિયાળાની ઋતુમાં ટાઢને અંગે તે પથારીમાં જ પડી રહેતી કેમ કે રોજ બે નાના ભારાથી વધારે ખરીદ કરવાના તેની પાસે પૈસા નહોતા.

છેવટ એવી ગરીબી આવી કે તેને એક જ વખત ભોજન મળતું. જૂનો માલ વેચનારાઓ તેનું ફર્નીચર તથા રૂપાનો સામાન લઇ ગયા અને તેને ભૂખે મરતી બચાવવાને થોડા પૈસા આપ્યા.

પણ આ ભયંકર ભૂખમરા વચ્ચે પણ કેરી બોન્ડે સુંદર ગીતો લખવાનું ચાલુ રાખ્યું હતું. એ ગીતો જગતભરમાં એક દિવસ ગવાવાનાં હતાં એનો તો કેરીને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય

મિસિસ બોન્ડ ચીજો વીંટાળવાના ચાકેન પેપર પર કે એવા બીજા નકામા કાગળો

પર આ ગીતો લખ્યાં હતાં કારણ કે કાગળ ખરીદવાની તેની શક્તિ નહોતી. ગેસ લાઇટ રાખવાની ટેવડ ન હોવાથી મીણબત્તીના પ્રકાશમાં જ આ ગીતો લખાતાં.

તેની ઇચ્છા તેનાં ગીતોની જાહેર ખબર કરવાની હતી પણ સંગીતવિષયક માસિકમાં એવી જાહેરાત માટેના પૈસા ભરી શકવાની તેની હાલત નહોતી. આથી એવા એક માસિકનાં સ્ત્રી–તંત્રીને તેણે કપડાં શીવી આપ્યાં અને એ રીતે જાહેર ખબરનું ખર્ચ કાઢ્યું.

પોતાનાં ગીતો ગાવા માટે શરૂઆતમાં તો તેને પાંચ ડોલર મેળવવાના પણ વાખા પડતા. પણ પ્રસિદ્ધિ પામ્યા પછી તેને ઇગ્લાંડની એક સામાજિક આગેવાન વ્યક્તિ મિસિસ ફ્રેન્ક જે. ગેકેરે ફક્ત બાર મિનીટ ગાવા માટે તેને એક સો ડોલર અને જવા આવવાનું ખર્ચ આપ્યું હતું.

જ્યારે મિસિસ બૉન્ડે પોતાનાં ગીતો ગાવાની પહેલવહેલી શરૂઆત કરી ત્યારે તેને રંગભૂમિ પરથી ધુત્કારી કાઢવામાં આવી હતી. ભગ્નાશ થઇને થીયેટરને પાછલે બારણેથી તે કોટ કે ટોપી પહેર્યા વિના જ નાસી છૂટી. તે વેળા અશ્રુની ધારા તેના ગાલ પરથી દડી રહી હતી. પણ વર્ષો પછી એનું નામ વીજળીની બતીના અક્ષરોમાં લખાતું થયું અને ગાવા માટે તેને અઠવાડિયે એક હજાર ડોલર મળવા લાગ્યા.

એક વાર ઇલિનોઇસના ગવર્નર–યેટ્સ પાસે જલસો કરવાની તેને તક મળી. પરંતુ ત્યાં પહેરવા જેવો પોશાક તેની પાસે નહોતો અને નવો ખરીદવાના પૈસા નહોતા. તેથી એક જૂની ટ્રંકમાંથી તેણે કપડાં શોધી કાઢીને એ પડદામાંથી બે વાર ધોળી ક્સાટીનનો ઝભ્ભો બનાવ્યો.

હવે તેના સર્વવિખ્યાત ગીત " સંપૂર્ણ દિવસનો અંત "નું સર્જન કેવા સંજોગોમાં થયું હતું એ જોઇએ.

લગભગ વીશ વર્ષ પહેલાં મિસિસ બૉન્ડે પોતાના મિત્રો સાથે કેલિફોર્નિયામાં મોટરની મુસાફરીમાં એક આખો દિવસ ગાળ્યો હતો. તે દિવસે તેણે અનેક પ્રકારનાં સુખી સ્વપ્ન જોયાં હતાં. સાંજે રુબીડૉકસ નામે પર્વતનાં શિખર પર ઊભાં રહીને તેણે સૂર્યાસ્તની અદ્ભુત સુંદરતા નિહાળી હતી. સૂર્યના અતિ તેજસ્વાન ગોળાને પ્રશાંત મહાસાગરનાં શાંત અને ગૂઢ જળમાં ડૂબતો જતો જોઇને મનમાં જ તેનાથી બોલી જવાયું: " ખરેખર! આજનો દિવસ સંપૂર્ણ છે ! "

અને એ શબ્દો તેના મનમાં ગૂંજવા લાગ્યા. પ્રશંસા અને આભારનું ગીત તેના મનમાં ઉદ્‌ભવવા માંડ્યું. હજી તો આ આકર્ષણ તાજું હતું ત્યાં જ તેણે ગીત રચી નાખ્યું.

સંગીતની અજાયબી ઉત્પન્ન થઇ હતી કારણ કે કશી પણ મહેનત વિના સ્વાભાવિક રીતે જ તેનાથી એવું ગીત રચાઇ ગયું હતું કે ગિલ્બર્ટ તથા સુલિવાનના "પાઇનાફોર" નામના ગીત પછી કોઇ પણ ગીતનું એટલું જબ્બર વેચાણ થયું નહોતું.

જ્યારે થિયોડોર રૂઝવેલ્ટ પ્રમુખ હતા ત્યારે તેમણે મિસિસ બૉન્ડને "વ્હાઇટ હાઉસ"માં નિમંત્રીને ગીતો સંભળાવવાનું આમંત્રણ આપ્યું હતું. પ્રમુખ હાર્ડિંગે પણ એમ જ કર્યું હતું.

# દૈવના ડંખ

રાગ : છટા છટા રહે નંદના છોકરા રે.

એનો દૈવ રૂઠયો ને ડંખ લાગીયો રે
દૈવ રૂઠયે ન થાય કોઇ સ્હાય—એનો.

જુવો દાખલા અનેક ઇતિહાસના રે
આપે વેદ પુરાણ પ્રમાણ—એનો.

ભરે સાગરની અગસ્ત્ય અંજલિ રે
ત્યારે આવે ન કોઇની સ્હાય—એનો.

જેણે પુત્રી આપી પરમેશને રે
આપ્યો શંકરને ચન્દ્રમા ભેટ—એનો.

દીધો સપ્તમુખી અશ્વ સૂર્યને રે
આપ્યો ઇન્દ્રને ઐરાવત ભેટ—એનો.

કોટિ તેત્રીશ દૈવને જીવાડીયા રે
અમી છાંટેલ મંથનને યુદ્ધ—એનો.

એણે માનવ દાનવને સંતોષીયા રે
દીધાં લાખ લાખના મોતી ભેટ—એનો.

એવા સાગરના સ્નેહીઓ કુટુંબીઓ રે
દૈવ રૂઠે ને પીએ રૂષિ રાય—એનો.

જુઓ રાવણના રાજને રોળિયું રે
એની સમૃદ્ધિનો ન્હોતો પાર—એનો.

જેને હતા સવા લક્ષ દીકરા રે
ઇન્દ્રજીત સમા બળવાન—એનો.

એણે શંકરને બ્રહ્મા સંતોષિયા રે
હતા કુબેરજીના ભંડાર—એનો.

એણે નવગ્રહ ઢાલીએ બાંધીયા રે
હતી કરોડોની સેના અપાર—એનો.

હરી સીતાને પાપ અગટાવીયું રે
રોળ્યો રામે ધરી અવતાર—એનો.

જુવો દુર્યોધનની કેવી સંપત્તિ રે ?
હતા બંધવ સોના પડકાર—એનો.

હતા કેવા ત્રિકાળજ્ઞાની કૌરવો રે
દ્રોણ ગુરૂની હતી જેને સ્હાય—એનો.

હતો ચક્રવર્તિ મહા રાજવિ રે
સ્હાયે ભીષ્મ જેવા ભડવીર—એનો.

હતા કર્ણ સમાન મહા મહારથી રે
મહાભારતના રણમાં રોળાય—એનો.

નળ રાજાનો નેહ દમયંતીથી રે
હતો કેવો બુદ્ધિવંત રાય—એનો.

રમ્યો જુગટું ને રાજને હારીયો રે
ફર્યો જંગલ ને વન હાય—એનો.

રાત અડધી ને દમયંતી ત્યાગતો રે
પુરાં પહેરવાં નહોતાં ચીર—એનો.

ભુખ્યો તરસ્યો રખડયો એ જંગલે રે
એની બુદ્ધિનો અવળો ચમત્કાર—એનો.

જુઓ પાંડવ તે પાંચ મહાજ્ઞાનીઓ રે
રમ્યા જુગટે સતી દ્રૌપદી નાર—એનો.

બાર બાર વરસ દુઃખ ભોગવ્યાં રે
એના દુઃખનો ન્હોતો પાર—એનો.

ફર્યાં જંગલ તે ગુપ્તના વેષમાં રે
જેને સ્હાયક હતા ભગવાન—એનો.

હતો હિરણ્યાકંસ મહારાજવિ રે
જેને પ્રહ્‌લાદ સરખો પુત્ર—એનો.

અભિમાની અજ્ઞાની ને પાપીયો રે
દુઃખ દીધાં પ્રહ્‌લાદને હજાર—એનો.

પોતે પરમેશ છે એમ માનતો રે
કર્યું બંધ એણે રામનું નામ—એનો.

એણે પાપીને ત્યાં તો પછાડીયો રે
લીધા એક પલકમાં પ્રાણ—એનો.

સીતા મોહાયાં મૃગને આમડે રે
એણે લીધી કંચુકીની હઠ—એનો.

જાય લક્ષ્મણ ને રામ મૃગ મારવા રે
આવ્યો પાછળથી રાક્ષસ રાજ—એનો.

હરી સીતાને ઊડીયો વેગથી રે
સતિ અંગે અંગ ગભરાય—એનો.

જ્ઞાનિ દશરથ પરાક્રમી રાજવિ રે
જેને પરમાત્મા સમા પુત્ર—એનો.

દીધાં વચન કૈકેયીને યુદ્ધમાં રે
થયો રામનો જેથી વનવાસ—એનો.

રામ લક્ષ્મણ સમાન હતા દીકરા રે
હતા ભરત શત્રુઘ્ન પ્રાણ—એનો.

હતો શ્રાપ શ્રવણ, માતતાતનો રે
અંતકાળે ન એકે ય પાસ—એનો.

દૈવના તે દંખ એવો ભોગવે રે
દૈવ દંખનો નથી ઉતાર—એનો.

મથુરાનો મદાંધ મહા રાજવિ રે
જેણે હત્યા કીધી હજાર—એનો.

બ્હેન, બનેવી ને બાપ જેલ નાંખીયા રે
એના પાપનો રહ્યો નહિ પાર—એનો.

અગા બગા સમાન મહા રાક્ષસો રે
હતી પુતના સમાન મહા બ્હેન—એનો.

મલ્લ ચાણુર મુષ્ટીક શોભતાં રે
હાક ગાજતી ધ્રૂજે નરનાર—એનો.

એને મારવા પ્રભુજી પ્રગટીઆ રે
માન બંધન છૂટયા કારાગાર—એનો.

મર્યા રાક્ષસોને મલ્લ પલમાં રે
થયો છેવટ કંસનો સંહાર—એનો.

મોટા મોટા મહારથી ને રાજવિ રે
થયો એક પલકમાં નાશ—એનો.

કરે ભોગવે તે પ્રભુનો કાયદો રે
દૈવ દંખનો નથી ઉતાર—એનો.

# ઉદેપુર અને ચિતોડગઢ

શ્રી. મણિલાલ દયારામ કોઠારી

## ઉદેપુર

સૂર્યવંશી સિસોદીઆ રજપુતોની મેવાડની રાજ્યધાનીનું શહેર ઉદેપુર એક સુંદર સરોવર ( પીછોલા )ને કાંઠે વસેલું છે. ત્યાં બીજા પણ ઘણા મહેલો છે. તેમાંનો એક સરોવરકાંઠે અને બીજો એક સરોવરની વચોવચ આવેલો છે. બીજાં કેટલાંક મંદિરો અને મકાનો પણ સરોવરતીરે આવેલાં હોઇ શહેરની શોભા વધારે છે.

શરદપૂર્ણિમાની રાતે અમે ચાંદનીમાં ત્યાં નૌકાવિહાર કરેલો તે. વેળા જે અદ્ભુત સૌંદર્યની ઝાંખી અમે કરી તે જીવનભર ભૂલાય તેવી નથી. સરોવરતીરે આવેલાં ઘણાં મંદિરો, મહેલ તથા મકાનમાં નાના કોડીઆમાં દીવા પ્રગટાવેલા હતા. ચાંદનીના ઉજ્જવલ પ્રકાશમાં પાણીના તરંગો પર તેનાં નાચતાં કિરણો જોતાં ચિત્ત પ્રસન્ન થઇ જતું હતું. તે વખતે મને કાશ્મીરમાં મેં કરેલા નૌકાવિહારનું સ્મરણ થયું.

ઉદેપુરને સરોવરોનું શહેર ( City of lakes ) કહે છે. ત્યાં મહારાણાનો પ્રાચીન મહેલ અતિ વિશાળ હોઇ તે રંગબેરંગી કાચથી અને ડચ લાદીથી તેમ જ બિલોરી કાચનાં ચિત્રો, ફરનીચર વગેરેથી શણગારેલ છે. ફરતાં થાકી જવાય એટલો વિશાળ આ મહેલ છે. એક રૂમમાં માત્ર બિલોરી કાચનું ફરનીચર, ઝેરોસીવિકીઆમાં બનેલું કાચનું સિંહાસન, કાચનો પલંગ ખુરશી, કાચના જ સ્વેશ, આરીસા અને ' સ્ટેન્ડ ' વગેરે ઘણાં સુંદર લાગે છે. મહારાણા પ્રતાપના જીવન-પ્રસંગો અહીંતહીં ચિત્રોમાં ઉતાર્યા છે તે જોવા લાયક છે. બીજા મહેલો હાલના જમાનાને અનુસરીને અર્વાચીન ઢબના ફરનીચરથી સજાવવામાં આવ્યા છે અને એક જ રંગના ફરનીચર, ગાલીચા, દીવાલ અને છતથી સુશોભિત કરવામાં આવ્યા છે.

પીછોલા સરોવરમાં આવેલો જગનિવાસ મહેલ પણ બહુ સુંદર બાંધેલો છે. આપણને એ જાણે આરસનો જ બનાવેલો લાગે છે. ત્યાં રહેવા માટેની અને મહારાણા માટે આનંદ અને વિલાસનાં સર્વ સાધનોની સગવડ છે.

મેવાડની ભૂમિ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી મહારાણા પ્રતાપ જે પર્ણકુટી બાંધી રહેતા ત્યાં કોઇ મહેલ ન બાંધે તેવી પ્રતિજ્ઞા સરદારો પાસે લેવડાવી, સ્વતંત્રતા માટે અનેક કષ્ટો ભોગવી જ્યાં રાણા પ્રતાપે પ્રાણત્યાગ કર્યો હતો ત્યાં હવે તે તથા બીજો એક મહેલ છે, જેમાં શાહજહાનને રાણાએ તે વેળા આશ્રય આપ્યો હતો. તે વેળા પોતાના પિતા શાહેનશાહ જહાંગીર સાથે રીસાઇને શાહજહાન ત્યાં આવેલ. એ પ્રસંગે બેઉ જણે ભાઇઓ હોય તેમ બેઉએ પાઘડી બદલી હતી. એ પાઘડી હજી ત્યાના સંગ્રહસ્થાનના એક ઓરડામાં છે.

ત્યાંનું મ્યુઝીઅમ, પ્રાણીસંગ્રહ અને ત્યાંનો બાગ વગેરે જોવા લાયક છે. શહેરમાંનું જગન્નાથનું મંદિર બહુ ઊંચું અને ભવ્ય છે. શહેરમાં ફરતા દાઢી અને મૂછવાળા અધિકારીઓ રજપુતયુગના વીરોનો ઝાંખો ભાસ કરાવે છે. ત્યાંથી કુલેવા જતાં જૈનોના કેસરીઆજી ભગવાનનું મંદિર આવે છે. ત્યાંથી ૪ માઇલ દૂર હશે. એ જોવા જેવું છે. હિંદુઓનું શ્રીનાથજીનુ પ્રસિદ્ધ મંદિર પણ ત્યાંથી ૩૧ માઇલ છે. અમે આ મંદિર પણ જોયું હતું. રસ્તામાં આવતાં મેવાડના મહારાણાઓના ઇષ્ટદેવ એકલીંગજી મહાદેવનાં પણ અમે દર્શન કર્યાં. આમેઆં દેવદારાના-

જૈન મંદિરોનાં તેમ જ એકલીંગજી પાસે આવેલ જૈન મંદિરોનાં અમે દર્શન કર્યાં.

સાહેલી બાગ જ્યાં ફુવારાની રચના સુંદર છે તે પણ અમે જોયો. જો કે ત્યાંની ફુવારાની રચના મ્હૈસુરના વૃન્દાવનના ફુવારાની રચનાની તોલે ન આવે.

ઉદેપુરમાં ઉદેપુરનું તેમ જ બ્રિટિશ ચલણ પણ ચાલે છે. ઉદેપુરના રૂપિયામાં એક બાજુ " દોસ્તી લંડન " અને બીજી બાજુ " ઉદેપુર અને ચિત્રકૂટ " ( ચિતોડ ) એમ લખેલું હોય છે.

ત્યાંના સરોવરનું સૌન્દર્ય જોઇને અને મહેલ પરથી શહેરનું સૌન્દર્ય નિરખીને દેશ-વિદેશના અનેક મુસાફરો ખુશ થઇ જાય છે, આ સર્વ સ્થળો જોતાં પ્રાચીન સમયની જાહોજલાલી, સતી પદ્મિની, રાણા પ્રતાપ, જોહર ( સતીઓનું પતિ પાછળ જીવતાં બળી મરવું ) જન્મભૂમિ માટે સર્વસ્વનું અર્પણ અને મોગલ સત્તા સામે છેવટ સુધી અણનમ રહેલા સૂર્યવંશી સિસોદીઆ રજપુતો; એ સર્વ જનાં ઐતિહાસિક સ્મરણો ખડાં થાય છે.

## ચિતોડ

" ગઢ તો ચિતોડગઢ ઔર સબ ગઢૈયા " એ કહેવત ચિતોડગઢ જોતા ખરેખર યથાર્થ લાગે છે દોલતાબાદનો કિલ્લો જોયા પછી મને થયું હતું કે મારે ચિતોડગઢ જોવો જોઇએ.

ઉદેપુર છોડી જ્યારે અમારી રેલ્વે ચિતોડગઢ નજીક પહોંચી ત્યારે દૂરથી કોઇ ગગનચુમ્બી શહેર જાણે જોઇ રહ્યો હોય તેવો ઊંચી ટેકરા પર આવેલો એ ગઢ જોયો. જોતાં કોઇ કવિએ વાદળમાં કોઇ સુંદર નગરી, મહેલ તથા ગઢ બાંધ્યા હોય એવી કલ્પના ઉદ્ભવી. તેના વિજયસ્તંભનાં દૂરથી દર્શન થાય છે. અમે એ જોવા ગયા ત્યારે જાણે ચમકતું કોઇ સ્વપ્ન સિદ્ધ થતું હોય એમ અમને લાગ્યું. એ વીરભૂમિના પત્થરે પત્થર પર ઇતિહાસ અંકિત થયો છે. પત્થર પર જ્યાં ત્યાં શૌર્યલેખો નજરે પડે છે. ત્યાં પુત્તા બહાદુરીથી લડતાં મુઓ તેનો ચબુતરો છે. એ પછી તેની સ્ત્રી, તેની માતા અને તેની પુત્રી એક સો તલ્વાર લઇ છેવટ સુધી લડયાં હતાં અને કપાઇ મુઆં હતાં. ત્યાં ભૈરવ પોલ-હનુમાન પોલ-પાસે બે છત્રી છે. ત્યાં કલ્લા અને જયમલ છેવટ સુધી લડતાં લડતાં કપાઇ મુઆં હતાં. જયમલને જ્યારે થાક લાગ્યો ત્યારે તે કલ્લાની પીઠ પર ટેકો દઇને લડવા લાગ્યો. એટલે બે હાથ કલ્લાના અને બે હાથ જયમલના એમ ચાર હાથને લડતા જોઇ અકબર બાદશાહ નવાઇ પામ્યો કે એ ચતુર્ભુજ કોણ છે ?

જ્યાં પદ્મિનીનો મહેલ છે ત્યાં રજપુતાણીઓએ સતી થઇને "જોહર" કરેલ તે બધાં મકાનો અને સ્થળો અમે જોયાં. જૈનોનાં મંદિરો અને બીજા જર્જરિત હાલતવાળા પ્રાચીન મહેલો પણ જોયાં. પાણીના કુંડ જોયા. ઉપરથી મોટા પ્રમાણમાં પાણી મળી શકે તેવી સગવડ છે. હગણાંના ગઢની દીવાલોને ફરીથી બંધાવી છે તેથી તેનું અસ્તિત્વ ઠીક ટકી રહ્યું છે. મીરાંબાઇનું મંદિર, રાણા કુંભનો મહેલ, નવલખા ભંડાર, કુંભ શ્યામજીનું મંદિર, જૈનોના મંદિર પાસેનો કીર્તિસ્તંભ અને સૌથી પ્રખ્યાત 'જયસ્તંભ' ( Tower of Victory ) વગેરે જોવા લાયક છે. સ્તંભ ઉપર ચઢીને જોવાથી આજુબાજુનાં સૌંદર્યનો સારો ખ્યાલ આવે છે. સામે મોરચા બાંધીને મોગલ સેના વર્ષો સુધી પડી રહેતી અને યુદ્ધો ચાલતાં. આ જયસ્તંભ રાણા કુંભે ૧૪૪૮ માં સુલતાન મહમદ ઉપર વિજય મેળવ્યો તેની યાદગીરીમાં બંધાવ્યો છે. એ સ્તંભ ૧૨૦ ફીટ ઊંચો અને ૩૦ ફીટ પહોળો છે. હિંદુઓના કેટલાક

ધાર્મિક નજરે મહત્વના પ્રસંગો એ સ્તંભ પર સ્થળે સ્થળે કોતરેલા છે અને સ્તંભને સર્વાંગસુન્દર બનાવવામાં કશી કચાશ રાખવામાં આવી નથી. પાકા પત્થરનો બાંધેલો સ્તંભ સૈકાઓ થયાં કાળના ઝપાટા સામે ટક્કર ઝીલી જાણે તુરતમાં જ બંધાયો હોય એવો લાગે છે. કર્નલ ટોડ કહે છે તેમ હિંદમાં તેની તોલે માત્ર કુતુબ મિનાર જ આવી શકે. પણ તેની કારીગીરી આ સ્તંભની કારીગીરી કરતાં ઉતરતી પંક્તિની છે. અહિંની કારીગીરી ઉત્તમ છે.

કતાન બાવાનો કુવો, પુતા જયમલ તળાવ, તોપખાના પાસે બુદ્ધવિહારનાં ખંડીએરો, બુદ્ધસ્તુપનાં ચિહ્નો, પદ્મિનીનો મહેલ, અદભવજીનું મંદિર, જૈન કીર્તિસ્તંભ વગેરે સ્થળો જોવા જેવાં છે. ગઢની દીવાલો એટલી મજબૂત અને વિશાળ છે કે ઉપરથી હાથી ચાલ્યો જાય. જૈન કીર્તિસ્તંભ ભામરવાલ મહાજન જેને છજા કહેતા તેણે બારમી સદીમાં બંધાવ્યો છે અને ત્યાં આદિનાથ ભગવાનનું મંદિર છે. ત્યાં બીજી એક લાખોટા બારી છે, કહે છે કે ગઢનું રક્ષણ કરતાં ત્યાં એક લાખ માણસો કપાઇ મુવા હતા.

અહીં ફરતાં પ્રાચીન સમયમાં હિંદની કેવી જાહોજલાલી હતી, દેશના બચાવ માટે અત્યારે છે તેવાં સાધનો નહોતાં એવા સમયમાં આવા અજબ કિલ્લાઓ કેવા અને કેટલા ભોગે બચાવવામાં આવતા અને સ્વતંત્રતાની વેદી પર અસંખ્ય વીરોના બલિદાન એ રૂપે અપાતાં તેનો ખ્યાલ આવે છે. ટેકીલા રાણા પ્રતાપનો ચિતોડગઢ અને શરવીર શિવાજીનો સિંહગઢ એની સાક્ષિતી આપે છે. એ બધી જૂની જાહોજલાલી ને વીરતા નજર સમીપ ખડી થતાં મનમાં સ્વાભાવિક રીતે જ બોલાઇ જવાય છે કે: " પ્રભો ! જેવું હતું, ભારત ફરી તેવું બનાવી દો. "

કેસરી રંગના વાઘા સજી કેસરીયાં કરવા જતા જયમલ અને પુત્ત કલ્લો તથા ચંદાવત કુળના રજપુતો, વાઘજી અને તેના બત્રીશ હજાર ઘરા રજપુતોની વીરતાના પ્રતિધ્વનિ હજી પણ ચિતોડગઢ પાડી રહ્યો છે. ૧૫૩૩-માં ગુજરાતનો બહાદુરશાહ ચિતોડ પર ચઢી આવ્યો ત્યારે વાઘજીએ કેવી ટક્કર ઝીલી હતી તેનું વર્ણન સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે પ્રગટ કરેલા " ભારતના વીર પુરુષો " નામે ગ્રંથમાં સરસ રીતે આપ્યું છે. એનો સારાંશ અત્રે આપીશ:

જ્યારે ૧૫૩૩ માં બહાદુરશાહ ચિતોડ પર ચઢી આવ્યો ત્યારે દેવલાધિપતિ વાઘજીએ કહ્યું: " બાપા રાવળનું લોહી મારામાં વહે છે. " બાળરાજ ઉદયસિંહને તેણે બુંદીરાજના રક્ષણ હેઠળ મૂક્યો, પછી રાજ્યપોષાક ઉતારી નાખી સરદારોએ કેસરી વાઘા સજ્યા અને સર્વ સરદારો ને સૈનિકો એક બીજાને ભેટયા. બાપા રાવળનો સફેદ વિજય તોરો ચઢાવી વાઘજી અગ્રસર થયો, રજપુત વીરોએ ચિતોડનો દરવાજો ઉઘાડી નાખ્યો અને સિંહનાદ કરતા રણસંગ્રામમાં આવ્યા. એ પહેલાં રજપુતાણીઓના ગૌરવનું અને સતીત્વનું રક્ષણ કરવા તથા ચિતોડની અધિષ્ટાત્રી દેવીનું ખપ્પર રંગવા તેર હજાર રજપુતાણીઓએ " જોહર "ની તૈયારી કરી. શત્રુ પાસે આવેલો હોવાથી એ સર્વ સતીઓ એક મોટા ઓરડામાં ભરાઇ. એ ઓરડા નીચે દારૂગોળો ગોઠવીને એને ઉડાડી દેવામાં આવ્યો ! પ્રલયકાળ પાસે આવ્યો હોય તેવો ધડાકો થયો અને રાણી કર્ણાવતી સહિત તેર હજાર રજપુતાણીઓ ક્ષણભરમાં આ લોક તજી ગઇ ! એ પછી નિશ્ચિંત થઇ બત્રીશ હજાર રજપુત વીરો ગગન ગજાવતા મેદાને પડયા અને શત્રુસૈન્યનો સંહાર કરી અનંત સાગરમાં ઘોડાક બુંદ મળી જાય એ રીતે રણક્ષેત્રમાં પ્રાણાર્પણ કરી સ્વર્ગે સંચર્યા. ઉમંગથી મૃત્યુને ભેટતા એ વીરોનો જીવનમંત્ર હતો: " જન્મ્યુ તો મરી ગયું રે લોલ !"

# સલામ

[ પૃથ્વી ]

મને ખબર નહિ તમે કુટિલ સ્વાર્થ ઝેરે ભર્યાં,
અમી ઉપર ને નીચે ખદબદંત ઝેરે વસ્યા;
પ્રભા, ભભક, રમ્ય ગોદ નિરખી જરા શીતલા
રહ્યો સુચિર ત્યાં તમે વિષપ્રચૂર - દાઢે ડસ્યા.

મને ખબર નહિ મધુર રસવાણી કેરા જલો
નીચે સતત વ્હે રહેલ જડઓઘ પંકો તણો;
બનાવટ બધી જ ઉપરની, દંભ, કૌટિલ્યને
રહી સબડી સૃષ્ટિ ઉર મહીં ઝેરી સર્પો તણી!

મને ખબર નહિ દિલે રટવું અન્ય, વાણી ,મહીં
જુદું જ વદવું અને કરવું અન્ય તેથી ય ને!
વિચારુ ઉર બાવકું સરખો સાત્વિકી સૃષ્ટિનું
નિવાસી કદી વેર પામી કંઇ ચે શકે આ બધું?

મને ખબર નહિ જરા ઉપરતાં સુનેપથ્ય આ
સુવર્ણમય સ્વપ્નથી રચિત મોતી હીરે જડયો,
થશે પ્રકટ સૃષ્ટિ પ્રેત તણી, ઘોર કંકાલની
બિહામણી ડરાવતી રુધિર રક્ત પિપાસુની!!
થશે ઉરની શી દશા અરાહ એ મને ના ખબર!!

પરંતુ અવ થાય શું?
બલાત્ થઇ ખેલ ગ્યો સકળ બાજી પૂરી કરી
તમે - વિજયવંત કૂર હસી ધૃષ્ટ છેલ્લી કરી
સલામ —

' શશિન ' ઓઝા

# સંસ્કારીતા

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

આજની કેળવણી સંસ્કૃતિને વિકૃત કરી શકે છે. દેશકાળ અનુસાર જે આચારવિચારની જરૂર હોય, તે પરદેશી સંસ્કાર મિશ્રણ દ્વારા પલટી "ધોબીનો કુતરો ઘર કે ઘાટનો ન રહે" એવી સ્થિતિમાં આપણને મૂકે છે. ગ્રેજ્યુએટ, વકીલ, ડોક્ટર કે એવા અનેક-પદવીધારી માનવો યુનિવર્સીટીમાંથી શિક્ષિત થઇ બહાર આવે છે. જ્યારે તેઓ સામાન્ય વ્યવહારમાં કે ઘરની તદ્દન નાની જરૂરીયાત બાબત પોતાનું અજાણપણું અથવા તેમાં નાનમ હોય તેમ પોતે તિરસ્કાર બતાવે ત્યારે કેવળ જ્ઞાન કેળવણી પામેલાં તેમનાં માનસપરિવર્તનનો સાક્ષાત્કાર થાય છે. કેટલાંક કેળવાયેલાં (!) પોતાનું મહત્ત્વ બતાવવા પાછળ જ ઘેલાં હોય છે; કેટલીક વખત પ્રાથમિક શાળાના વિદ્યાર્થી કે પોતાનાં નાનકડાં ભાઇ ભાંડુ કે બાળક સાથે, અને અભણ ગણાતાં સંબંધી, સ્વજન ને નોકરો સાથે તેઓ એવું વર્તે છે, કે તે જોતાં તેમની કરુણ છતાં હાસ્યાસ્પદ અજ્ઞાન દશાનું કારણ શોધવા મન તત્પર થાય છે. આમ છતાં તેવાં કેળવાયેલાંઓ પદવીને કારણે અગ્રસ્થાન ભોગવે છે, વળી પાછાં તે જ સ્નાતકો જ્યારે પ્રેમના દંભમાં જ લગ્નપ્રણાલીના સ્વરુપને પલટી "હયાત પત્ની, નિર્દોષ બાળકો"નો ત્યાગ કરી, કરાવી પુરુષ ને સ્ત્રી, પરસ્પર એ જ રીતે પ્રેમનો દંભ આદરી તેઓ આંતરજાતિય, પુનર્લગ્ન કે એવાં સુધારેલી પદ્ધતિથી લગ્ન, કોઇક વૈદિક, કોઇક 'રજીસ્ટર' દ્વારા કરી નાંખે, સમાજમાં અણુઘટતાં વિઘાતક લગ્નોને કારણે ખળભળાટ મચે, શિક્ષિત પરણનારાં પોતાની કેળવણીથી સ્વતંતાની દલીલ કરે, . લગ્નમાં બંધન ન જોઇએ, પ્રેમ આંધળો હોય, તે ગમે તે સમયે ને ગમે તે યુવાન, યુવતિમાં પ્રગટે, ને તેઓ વ્યક્તિસ્વાતંત્ર્યની માન્યતાને કારણે અભ્યાસના ઐચ્છિક વિષયની જેમ લગ્નને સ્વભોક્તા ઐચ્છિક જીવનમાંની જરુરીયાત માની લઇ, કોઇને ત્યક્તા કરી, તેમ જ જો પોતે વિધવા અરે ! સ્નેહલગ્નની વિધવા હોય, તોય માનવજીવન વેડફી ન દેવા, જીવનને માણવા, જીવી જવા, ગત્ પતિને ભૂલી, પુરુષ પણ જીવંત પત્નીને ભૂલી ફરી ફરી પવિત્ર પ્રેમ, લગ્નના ઉચ્ચતમ્ આદર્શની હોળી કરી લગ્નની દિવાળી ઉજવી નાંખે છે, આ બધાંયના શિક્ષણને શું કહેવું ? જે શિક્ષિત, કેળવાયલાં હોય, તેમને અધિક અભ્યાસ, વિદ્વાન અનુભવીઓએ રચેલાં પુસ્તકોનું વાંચન અને વ્યાખ્યાતાઓનાં ખાસ યોજેલાં વ્યાખ્યાનો, એ બધાનો અભ્યાસ, પરીક્ષા માટે મનન, મંથન કરવાં જરુરી હોય, અને એ રીતે મનને અનેક પ્રકારની જ્ઞાનસમૃદ્ધિ મળી સત્ય તારવવાનું ભાન થયું હોય, તેઓ જ્યારે આ રીતે અવનતિના પંથે પળે, ત્યારે કારણ શોધીએ તો શું જડશે ? ફક્ત એ જ કે સંયમ, અને ચંચળ ચિત્તવૃત્તિને સત્ય સમજાવવા માટેના જોઇતા સંસ્કાર ને સુવિચાર, સંસ્કારિતાથી જીવનનો પાયો ચણાયો હોય, તો પણ કેટલીક વખતે સોબતની અસરથી માનવીઓ પંથ ભૂલે છે, પણ અંતરના ઊંડાણમાં સંસ્કારિતા જો હશે, તો એ ભૂલ તેનો ભોગ બન્યા પછી પણ માણસને સમજાશે તો ખરી જ. પણ જીવનમાં થોડીક સરખી પોતાના વર્તનનું મનન કરવાની જો તેઓ ટેવ રાખી, સારાસાર સમજી જે તજવા યોગ્ય દુષણ તે તજી દે, તો જરૂર આર્યસંસ્કૃતિ સર્વશ્રેષ્ઠ છે, તેની સૌને પ્રતીતિ

[ સાંધણ પૃ. ૮૮ને છેડે ]

# ગુન્હેગાર કોણ ?

શ્રી. દીનશા એફ. ઝાંખવાલા

એક નાનાશા શીતળ ઝરણાંની પાસે જ એક બાદશાહી મહેલ ખડો હતો. શાહનીની ત્યાં કમીના નહોતી; દોલત જાણે મહેલના ખૂણે ખૂણે પડી હાસ્ય વેરતી હતી; અને મહેમાનોની આવ જા—મોટરના ભૂંગળાને શેરનો રૂઆબ મહેલમાં જગ્યે જગ્યે બિછાયલો પડયો હતો. મહેલની જીવંત કારીગરી જાણે હમેશ બોલ્યા કરતી હતી.

મોટર ડ્રાયવરની સલામ ઝીલી શેઠ સિગાર ફૂંકતા રોફથી બેઠા—જાણે મુંજાલનો સમસ્ત પ્રભાવ એમની આંખોમાં આવી વસ્યો હતો અને સિકંદરની શક્તિ એમના રોમેરોમમાં સ્ફુરતી હતી. પૃથ્વીવલ્લભ જેવા ગૌરવથી શેઠે મોટર હાંકવાનો હુકમ કર્યો સુશોભિત રંગબેરંગી ફૂલોના કમલા વચ્ચેથી જાણે મોટર હંકારાઇ. મોટરમાં બેઠા બેઠા રોફથી શેઠે બગીચા તરફ એક સર્વગ્રાહી નજર ફેંકી એમની નજરે કુબેર પોતાના બાગમાં કામ કરતો દીઠો. એમના મોંમાંથી સિગારના ધૂમ્રગોટા ઊડતા હતા.

*

આખા દિવસની સતત મજૂરી કરી પરસેવાથી રેબઝેબ થઇ ઉતાવળે પગલે એક વૃદ્ધ જેવો મજૂર પોતાની ઝૂંપડી તરફ આવતો હતો. એના મોં પરની ચામડી એક બાજુ ઢગ થઇ ઢળી પડી હતી. તેના અંગ પર એક અર્ધફાટેલ લંગોટી સિવાય બીજું કાંઇ નહોતું. તેને જોરથી ભૂખ લાગી હતી.

તે ઝૂંપડી પાસે આવ્યો અને હેબતાઇને ફસડાઇ પડયો. તેની ઝૂંપડી બેટાઇ ગઇ હતી. તેની ભૂખ ઊડી ગઇ, અને ફાટેલ ડોળે તે નિરાધાર વૃદ્ધ આમતેમ જોઇ રહ્યો. તેની ઊંડી આંખમાંથી અશ્રુનોતર્યું પાણી પડ્યું હતું.

બીજે દિવસે ગરીબ વૃદ્ધને ખબર પડી કે મોટરમાંથી શ્રીમંત શેઠે ફેંકેલ સિગારથી તેની ઝૂપડી બેટાઇ ગઇ હતી.

કોણ ગુન્હેગાર ? એક જ શબ્દે ઇંદ્રપુરી જેવા મહેલ બંધાવી નાંખનાર શ્રીમંત શેઠ કે પોતાની ભાંગીતૂટી ઝૂંપડી બેટાઇ જતાં રડતો બેઠેલ નગ્ન ફકીર ?

---

## સંસ્કારીતા

— પૃ. ૯૭નું ચાલુ —

કરાવી શકાય, અને ભારતના ગૌરવને અધિક ઉન્નત શિખરે ચઢાવી પરતંત્રમાંથી મુક્તિ સાધી શકાય, સૌ સમજી શકે કે કુસંસ્કારનો શ્રાપ સર્વનાશ નોતરે છે. સુસંસ્કાર દ્વારા આજે જગતના અજોડ મહાત્મારૂપ પૂજ્ય ગાંધીજી પૂજાય છે. સર્વમાન્ય સાગર સંયમ બળ, સંસ્કાર પર વર્ચસ્વ, અને થોડીક પણ મોહનો ત્યાગ કરવાની શક્તિ; આટલું જો વધુ કેળવણી, શિક્ષણ ને પદવીઓ દ્વારા મળ્યું હોય તો ઉન્નતિ અને પ્રગતિને કોઇ રુંધન કરવા સામર્થ્ય ધરાવતું નથી. વડીલોના વારસામાં જે કંઇ સુધારો કરો તેમાંથી સુસંસ્કારને જ ફક્ત તજશો મા. એ જૂનવાણી લેખાતાં વડીલોનાં જીવનમાં કંઇક ઉચ્ચતા હતી, ઘણું જ તેઓની રૂઢીઓમાં ખરાબ નહોતું; માટે હજી તેનું સંશોધન કરો તો જરૂર જ આપણા દેશને જગતમાં મહાન બનાવવા શક્તિ છે, ને તે સાચ રૂપે પ્રમાણિત થાય, એ માટે સંસ્કારીતાને વરો.

# જીવનની ઇમારત

શ્રી. મુકુન્દ પી શાહ.

માનવીના જીવનમાં જ્યારે વસંત બેસે છે ત્યારે એના હૃદયના જંગલમાં બેઠેલી કોયલ ટહુકી ઊઠે છે; એનું હૃદય ગુલાબી થડકો અનુભવે છે. એક નવા જ પ્રકારની હવાથી એનાં દિલ અને દિમાગ ભરાઇ જાય છે. એની ચાલમાં છટા આવે છે અને એ પગની પાનીએ ગૌરવભરી અદાથી ધરતી પર ઘૂમવા નીકળી પડે છે. ઉત્સાહ, તનમનાટ, ઉછાળા મારતી વૃત્તિ અને 'કાંઇક' કરી નાખવાનો ઉમળકો કાંઇક નવું કરવાને માટે એને ઉત્તેજે છે.

કલ્પનાના હિંડોળા ઉપર એનું મગજ ઝૂલે છે અને અનેક આકાશકુસુમવત્ કલ્પનાઓને આકાર આપવાના મનસુબા ઘડી નાખે છે. ધરતીના ખૂણેખૂણાને ખૂંદી વળવાના વિચારો અને સાગરના અતલ પાણી ડહોળી નાખવાના સંકલ્પોથી એ એનું મગજ ભરી દે છે. ટૂંકમાં કહીએ તો 'શેખચલ્લી'નું એક પ્રતીક એના હૃદયમાં જન્મ લે છે.

સમયની ઘડીયાળનો કાંટો નિયત કરેલા ક્રમ મુજબ ફરતો જ જાય છે. દિવસો, મહિનાઓ અને વર્ષો એક પછી એક પસાર થાય છે. પસાર થયેલાં આ વર્ષો દરમિયાન માનવીના માટે એક વાસ્તવિક ભૂમિ રચાઇ જાય છે. કલ્પનાના પ્રદેશમાં ઘૂમવા નીકળી પડેલા એના પગ ધીમે ધીમે વાસ્તવિક ભૂમિ ઉપર સ્થિર થવા લાગે છે. કલ્પનાસૃષ્ટિમાં વિહરતાં એનાં ચક્ષુઓ વાસ્તવિક દુનિયા જુએ છે. એના હૃદયમાં જન્મેલી 'શેખચલ્લી'ની પ્રતિકૃતિ ઉપર કબર ચણાઇ જાય છે. અને માનવીએ કલ્પેલી આખી જ સૃષ્ટિ પળવારમાં જ જમીનદોસ્ત થઇ જાય છે. એ બધું નવું-એની કલ્પનાથી જુદા જ પ્રકારનું જુએ છે. વ્યહવાર, સમાજ, રૂઢિ, નાતજાત વાસ્તવિકતા એ બધામાં એને ગમ પડતી નથી. સમાજની પ્રચલિત રૂઢીઓ એની સામે મોરચો રચે છે. અને વાસ્તવિકતાનો ખ્યાલ કર્યો વગર કલ્પનાની ઇમારતો ચણવા બદલ એ પશ્ચાતાપનાં છાનાં આંસુ પાડે છે.

આવા પ્રકારની પરિસ્થિતિના શિકાર આપણે ન બનવું પડે એ માટે પહેલેથી જ સાવચેતી રાખવાની જરૂર છે એમ તમને નથી લાગતું ?

મજબૂત પાયા ઉપર ચણાયેલી ઇમારત વાતાવરણના પ્રહારો વચ્ચે પણ ગૌરવથી ખડી રહે છે. તેવી જ રીતે આપણા જીવનની ઇમારત ચણતા પહેલાં જો ખૂબ જ ઊંડા વિચાર પછી ચોકસાઇપૂર્વક એના પાયા નાખવામાં આવે તો એ પાયાની ઉપર ચણાયેલી ઇમારત જીવનમાં કવચિત્ કવચિત્ જાગી ઊઠતા અનેક તૂફાન આંધિ-ઝંઝાવાતની વચ્ચે પણ અણનમ ઊભી રહેશે; એટલું જ નહિ પણ અન્ય ઇમારતોની 'દિવાદાંડી' પણ બની રહેશે.

પંચમહાભૂતના બનેલા આ શરીરનો દીવો હોલવાઇ જાય એ પહેલાં-આ સંસારસાગરમાં અન્યના જીવનનાવ ખડક સાથે અથડાય એ પહેલાં-દિવાદાંડી બનેલી આપણા જીવનની ઇમારત એમાંથી એકને પણ ઉગારી લેવા શક્તિમાન બનશે તો પણ માટીનો આ દેહ ધારણ કરી અવનિ ઉપર આવીને એક પણ ભલું કાર્ય ન કર્યો બદલનો વસવસો આપણા દિલમાં નહિ રહી જાય એવી મારી ચોક્કસ માન્યતા છે.

# બાલજન્મ

શ્રી. કિશોરચંદ હીરાચંદ પારેખ

જગતમાં બાલકજન્મ સંબંધી કેટલી યે વિચિત્ર રીતો ચાલે છે, એ પ્રથાઓ કોઇને કોઇ માન્યતામાંથી ઊભી થઇ હોય છે છતાં એ પ્રથાઓ એટલું તો સૂચવે છે કે દરેકને પોતાનાં સંતાન પ્રત્યેની મમતા ખૂબ જ હોય છે. નીચે- એમાંની થોડી વિચિત્ર પ્રથાઓ રમૂજ ખાતર આપી છેઃ

૧ ગાયનામાં સ્ત્રી બે કલાક સુધી કામ કરી પ્રસવકાળે સખીઓ સાથે વનમાં ચાલી જાય છે, ત્યાં બાળકને જન્મ આપ્યા બાદ પાછી સ્વસ્થ બની કામકાજમાં ગૂંથાય છે અને પુરુષ સ્ત્રીની માફક બિછાનામાં સૂઇ જાય છે ને તેને પ્રસૂતિના નિયમો પાળવા પડે છે.

૨ બ્રાઝીલ (અમેરીકા) ની પાસી નામક જાતિમાં બાલજન્મ પ્રસંગે તેનો પિતા પોતાને કાળા રંગે રંગે છે અને બાળકની નાલ છૂટયા બાદ ખાય છે. જ્યાં સુધી નથી છૂટતી ત્યાં સુધી ભૂખ્યો પડી રહે છે.

૩ કેલિફોર્નિઆ વિ. દેશોમાં બાળક-પિતા પ્રસુતિગૃહમાં રહે છે અને તેની પત્ની તેની સેવા કરે છે.

૪ જર્મનીની ખેડૂત સ્ત્રીઓ બાળક-જન્મ પ્રસંગે તેના પતિનો કોટ પહેરે છે.

૫ વળી દક્ષિણ જર્મની ને હંગેરીમાં બાળકને તેના પિતાનાં કપડાં પહેરાવવામાં આવે છે.

૬ ચીનમાં પ્રસુતિગૃહમાં બાળકના પિતાનો પાયજામો ટાંગવામાં આવે છે.

૭ વેસ્ટ ઇન્ડિઝની એક જાતિમાં પ્રસુતિ-ગૃહમાંની સ્ત્રીને પુરુષ પોતાનાં વસ્ત્ર પહેરાવે છે ને બન્ને પોતપોતાનાં પાપો વર્ણવે છે.

૮ આર્મિનીયન પ્રદેશના ખેડુતો બાલ-જન્મ સમયે હવામાં લાઠીઓ વીંઝે છે. વળી કોઇક ભાગમાં તો બંદૂકના અવાજ પણ કરાય છે.

૯ આફ્રિકાની જુલુ, હિંદુસ્તાનની ટોડા અને બીજા દેશોની કેટલીક જાતિઓમાં લગ્ન કર્યાં છતાં બાળક ન અવતરે ત્યાં સુધી પાકું લગ્ન થઇ શકતું નથી. સ્ત્રીને પ્રથમ વાર બાળક આવવાનું છે એમ ખબર પડે ત્યારે પાકું લગ્ન થાય છે. આ બાદ પતિપત્ની ભાગ્યે જ એકબીજાને છોડે છે.

૧૦ બાબર દ્વિપમાં બાળકના જન્મ બાદ પોતાનાં નામ બદલી નાખે છે અને બાળકનાં નામથી ઓળખાય છે. ઉત્તરાધિકાર માતા દ્વારા પ્રાપ્ત થાય છે.

૧૧ જાવા દ્વિપમાં બાળકના જન્મ બાદ લગભગ સવા માસે મુંડન કરાવવામાં આવે છે. ત્યાર બાદ પિતા તેનું નામ પાડે છે, અને માતા અને પિતા એ બાળકના નામથી સંબોધાય છે. આવી પ્રથા સેલેસીયા, અને સુમાત્રા બેટોમાં તથા ઈસ્ટ ઈંડીઝના કોઇક કોઇક પ્રદેશમાં નજરે પડે છે.

ઉપર વર્ણવાયેલ પ્રથાઓ આપણને હાસ્ય-જનક અને વિચિત્ર લાગવાની. પણ એ પ્રથાઓ પર મનન કરતાં જણાશે કે એમાં સંતાનરક્ષાની ઉદાત્ત ભાવના રહેલી છે. ભૂત, પ્રેત, વિ. થી બાળકને બચાવવા જ આવી યુક્તિ-પ્રયુક્તિઓ યોજાયેલ છે આપણા દેશમાં પણ સ્ત્રીને બાલજન્મ બાદ વીસ દિવસ સુધી કોઇથી અડી શકાતું નથી, પરપુરુષને ન જોવાય વિ. નિયમો તેને પાળવા પડે છે, એ શું સૂચવે છે? સૌને સૌના રિવાજ સારા લાગે અને બીજાઓના હાસ્યાસ્પદ જણાય, ખરું ને?

( સૂચિત )

# શ્યામળી શ્યામા

શ્રી. રસુલભાઇ ન. વહોરા

રામપુરના રામાપટેલ ખાધેપીધે સુખી હતા. બેએક હળની ખેતી હતી. દશ જણુમાં એમનું નામ 'પૂછાતું'. બિચારા ગૂજરાતી જ બાગેળ સુધી ભણેલા, ત્યાં અંગ્રેજીના નામની વાત કરવી એ મૂર્ખાઇ જ ગણાય. છતાં એમના જમાનામાં એ તજવીજદાર હતા. ધીમે ધીમે વધતે વધતે ઊંચા કારભારીના હોદ્દા સુધી પહોંચેલા.

ઘણા દહાડા નોકરી–ચાકરી કરી કંટાળી પોતાને ઘેર પેથાપુર પાછા ફર્યા. ઘરમાં છોકરો ને છોકરાની મા હતાં. છોકરાનું નામ હરિયો, પણ બધાં એને હરિદાસ કહેતાં. છોકરાને ભણાવવા માબાપે ઠીક ઠીક પૈસો ખરચ્યો. પણ સંબંધે હરિયો ઝાઝું ભણ્યો નહિ. નવાપુરાની અંગ્રેજી નિશાળમાં બીજી ત્રીજી ચોપડી સુધી પહોંચ્યો. વરસો વરસ નાપાસ થાય. પરીક્ષક સાહેબને સ્હાપાણી કરીને, કે માસ્તર સાહેબને મીઠા શબ્દોથી રાજી કરીને મહાપરાણે ઉપલા વર્ગમાં એને ધકેલતા.

આમ ધકેલાતાં ધકેલાતાં એ બાવાની જમાતમાં બેસવા લાગ્યો અને ગાંજાખોરીઓમાં નામ દાખલ કરાવ્યું. બે ત્રણ વરસમાં તો તે અટલ ઇશ્કી બની ગયો. ગેરહાજરી અને બદચાલને કારણે નિશાળમાંથી એનું નામ નીકળી ગયું.

એકના એક લાડીલા છોકરાનો વેશખર્ચ અને ટાપટીપ જોઇને માબાપ તો માનતાં હતાં કે ભાઇ તો શું ય ભણુતા હશે ! પણ એક દહાડો એના દોસ્તે એનું પોકળ ફોડી નાખ્યું. રામાપટેલે એનો બરડો ખોખરો કર્યો. આથી એની માંએ તો પટેલને ઊધડા લઇ નાખ્યા. બાપે કહ્યુંઃ " તારે પરસેવો પાડવા નથી જવું પડતું. રાંડનો અત્યારે ય ભણુતો નથી, આમ તેમ ડાફરિયાં માર્યા કરે છે ! ઊંચો ને ઊંચો ફરે છે ! "

પણ પટલાણીએ પટેલને સંભળાવ્યું: " તમે કયાં ભણુતા હતા તે ! હું આવી ત્યારે મારી પાસેથી આઘા ય ખસતા નહોતા ! ખાને બહાનું બતાવી પાછલે બારણેથી ઓરડામાં ઘૂસી જતા હતા તે ભૂલી ગયા કે ? એમ હોય તો એને પરણાવી દો એટલે પત્યું. " પટેલ ચૂપ બની ગયા.

રામપુર નાનું ગામડું હતું. કલાલનું દારુનું પીઠું હતું. ગાંજા અફીણુની બેએક દુકાનો હતી. વિલાયતી બારની તો એકે ય દુકાન નહોતી. છોકરો પાંચ જુવાનોમાં પંકાતો થઇ ગયો–છાકટા તરીકે.

પટલાણીએ પટેલનો જીવ ખાવા માંડયો. એને પરણાવવાની પેરવી કરો. બેત્રણ ગામના લોકો સગાઇ–વિવાહ કરવા આવ્યા પણ છોકરાની કીર્તિ સાંભળીને આવ્યા એવા પાછા ગયા.

પલસાણાના પુરુષોત્તમ પટેલની એકની એક કન્યા શ્યામળી સાથે હરિદાસનો ચાંદલો થયો ને પરણ્યો પણ ખરો. શ્યામળી ઠીંગણી અને જરા કાળી હતી. જો કે એની આંખો મોટી મોટી, અને માથાના વાળ ભરાવદાર હતા. દેખાવે ઝાઝી કદરૂપી ન કહેવાય.

હરિયો મોંએ છૂંદણાંવાળો, પણ નાક લાંબું, પગનાં તળીયાં પહોળાં અને આંખ જરા ટેડી–ત્રાંસી હતી. જુવાનીનું મોહ્ અને લાંબા લાંબા વાળ સામાના મનને આકર્ષણ કરે એવા હતા ખરા !

હરિયાને કાને વાત પહોંચીઃ " અલ્યા, તારી વહુ તો સાંભેલા જેવી ઠીંગણી ને કાળી

છે." વહુને જોતાં જ એને એ સાચું લાગ્યું. માબાપે પરણાવેલી આ વહુ વરને પસંદ પડી નહિ. રાત પડે કે હરિદાસ હરિજનો-બાવાઓની જમાતમાં જતો રહે. સવારે મોડો ઘેર આવે.

માબાપે એ જાણ્યું. પણ હવે ઉંમર લાયક થયેલો ફગડણ છોકરો—એ વાત કાને ધરે ખરો કે!

શ્યામળી અલેતી બાલિકા નહોતી. એ શ્યામા હતી. પંદર વર્ષ પૂરાં કરીને સોળમામાં પ્રવેશી ચૂકી હતી. સાસુ, સસરા અને વરરાજા શાથી આટલા બધા ગુસ્સે છે એનું કારણ પ્રથમ તો એને ન સમજાયું.

ઠેર ઠેર તિરસ્કાર પામતી શ્યામળી ભગવાનને આશરે સુખેદુઃખે દહાડા ગાળવા લાગી. એક દહાડો સસરો ને વહુ વઢી પડ્યાં: "મારો ભણેલગણેલો છોકરો અને એને આવી—તારા જેવી કાળીમૂઢ બૈરી? રતન સાથે કથિર જોડ્યું. તારા બાપને ત્યાં ચાલી જા."

વહુ કંઇ જ બોલી નહિ.

સાસુએ પણ ઊધડી લેવા માંડી: "કાળી કલેડી! ભેંસ જેવી ધોયી કરે છે! ક્યાં મારો હંસ જેવો રૂપાળો બેટો ને ક્યાં આ બૈરી?"

વહુથી ન રહેવાયું. એ બોલી: "બા! હિંમત હોય તો બીજી વાર લાવો ને? મારી ક્યાં ના છે?" સાસુ બોલતાં બંધ થઇ ગયાં.

"બીજી વહુ! મને કાઢી મૂકશે? હે ભગવાન! મેં શાં પાપ કર્યાં હશે? સમાજ! દુનિયા છોકરીનું રૂપ જુએ છે, છોકરાના ઢંગ રંગ-આવડત અક્કલ કેમ કોઇ જોતું નથી? રૂપ આપનાર તો એક ઇશ્વર જ છે, માણસથી એમાં બીજું શું ઉમેરણ થાય?" આમ પ્રલાપ-વિલાપ કરતી શ્યામળી પથારીમાં આળોટતી હતી. પલંગ ખાલી હતો. જમીન ભેજવાળી હતી. દીવો ધીમો ધીમો ટગમગ ટગમગ બળી રહ્યો હતો.

ચોગમનાં બારણાં ઠેલી થાકી હરિયો એના ઓરડામાં દાખલ થયો. મોંમાં દારૂની છાક મારતી હતી. આંખમાં ગાંજાનો કેફ હતો. શરીરમાં અફીણની અસર હતી. વાળવું કે મોંનું કશું ય ઠેકાણું નહોતું.

શ્યામળી વાળ છૂટા મૂકીને સૂતી હતી. હરિયે એનું સૂતું શરીર જોયું. શ્યામાના શ્યામ રંગમાંથી અજબ શોભા પ્રકટેલી. એને ઓમાં સૌંદર્ય લાગ્યું. આવી સુંદર રમણીને મૂકીને મારે શા માટે ભટકવું?

એ આમ બેઠો હતો એવામાં શ્યામળીની આંખ ઊઘડી ગઇ. હરિદાસને જોતાં જ એ ઊઠી બેઠી થઇ. નમસ્કાર કરી દીન વદને ઊભી તે બોલી: "મને કાઢી મૂકશો નહિ."

"તને કોણ કાઢી મૂકે છે?" હરિએ સવાલ કર્યો.

નજર સામે પતિને જોવા છતાં એને લાગ્યું: "હું આ શું જોઉં છું? પતિદેવ! ના, ના, સ્વપ્ન."

હરિદાસે શ્યામાને બેઉ બાથ ભીડી લીધી. શ્યામા નવું જીવન પામી. એની આંખમાંથી હર્ષ અને આશ્ચર્યભર્યાં આંસુ ટપકી પડ્યાં.

સવાર પડ્યું. પક્ષીઓનો મધુર કલરવ કાને પડ્યો અને લોકોએ પણ શ્યામાના શ્યામની મીઠી મિલનની વાત સાંભળી. એક દુઃખી આત્મા સ્વર્ગસુખ માણવા લાગ્યો.

ગામનો એક ગાંડો, ગાતો ગાતો ને નાચતો નાચતો જતો હતો:

"કાળી કૂબજાને
મોહ્યા શ્યામ રે:
વાત કોને કીજે....રે!
વાત કોને કીજે....કોને કીજે,"

# મેડમ ક્યૂરીનું અમેરિકામાં સન્માન

શ્રી. દક્ષિણકુમાર જોશી

મીસિસ મૅલનિએ પોતાના જીવનના એક અંગ જેવા વર્તમાન-પત્રની લેખિની દ્વારા આટલાંટિક પારના પ્રદેશને આજે પહેલી વાર સમજાવી દીધું કે ફ્રાન્સની ભૂમિ ઉપર એક આર્ષદર્ષિનીનો આત્મા ધબકી રહ્યો છે! એને કોઇ એવા સનાતન સત્યનું દર્શન થઇ ગયું છે—જે કોઇ આર્ષ-દૃષ્ટાને એકાદ યુગે જ પ્રાપ્ત થાય! એને કોઇ એવી અનેરી વસ્તુ પ્રાપ્ત થઇ ગઇ છે જેની આગળ જગતની પ્રાર્થિવ વસ્તુઓ-ધન, પ્રતિષ્ઠા એ કૂછ બિસાતમાં જ નથી! દુન્યવી વસ્તુઓની ઉપર રહેલું એ "કાંઇક" એનો આત્મા હતો—ધન, દોલત, પ્રતિષ્ઠા એ બધું એનાથી પર હતું! એ જ એના જીવનનું મહામૌલું જવાહર હતું! જીવનના પરિમલ સરખું!

અમેરિકાને પહેલી વાર સમજાઇ ગયું કે આ સ્ત્રીનું સન્માન ફક્ત એક જ રીતે થઇ શકેઃ એને ફક્ત એક જ વસ્તુ નમાવી શકેઃ

**માનવીના માનવી પ્રત્યે નિઃસ્વાર્થ પ્રેમ!**

અમેરિકાનો ધનવાન પ્રતિષ્ઠિત નારીવર્ગ મેડમ ક્યૂરીની પ્રકૃતિને ઓળખી શકયો હતો તે મિસિસ મૅલનિએ મેડમ ક્યૂરી ઉપર લખેલા એક પત્ર ઉપરથી પ્રતીત થતું હતું.

"તમે, તમારી શોધે અને તમારા જીવનસ્વાર્પણથી આજે નારીજીવનની પ્રતિષ્ઠા અનેકગણી વધી ગઇ છે. નારી, નારીની પ્રતિષ્ઠાનું ગૌરવ આંકે અને એને સન્માને એ રીતે આજે અમેરિકાનું નારીવૃંદ તમને સન્માનવા ઘમભર થયું છે એ અમેરિકાના સ્ત્રી-વર્ગનો ગૌરવનો વિષય છે. સન્માન દુનિયાની વ્યવહારિક વસ્તુઓથી પર હશે. એમાં તમારી પ્રકૃતિને અનુકૂળ થાય તેવી ફક્ત એક જ વસ્તુને સ્થાન હશે—નારીનો નારી પ્રત્યે નિઃસ્વાર્થ પ્રેમ! એ નિઃસ્વાર્થ પ્રેમથી કરેલા સન્માનમાં દંભને, નિરર્થક માનપત્રોને, આંખને આંજી મૂકે તેવા ભભક-ભર્યા મેળાવડાઓને કે તમને થકવી મૂકે તેવા બીજા કોઇ દેખાવોને સ્થાન નહીં હોય."

મેડમ ક્યૂરીના હૃદયમાં આજે આ ભક્તિભર્યા પ્રેમનું કોઇ અનેરૂં સ્થાન કોરાઇ રહ્યું હતું!

મેડમ ક્યૂરીના હૃદયમાં ફક્ત હવે એક જ શંકાને સ્થાન હતું તે તેણે લખી જણાવ્યુંઃ

"કદાચ આ અવસ્થાએ લાંબી મુસાફરીનો થાક સહન નહીં થાય! આ અવસ્થાએ મારું હૈયું મારી પુત્રીઓથી વિખુટી પડવા ના પાડે છે."

મીસિસ મૅલનિનો જવાબ પણ હવે તેને "ના" પાડવા અવકાશ રહેવા ન દે તેવો સ્પષ્ટ હતોઃ

"અમેરિકાનું એ સદ્ભાગ્ય જ ગણાય કે તમારી પુત્રીઓને પણ તમારી સાથે જ અહીં બોલાવો. મારું માનો તો અમેરિકાને ફક્ત આજે એક જ અભિલાષા છેઃ અમેરિકાની લોકશાહીના સર્વોચ્ચ પુરુષને હાથે જ વ્હાઇટ હાઉસમાં તમારું એક ગ્રામ રેડિયમથી સન્માન કરવું. તમને મુસાફરી દરમિયાન થાક ન ચડે તે જોવાનો જવાબદારી તો તો અમેરિકાએ ક્યારની ઉઠાવી લીધી છે."

મેડમ ક્યૂરીનું હૃદય છેવટે નમી પડયું. જીવનનાં છેલ્લે છેલ્લે વિજ્ઞાનને ચરણે એકાદ રેડિયમ ધરી દેવા માટે તેનું મન તલસી રહ્યું!

આ સમાચાર ફ્રાન્સમાં ફેલાઇ ગયા ત્યારે ફ્રાન્સ ગંભીર વિમાસણમાં પડી ગયું. એ વિમાસણ હતું અતિપરિચયથી કરેલી અવજ્ઞાનું ! જેની અદ્વિતીય પ્રતિમાનો જગતે બબ્બે વાર નોબેલ પારિતોષિકથી સન્માનીને સ્વીકાર કર્યો હતો–જેનું આજે અમેરિકા ઐતિહાસિક સન્માન કરવા તૈયાર થયું હતું, તે હજી ફ્રાન્સની ધરતીનું તો સાવકી માનું અળખામણું બાળક હતું ? આજે ફ્રેન્ચ સામ્રાજ્યને અને ફ્રાન્સની વિદ્યાપીઠને ક્ષોભ થઇ રહ્યો હતો કે આ સ્ત્રીને જગત સમક્ષ ફ્રાન્સની સર્વોચ્ચ ઉપાધિરહિત શી રીતે ધરી શકશે ?

**Legion of Honour**–એ હતું ફ્રાન્સનું સર્વોચ્ચ સન્માન. મેડમ ક્યૂરીને એનાથી સન્માનવાનું ડહાપણ ફ્રાન્સની પ્રજાને આજે અતિ અતિ મોડું સૂઝી આવ્યું હતું ! પણ ક્યૂરીને એ સન્માન પોતાના પતિ પીએરીને આપતાં જે દેશે પૂર્વગ્રહથી ઘેરાયેલી ઉપેક્ષાવૃત્તિ સેવી હતી–તે પોતાને લેવું અજુગતું લાગવાથી તેનો તેણે અસ્વીકાર કર્યો. ફ્રેન્ચ વિદ્યાપીઠની સાયન્સ એકેડેમી તો સ્ત્રી હોવાને કારણે તેને સ્થાન નહોતી આપી શકી. આ રૂઢીચૂસ્ત માનસનો જગતને ક્યારનો પરિચય મળી ગયો હતો.

મીસિસ મૅલનિએ મેડમ ક્યૂરીની પૂરેપૂરી સંભાળ રાખી શકાય તે હેતુથી ફ્રાન્સથી જ ક્યૂરી અને તેની પુત્રીઓ સાથે "ઑલિમ્પિક"-માં પ્રયાણ કર્યું. આ લાંબી મુસાફરી દરમિયાન મેડમ ક્યૂરીનો સઘળો સામાન ફક્ત એક જ ટ્રંકમાં સમાઇ જતો હતો.

ન્યૂયૉર્કનું બારું દૂરથી દેખાઇ રહ્યું હતું. બંદર ઉપર એકઠા મળેલા લોકોની ઠઠ જોઇને મેડમ ક્યૂરીને સ્હેજે આશ્ચર્ય થઇ આવ્યું.

"આટલો મોટો માનવસમુદાય કેમ એકઠો થયો હશે ?"

મીસિસ મૅલનિનો જવાબ સચોટ હતો:

"એ લોકો જાણે છે કે અમેરિકાની ધરતી ઉપર આજે એક મહારાણી આવી રહી છે."

ફોટોગ્રાફરો, છાપાંના પ્રતિનિધિઓ, સીનેમાવાળાઓ છેલ્લા પાંચ કલાકથી સ્ટીમરના આવવાની રાહ જોતા તપશ્ચર્યા કરી રહ્યા હતા. એ બધાની વચ્ચે અમેરિકાની લોકશાહીના સર્વોચ્ચ અધિકારીઓ, જુદા જુદા પ્રાંતોના ગવર્નરો, એલચીઓ વગેરે પણ પોતપોતાના હોદ્દાને છાજે તેવી ગર્વીલી રીતે દમામભર્યા નજરે પડતા હતા.

પોલેન્ડમાં જન્મેલી, ફ્રાન્સને પોતાની જીવનભૂમિકા બનાવી, અને આજે અમેરિકા તેને સન્માની રહ્યું હતું તે સંજ્ઞાસૂચક ત્રણે રાષ્ટ્રોના ધ્વજ ફરકી રહ્યા હતા.

જ્યારે સ્ટીમર બારામાં આવી પહોંચી, ત્યારે મેડમ ક્યૂરીને જહાજના ડેક ઉપર બધા ફોટોગ્રાફરો, સીનેમાવાળાઓ વગેરે પૂરતો લાભ લઇ શકે તે હેતુથી ખુરશીમાં બેસવા માટે આગ્રહ કર્યો. બધા એકી અવાજે બોલી ઊઠયા: "આ બાજુ, જરા આ બાજુ, થોડું આ બાજુ, મહેરબાની !" અને ફક્ત ક્યૂરીનો એકાદો પોઝ લેવા માટે જુદી જુદી દિશામાંથી કૅમેરાઓ નમી પડયા !

લાગણીઘેલી પ્રજાનો વણુથોભ ધસારો સામે મેડમ ક્યૂરીની બે પુત્રીઓ ધસી અને ધરીને તો માતાની પડખે અંગરક્ષકોનું સ્થાન લઇ લીધું. માતાનું જગત આગળ કેવું ગૌરવભર્યું સ્થાન છે તે આજે પુત્રીઓને પહેલી વાર સમજાયું !

અત્યાર સુધીનું મેડમ ક્યૂરીનું જીવન કામ, કામ અને કામની જ ધૂનમાં જગત પ્રત્યે એક જાતની ઉપેક્ષાવૃત્તિના પડદા પાછળ છૂપાઇ ગયું હતું. આજે એ પડદો આપોઆપ ખસી ગયો, અને તેની પાછળ છૂપાયેલું પ્રતિભાશાળી વ્યક્તિત્વ આજે અમેરિકાની લાગણીઘેલી દુનિયા સમક્ષ પહેલી વાર રજૂ થયું.

સ્વર્ગલોકમાંથી ઊતરી આવેલ અપાર્થિવ મનુષ્ય લોકહૃદયમાં જે સ્થાન કરી જાય તેવું આજે અમેરિકન માનવસમુદાયમાં મેડમ ક્યૂરીનું સ્થાન થઇ રહ્યું હતું.

વર્તમાનપત્રોએ તો પોતાનું કાર્ય ક્યારનું આરંભી દીધું હતું. લોકોમાં તેનું ક્યાં સ્થાન છે તેની પ્રતીતિ કરાવતાં સાંજના વર્તમાનપત્રો બહાર પડી ગયાં હતાં: "એક થાકી ગયેલ આત્માની પ્રતિભા" "પ્રતિભાશાળી આત્માનું સાદાઇમાં ઢંકાયેલું - સૌંદર્ય"—એવા ભિન્ન ભિન્ન અભિપ્રાય દર્શાવતાં વર્તમાનપત્રો બહાર પડી ગયાં હતાં.

મેડમ ક્યૂરી તો આજે અમેરિકન પ્રજાની લાગણીના ઉપસાગરમાં ક્યાંય અટવાઇ પડી હતી! અમેરિકન જેવી વ્યવહારચતુર પ્રજાને આજે લાગણીવિવશ બનેલી જોઇને યુરપના દેશોને પણ સમજાઇ ગયું કે આ પ્રજાનું ખમીર એવું છે, જે સમય આવ્યે દુનિયાના નવીન ઇતિહાસના રચયિતા આવા સ્વપ્નશિલ્પીઓને પણ સન્માની શકે છે. એમનું એક એક સ્વપ્ન એ દુનિયાનું એક એક અમર કાવ્ય—દુનિયાના ઇતિહાસનું નવીન પ્રકરણ!

આજે અમેરિકન પ્રજા મેડમ ક્યૂરીનું નહીં પણ માનવતા કાજે પોતાના જીવનનું છેલ્લું ટીપું નીચોવી દેવા મથી રહેલ વિજ્ઞાનના મહાનુભાવનું સન્માન કરી રહી હતી!

૨૦મી મે ૧૯૨૧—એ યાદગાર દિવસ આવી પહોંચ્યો. આજે યુનાઇટેડ સ્ટેટ્સની લોકશાહીના સર્વોચ્ચ પુરુષ-પ્રેસિડેન્ટ હાર્ડિન્જને હસ્તે રેડિયમની જનેતાનું રેડિયમથી જ સન્માન થવાનું હતું. વ્હાઇટ હાઉસમાં આજે અમેરિકાના સર્વોચ્ચ અધિકારીઓ, અમેરિકાના કુબેરભંડારીઓ, જુદા જુદા દેશના એલચીઓ, અને એ બધાની પર રહેલો અમેરિકાનો માનવસમુદાય એકઠો મળ્યો હતો. ચાર વાગે વ્હાઇટ-હૉલમાં પ્રેસિડેન્ટ હાર્ડિન્જની સાથે મેડમ ક્યૂરીએ પ્રવેશ કર્યો. સભાએ તેને વધાવી લીધાં.

પ્રેસિડેન્ટ હાર્ડિન્જે તેનું નીચેના શબ્દોમાં સન્માન કર્યું: "ધન્ય આત્મા! જેણે વિજ્ઞાનની શોધો મધ્યે પણ પોતાના ગૃહસંસારની ફરજો એક સ્નેહાળ ભગિની, પત્ની અને માતા તરીકે બજાવીને નારીજીવનની પ્રતિષ્ઠા અનેકગણી વધારી મૂકી છે એ નારીનું આજે અમેરિકા સન્માન કરે છે તે આ પ્રજાનું સદ્ભાગ્ય છે..." મેડમ ક્યૂરીને ત્યાર પછી એક ગ્રામ રેડિયમ જે પેટીમાં હતું તેની સોનાની કૂંચી આપી.

મેડમ ક્યૂરીના સ્વાર્પણની ટોચ સરખું એક દૃશ્ય તો સભાગૃહના નેપથ્યની પાછળ રચાઇ રહ્યું હતું:

મેડમ ક્યૂરીને રેડિયમની સાથે આપવામાં આવ્યું હતું તે ખત-પત્રક તેના વાંચવામાં આવ્યું ત્યારે તે આશ્ચર્ય પામી ગઇ:

"આની અંદર ગંભીર ભૂલ થઇ છે. આ રેડિયમ એ મેરી ક્યૂરીનું નથી! એ વિજ્ઞાનને ભેટ આપવામાં આવ્યું છે તેમ આની અંદર લખાવું જોઇએ. જ્યાં સુધી મારો દેહ છે ત્યાં સુધી તો હું તેનો ઉપયોગ વિજ્ઞાન કાજે કરું એ વાત નક્કી છે પણ આ નશ્વર દેહ કામે પડી જાય ત્યારે એ

રેડિયમ કોની માલિકીનું બની રહે એ માટે આ પત્રકમાં સ્પષ્ટ લખાવું જોઇશે કે આ રેડિયમ એ કોઇની માલિકીનું નથી, એ વિજ્ઞાનના સામ્રાજ્યનું છે. એ મારી પ્રયોગશાળાનું છે એ વિજ્ઞાનના પ્રયોગો અર્થે જ વપરાશે."

"સારું, કાયે તે પ્રમાણે ફેરફાર કરી લઇશું" મીસિસ મૅલનિને આ વાતની બહુ અગત્ય નહોતી.

"નહીં, એ ફેરફાર તો અત્યારે જ કરાવી લેવો જોઇશે. મને કાલનો ભરોસો નથી."

જ્યારે સૉલિસિટર સમક્ષ મેડમ ક્યૂરીની સૂચના પ્રમાણે ફેરફાર થયો ત્યારે જ મેડમ ક્યૂરીના આત્માને શાંતિ મળી.

એ મેડમ ક્યૂરીના જીવનનું એક વધુ ઉજ્જવળ પ્રકરણ બની ગયું.



પુસ્તક ૪૫ ∴ ડિસેમ્બર : ૧૯૪૫ ∴ અંક ૪



## અખિલ હિંદ મહિલા પરિષદના આગામી અધિવેશનનાં વરાયેલાં પ્રમુખ

શ્રીમંત મહારાણી શ્રી. શાન્તાદેવી સાહેબ ગાયકવાડ સ્ત્રી પ્રવૃત્તિઓમાં રસપૂર્વક પોતાનો ફાળો નોંધાવી રહ્યાં છે. વડોદરા ખાતે સ્ત્રીઓની રમતગમતનો એકા મેળાવડો થયો હતો તેનું પ્રમુખપદ તેઓશ્રીને અર્પણ કરાયું હતું. ઉપરાંત, વડોદરા રાજ્ય અને હિંદભરની સ્ત્રી સંસ્થાઓમાં તેઓ પોતાનો ઉમદા સાથ સહકાર આપે જાય છે.

ગ્વાલિયર ખાતે ડિસેંબરની ૨૦–૨૧ તારીખોએ અખિલ હિંદ મહિલા પરિષદનું અધિવેશન મળનાર છે. તેના પ્રમુખસ્થાને તેઓ નામદારની વરણી થતાં સદર અધિવેશન સફળતાપૂર્વક એની કાર્યવાહી પાર પાડશે, એ નિઃશંક છે.

અખિલ હિંદ મહિલા પરિષદના એ અધિવેશનને મળેલી તેઓશ્રીની દોરવણી અનેક રીતે ઉપયોગી નીવડશે એ માટે એ વરણી કરનાર સંસ્થાને અમારાં હાર્દિક અભિનંદન

## રસોડામાં—

" તમેય ઘેલા નિરખો મુખે શું ?
ભીંજેલ ઝોળે હજી સાડલો છે
ને રાખ ઉડયે ઘન ધુમ્રગોટથી
કેવાં ગળે છે મુજ નેન, નાસિકા ?
રે ! રોજ ભીડી તણખા નઠોર
ડામે અતિ કોમળ દેહની લતા.
કારાગૃહે આ નિત, નાથ, તો યે
શાને વિરૂપી મુખ ચંદ્રિકા ગમે ? ",

" શેં જોઉં ના હું મુખ તારૂં, સુંદરી ?
તારા ખરી પ્રણય પૂર્ણી તું ના ઇસારે
અંગાર તેજ ઉઠતા તવ દ્રષ્ટિ રાગે, "
નેનો નચાવી કવિ પત્ની ને વદે,

" માતા પકાવે મુજ ખાણું ત્યારે
માણું ન હું લિજ્જત ઑર આવી.
સંધ્યા ઉષાનાં, ગિરિગાન ગાયાં
શાચ્યો વળી સાગર, પુષ્પ કુંજે,
લાવણ્ય લીધું શશિનું ઉતારી;
મેં પૂર્ણિમા ને સુરચાપ ચારુ
કે તારલા નર્તન ધારી ધારી
પીધાં તથાપિ નહિ કાવ્ય મોંઘું
જાણ્યું જીવી નવીન આપણી જિંદગીનું.

એથી પ્રતિજ્ઞા લઇ અગ્નિ સામે
કૃતાર્થ થાવા મુજ કોડ છે બે
હૈયે છૂપી એક જ આશ મારી
કાંતિ સલૂણી તવ રાખવાની
બીજું મટીદીટ હું પુસ્તકોનો
પૃથ્વી પટે છું ડગ માંડવાનો.
વાસ્તે કરી હયાં ઘરથી પ્રયોગ
સોંપી રસોડું મુજને, જુઓ કે
મોંઘો સ્વયંપાક પીયૂષ જેવો
કેવો બને, ને ઝુલજો હવેથી
આરામ ચેરે " વદતાં કવિશ્રી
ધપ્યા જુનું વેલણ વ્હાલથી લૈ.

ફેરા પુરી આખળિયે ફરી નથી,
કણે ભરેલી ચપટી હજી રહી,
ગુંજ્યું રસોડું રચનાર તાને
અર્ધી કડી મૌલિક ગાનથી ના.

ત્યાં રાણી કાજે વિરહી બનેલ
ચૂલે પ્રસાર્યું નિજ પોત, ને કવિ
અંગાર છૂપ્યા તરણા સમીપ જો
અતૂલ શ્રદ્ધા મનમાં ધરી, કે
સો થીંગડાથી નભ સાંધવાની
શી હામ ભીડે ધૂમતી ધૂણી શું ?

" આંધી મચી છે ઘરમાં–તમે તો ?
છાનો કરો ને લઇ સંગ છૈયો;
નૈવેદ્યથી મેં દશ બાર ન્યાતો
દીધી જમાડી હત આટલે તો ?"

ગુમાનના કો વટને પખાવી
ઉત્સાહથી સૂત લીધો, તથાપિ
રમાડવાને દીધ ઢીંગલી ના,
કે ઘૂમરી ઘર્ઘર ઘોરમાં લસી
એ સ્થૂળ દેહી કટી ઓપી ના, ત્યાં
મુષ્ટિ પ્રહારે કરી લાડ પુત્રે .
ચશ્મા પછાડયા નવી ફેર કેરા.

" લે ચાલ જલ્દી પડતું મૂકી સૌ
લેલે પનોતા ફરજંદ ને આ ..."
કહી, ઘડીની તજી દે પ્રતિજ્ઞા,
લૈ પેન, થોથાં, ફગવેલ ચશ્મા,
આ સકલ ઘેલા કવિએ સભાન
રચી દીધું વાસ્તવ દર્શી કાવ્ય !

શ્રી. ' પ્રશાંત '

# મૂલ્યવાન મિલ્કત

લેખક :
શ્રી. " પૌલસ્ત્ય "

**માતાને મન એની મૂલ્યવાન મિલ્કત એનું સંતાન છે. પ્રલયકાળ સરખો ઝંઝાવાતનો દિવસ આવી લાગ્યો, સૌ પોતપોતાની મૂલ્યવાન મિલ્કત લઇ જ્યાં પણ નાસી શકાયું ત્યાં નાઠાં. સાથે સાથે એક વિધવા માતા એની મૂલ્યવાન મિલ્કત લઇને નાઠી. એની એ મિલ્કત કઇ હતી ? એ હતું એનું વ્હાલસોયું બાળક. એની કરુણાભરી કથની લેખકે અહીં રજૂ કરી છે.**

સૂર્યનારાયણે એમનો પ્રખર પ્રતાપ અવનિપરનાં માનવીઓને બતાવવા માંડયો હતો. એમનાં પ્રચંડ તેજ-કિરણો પૃથ્વીપરના સમગ્ર વાતાવરણને અગ્નિની ઝાળોથી બાળી રહ્યો હોય તેમ ભગવાન ભાસ્કરનાં પ્રખર તેજકિરણો વરસી રહ્યાં હતાં: ફરક માત્ર એટલો જ હતો કે વરસાદની ધારાઓ નજરે જોઇ શકાય તેવી હોય છે, જ્યારે આ તેજકિરણો માનવી ચક્ષુઓથી અદશ્ય છતાં એની વર્ષાનો અનુભવ તો નાનાં મોટાં સૌ માનવી કે પશુપંખીને પણ થતો હતો. સૂર્યદેવની આટલી અગ્નિવર્ષા એની અંતિમ સીમાએ પહોંચી ચૂકી હતી.

મધ્યાહ્ન વીતી ગયો, ત્રીજો પ્રહર થયો: પોતાની ઇચ્છાએ કે અનિચ્છાએ અગ્નિવર્ષાનો અંત લાવવાની જાણે ધારણા કરતા હોય તેમ પ્રખર રશ્મિરાશિ ધીમે પગલે નીચે નમતા જતા હતા. અને એમની પાછળ પાછળ એમની અગ્નિવર્ષા પણ આસ્તે આસ્તે ઓછી થતી જતી હતી. મધ્યાહ્ને પૂર્ણકળાએ પ્રખરકિરણો વેરતા એ જગતના પ્રકાશદાતા દેવ ક્ષિતિજપર ઢળી ગયા અને હવામાને એકદમ પલટો લીધો. આટલા બધા ઉકળાટ અને અગ્નિવર્ષાને અંતે આમ એકાએક પલટો આવવાની ભાગ્યે જ કોઇએ ધારણા રાખી હશે. છતાં, સદા અજ્ઞાત કુદરતક્રમે વાતાવરણને પલટી નાખ્યું. દૂરદૂરથી વિદ્યુત-વેગે વાદળાં આકાશમાં ધસડાઇ આવ્યાં. ઘડી પહેલાં સ્વચ્છ નિર્મળ આકાશ અભ્રમાળાઓથી ઘેરાઇ ગયું; જાણે પૃથ્વીપરનાં માનવીઓને આકાશનું યુદ્ધ દેખાડવા સજ્જ થઇ આવતાં હોય તેમ વાદળોની સેનાએ આકાશ પર આક્રમણ કર્યું: તમામ શસ્ત્રસરંજામ સાથે ઝંઝાપાત, વીજળીઓના ચમકારા અને કાટકાના કડાકાઓ સાથે.

બળી જળી રહેલાં પૃથ્વીપટ પરનાં માનવીઓએ પલટાયેલા વાતાવરણમાં આવતી જતી શીતળાથી આશાયેશ લીધી, જેમ જલતા આતશના ભડકા પર પાણીનાં પૂર ! પરંતુ એ આશાયેશ લેનારને નહોતી ખબર કે એ તો ક્ષણિક જ હતી. ઘડી બે ઘડી વીતી, આકાશનું રણક્ષેત્ર સંપૂર્ણપણે રચાઇ ગયું, શસ્ત્રસરંજામોની અથડામણ થઇ અને જલ-સિકરોએ જમીન પર પોતાનું વહેણ શરૂ કર્યું. ધરતી પરની ધૂળમાંથી નવીન સુગંધ ફોરવા લાગી, અને તપ્ત મગજને પ્રફુલ્લ બનાવવા લાગી. એ પ્રફુલ્લતા આવી ન આવી ત્યાં તો એ અહીંતહીં વેરાતાં જલબિંદુઓએ પાતળા નેતરનો આકાર ધારણ કર્યો. અને પછી એનું સ્વરૂપ પરિવર્તન પામતાં એથી પણ વધુ મોટું સ્વરૂપ પકડયું. એકાદ ઘડીમાં તો દિવસોની તપી રહેલી ભૂમિને ઠંડી પાડી, અને જાણે પોતાના સંપૂર્ણ વિજયની પરા-કાષ્ટા સૂચવતાં વાદળાંએ જમીનની સપાટી

પર બાળકોને રમવા માટે છબછબીયાં કરવા લાગ્યાં–બાળકો એ વર્ષાને વધામણાં આપતાં વર્ષાવિજયનો મહોત્સવ ઉજવવામાં મગ્ન થઇ ગયાં. અને પછી તો, જાણે સૂર્યનાં પ્રચંડ કિરણોના પરિચયને હઠાવી પોતાનો પ્રભાવ વ્યક્ત કરતાં વાદળાંઓએ ધરતી પર સર્વ સ્થળે ઘૂંટણપૂર પાણી પાથરી દીધું.

( ૨ )

આમ વર્ષામંગલના પ્રારંભે ક્રમેક્રમે પોતાનું મૂળ રૂપ ધારણ કરવા માંડ્યુ પોતાનો પ્રભાવ પાથરવા માંડ્યો–કલાક, બે કલાક, ત્રણ કલાક અને ગામ આખામાં જળજળાકાર થઇ રહ્યું. ગામને ગોંદરે આવેલાં વિશાળ તળાવનાં જે પાણીનું સૂર્યનારાયણે અપહરણ કર્યું હતું તે, એ તળાવને વર્ષાએ પાછું મેળવી આપ્યું: જાણે હાર પામેલા દેશની લુંટાયેલી લક્ષ્મી પાછી એ વિજેતાનો પરાજય આપી પાછા આપવામાં આવે તેમ. ખળખળ વેગે વહેતી નદી હવે ઝડપભેર વહેતી થઇ ને કેમ જાણે લાંબા વખતની સહન કરેલી વિરહવેદનાને શમાવવા પોતે પતિદેવને મળવા અધીરી ન થઇ હોય !

અને આમ ચોમેર વર્ષાએ આશીર્વાદ વરસાવ્યા. લોકોએ જાણ્યું: દુકાળનો ભય ટળી ગયો, ખેડુતોએ કહ્યું: ઢોરને ખાવાનું ઘાસ તો ઊગ્યું; હળપતિઓએ હળ લાકડાં હાથ ધર્યાં અને થોડા જ દિવસોમાં ધરતી લીનુડી સાડી પહેરીને કોઇ નવયૌવનાને શરમાવે તેવી રૂપલાવણ્યવતી લલના બની ગઈ.

***

પરંતુ એને નહોતી ખબર, એનું એ રૂપ લાવણ્ય થોડા જ વખતમાં એના વૈધવ્યને કારણે કરમાઇ જવાને સરજાયું હતું: એને માટે વિધિના એવા લેખ લખાયા હતા

થોડાક દિવસો વીત્યાં, સ્થળે સ્થળની હરિયાળી આંખને ઠારતી હતી; અને એ ઠારતી આંખને ઓપ આપતો હતો હારેલો સૂરજ !

*

ફરીવાર હવામાન પલટાયું. આકાશે વાદળાં દેખાયાં, ગગન ગોરંભાયું, વીજળીઓ આવી અને સાથે કાટકાના કડાકા ગગનને ભેદવામાં સામેલ થયા. આજે નહોતી એ સૌમ્ય વર્ષાધારા, આજે નહોતાં બાળકો માટે છબછબિયાં, આજે નહોતાં, ઘૂંટણપૂર પાણી; પરંતુ અર્ધા જ કલાકમાં ગામની શેરીઓમાં કેડપૂર પાણી પથરાઇ ગયાં. અને ચડતાં ચડતાં છાતીપૂર થયાં. ખેતરોમાં ઝાડની ડાળીઓએ પાણીને સ્પર્શી વાતાવરણને જાણે છંટકાવતી હોય તેમ પવનના હીલોળાં લઇ જળ છંટકાવ કરતી હતી. માનવીની હિંમત નહોતી ઘર બહાર નીકળવાની. પશુ-પંખીઓ કોઇ ઉચ્ચ સ્થાને જઇ ભરાઇ ગયા. સ્થળે સ્થળે જળ જળાકાર થઇ ગયું. તે દિવસે આખી રાત અને દિવસ ચોવીસે કલાક ઠેર ઠેરથી પાણી લાવીને વાદળાંએ ઝીંકવા માંડયું. પવનના સુસવાટા પણ પૂરજોસમાં ચાલુ રહ્યા. માનવી હિંમત હાર્યો: પ્રલયકાળ આવ્યો ! શું થશે ? સૌના જીવ પડીકે બંધાયા.

નીચાણવાળા વાસમાં રહેનાર જનતાએ લઇ શકાય તે, પોતે કિંમતી ગણેલી વસ્તુ, લઇને ઘરબાર છોડયાં, અને કોઇ ક્યાં તો કોઇ ક્યાં, એમ અનાધાર આશ્રય શોધ્યો.

( ૩ )

" બા ! આપણે અહીં ક્યાં આવ્યાં છીએ ? "

" બેટા ! તેં ના જોયું, આપણા ઘરમાં પાણી પેસી ગયું છે ! તેથી આપણે

આ નિશાળમાં આવ્યાં છીએ. આ તારી નિશાળ છે ! ”

“ પણ બા ! મને ભૂખ લાગી છે ? ”

“ બેટા ! અહીં આપણે ખાવાનું ક્યાંથી લાવીએ ! ખાવાનું, રાંધવાનું બધું ય આપણા ઘરમાં ગયું ! ભગવાન રાખશે તો રહેશે, અને આ પાણી ઓછાં થશે ત્યારે ખાવાનું કરીશું ! ”

“ તે બા ! ત્યારે શું આપણને અહીં ખાવાનું નહિ મળે ? ”

“ ના, બેટા ! જોને, રાત પડી ગઇ છે, અંધારું થયું છે; અહીં ખાવાનું કોણ આપે ? તું ઊંઘી જા, સવાર થશે એટલે પાણી ઓછું થઇ જશે અને આપણે ઘેર જઇ ખાવાનું કરીશું. ત્યારે તું ખાજે. ’

“ પણ માડી ! મને બહુ ભૂખ લાગી છે. જોને, સવારના પહોરમાં આપણે અહીં આવ્યાં તે પછી તેં મને બટકું રોટલોયે આપ્યો છે ? ”

“ ના, બેટા ! પણ શું કરીએ ? અહીં ક્યાંથી લાવીએ ? ”

“ સારું ત્યારે, મા ! હું સુઇ જાઉં. પણ મને બહુ ટાઢ વાય છે. સાડી કશુંક ઓઢાડને ! ”

“ બેટા ! અહીં આપણી પાસે ઓઢવાનું કશું છે ? આ મારો સાડલો ઓઢીને સુઈ જા. ”

***

એક અંધારામાં જાણે છુપાતી લપાતી હોય તેવી નિશાળ અનેક કુટુંબીઓને પોતાનાં વ્હાલસોયાં સંતાનોને છુપાવી ચૂપચાપ ખડી હતી. તમરાંના રાત્રિની નીરવતાને ભેદતા અવાજ સિવાય બીજું કંઇ જ કાને પડતું ન હતું. ત્યાં પાણીના ડહોળાણનો અવાજ આવ્યો. કોઇ એ નિશાળના મકાન તરફ આવતું હોય તેમ લાગ્યું અને માથે ચણાનો અધો ભરેલો થેલો લઈ કોઈ ખાદીનું કુડતું અને ચડ્ડી પહેરેલા બે ત્રણ માણસો નજરે પડ્યા. આ ખાદીવાળાને આવેલા જોઇ ગુપચૂપ ઊભેલી નિશાળમાં ખડખડાટ શરૂ થયો, અને સાથે સાથે આશાનો સંચાર પણ, પેલા ખાદીવાળાઓએ આવી ત્યાં સમાયેલાં સૌને મૂઠી–મૂઠી ચણા વહેંચી આપ્યા અને સૌએ એ સાંજનું વાળુ એમ પતાવ્યું, અંતે સૌ ટુંટિયાં વાળી ટાઢે થરથરતાં કોઈ આમ તો કોઇ તેમ પડી રહ્યાં.

ત્યાં નજીકના આલીશાન મકાનની અગાશીમાંથી ‘ શાક તમારે ’ અને ‘ લાડુ તમારે ’ના અવાજો આકાશમાંથી જાણે નીચે ઊતરતાં હોય તેમ નિશાળે પોતાના પેટાળમાં સમાવેલાં માનવીઓના કાને અથડાયા. પરંતુ એનો આનંદ માત્ર એમના કાન માટે હતો, મ્હોં માટે નહિ.

કલાક બે કલાક વરસાદે આરામ લઇ પાછી શરૂઆત કરી અને એણે એનો પૂર્વનો ક્રમ જારી કર્યો. વળી પાછો વરસાદ, વાવાઝોડું, વીજળી અને કાટકા શરૂ થયા. પાણી પૂરજોસમાં વહેતાં થયાં, અને ફરી પાછો સૌનો જીવ ઊંચો થયો. પેલું બાળક અને એની માતા અર્ધજાગ્રત બેઠાં રહ્યાં. બાળકના તાવની ગરમીનો પારો ઊંચો ચડયે જતો હતો. એણે એને સોડમાં લીધો. છાતી સરસો દબાવ્યો. નિશાળના અંદરના ખંડમાં તે જઇ શકે તેમ નહોતું, કારણ, એની વ્હારે કોઇ નહોતું. અહીં તો “ હાય તેની વાય ” જેવી વાત હતી, બળિયાના બે ભાગ હતા. જે શક્તિશાળી હતા, તે નિશાળના અંદરના ખંડમાં ભરાઇ બેઠા હતા, અને આ નિર્બળો માટે તો ‘ બળવાન રામ ’ એકલો જ એમનો રક્ષણહાર હતો. એમને માટે તો નિશાળની ઓસરીનું રહેઠાણ પણ જાણે પૂરતું હતું.

આખી રાત બાળક તાવે તરફડયા કર્યો. પરંતુ એને માટે ગરીબ બિચારી એની એકલી અટૂલી માતા શું કરી શકે તેમ હતી ? બાળકે એ તાવ વેઠવો જ રહ્યો, શરદી સહન કર્યે જ છુટકો હતો, અને એ બધું એની માતાને જોયા જ કરવાનું હતું. એની આંખમાંથી આંસુ સુકાઇ ગયાં હતાં, એનું વાત્સલ્યભર્યું માતૃહૃદય પથ્થર બની ગયું હતું. અને એ એના બાળકની સામે એકીટશે જોઈ રહી હતી.

( ૪ )

સવાર થયું, વરસાદ શાંત પડયો. શેરીઓમાં ભરાઇ ગયેલાં પાણી ઊતરવા માંડયાં હતાં. કોઇ કોઇ શેરીઓના રસ્તા અવરજવર થઇ શકે તેટલા ઢીંચણપૂર પાણીવાળા થયા હતા. અને રાહતકાર્ય માટે બહાર પડનારાઓ રાહતનાં સાધનો લઇ સંકટગ્રસ્ત વિસ્તારોમાં ઘૂમી વળ્યા હતા. એ સૌને આશ્વાસન, ખોરાક, અને દાક્તરી સારવાર આપતા હતા. દયાળુ દાક્તરોએ પણ ધનવાનો પાસેથી મળતી કમાણીને ઘડીભર વેગળી મૂકી આ મોહતાજ લોકોની મદદે દોડી ગયા હતા. પેલા બાળકને પણ એક દયાળુ દાક્તરે તપાસ્યો, પ્રાથમિક સારવાર આપી, અને કંઈક આશાઓ સેવો કર્યો. રાહતકાર્ય કરનારાઓ પાસેથી થોડુંક દૂધ અપાવ્યું, અને એના તાવનો ઇલાજ કર્યો. થોડાક વખતે એનો તાવ ઊતર્યો. એણે આંખો ઉઘાડી. માતા સામે નજર માંડી, જાણે એ બલી માતાનો ઉપકાર માનતો હોય ! માતાનો પણ વિષાદ ઓછો થયો, અને પોતાનો બાળક હવે નિર્ભય છે એમ તેને સમજાયું.

***

" મા ! ચાલોને, ત્યારે હવે આપણે આપણા ઘેર જઇએ. "

" હા, સાંજે જરા પાણી ઓછાં થશે એટલે આપણે જઇશું. "

" સારું. "

અને સાંજ થવા આવી. સડક પરનાં સઘળાં પાણી ખસી ગયાં, જાણે ધરતી પર ચાલવા માટે માનવીને એણે માર્ગ કરી આપ્યો.

માતા-બાળક બન્ને પોતાને ઘેર ગયાં. જઇને જોયું-તો માત્ર એના ઘરનું ખોખું જ ઊભું હતું. ઉપર છાપરું હતું. બાવળિયા જેવી ઊભેલી ઘરની થાંભલીઓ હતી. ભીંતો બધી પડી જઇને દરેક દિશાએથી એ ખુલ્લું થઇ ગયું હતું. એની ઘરવખરી બધી જ તણાઇ ગઇ હતી.

" પાણી ઊતરી જશે એટલે ઘેર જઇને ખાવાનું બનાવી ખાઇશું " કહેતી માતા હબક ખાઇ ગઇ. એનું સર્વસ્વ રેલનાં પાણીએ લૂંટી લીધું હતું. એ પહેર્યે લૂગડે રહી ગઇ હતી. એની માયા-મૂડી સૌ એ ગુમાવી બેઠી હતી. એ છતાં બધાને અંતે પણ એ પોતાની મૂલ્યવાન મિલકતને સાચવી શકી હતીઃ એનું વ્હાલસોયું સંતાન !

## સોલંકી વંશભૂષણ

# મહારાણી શ્રી મનહરકુંવરબા

### સ્વસ્થાન લુણાવાડાનાં મહારાણીનો ટૂંક પરિચય

**જેઓ રાજકાર્ય કુશળ હોવા ઉપરાંત પ્રજાવત્સલ, શિક્ષણ પ્રેમી, ઉદારતાનાં આદર્શ સન્નારી હોઇ ગુજરાતનાં એક ગૌરવમણિ છે.**

ગુજરાતને આંગણે સૈકાઓ થયાં અદ્ભુત ઇતિહાસ રચાયો છે. તેમાં પણ ગુજરાતને માટે સોલંકીયુગ એ તો ગુજરાતનો સુવર્ણયુગ કહેવાય છે. એ સોલંકી-યુગના શૂરવીર રાજાઓ મહારાજ મૂળરાજદેવથી લઇને ચક્રવર્તી મહારાજ જયસિંહ સિદ્ધરાજના સમયમાં સોલંકીઓએ ગુજરાત અને ભારત ભરમાં જે જાહોજલાલી, પ્રતિષ્ઠા અને પ્રેરણાઝરણાં આપ્યાં છે તેવાં પ્રેરણાપાન અન્ય સ્થળેથી બહુ જ ઓછાં મળ્યાં હશે. એ સમયની સમ્રાજ્ઞી મહારાણી મિનલદેવીની અદ્ભુત ન્યાયપ્રિયતા અને પ્રજાવત્સલતાનાં ગુણગાન આજે પણ ઇતિહાસનાં પૃષ્ઠો પર સુવર્ણાક્ષરે અંકિત થયેલ છે.

એ પ્રાચીન સોલંકીવંશમાંથી સીધા ઊતરી આવેલા આજના લુણાવાડા રાજ-સ્થાનના નરેશ મહારાણા શ્રી. વીરભદ્રસિંહજી એ જ સોલંકીઓની પ્રજાવત્સલતા અને લોક-હિતચિંતાના આબાદ આદર્શ સરખા છે. જેવા પ્રજાવત્સલ મહારાણા શ્રી વીરભદ્રસિંહજી છે તેવાંજ પ્રજાવત્સલ રાજમાતા સૌ. મહારાણી શ્રી મનહરકુંવરબા પણ લોકહિતનાં કાર્યોમાં હમેશાં તત્પરતા દાખવી રહ્યાં છે.

સોલંકી વંશના મહારાજ સિદ્ધરાજનો રાજ્યાભિષેક થયો તે અગાઉ અને તેઓ ગાદી પર આવ્યા તે પછી પણ મહારાણી મિનલદેવીએ જે કુશળતાથી રાજધુરા પોતાને હસ્તક ધારણ કરી હતી તેમ, સ્વસ્થાન લુણાવાડાના મહારાણા શ્રી વીરભદ્રસિંહજી, જ્યારે વર્તમાન વિશ્વયુદ્ધને અંગે આધુનિક શસ્ત્રોપયોગની માહિતી લેવા દેવલાલી કેમ્પમાં ગયેલા ત્યારે તેઓશ્રીની ગેરહાજરીમાં મહારાણી શ્રી મનહરકુંવરબાએ સ્વસ્થાન લુણાવાડાનો સઘળો રાજકારોબાર કુશળતા અને કુનેહપૂર્વક ચલાવ્યો હતો. અને એ રાજકારોબારથી એ રાજસ્થાનની સમસ્ત પ્રજા એટલી પ્રસન્ન થઇ હતી કે સમસ્ત પ્રજાજનો તરફથી તેમના પર અભિનંદનોનો વરસાદ વરસી રહ્યો હતો.

આ ઉપરાંત, શ્રીમંત મહારાણા સાહેબ જ્યારે યુદ્ધક્ષેત્ર પર સક્રિય કામગીરી પર ગયા ત્યારે પણ મહારાણી શ્રી મનહરકુંવરબાએ ફરીવાર રાજ્યધુરા એવી કુશળતાપૂર્વક ચલાવી હતી કે, તેઓશ્રીનો જાહેર આભાર વ્યક્ત કરવા લુણાવાડાની પ્રજા અત્યંત ઉત્સુકતા દાખવી રહી હતી.

આમ મહારાણી શ્રી મનહરકુંવરબાએ રાજકાર્યકુશળતા દાખવવા ઉપરાંત, પ્રજામતે

જે અસીમ પ્રેમ, ઉદારતા, શિક્ષણ પ્રચાર વગેરે લોકોપયોગી કાર્યો કર્યાં હતાં કે તેથી પ્રજાજનો ખરેખર, મુગ્ધ જ થઇ ગયા હતા. કારણ કે, સરકાર ખર્ચે કારોબારી તંત્રદ્વારા આ બધાં લોકોપયોગી કાર્યો કરવા ઉપરાંત પોતાના અંગત ખાતેથી પણ સંખ્યાબંધ સખાવતી કાર્યો તેઓશ્રી કર્યે જતાં હતાં. વળી કેળવણીની સંસ્થાઓ, વિદ્યાર્થીઓને સ્કોલરશીપો વગેરે શિક્ષણવિષયક કાર્યોમાં તેઓ ખાસ રસ ધરાવતાં હોવાથી તે દિશામાં તેઓ છૂટે હાથે ખર્ચ કર્યે જાય છે.

મહારાણી સાહેબાએ, રાજ્યનાં ગામડાંમાં કોલેરાનો ઉપદ્રવ થતાં પોતે જાતે માંદાઓની માવજત અને ઔષધોપચાર માટેની વ્યવસ્થા કરાવી હતી. અને રાજ્યના અમલદારોને એ રીતે પ્રજા પ્રત્યેની પોતાની ફરજોનો સુંદર ખ્યાલ કરાવ્યો હતો.

આમ મહારાણી શ્રી મનહરકુંવરબા એક આદર્શ સન્નારી હોવા ઉપરાંત એક રાજરાણી તરીકેના તમામ ગુણો ધરાવે છે.

પ્રાચીનકાળની વીર ક્ષત્રાણીઓનું આબાદ સ્મરણ આજે પણ એમના દ્વારા આપણને પ્રાપ્ત થાય છે.

ઘનઘોર યુદ્ધ ચાલી રહ્યું છે, સમસ્ત વિશ્વના લડવૈયાઓ તેમાં પોતાનો ફાળો નોંધાવવા દોડી ગયા હોય ત્યારે, સૈકાઓ થયાં ગુજરાતમાં જેના શૌર્યની નામના ઇતિહાસ ગાય છે તે કુળના રાજવી એ રણક્ષેત્ર પર ન જાય, એ કેમ બને! મહારાણા શ્રી વીરભદ્રસિંહજી રણક્ષેત્ર વિદાય થવાના હોય અને તેઓશ્રીને મહારાણી શ્રી કુંકુમ તિલકપૂર્વક ભાવભરી વિજય વિદાય આપતાં હોય એ હરકોઇ ક્ષત્રાણી પ્રત્યે નમન ભાવના ઉપજાવે તેવું અનુપમ દૃશ્ય છે. અને અદ્દભુત લ્હાવના અનોખા દર્શનનો લાભ લુણાવાડા રાજ્યની પ્રજાને મળ્યો, એ સાચેજ ભાગ્યયોગજ લેખી શકાય.

અહીં, મહારાણી શ્રી મનહરકુંવરબાના વીરત્વનો એક આશ્ચર્યમુગ્ધ પ્રસંગ યાદ આવે છે. તેઓશ્રીએ તાજેતરમાં જ એક મોટા વાઘનો શિકાર કર્યો હતો. રાજાઓ-મહારાજાઓ શિકારે જાય એ વાત આપણે વાંચીએ-સાંભળીએ છીએ, પરંતુ એક રાજરાણી વીર ક્ષત્રાણી પણ આજના યુગમાં વાઘનો શિકાર ખેલે એ ખરેખર, હરકોઇ સાંભળનારને આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવો પ્રસંગ છે.

આમ મહારાણી શ્રી મનહરકુંવરબા એક વીર ક્ષાત્રતેજથી દીપતાં મહારાણી હોવા ઉપરાંત, પોતાના પતિની ગેરહાજરી દરમિયાન કુશળતાપૂર્વક રાજકારોભાર ચલાવી જાણે તેવાં મહારાણી પણ છે. ઉપરાંત, પ્રજા પ્રત્યેની તેઓશ્રીની સહાનુભૂતિ, ઉદારતા, શિક્ષણપ્રિયતા, અને છતાં ધર્મભાવનાના ઉચ્ચ સંસ્કારો હરકોઇને તેમના પ્રત્યે માન ઉપજાવે તેમ છે.

તેઓશ્રીની આ વિશિષ્ટ કાર્યકદીથી મુગ્ધ થયેલી પ્રજાએ તેઓને ગઇ તા. ૯-૧૦-'૪ ના રોજ અંતરના ઉમળકાથી માનપ અર્પણ કરવાનો એક ખાસ ભવ્ય સમારં યોજ્યો હતો.

આવા સોલંકી વંશ દીપક મહારાણા મનહરકુંવરબાને અમો દીર્ઘાયુ ઇચ્છીએ છીએ અને તેઓ શ્રીમંત મહારાણા સાહેબનાં સઘળાં શુભ કાર્યોમાં પ્રેરણારૂપ થતાં રહો, એવી પરમનિયંતા પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

પ્રભુ મહારાણા સાહેબ શ્રી વીરભદ્રસિંહજી અને મહારાણી શ્રી મનહરકુંવરબાને દીર્ઘાયુ બક્ષો.

# બલીદાન

લેખક :
શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

: પાત્રો :

જયન્તિલાલ : વિનોદના પિતા
અનસુયા : વિનોદની માતા
સરલા : વિનોદની ફોઇ
શાન્તા : વિનોદની બ્હેન
વિનોદ : કૈલાસનો પતિ
કૈલાસ : વિનોદની પત્ની

## દશ્ય પહેલું

સ્થળ : જયન્તિલાલનું દિવાનખાનું.

[ જયન્તિલાલ, અનસુયા તથા સરલા ત્રણે જણા બેઠાં બેઠાં વાતો કરે છે. ]

**સરલા** : તમે હવે છોકરાને બીજે ગમે ત્યાં પરણાવો. આ પાણીએ મગ ચડે એમ મને નથી લાગતું. નજર તો ફાટેલી રહે છે. કોણ જાણે શું યે ભુત ભરાયું છે તેની સમજ જ પડતી નથી ! એના કરતાં તો કોઇ દિવાનું માણસ સારૂં, આ તે શું માણસ કહેવાય ! !

[ બધાંય હસે છે. ]

**અનસુયા** : હું તો કયારની યે કહું છું; પણ માને છે કયાં? આજે ત્રણ મહિનાથી ધંધા રોજગાર બધાયે મંદા પડી ગયા છે. એનાં પગલાં પછી એક પાઇની પણ આવક નથી. કહીએ છીએ તો માનતી નથી. કામકાજમાં કયાંયે ઠેસ દેતી નથી. તૈયાર રસોઇયે મરછી હોય તો ઉઠે છે.

**જયન્તિલાલ** : હા. પણ હવે છોકરાને દેશે કોણ ? આ તો વળી એમ કહેને કે, પહેલાંનું કરેલું હતું એટલે ચાલ્યું ! નહિ તો તારા છોકરાની શી સ્થિતિ છે એ તો કાંઇ ઢાંકયું નથી.

**સરલા** : એટલે શું, એ જેમ બોલે એમ સાંભળ્યા કરવું ! ખુણે માથે ફરવું, જવાબ આપતાં વાર ન કરવી, એવી વહુઓને કેમ પાલવવી ?

**અનસુયા** : આપણાથી તો એક મિનિટ પણ તેની સાથે રહેવાશે નહિ.

[ શાન્તા પ્રવેશ કરે છે. ]

**શાન્તા** : બા, બા, ભાભી તો રડે છે. એક ખુણામાં બેસી રહ્યાં છે. બોલતાયે નથી. તમે જરા એમને સમજાવો તો ખરા.

**અનસુયા** : રડશે ! કુટશે માથું આપણે શું ! ભગવાને રડવાનું આપ્યું હશે એટલે રડશેજ તો.

**સરલા** : આખોયે દિવસ રડવાનો જ ધંધો છે. હરવું ફરવું કે કામકાજ તો જાણે માર્યો બરાબર છે એ કેમ પાલવે ?

**અનસુયા** : એ તો પેલા જીતેન્દ્ર ઉપર મોહી પડી છે; અને તેની સાથે પરણવું હતું; એના આ બધાં કારણો છે.

**જયન્તિલાલ** : ( એક ઉંડો શ્વાસ લઇ ) ખરૂં પુછો તો આપણે એની જિંદગીને દુઃખી તો કરી છે !

**અનસુયા** : ( જરા આવેશમાં ) ત્યારે છુટા છેડા કરો ! બોલ્યા, કે દુઃખી કરી છે ! અરે એ તો સાવ નઠી ગઇ છે. અને ઉખડેલ બની ગઇ છે. એના કાંરતરાંની તમને શી ખબર ! આ તમારા છોકરાને કયાં એ પગે કરીને ચાલી જશે. જોજો તો ખરા !

**સરલા :** તમે જો, દાબતાં નહિ રાખો તો તમારે માથે છાણાં થાપશે છાણાં ! એને તો ચોંથરાના દેવ ને ખાસડાંની પૂજા કરવા જેવી છે !

**શાન્તા :** ( દિલગીર થતી ) ફોઇબા, એ શું બોલો છો ? એ કાઇ પશુ તો નથી ને ? એમનો આત્મા કેટલું કલ્પાન્ત કરી રહ્યો હશે ? એમને તો શાંતત્વ આપવું જોઇએ કે, આમ તિરસ્કાર ? શું, તમને તેના પર દયા નથી આવતી ?

[ લાંગણી ભર્યો શ્વાસ લે છે. ]

**અનસુયા :** તારે પણ તેની માફક કરવું છે કે ? ભાભીની પક્ષકાર થઇ માટે કાંઇ વિદ્યા ભણવી લાગે છે. એ તો કાલે કોઇ રસ્તાના જનાર સાથે જતી રહેશે, એટલે શું, તારે પણ તેની માફક કરવું છે ?

[ શાન્તા ઉદાસ થઇ જાય છે ]

**શાન્તા** બા, આવું ન બોલશો ! પરાઈ છોકરીઓના જીવન તમો આમ દુઃખવી રહ્યા છો, તો તમારી છોકરીઓને ક્યાંથી સારૂં હશે ? વિચારો ! સ્ત્રી જાતિ છો. તમારૂં પણ એ સ્થાન તો હશે પોતાના પર ગુજરેલી કેમ ભુલી ગઓ છો શું, સ્ત્રી જાતિ થઇને સ્ત્રી જાતિ પર લાગણી જ નથી ? તમારાં હૃદય પત્થરનાં તો નથી ને ? પરાધિનતાની બેડીઓ પહેરી છે, ને પહેરાવી છે, છતાં સુખી કેમ રહેવાં દેતાં નથી !

[ શાન્તાના શબ્દો પર બધા તિરસ્કાર ભર્યું હાસ્ય કરે છે, શાન્તાની આંખમાં આંસુ આવે છે ને ત્યાંથી ચાલી જાય છે ]

## દૃશ્ય ત્રીજું

**સ્થળ :** કૈલાસનો રૂમ.

**સમય :** રાત્રિના આઠ.

[ કૈલાસ બેઠી બેઠી રડયા કરે છે. તેનો આત્માં પોતાનું જીવન તથા આ ક્રુર શ્વશુર પક્ષનાં સિતમથી દ્રવી રહ્યો છે. તેના રડવામાં ઝીણો ઝીણો ગાવાનો અવાજ સંભળાય છે. ને એ અવાજ બહારથી અનસુયા તથા જયન્તિલાલ સાંભળે છે ]

નયનોથી ઝરતું અમૃત એ હેતું હતું
વીણી, વીણી .....
કરવું હતું પાન એનું પણ હૃદયે
હિંમત ના, સહી...

[ જયન્તિલાલ તથા અનસુયા અંદર પ્રવેશે છે, કૈલાસ જુએ છે, ચમકે છે ને ખુરશીમાંથી બેઠી થઇ જાય છે.

**અનસુયા :** ( વ્યંગમાં ) કેમ, વહુજી, રડવા માંડયું છે કે ?

[ કૈલાસ જવાબ નથી આપતી ]

કેમ, જવાબ નથી આપતો ?

**કૈલાસ** . ( ગદ્‌ગદ્ કંઠે ) શો જવાબ આપું ?

**જયન્તિલાલ** · તું શા માટે રડે છે ?

**કૈલાસ :** ( આંખમાં આંસુ સહિત ) મારા જીવન માટે !

**અનસુયા :** ( તિરસ્કારથી ) તારા જીવનમાં શું અગ્નિ જળ્યો છે, સમુદ્રમાં ડુબી રહી છે ? જવાબ આપતાં શીખ, મર્યાદા ને ખીંટીએ ન ભરાવ. કોની સામે બેઠી છે, એનો વિચાર કર ! મર્યાદા તો જરા પણ નથી, એ શું કહેવાય ? !

**કૈલાસ :** મર્યાદા ? હિન્દુ સમાજની મર્યાદામાં હજારો નિર્દોષ બાળાઓ સળગી રહી છે; એમના સુકુમાર દેહની આહુતિઓ અપાઇ રહી છે.

**અનસુયા :** એટલે શું. તારે ઉદ્દામનીત

બનવું છે ? અમારી શિખામણને ઠોકરે ચઢાવવી છે ?

**કૈલાસ** : પરાઈ છોકરીઓનાં ગળા કાપી એમના લોહીની પીચકારીઓથી તમારે ખેલવું છે, એ કોણ કરવા દેશે ! એમના સળગતા જીવન પર તમારા હાસ્યના પડદા પાથરવા છે, ક્યાંથી બનશે ? એમનાં વહેતાં આંસુઓ પર તમારા સમાનતાના હક ધરાવવા છે, એ ક્યાંથી થશે ? એમનાં કચડાતા આત્માઓ ઉપર તમારે આસન વાળી બેસવું છે, એમ કોણ બેસવા દેશે ?

**જયન્તિલાલ** : ( ગુસ્સાવેશમાં ) જબાન બંધ કર ! શરમ નથી આવતી ?

**અનસુયા** : શું તારે આ ઘર સંભાળવું નથી ? વહુ થઈને આવી છે એ ન ભુલી જા.

**કૈલાસ** : વહુ ! અને ક્યાં છે મારૂં ઘર ?

**જયન્તિલાલ** : ક્યાં ગયું ?

**કૈલાસ** : સમાજના જુલ્મ નીચે કચડાઇ ગયું. એની પ્રાણુ પ્રતિષ્ઠાના વચનમાં બળી ભસ્મ થઈ ગયું ? !

**જયન્તિલા** : કુળ મર્યાદા અને કુલિનતા પર તું પાણી ફેરવવા બેઠી છે, તારી ઉદ્ધતાઇમાં અમારી આબરૂ ખોવડાવવી છે ? આવા ખાલી ઢોંગ કરી અમને ડરાવવાં છે ?

**કૈલાસ** : ( બનાવટી હાસ્ય લાવવાનો પ્રયત્ન કરતી ) કુળ મર્યાદા ? કુળ મર્યાદા અને કુલિનતાના કારમા ચક્ર હોળ કેટલીયે નિર્દોષ સ્ત્રીઓનાં જીવન ખતમ થઈ ગયાં છે કે, જેનું અત્યારે નામ કે નિશાન કંઈ પણ જોવા મળતું નથી !

**અનસુયા** : તારે આવા જવાબો આપવા હતા તો પહેલાંથી કાંઇ રસ્તો ન સુઝયો !

**કૈલાસ** : સુઝયો હતો, પણ એ સંસ્કારી સમાજથી કર્તવ્ય પરાયણતા પર વિનય ને વિવેક હતા, માત્ર આત્મા ઉપર જ ઘૃણા હતી.

**જયન્તિલાલ** : તે પછી એ સંસ્કારી સમાજની કર્તવ્ય પરાયણતાનું પાલન કર યા તો ઉઘાડે છોગે પોકાર કર.

**કૈલાસ** : પાલન જ છે ! અમારાં વહેતાં આંસુઓ અને દેહની સળગતી ચિતાઓ ઉપર એનું પાલન જ છે...અને પોકાર તો કર્યો હતો. મારી બહેનો એ પોકાર કરતાં કરતાં, એમની જિંદગીઓ ખતમ થઇ ગઈ. અને અમે પણ કહીએ છીએ ને હજી પણ થશે, પરંતુ એ રાક્ષસી સમાજની પ્રતિષ્ઠાની વાગતી રૂપેરી ઘંટડીઓના નાદમાં, મારા જેવી હજારો સ્ત્રી જાતિના સળગતા જીવનનો આર્તનાદ સમાઇ જાય છે; એની પ્રતિષ્ઠાના પગ નીચે કચડાઇ જાય છે.

**અનસુયા** : શું તારે આ ઘરમાં માલિકીપણાનો હક ધરાવવો નથી ?

**કૈલાસ** : વ્યર્થ ગયેલા જીવનને માલિકીપણાનો હક શું ? અને સળગતા જીવનની હોળીમાં શીતળતા યે શું ?

**અનસુયા** : ( તિરસ્કારભર્યું હસીને ) શું તારૂં જીવન નિરર્થક ગયું છે ?

**કૈલાસ** : ( ગદ્‌ગદ્ કંઠે ) હા ! તમો કબુલ નહિ કરો, પણ તમારાં હૃદય તો કબુલ કરશે જ કે, મારૂં જીવન નિરર્થક ગયું છે કે નહિ ! !

[ કૈલાસ બોલતાં બોલતાં રડી પડે છે. અને મુખ પર સાડીનો પાલવ નાખી નીચે બેસી જાય છે. ]

[ અનસુયા તથા જયન્તિલાલનાં હ્રદય પીગળે છે પણ પોતાની અંહતા છોડતાં નથી, ]

**જયન્તિલાલ :** ( જરા આવેશમાં ) કેટલી બધી ચળવળ ! જવાબ આપતાં જરા પણ વાર કરતી નથી ! !

[ જાય છે ]

**અનસુયા :** ( ધીમેથી ) ઉઠો વહુઆ, ચાલો, જમવા. પાટલે પધારો.

**કૈલાસ :** મારૂં તમારે કોઇએ નામ લેવું નહિ. હું હવે સદાને માટે ધરાયેલી જ છું. મને ભુખ જ નથી.

**અનસુયા :** મારા ઘરમાં આવું નહિ ચાલે. રહેવું હોય તો મર્યાદિત બનીને રહે, ન રહેવું હોય તો જરૂર નથી. ! હવે પછી આટલું બોલવાનો હક નહિ મળે.

**કૈલાસ :** નહિ મળે ! હું જાણું છું કે, નહિ મળે. અને નથી જ મળ્યો. કોઇને પણ નથી મળ્યો. ખાનદાની અને કુલિનતા કારમા સુખે, દ્રવિત આત્માઓનો પોકારોનો પણ ભક્ષ કરી લીધો લીધો છે. એનાં આંધળા નશામાં, કારમી કરારો ગળે ફરતાં, પોકારનો ભક્ષ જ કરી લીધો છે, તો પછી બોલવાની વાત જ શી ?

[ અનસુયા તિરસ્કારભરી એક દ્રષ્ટિ કૈલાસ તરફ ફેંકી ત્યાંથી ચાલી જાય છે. કૈલાસ જીડવત્ બેસી રહે છે ]

## દશ્ય ત્રીજું

સ્થળ : રસોડું.
સમય : મધ્યાન્હ.

**વિનોદ :** પેલું ભૂત ક્યાં ગયું ? કહોને કે, જમવું નથી ?

[ શાન્તા હસે છે. ]

**શાન્તા :** મોટાભાઇ ! ભૂત સાથે પરણ્યા એટલે તમે પણ ભૂત જ કહેવાત.

**વિનોદ :** શાન્તા, બહુ બોલીશ તો ક્યાંક મારા હાથનો પ્રસાદ ચાખવો પડશે.

[ વચ્ચે સરલા ]

**સરલા :** બાલા જેવી છે, અકકલનો તો એક છાંટો પણ નથી. ને જવાબ તો મોટા મોટા ,આપે છે. આ રસોઇ જુઓને બનાવી છે, એના બાપને ઘેર શું ઘોળકું ઘોળ્યું હશે ?

**અનસુયા :** ફ્રેટોરની માફક ફર્યા કરવું ! હશે, બાઇબંધ દોસ્તારો સાથે ટેનીસ રમી હશે, માની હાક તો માને જ કોણ ? પછી શાનું આવડે ?

[ શાન્તાથી બોલ્યા સિવાય રહેવાતું નથી. ]

**શાન્તા :** બા, તમે આવ્યાં ત્યારે બધું એ શીખીને આવ્યાં હતાં ? તમે એમની પાછળ શીદને પડયાં છો ? અમસ્તાં જ શા માટે માથે પ્રાયશ્ચિત વહોરો છો. અતિશય કોઇની પાછળ પડવું એમાં ભયંકર પરિણામો આવો છે.

**અનસુયા :** ( ગુસ્સે થઇને શાન્તાને એક તમાચો મારે છે. ) તું મોટા વકીલ થઇ છે, કેમ ? ખબરદાર આજથી એનું નામ દીધું તો !...

**શાન્તા :** ( રડતી રડતી ) લે, માર, હજી વધારે માર, જેટલો માર મારીશ એટલો સહન કરીશ; પછી યાદ રાખજે કે, એક દિવસ તારે આંખમાંથી આંસુ વહેવડાવવાં ન પડે તો !

[ જમતી જમતી શાન્તા ચાલી જાય છે. ]

[ અનસુયા વિનોદને આડું અવળું ભરાવે છે. વિનોદ કૈલાસના ઓરડામાં જઇ તેને મારવા માંડે છે. કૈલાસ રડે છે. ]

**કૈલાસ** : ( ધ્રૂજતા શરીરે ) પ્રભુ તમારૂં કલ્યાણ કરશે ? જો મને જીવતી નહિ રાખો તો અને એવી કઇ અભાગણી હોય કે, જેને પતિના હાથે મૃત્યુ સારૂં ન લાગે ?

[ કૈલાસને પડતો માર બાજુના રૂમમાં શાન્તા સાંભળે છે, ને દોડી આવે છે. વિનોદ શાન્તાને જોઈ અટકી જાય છે.]

**શાન્તા** : ( ક્રોધાવેશમાં ) મારો, લો મારો, કેમ અટકી ગયા ? ઓ રાક્ષસ ભાઇ કેમ અટકી ગયા ? ( રડતાં રડતાં ) વિચારો; ઓ નિર્દય ભાઇ વિચારો ! એને મારતાં તમારા હાથ કેમ કપાઇ જતા નથી ? શું એ તમને નથી ગમતી ? અને ન્હોતી ગમતી તો ઘોડે ચઢી પરણુવા શા માટે ગયા હતા ? અને પરણી લાવ્યા તો આમ દુઃખ દેવાનું કારણ શું ? કહો ! જવાબ શો ! જવાબ નહિ આપો ત્યાં સુધી હું તમારી દુશ્મન છું ! ( વિનોદ જવાબ નથી આપતો ) પુરૂષ જાત સ્ત્રી જેવા રત્નને નથી કેળવી શકતાં તો પછી દુનિયામાં જીવે શા માટે ? એવા પુરૂષોનો તો પૃથ્વી ભાર ઝીલવા પણ તૈયાર નથી. પોતાની આંખમાં જરા-જેવો સત્તાનો નશો લાવી, એ નશાની સર્વતંત્ર સત્તા પોતાના રાક્ષસ પંજામાં સપડાયેલી બિચારી નિર્દોષ અબળાઓ ઉપર વ્યક્ત કરે છે, એ શું પુરૂષ કહેવાય ?

[ વિનોદ ચાલ્યો જાય છે; શાન્તા તથા કૈલાસ બંને એક બીજાને વળગી પડે છે ને રડે છે. ]

**કૈલાસ** : હવે મારે આ દુનિયામાં નથી જીવવું; મારે મરી જવું છે.

**શાન્તા** : એમ કોણ મરી ગયું છે, ભાભી ? દુઃખ સહો, તેમજ દુઃખ દેવા બાબતની ફરિયાદ પણ કરો; ન્યાય માગો. ન્યાયની બાબતમાં આપણો કોઇ વિરોધ નહિ ઉઠાવી શકે. શું સ્ત્રીજાતિને આમ દુઃખ દેવાનું હશે ? ! !

[ બંને કેટલીયે વાર પછી છુટાં પડે છે. ]

## દૃશ્ય ચોથું

સ્થળ : કૈલાસનો રૂમ.
સમય : સાંજનો.

[ થોડાક વખત પછી કૈલાસ દુઃખ સહન ન થવાથી હાથમાં ચપ્પુ લઇ પોતાની આંખો ફોડવા તૈયાર થાય છે. એટલામાં શાન્તા તેના ઓરડામાં પ્રવેશે છે ને કૈલાસના હાથમાં ચાકુ જોતાં બોલી ઉઠે છે ]

**શાન્તા** : આ શું કરી રહ્યાં છો, ભાભી ?

**કૈલાસ** : ( આંખમાં આંસુ અને ગદ્દગદ્દ કંઠે ) મારી આંખો ફોડું છું ! ! !

**શાન્તા** : શા માટે ?

**કૈલાસ** : હવે આ દુઃખ સહન નથી થતું ! ભલે દુઃખ સહીશ, પણ દુઃખની ચીનગારીઓ તો નહિ જોવી પડે ને ? ભલે, આખું યે શરીર એ દુઃખની જ્વાળાઓમાં બળી ભસ્મ થાય ! પણ જોવું તો નહિ પડે ? આંખોના અંધકારમાં ગમે તે થાય, શરીર કંપી તો નહિ જાય આંખના અંધકાર પછી જીવનનો પણ અંધકાર જ છે. ભલે પછી એનું ગમે તે થાય.

[ શાન્તા કૈલાસ પાસે જઇ તેના હાથમાંથી ચપ્પુ લઇ લે છે. ]

**શાન્તા** : ( દીલગીર અને તિરસ્કારથી )

ઓ ક્રુર, નીચ કુલીનતા ! તારી અંધ આંખોમાં અને ઝેરેલી નસોમાં-આ તારી પ્રતિષ્ઠાના લોહી ઉછળી રહ્યાં છે, અને એ ઉછળતા લોહીમાં કેટલીયે નિર્દોષ સ્ત્રીઓના જીવન ડુબી ગયાં છે. તારી કારમી શ્રેષ્ઠતા અને તારી પ્રતિષ્ઠાના પડદા પાછળ કેટલીયે સ્ત્રીઓનાં ગળાંઓ પર કારમી છુરીઓ ફરી રહી છે......

અને ઓ સમાજ! તેં તો હદવાળી ! તારી કર્તવ્યતા ને તારૂં ડહાપણ તો બહુ જ કારમું છે.

કૈલાસ : બહેન, આપણા સમાજની રૂઢિઓ આજની નહિ, પણ ભુતકાળથી ચાલતી આવે છે.

એના નામની પાછળ આત્માને મુઝાવી મુકે, શરીરને બાળી મૂકે, એવાં પરિણામો છુપાયેલાં હોય છે. ઊંડાણમાં ઉતરી જોવા જશો તો એ સ્મશાનથી પણ વિશેષ ભયંકર લાગશે......અને કેટલાયે કુળવાન મનુષ્યો મારા જેવી કેટલીયે સ્ત્રીઓના જીવનની હોળી પ્રગટાવી તેના તાપથી તાપ્યા છે. એના રૂદનના પોકાર પર હસ્યાં છે.

[ કૈલાસ એક ઠંડો શ્વાસ લે છે. ]

શાન્તા : હસવા દો ! એ હાસ્યના મુખ ઉપર ચીનગારી ચાંપી એક મોટી જ્યોતિ બહાર નીકળી છે. અને એ જ્યોતિ સ્ત્રી-જીવનપર ફેલાયલા અંધકારને દૂર કરી સર્વે પ્રકાશમાં લાવવા મથી રહી છે.

ભુતકાળથી તે છેક આજદિન સુધી સ્ત્રીજીવન પર અંધકાર જ છવાયેલો છે. અને એ અંધકારમાં જીવન કયે સ્થળે છે, એ પણ જણાતું-નથી.

આજે હવે એ જ્યોતિ સારાયે હિંદુ સંસારના ખુણેખુણામાં પ્રજળી રહી છે. અને કેટલેક ઠેકાણે જુલ્મની ચક્કીમાં પીસાતી બ્હેનોને સાંત્વન આપી રહી છે. કેટલાયે વર્ષોથી એની આંખમાં ભરાયેલા ઝેરી નશાને એ બાળી દેશે. અને ત્યારે જ આપણાં જેવી કેટલીએ બ્હેનો, એ સમાજના ફરતા કાળ ચક્રમાંથી બચશે !

[ શાન્તા એક ઠંડો શ્વાસ લે છે અને બંને એક બીજાના સામે જોઇ રહે છે.]

## દૃશ્ય પાંચમું

સ્થળ : કૈલાસનો રૂમ.

[ બહુ વખત ગયા છતાં, કૈલાસને કોઇ જાતની શાન્તિ જ નથી. છેવટે તે પોતાના જીવનને સમાપ્ત કરવા તૈયાર થાય છે, પોતાની રૂમ અંદરથી બંધ કરી એક પ્યાલામાં ઝેર લઇ તેને ગટગટાવવા તૈયાર થાય છે. ]

કૈલાસ : ( સદ્ગદિત કંઠે ) ઓ ક્રુર, તુ તો ઝેર છે ! લાખો રૂપિયાથી અધિક એવા માણસ જેવા રત્નનો તું નાશ કરનાર છે. દૃષ્ટિના તફાવતમાં તું આ જગતને સંસારની વચ્ચે હજારો ગાઉનું અંતર પાડી દેશે ! તું વિષ છે. વિષ ! શબ્દ મનુષ્યના હૃદયને મૂઝાવી મુકનાર છે. તારી તરફ દૃષ્ટિ કરતા પણ કંપી જવાય છે. એ જ તું ઝેર ! પણ મારે મન તો તું અમૃત છે ! હા અમૃત ! તું મને આ સિતમની ચક્કીમાંથી બચાવીશ એટલે જ તું અમૃત છે ! મારે મન આ વિષની ખ્યાલી નહિ, પણ અમૃતની પ્યાલી ! હા અમૃત !

[ લાગણી વશ થઇ જાય છે; આંખો બંધ કરી પ્રાર્થના કરે છે. ]

......પ્રભુ ! મને માફ કરજો, હું તમારી ગુન્હેગાર છું. મારા, કચવાતા

આત્માનો આપઘાત કરી ત્યાગ કરું છું! હું તમારી ભવની નહિ પણ સાત ભવની ગુન્હેગાર છું. મને શું શાન્તિ નહિ મળે?

[ ધ્યાલી ગટગટાવી જાય છે. થોડીક વાર પછી કૈલાસના શરીરમાં ઝેર ફરી વળે છે ને બેભાન થઈ નીચે પડી જાય છે. એટલામાં શાન્તા ત્યાં આવી ચડે છે. કૈલાસ આ પ્રમાણે જોતાં ગભરાય છે. ]

**શાન્તા :** ( ધડકતા હૃદયે ) ભાભી...... ભાભી આ શું ? !

**કૈલાસ :** ( ભાનમાં આવતાં ) હિંદુ સંસારની લગનવેદીનું બલીદાન !

[ કૈલાસ પોતાનો હાથ ફડાવી શાન્તાના શરીર પર મૂકે છે. ]

બ્હેન, કાંઇ પ્રતિજ્ઞા ? !

**શાન્તા :** ( થોડીકવાર પછી; કંપીત સ્વરે ) હા ! પ્રતિજ્ઞા ! ભાભી, ભાભી, હું આજથી પ્રતિજ્ઞા લઉં છું કે તમારી ઉપર ગુજરેલા સિતમનો ન્યાય ન મેળવું ત્યાં સુધી મારી પ્રતિજ્ઞા છે કે હું લગ્ન નહિ કરું !

[ કૈલાસ આ વાકયો સાંભળે છે ને પોતાની છાતી પર હાથ મૂકે છે. ]

**કૈલાસ :** બ્હેન, સ્ત્રી જાતિ છો; પ્રભુ જીવનાં ગણે ત્યાં સુધી જાતિની લાગણી હૃદયમાંથી ન વિસારશો. ન્યાયથી લડજે ! ન્યાયથી લડવામાં તમને કોઇ નહિ રોકી શકે, સ્ત્રીજાતિ પર ગુજરતા સિતમ માટે ઝળેવો ઉઠાવજે. મારી આ કહની આપણા હિંદુ મંડળમાં, મુકજે ! સમાન હકના ઝંડા લઇ હિંદુ સંસારના ખુણે ખુણામાં ફરજે ! કુળ મર્યાદા અને કુલિનતાના ઝેરી નશામાં ઝુકી રહેલા મદાશયો સામે પોકાર કરી ન્યાય મેળવજે.

**શાન્તા :** ભાભી જ્યાં સુધી મારામાં જીવ રહેશે ત્યાં સુધી હું એ નહિ ચુકું !

**કૈલાસ :** ( ડચકીયાં ખાતી ) પ્રભુ સૌનું કલ્યાણ કરો ! !

[ કૈલાસની આંખો મીંચાઇ જાય છે. શાન્તા તેના દેહ સામે જોઇને ડુસકાં ભરે છે. ]

**શાન્તા :** ( રડતાં રડતાં ) પ્રભુ, તેમના આત્માને શાંતિ આપો ! !

[ કૈલાસના મૃત્યુ પછી ઘરનાં બધાંએ માણસોને તેના આપઘાતની ખબર પડે છે, અને તેથી તેઓ ત્યાં આવી પહોંચે છે. દરેકની આંખોમાં આંસુઓ રેલા આવે છે. ]

—અસ્તુ

# ' ગુર્જરપતાકા '

( ખંડ સવૈયા )

ભારતી ગોદે ગરવી ગુર્જરી, એનાં એ ગરવાં હો ગાન ?
કવિજન જીલે ગવાઇ: 'ગરવી,' 'ગુણિયલ,' એ મંગળ 'મ્હોલાત,'
'મોરી આંઝેરી ગુજરાત !'

ક્યાં છે ગૌરવ અંકિત એનાં ગરવા ગરુડ શા નિશાન ?
ક્યાં છે ગૌરવ ગાથા ગાતા ઝંડા ઉંચેરા એ આભ,
કંચન કલગી કીર્તિ કલાપ ?

શું ગુર્જરીદેવીની પતાકા ? શું એનાં ગૌરવ નિશાન ?
ગુજરાતણુને પાલવડે પાલવડે પૂર્યાં એ ગૂઢ ગાન !
પુણ્ય પતાકા એ શુભ સાજ ?

મશરુ મખમલને પાલવડે કનક ચમક કસબી કીનખાબ,
શોભન બુટ્ટા, વેલ, ફૂલડાં, તારક ભવ્ય ભરી કૈં ભાત;
શાં સમૃદ્ધિ ને રસ રાગ !

ચુન્દડી ચારુ વિવિધ રંગી, વિધ વિધ વૈભવ ને વિલાસ,
શ્વેત સ્વાંગ એ મલમલ ઝીણાં, આંક્યા ઉંચેરા ઉલ્લાસ;
પાલવડાના પુણ્ય પ્રકાશ.

શુભ્ર સાદીએ ખાદી સાડી, ત્રીરંગી બાંધી કીનાર,
રાષ્ટ્ર રંગને અંક ધારિયા, પાલવડે રેંટિયા ભાત,
ઐક્ય, ઉદય ને સત્વ સુહાસ.

નિર્લજ કો પુત્રોથી ફાટયા કદિ પાલવ ચીંથરાં એ હાલ,
જીરણુમાં પણ જીવન સીંચતા સીવણુના સુન્દર શા ટાંક ?
સ્વત્વ ખીલવવાના અભિલાષ.

એ પાલવની પુણ્ય પતાકા, એનો ઉચ્ચ વિહાર પ્રદેશ,
ઉંચે ઉડે સ્વર્ગ લોમમાં ઝીલે સંત વિભૂતિ શ્રેષ્ઠ;
ઉતારે અવની એ દેવ !

એહી પતાકાના પટ મ્હોળા, લ્હેરાતો પાલવ વિશાળ
પૃથ્વીપટ, સાગર જલ ખૂંદતાં ગુર્જર વ્હાણુવટાં વેપાર
પાલવ ખૂંદી દીધા અભ્યાસ.

ફરફરતો પણ છાંયડી ધરતો અમૃત ઝરતો પાલવરાજ,
શાન્તિ સદા એની છાયામાં મનુ સંતતિના કીલકીલાટ
ખીલ્યો શો મનુ કુળનો બાગ !

એ પાલવડે વિશ્વ વાડીમાં અનુપમ અર્પ્યાં ફૂલના ફાલ
નવલાં વિધ વિધ સૌગંભ ઝરતાં ફૂલ ફોરમવાહુજી અભિલાપ
પાલવડે પાડી ફૂલ ભાત.

દાઝયાં દુઃખિયારાંને જગમાં વિંજે વિંજલડો નિસ્વાર્થ,
સેવાના સદ્દભાવ ધરીને સિંચે શીતળ શાન્તિ શ્વાસ
દિવ્ય દયાના ભરિયા ભાવ.

એ પાલવની ઝોળીમાંહિ ખેતર કૈં મણિ મોતિ સમાન,
પ્રતિ વર્ષે ઉર હર્ષે ભરતી ખેડુતણુ નવ ધાન્ય રસાળ
ધાન્યે પાલવડા છલકાય !

ધાન્ય છલકતા પાલવડેથી છૂટે હસ્તી કરતી દાન
•આંગણુ આવ્યાં પાડોશીનાં દીન શિશુગણુને ધરી સુહાસ;
સંકુચીત નહિ એ શુભ સાજ.

ગુર્જર ગૌરી ભાલભરંતી, સુન્દરતાના સજતાં સાજ
દર્પણું દેખી ચાંદલિયાના અંગુલીથી આંકે આકાર;
પાલવડે લુછે વધુ ભાગ.

એ પાલવ પટ કુમકુમ તિલક ગૌરીઓ કરતી નિજ હાથ,
હર્ષે અર્પતી ગુજરાતણુ એ નિજતણું અર્ધું સૌભાગ્ય;
"ફરકો, મંગળ હો ધ્વજરાજ !"

શિયાળે શીતળતાથી એ ઢાંકે કરતાં થિંજતાં ગાત્ર,
ઉણાળે વિંજલડો વરસે લુછે પરસેવા વળી ભાવ,
વરસાદે ઓઢાવે બાળ.

વસંતના વૈભવ શા રુડા ! કેસુડા રંગે રંગાય,
શરદચાંદની રાસે રમતાં પુણ્ય પ્રકાશે એ લહેરાય;
એને ઉર સહુ રસભાવ.

ભીંજ્યા પાલવડે ગૂઢ ગાથા, ગાંઠે અખંડ ભરેલ સણાળ,
ઉરનાં અમૃત શાં ઢોળાયાં સ્તનનાં છલકી દૂધ રસાળ;
શાં સમૃદ્ધ મધુરાં થાન !

ઉદ્યમ શ્રમના પરસેવા કૈં ઝરે નિર્મળા જે નિજ ભાલ,
લુછ્યા એ પરસેવા ઝરતા; ઉરના શોભ શમવતા સાર–
વળી ઝીલ્યાએ અશ્રુ પ્રવાહ.

નિજગણી લીધા નિરાધાર કે બાલુડે ભીંજવ્યા એ શુભસાજ,
ગુજરાતણુ હરખે એ અંકે; રે, ગૌરવવન્તી કો માત–
પાલવ ભીંજ્યે નવ હરખાય!

અશ્રુ ભરી આંખડીઓ લૂછી, બની દુઃખિયાંના સુહૃદસાથ,
એને અંકે દુઃખી શિર રોળી, કૈં ઉર ,કરતાં અશ્રુપાત,
લે ત્યાં સુખદ શાન્તિ શ્વાસ.

એ પાલવ પટ કૈં કૈં આવ્યા યુગ યુગના નવલા હો રંગ!
સંસ્કૃતિ, સમ્રાટ સિંહાસન કૈંક બિરાજ્યાં એને અંક;
અવલોકો આંક્યાં એ વસ્ત્ર.

કાલીની કૈં કલચડીઓ પેલી કટી ખૂણેને સ્કંધ દણાય,
ગુર્જરના ગત ગૌરવનો એ એમાં ભવ્ય ,ભર્યો ભૂતકાળ
અનુપમ એનો એ ઇતિહાસ.

ઓહિ પતાકા ગોદે એકહિં સ્વર્ણ દ્વારિકાનાં સુધામ,
વિદ્યાનગરી વલ્લભીપુરને આર્ય સંસ્કૃતિ શૃંગ શ્રીમાલ,
પાટણ રાજતણું રમખાણ

ચાંપાનેરની ચાંદની ને એ સુરત વ્હાલુ સુન્દર બાગ,
એવાં એવાં અધિકાંએથી; વચ્ચે રંગીન રેખા આંક
અમદાવાદ એ આજની છાપ.

એ તો રેખા સૂચન એમાં કૈંક ભર્યા ઉંડા ઇતિહાસ,
કેમ ઉકેલું કલચડી સરવે, ગૌરી ત્યાં તો ઝીને હાથ;
સં કો રે સા ણુ કિ ના ર.

ના, ના, એને ગૌરવ લેવાં સ્મરી અકેટો ભૂતકાળ,
દાબે એ કલચડીઓ ગડીઓ કોઇ લગાવી સુન્દર થાંપ,
સૌ સંકોરે સાણુ કિનાર.

છૂટો છેડો લહેરાતો એ એને રચવા નવ ઇતિહાસ
ગાંધી ગૌરવ ગ્રહવાં એને ભરવાં નવયુગનાં અજવાળ,
સજવા સ્વર્ગતણા સંસાર.

સૌ. રમણલાલ ગ. જોષી

# અલકા

લેખક :
'પ્રદીપ'

A Woman must never tell.
—J. M. Barrie.

*

હું કવિ હતો. એ મારી કવિતા હતી. એનું નામ અલકા.

અલકા રૂપ રૂપનો અવતાર હતી. વર્ષા નીતરેલી વાદળી જેવાં એનાં નયન, પ્રાતઃ સંધ્યાના લલાટમાં શોભતા બાલસૂર્ય જેવો ટીલડીથી દેદિપ્યમાન થતો એનો ભાલપ્રદેશ, ઝાકળનો બિંદુઓ અદશ્ય થયાં પછી ચમકી રહેતી કમલિની જેવું સૌમ્ય શોભન વદન, શિરીષ પુષ્પશા ડોલતા હાથ અને...અને બીજું શું શું તેનામાં હતું અને શું ન હતું ? તેનાં અંગ ઉપાંગોનું વર્ણન કરવાને હું અશક્ત છું. કવિ માત્ર જ એવા. કયો કવિ કવિતાને સર્વાંગ સંપૂર્ણ સ્વરૂપમાં પોતાની કલમ પીંછીથી ચિતરી શકયો છે ? એ તો અપૂર્ણ જ રહે. અપૂર્ણતાને લીધે જ બીજો એને પૂર્ણ કરવાની અભિલાષાથી એની આરાધના કરે; તે પણ અન્તે તો હાથ ખંખેરી નાખે. કારણ કવિતા તો અજર, અમર અને અજીત છે. એનો પરાજય થાય તો પછી એને એકને વશ રહેવું પડે. તેનો વિકાસ અટકે માટે જ તે અજીત.

વળી કવિની કવિતા બીજાને મન ક્ષુદ્ર તણખલા જેવી પણ હોઈ શકે. તેથી ફરી કહું છું કે અલકા કવિતા હતી, પણ તે મારી જ. બીજાને મન તે સર્વસામાન્ય હશે. આ કારણને અંગે ઉપરોક્ત વર્ણન અન્યને અતિશયોક્તિ ભર્યું લાગે તો હું આશ્ચર્ય જરાય પામીશ નહિ.

અલકા પરણી ત્યારે બાર વર્ષની હતી. અત્યાર સુધી તે ગામડામાં જ ઉછરેલી એટલે શહેરની વધારે પડતી શારીરિક કાળજી, સંકોચ અને ટાપટીપથી તે અજાણ હતી. તેને વિવિધ પ્રકારના કેશકલાપો ગૂંથતાં નહોતા આવડતા. ઇન્દ્રધનુના રંગો જેવી વેણી અંબોડે ન હતી. બાકી જો કંઇ પણ પિયરથી તે સાસરે સાથે લેતી આવી હોય તો તે ચપળતા, ચંચળતા, શરમાળપણું અને ગામડી નિશાળનું ગુજરાતી ચાર ચોપડીઓ સુધીનું શિક્ષણ, થોડો ઘણો ગાવાનો પણ શોખ હતો. કંઠ મધુર હતો— સ્વાભાવિક રીતે સ્ત્રીનો હોય છે તેથી કંઇક વિશેષ આટલું પણ ઘણું ઉપયોગી થઇ પડયું. મેં તેને અંગ્રેજી થોડું શીખવ્યું. ગુજરાતીમાં વધારે રસ લેતી કરી કે જેથી કંઇ સાહિત્ય વાંચી સમજી શકે.

સોળ વર્ષની થઇ ત્યાર સુધીમાં કોડભરી નણંદની ભાવના, પતિનો પ્રેમ અને સાસુ સસરાનો ઉમળકો વિગેરે તેણે ઝડપથી સંપાદન કરી લીધાં.

' ગમે તેટલી તો ય બાય ઉંચકૂળની ને ! ' પડોશણો કહેવા લાગી.

' વહુ તે વહુ જ. ઘરનો દીવો નીકળી. કોઇ વાતનું કહેવું જ ના પડે. પડતો બોલ ઝીલી લે છે. ઘર કામમાં તો એકકો, કશું ય બતાવવું નથી રહેતું...' વિગેરે વચનો બાના મુખમાંથી બાપુ પાસે નીકળતાં સાંભળી હું ખુબ હરખાયો.

' મારૂં અહોભાગ્ય કે તું મને મળી. ' આનંદમાં આવી જઇ મેં તેને કહ્યું.

'બારણું ઉઘાડું કે ?' સુભા ટકોરા મારતી બોલી.

'પધારો.' મેં કહ્યું અને સુભાષિણી અંદર આવી.

પા એક કલાક સુધી અમે ત્રણે ય જણે આડીઅવળી વાતો કરી. ઑથેલોની વાતો સંભળાવી. ત્યારબાદ અલકા જતી રહી. તેના ગયા પછી સુભા મારા બને હાથ પકડી, કરગરતી હોય તેમ બોલવા લાગી.

'ભાઇ એક વચન આપશો ?'

'કયી બાબતમાં ?'

'તે પછી કહીશ.'

'જાણ્યા સિવાય કેમ બંધાઉં ?'

'નથી હાથી ઘોડા માગવાની! વિશ્વાસ રાખો.'

'વારૂં, વચન લે.' એમ કહેતાં મેં જમણા હાથથી તેને તાળી આપી.

'જુઓ ત્યારે' કહેતાં તે બારણા સુધી જઇ ખંડ બહાર કોઇ છે કે કેમ તે ખાત્રી કરી આવ્યા બાદ કહેવા લાગી.

'ભાભી મારો શ્વાસને પ્રાણ છે. તેમના જેટલી ત્યાગવૃત્તિ, નિખાલસતા, માયા મમતા મારામાં પણ નથી. બુદ્ધિ ચતુરાઇમાં સામાન્ય સ્ત્રીને ટપી જાય એવાં છે. કોઇ દિવસ કોઇનો બોલ ઉથાપ્યો નથી. હું કદાચ આવેશમાં બે શબ્દ બોલી હોઇશ પણ તેમણે ઉચે સાદે જવાબ નથી વાળ્યો. તે દિવસે એમને તાવ આવ્યો'તો ને કપડાં બરાબર ધોવાયાં ન હતાં ત્યારે બે શબ્દો બાએ કહ્યા ને તેમણે ડબડબ આંસુ સારેલાં. બીજે દિવસે મેં પૂછ્યું ત્યારે કહ્યું: "શરીર ઠીક ન હતું, સેંજ માથું દુઃખતું'તું. પણ કામ કર્યા વગર કંઇ ચાલે," કોઇ દિવસ એમની આંતરડી કકળાવશો નહિ. બિચારા ને નથી મોટી બ્હેન કે ભાઇ અને મા તો આજ મરું કાલ મરુ કર્યા કરે છે. એમને ઓથ કોની ? અધુરામાં પુરૂ ભોળાં અને શરમાળ સ્વભાવનાં મુઆં છે એટલે મુંગાં મુગાં બધું સહન કરી જાતે બળ્યા કરશે પણ કોઇને કહેશે નહિ. આટલું કહી સુભા કોઇ વિચારમાં ગર્ત બની ગઇ.

વર્ષ ઉપર વર્ષ વીત્યાં. અલકાની ઉંમર પચીશ વર્ષની થઇ ગઇ. મુગ્ધાવસ્થા ઓળંગી યૌવનની કેડી ઉપર ક્યારની પગ મૂકી ચૂકી હતી.

સોળથી પચીશ વર્ષના ગાળામાં ઘણા ફેરફાર થઇ ગયા હતા.

અલકા વધારે પ્રગલ્ભ અને વ્યવહાર કુશળ બની દુનીયાનો આપ લે નો કોયડો તે બરાબર સમજી ગઇ. '**स्वभावो मुर्धनी त्तिष्ठति जायते**' એ સુત્ર અનુસાર તેના જાતિ સ્વભાવમાં ખાસ કંઇ ફેરફાર થયો ન હતો.

બીજો નોંધ પાત્ર બનાવ સુભા આફ્રિકા ગઇ તે હતો. નણંદ ભોજાઇનો પ્રેમ અગાધ હતો. એકજ પ્રસંગ અસારે પણ આંખ આગળ તરવરે છે. ગામમાં ગ્મેલેરીઆનો સખત વા ચાલેલો અને તેમાં તેમાં સુભા એવી જકડાઇ ગઇ હતી કે બચવાની પણ આશા ન હતી. પાંચ પાંચ વખત હિચકા ખાઇને તે પડી. સતત ચાર મહીના પથારી વશ રહી. સુભા માટે તેણે કેટલી અખંડ રાત્રિઓ આંખ મીંચ્યા વિના કાઢી તે તો સુભા જ જાણે છે 'ભાભી તમે એકલાં સાજાં રહી ગયાં છો તે તમને પેટ ચડતું હશે કેમ ?' આ રીતે વારંવાર એ કહેતા છતાં તે તેનું ધાર્યું કરે જતી. સુભા માટે કોઇ જરા પણ ઘસાતું બોલે તે તેનાથી સહ્યું જતું નહિ.

એક દિવસ કોઇની પાસેથી સાંભળ્યું કે સુભાની સાસુ સુભા માટે કહેતાં: 'મોટાં રૂપાળાં આવ્યાં છે ને તે મારા છોકરાને ભમાવીને દુર દેશાવર કાઢ્યો. અહીં રહે ત્યારે

'તો સાસુનાં વૈતરાં કરવાં પડે, માંદે સાજે ખબર જોવા આવું પડે...હવે ઝંવો કે મરો છે કંઈ.' ત્યારે તે આખો દિવસ વ્યગ્ર ચિત્તે રહી. અને મારી પાસે આવી કહેવા લાગી: 'બેન મારે આવું બોલે છતાં તમારી કોઈની જીભ હાલતી નથી.'

'તું ક્યાં પરાયું માણસ છે. જઈને ઝગડ એની સાથે.' મેં કહ્યું.

'મારાથી જો એમ થતું હોત તો હું કહેત જ નહિ.'

'તો પછી છાની માની બેસી રહે.' હું સમજતો કે સાસુ વહુનું ઘર્ષણ ચાલ્યા જ કરવાનું અને એની જાતે જ સમી જશે. પછી નિરર્થક બકવાદ શા કામનો ?

રીસ ચઢાવી તે ચાલી ગઈ.

હવે થોડું મારા અંગત વિષે કહી લઉં.

મેટ્રિકમાં આવતા પહેલાં જ લગ્ન થયેલું. કોલેજમાં ચાર વર્ષો દરમીઆન મેં કેટલોક .ાય અલકાને કરેલો તે તેણે સહન કરી ધો'તો. તે જાણતી છતાં દરિયાવ દીલ .ખી મન ઉપર જરાય લાવતી નહિ

બી. એ. થયા પછી એન્જનીયર ખાતામાં નોકરી સ્વીકારી. ઓફિસમાંથી ઘેર આવતાં સાધારણ રીતે સવા પાંચ, સાડા પાંચ થતા એક દિવસ સીનેમાનો પ્રોગ્રામ નકકી કરવાનો હતો એટલે હું, બકુલેષને ત્યાં ગયો, ઘેર પાછો ફરતો'તો ત્યારે સંધ્યા વીતી ગઈ હતી. અલકા રાહ જોતી બારીએ બેઠી હતી. નજર ચૂકવી હું ઘરમાં દાખલ થઈ ગયો; અને તદ્દન ચૂપકીથી તેની પાસે ગયો. સહજ પણ અવાજ થાય નહિ તે જાળવી અડધું બારણું ઉઘાડયું. અલકા આકાશ સામે જોતી ગાતી હતી:

> પાંખોના ફફડાટ સમી ગ્યા,
> સંધ્યા રંગો પૃથ્વી રમી ગ્યા,
> ઉભી હું આશાને દોર
> પિયુ મળ્યા ના ચંદ્ર ચકોર.

'આવ્યા આવ્યા' કરતો હું અંદર દાખલ થયો. અલકા એકદમ ગાતી અટકી ગઈ. મારા સામે પહેલાં સ્વાભાવિક સ્મિત થઈ ગયું, પણ પછી ગંભીરતા ધારણ કરી. હું મોડો આવ્યો એટલે રીસ ચઢાવી તે ચાલી ગઈ.

રાત્રે મેં આનંદમાં કહ્યું:

'અલી એ...'

'જી.'

'આપણે આજ સિનેમા જોવા જવાનું છે.'

'ખુશીથી જાવ. તમે તમારે નાટક સિનેમા કર્યા કરો. ઘરમાં શું થાય છે તે જાણવું છે ?'

'શું થયું ?' મારા બેદરકારીપણાને લીધે મેં પૂછ્યું.

'કંઇ નહિ.'

'ત્યારે તું કહે છે ને ?'

'અમસ્તી જ' કહેતાં તેણે હસીને વાત ઉડાવી દીધી.

'અડધા કલાકમાં તૈયાર થા.'

'મારી આંખો દુઃખે છે અને માથું ચઢયું છે. એટલે હું આજ નથી આવતી; તમે જોઈ આવો અને સવારે મને વાત કહેજો. હં...સમજ્યાને.' એવી સ્નેહભીની દૃષ્ટિએ કહ્યું કે હું અવાક્ બન્યો. હઠીલી અંતે ના જ આવી.

બીજે દિવસે સવારે મેં કહ્યું:

'તું તો ઘોરતી'તી, મને આખી રાત ઉંઘ ના આવી.'

'કેમ વારુ ?...સિનેમા ના જોઈએ ?'

'કારણ તો એજ છે.'

'રાત્રે શું લખ્યું, લાવો જોઈએ.'

'હું લખવા બેઠો'તો અને તને ક્યાંથી ખબર ?'

'હું તો બધીય ખબર રાખું છું. તમારી

જેમ છે કે પત્ની સામે જોઇ કવિતાઓ લખ્યા કરવી એટલે બધુંય આવી ગયું ? '

હું દિગ્મુઢ બની ગયો. અલકા પણ આખી રાત જાગતી જ પડી રહી હશે. હું વારે વારે તેના તરફ જોયા કરતો હતો તે તેની ધ્યાન બહાર ન હતું.

બન્યું'તું એમ કે સિનેમા ચિત્રમાં આવતાં એક પ્રસંગ જોઇને હું ખુદ અલકા ઉપર કવિતા લખવા બેઠેલો. તેને કેવી રીતે વર્ણવી, તેના સૌન્દર્યદેહને-ઉપાંગોને-સર્વ રેખાઓમાં શી રીતે ઉપસાવી કવિતામાં ઘટાડવાં, સ્વભાવ કયી પીંછીથી રંગવોઃ આ સર્વ વિચારોમાં જ બાકીની રાત વીતી ગઇ. અન્તમાં પરિણામ એ આવ્યું કે હું હાર્યો ને કવિતા ન લખી શક્યો અને પરાજયની ચાર પંક્તિઓ લખી હું પથારીમાં પડયો. લગભગ સાડાપાંચ વાગ્યાના સુમારે હું ઉંઘી ગયો હોઇશ.

' કેમ હાર્યા ને ? ' ખભા ચઢાવતાં તેણે કહ્યું.

' તે ક્યારે વાંચી લીધું ! ' અલકા એ એનું ધ્યાન રાખે છે તે ચોક્કસ થયું. ખરેઃ થાકીને મેં આમ લખેલું:

લખ્યાં ઘણાં કાવ્ય શશી રવિનાં
સન્ધ્યા ઉષાનાં ગિરિ ગહ્વરોનાં;
સરો, સરિતા, જલધિ જલોનાં,
હાર્યો જ તું'થી મૂલ ધિક્ કવિનાં.

હું ઉંઘી ગયો ત્યાર બાદ તેણે ઉઠીને આ પંક્તિઓ વાંચી લીધો'તી.

—એ જીવન, એ રસલ્હાણ, એ આનંદ ઓઘ ઉપર કાળ મીંઢ પડતો પડયો છે. પડદો ઉંચકી ડોકિયું કરતાં ભૂતકાળનો ભૂતાવળો ઘેરી વરે છે. આર્દ્ર ચીસો, સુખાનાં દર્દ ભર્યાં ડુસકાં, બાનો બળાપો અને પિતાનો પશ્ચાત્તાપનો પછેડો ચિત્તને ચકડોળે ચઢાવે છે.

*

એક દિવસ આવ્યો. સંસાર ચક્રની ગતિ બદલાઈ.

' બાપુ, આ તો જાણે જૂના વિચારની રહી, ના પાડે, પણ તમે શું કહો છો ' આપણે ઓપરેશન કરાવીએ તો શો વાંધો ? ' સન્ધ્યા કરી બાપુ હીંચકે બેઠા હતા ને મેં કહ્યું.

' અલકા કબુલ કરે ? ' પાનનું બીડું મોઢામાં મૂકતાં તેમણે કહ્યું.

' ત્યારપછી મને કોઇ જાતનો વાંધો નથી. ' સંમતિ દર્શાવતાં તે કહેવા લાગ્યા, ' તારી બાને હું કહીશ. ક્યારે આજે હોસ્પીતાલમાં મૂકવા જવું છે ? '

' વિચાર તો એમ છે. '

' ભલે. ઠીક લાગે તો જોષી ને જરા પૂછી જોજે, કે આજે દિવસ તો સારો છે ને ! '

' કંઇ અવજોગ નથી. રાત્રે જ મેં જોવડાવ્યું'તું. '

અકલાને હોસ્પીટલમાં મૂકી આવવમાં આવી. ઓપરેશન થયું. જરૂર જેટલા દિવસો ત દવાખાને રહી ઘેર પાછી આવી.

ઓપરેશન કર્યાને બે વર્ષ થઇ ગયાં, છતાં અલકાને પ્રસૂતિગૃહમાં જવા વારો ન આવ્યો, લગ્ન કરે દસ બાર વર્ષનો ગાળો ગયો છતાં, પુત્રને ઘેર સારો દહાડો આવ્યો નહિ તેથી મા-બાપને ચિંતા થવા લાગી. અધુરામાં પૂરા અલકા પિયેર ગઇ ત્યારે બાએ એક દિન ગામના નામાંકિત જોષીની પાસે જોવડાવ્યું.

' શું કરું બ્હેન ! ' જોષીએ મુખ મુખ ઉપર ખિન્નતા ધારણ કરતાં કહેવા માંડયું, ' ધંધો એવો રહ્યો તે સારું ય કહેવું પડે અને તમારાં જેવાં ને તો ખોટું

પણ કહે જ છૂટકો, કારણ ખાલી અંધારામાં રાખીને ભવ બગાડવો એના કરતાં પહેલેથી ચેતાવું તો શું ખોટું !...ભાઇનું-સુધીરભાઇનું આ માગશરમાં ફરી લગન થાય એવા સંજોગો છે...'

નેપથ્યમાં ઊભેલા મેં આ સાંભળ્યું. મને મારા માથા ઉપર આભ તૂટી પડ્યું હોય એમ લાગ્યું. એક ક્ષણમાં હજારો વિચારો મગજમાંથી પસાર થઇ ગયા.

જોષીએ આગળ ચલાવ્યું.

' વહુને સારા દહાડે રહે એ આશા મૂકી દો, તેના નસીબમાં સંતતિ જ નથી. –અને ભાઇની ઉંમરે ય શું જતી રહી છે. હજુ તો પચ્ચીશ અઠ્ઠાવીશ વર્ષની છે. ભણેલા છે, બે પૈસા કમાય છે. તમારે ઘેરે ય ભગવાનની કૃપાથી ધન સંપત્તિ સારી છે. પછી શો વાંધો આવે તેમ છે ? અને તમારી નાતમાં ક્યાં બે બૈરી નથી કરતા !...આ જુઓને પેલા...શું નામ ?...સંતાન સારૂં તો પચાસે બીજીવાર પરણ્યા. આ વકીલનો છોકરો ચંપા બે છોકરાની મા છે, છતાં ય ના ગમી તે બીજી લઇ આવ્યો. '

બા અને બાપુના મગજમાં વહેમ જડ ઘાલી બેઠો.

અલકા પિયરથી પાછી આવી ગઇ હતી. દિન પ્રતિદિન બધાંની તેનાં તરફની પ્રીતિ ઓછી થવા લાગી. ઘરમાં કંકાસ પેઠો. વાત વાતમાં બા વાંકુ પાડવા લાગી. ડગલે ને પગલે તેની ખામીઓ જડતી અને મારી પાસે ફરીઆદ આવતી.

જેને ભૂલો જ શોધવી છે તેને ભૂલો ક્યાં નથી મળી આવતી. સૌને આલ્હાદક લાગતા ચંદ્રમાં પણ કલંક નથી જોતા ? સર્વ પ્રકારની ઔષધી અને ધનભંડારથી વિપુલ બનેલા હિમાદ્રિના ગગન ચુંબી શિખરો બરફથી આચ્છાદિત નથી ! અલકામાં જેને જરાય ઉણપ ન'તી જણાતી તેને 'હવે દેખાવી લાગી.

ચીઢીયા માણસના સાનિધ્યમાં રહેનાર શાન્ત પ્રકૃતિનો માણસ પણ ચીઢીયો બને છે. મારૂં પણ તેમજ થયું. નિર્દોષ, સ્નેહાળ, દુઃખી થતી અલકા મારી આંખમાં ખૂંચવા લાગી. બા જે કહે છે તેમાં કંઇક તો સત્ય હશે એવું મન માનવા લાગ્યું.

વટ સાવિત્રીનું વ્રત કરતી અલકા પૂજનાર્થે ગઇ હતી. રસ્તામાં બકુલેષ મળ્યો. તેની સાથે વાતચીત કરવા ઉભી રહેલી તે, હુમડાં ખરીદી પાછી ફરતી બાની નજરે ચડી ગઇ. ઘેર પણ રોજ કરતાં મોડી આવી. બાએ ન કહેવાના બોલ તેને કહ્યા. મારી પાસે આવી ફરિયાદ કરતાં બોલીઃ ' હવે લોકોનાં ઘર ગણતી ફરે છે. તારે જે કહેવું હોય તે કહેજે. '

પરિવર્તનને પગથિયે ચડેલા મનમાં પહેલું વિષ બિંદુ પડ્યું.

અલકાને પ્રસ્તુત વાતનો ખુલાસો કરવા મેં કહ્યું ત્યારે તેણે કંપતે અવાજે કહ્યુંઃ

' નીરૂ પૂંજા કરવા આવી'તી તે મને પરાણે ઘેર ખેંચી ગઇ. '—નીરૂ એ બકુલેષની પત્ની.

તેના અવાજમાં થડકાર જોઇ વહેમી મન વધારે વહેમાયું. કેટલાક દિવસ પછી બીજો એક બનાવ મેં આંખે જોયો એટલે એટલે વહેમનાં મૂળ ઊંડાં રોપાયાં અને અલકાના ચારિત્ર્ય માટે શંકા થવા લાગી.

ઘરના ઉગ્ર વાતાવરણથી કંટાળેલી, દુઃખથી રિબાતી અલકા ફરીથી થોડા દિવસ પિયેર જવાનો વિચાર કરતી હતી. ' હું બાપુ પાસે જઇ આવું ? જવા દોને ! '

બે.ચાર વખત તેણે વીનવી વીનવીને પૂછ્યું, તેવામાં જ આ બનાવ બન્યો.

હું ઓફિસમાંથી ઘેર પાછો ફરતો હતો. મ્યુનીસીપાલીટીના લાઇટના થાંભલા પાસે ઉભી રહી. તે કોઇ અજાણ્યા યુવક સાથે હસીને વાત કરતી હતી. યુવક દેખાવડો અને મજબુત બાંધાનો હતો. તેના ઘાટીલા શરીર ઉપર અન્ય પુરૂષ પણ ઘડીભર મોહ પામે એવું તેનું શારીરિક બંધારણ હતું. તેની વાત કરવાની ઢબ અને મુખ ઉપર આવતા અવરનવર ભાવોથી અન્ય કોઇ વહેમાય એવું જ હતું.

છૂપી રીતે મેં આ જોયા કર્યું અને શું વાત કરે છે તે સાંભળવા પ્રયત્ન કર્યો.

' ...ચોક્કસ. હું હવે આવવાની જ છું.' આટલા શબ્દો કાને પડયા. તે બન્ને પણ છૂટાં પડયા.

પાછળથી મને ખબર પડી કે તે યુવાન અલકાના ગામનો તેના પિતાના ખાસ સંબંધીનો પુત્ર હતો. અલકાના પિતાની બિમારી સંબંધી તે વાત કરી રહ્યાં હતાં અને અલકાને તેડાવી છે એવું તેણે કહ્યું'તું.

મારા વહેમી મનમાં તે વખત પ્રસ્તુત પ્રસંગનો ખુલાસો કરવાની ઇચ્છા જ ન થઇ.

અલકાની પાછળ પાછળ હું પણ ઘેર આવ્યો.

' અલકા કેમ બહાર ગઇ'તી ! ' તે આઘાપાછી થતાં મેં બાને પૂછ્યું. બાને એવા પ્રસંગો જ શોધવા'તા.

' જાણે દે ! કંઇ કહીને થોડી જ જાય છે. તેં મોઢે ચડાવીને ફટવી મૂકી છે ને ! ' કહેતાં તેમણે એક દીર્ઘ શ્વાસ નાખ્યો.

રાત્રે સુવાને વખતે તે મારી પાસે આવી. મારે પગે પડી કહેવા લાગી.

' મને જવા દ્યોને. થોડા દિવસમાં શું ખાટુમોળું થવાનું છે ?

' હું સમજું છું. '

' પછી ?...હું ત્યાં જઇ આવીશ તો મારા મનને કેટલો સંતોષ થશે ? આ કંકાસમાં શરીર કેવું થઇ ગયુ છે ! '

' તે મારાથી કયાં અજાણ્યુ છે ! '

' મારા વગર નહિ ચાલે ? ' પ્રેમથી હૃદય પાથરતી તે બોલી હશે.

' ચાલશે. '

' મને ખાત્રી જ હતી કે તમે મને ના નહિ પાડો. જુઓ હું આજે સોનીને ત્યાંથી ચીપો જડાવા આપી'તી તે ચુડીઓ પણ લઇ આવી. ગામડામાં ચુડીઓ તો હાથે જોઇએ જ. નહી તો લોકો ઝંપવા ના દે. ' રમત કરતાં મારા બે હાથ પકડી હલાવતાં તે બોલી.

' કેટલા વાગે લઇ આવી ? ' વાતનું મેં પૂછ્યું.

' આ તમે ઑફિસમાંથી આવ્યા તે વખતે જ. '

' બા ને કહ્યું ન'તું કે હું આ કામે જાઉં છું. સ્વતંત્રતાવાળી થઇ ગઇ ! '

' તમે કોઇ દિવસ નહિ અને આજે આમ કેમ પૂછો છો ? હું કહ્યા વગર ડગલુંય ઘરની બહાર મૂકું છું ! બા એજ મને કહ્યું'તું કે પરવારીને પેલાં ચીપીમાં લઇ આવજે. ' તેની આંખો પાણીથી ચમકવા લાગી. હત્‌ભાગીને નિર્દોષ, પ્રેમાળ પત્નીનાં આંસુ ઢોંગ લાગ્યા.

મને તે ઘડીએ થયું કે સ્ત્રીઓને ઢોંગ કરવા અને આંખમાં પાણી લાવતાં એ કળા તો તેમને જન્મસિદ્ધ છે.

હું કૃત્રિમ હસ્યો અને કહ્યું: ' એ તો મેં સહજ જાણવા પૂછ્યું હું તો ઇચ્છું છું કે તું સ્વતંત્ર થાય.

' મારે નથી થવું. આમાં વધારે સુખ છે. ' પતિ પરાયણ પ્રમદાએ જવાબ વાળ્યો.

' આંખમાં ધૂળ નાખી ઠગવાનું નહિ ! ' મારા મનમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યો.

' બાપુને તાવ આવે છે ને પગે સોજા ચઢ્યા છે ' તે મૂળ વાત ઉપર આવતાં બોલી.

' તને ક્યાંથી ખબર ? '

' કાગળ પણ આવ્યો છે. તમે વાંચ્યો નહિ ! '

' હમણાં વાંચીશું. ' હૈડે પૈટે મેં કહ્યું.

બીજે દિવસે અલકા તેના બાપને ઘેર ગઇ. કોઇએ વાંધો ઉઠાવ્યો નહિ. સૌ કોઇ રાજી થયું.

' એકાદ મહીનો વધારે રોકાવું પડે એવું છે તો વાંધો નથી ને ? ' તેણે પૂછાવ્યું.

' ભલા ગઇ. છો ને રહેતી ત્યાં અહીં કામ છે ? ' બાએ ખુશી દર્શાવી.

' તું તારે સુખેથી રહેજે. જરૂર પડશે તો હું બોલાવી લઇશ. ' મેં લખી જણાવ્યું.

તે દરમીયાન અહીં નવી જાળ ગૂંથાઇ ગઇ. પ્રમોદરાય વકીલની મધુરિકા મૅટ્રિકમાં આ સાલ પાસ થઇ'તી અને માગુ સ્વીકારાયું. આવું દબાણ, કુળદીપક અખંડ રાખવાની તૃષ્ણા સેવતા પિતાની સંમતિ આગળ હું નિર્બળ મનનો પાછો પડયો. મારી સાધારણ આનાકાની ચાલી નહિ. કંઇક અંશે મારી ખુશી પણ હતી. એટલે મેં પણ ખાસ વિરોધનો ગૂંબેશ ઉઠાવ્યો નહિ.

*

મારૂં લગ્ન થઇ ગયું.

*

આમાં લખતાં મારી કલમ ચાલતી નથી. અલકાને ખબર પડી ત્યારે તેને દર્દ કે આઘાત થયો હશે તે હું કહી શકતો નથી.

અલકા અહીંથી ગઇ ત્યારથી જ એનું શરીર ક્ષીણ થતું હતું અને પાછી આવી ત્યારે તાવ સાથે લઇને આવી. પતિના ચરણોમાંજ ઢળી પડવાની અભિલાષા સેવતી પત્ની હર્ષથી મૃત્યુને ભેટવા પતિ પાસે આવી.

' તમે મારા પૂજ્ય છો. હું કંઇ પણ તમને કહેતી નથી. ભગવાને જે સુઝાડયું અને કર્યું તે સૌ સારાં વાનાં કરશે, પણ મને દુઃખ એટલું જ થાય છે કે તમે...તમે મને પૂછ્યું-વાત પણ કરી નહિ ? હું તમારી કવિતા ! ! યક્ષની નગરી અલકા નહિ ! ! ! ' સ્મિત કરતા આંખો છલકાવી તે કહેવા લાગી. તેનો જીર્ણ સ્વરૂપવાન દેહ મને અત્યારે વધારે ભયાનક લાગ્યો. હું તેની પથારી પાસેથી ઉઠી જલદી અવાક ચાલ્યો ગયો.

સુભાને આફ્રિકા લગ્નની ખબર આપી. ત્યારે તેનો પત્ર આવ્યો. પત્રમાં ત્રણ જ લીટી લખી'તી. ' સુધીરભાઇ, તમારા જેવા ભણેલા આટલા નિષ્ઠુર નીવડશો એવું મેં નહોતું જાણ્યું. ફરીથી એનને મોઢું બતાવવા જેવું તમે રાખ્યું નથી. લગ્નમાં અલકાભાભીની સંમતિ મેળવી યોગ્ય લાગે તે કરશો. '

ત્યાર પછી અલકાએ સુભાને પત્ર લખેલો. સુભાએ તેના પત્રનો જવાબ પણ આપેલો હતો. મેં એ પત્ર સંબંધી અલકાને એક સમય પૂછ્યું ત્યારે તેણે કહ્યું:

' એ વાંચી ઉલટું તમને દુઃખ થશે એ સમજી મેં ફાડી નાખ્યો. તમે માગો અને મારાથી ના પણ કેમ પડાય ? ' આશાંકિત અલકાએ દર્દભર્યું હસતાં કહ્યું.

એક દિવસ સાંજે તેણે કહ્યું:

' મને લાગે છે હવે મારૂં આયુષ્ય એકાદ વર્ષથી વધારે લાગતું નથી. પછી તમારી કવિતા જતી રહેશે. કવિને તેનું દુઃખ નથી થતું ?-થશે !...'

હું શાંત રહ્યો. તેનો પ્રત્યુત્તર મારી પાસે ન હતો. તેણે આગળ ચલાવ્યું:

'...મેં સુભાબેનને પણ લખ્યું તો છે કે મારી મુસાફરી તમારા આફ્રિકા કરતાં વધારે દૂર છે. અને હવે એક વર્ષનો ગાળો છે. માટે તે પહેલાં મળાય તો સારૂં. તો આવી શકશો ? '

*

સુભાબેનને આફ્રિકાથી આવે દસ દિવસ થઇ ગયા છે.. અલકાની સારવારમાં જ તે બધો વખત કાઢે છે. ઘરનાં બીજાં કોઇ માણસની તેને પડી નથી. ડોકટર કહી ચૂકયા છે કે ક્ષય છે અને હવે એકાદ માણસ વધારે દેહ ટકે એમ લાગતું નથી. સૌ કોઇને તેની ખાત્રી થઇ ચૂકી છે.

એક સાયંકાળે નણંદ ભોજાઇ વાતો કરી રહ્યાં હતાં:

' સુભા બેન મારી એક જ ઇચ્છા પ્રભુ પૂરી પાડે તો મારૂં દુનીયા ઉપર જીવ્યું સાર્થક થશે. '

' શી ઇચ્છા ભાભી ? '

' મધુરિકાના છોકરાને હું એક વખત રમાડી લઉં. પચીશ વાસા થઇ ચૂકયા છે. તમારા ભાઇને કહોને જો લખે તો કે મહીનો પુરો થાય તો જલદી અહીં આવે. ' ફિકકા પડેલા મુખ ઉપર હાસ્ય રમતું મેં જોયું.

' કહીશ. ' મહા યત્ને સુભા અણુ સાફ કરી આટલું બોલી. હું પાછળ જ ઉભો હતો. અલકાને તે ખબર ન હતી.

' ભાઇ તમારૂં નહિ માને તો મારે કહેવું પડશે ? '

' કદાચ...' જરા ખચકાઇ, ' જો કે કોઇ વાતની તેમણે મને ના તો પાડી નથી જ. ' તેને મારામાં હજુ વિશ્વાસ હતો ! ! !

મારાથી અહીં વધારે વાર ઉભું રહેવાયું નહિ. આંખે અંધારાં આવતાં હતાં. જરા વધારે વખત ત્યાં રોકાયો હોત તો કદાચ ઢગલો થઇ નીચે પડયો હોત.

મધુરિકા પુત્રને લઇ ઘેર આવી ગઇ. હું જાતે જ કુળદિપકને લઇને અલકાની પથારી પાસે ગયો. સુભા પણ ત્યાં જ હતી.

' અલકા...' મારાથી આગળ બોલાયું નહિ. હું પુત્રને ખોળામાં લઇ તેની પાસે જ બેઠો. અજ્ઞાન બાળક મારા સામું જોઇ મરક મરક હસી રહ્યું'તું. આંખમાંથી એક ઊનું ટીપું તેના ગાલ ઉપર પડયું. બાળકને જોવાની, ચૂમવાની હોંસ વાળી અલકાએ મારા તરફ પાસુ ફેરવતાં તે જોયું. બીડાઇ જવાની તૈયારી કરતું પોયણું ચન્દ્રનું છેલ્લું કિરણ ઝીલી હસી રહે તેમ અલકાના મુખ ઉપર સ્મિત પ્રસરી રહ્યુ. તેની પહેલી દૃષ્ટિ બાળક ઉપર ગઇ. પછી મને સુભાને જોઇ અન્તે બાળક ઉપર પાછી પડી. મારા ખોળામાંથી બાળકને ઉંચકી લીધું. જે ગાલ ઉપર મારૂં આંસુનું ટીપું પડયું'તું તે ગાલે–ત્યાં જ ચૂમી, ઉમળકાથી છાતી સરસું ચાંપી મારા ખોળામાં પાછું મૂકયું.

સુભા અને હું આ જોઇ રહ્યાં. પછી પથારીમાં આડી પડી પાસુ ફેરવ્યું.

—અને આંખ મીંચી દીધી, સૃષ્ટિને આંખમાં સમાવી રાત્રિ પોપચાં બીડે છે તેમ.

---

# ગૃહમંદિરની ગૃહિણીઓને માર્ગદર્શન*

આ તજાતના ભેદની વાત બાજુએ મૂકીએ તો આપણે જોઈ શકીશું કે છોકરાઓ કરતાં છોકરીઓનું જીવનનિર્માણ નિરાળું હોય છે. પ્રત્યેક માતા એ જાણતી હોય છે. છોકરીઓના ભાવિને પણ પલટાતા સંજોગોની અસર થાય છે, અને એમને નવી નવી તકો સાંપડે પણ ખરી. પણ એ બધું છતાં છોકરાના અને છોકરીના જીવન-નિર્માણમાં કેટલાક નૈસર્ગિક ભેદો રહેલા છે.

સ્ત્રી અને પુરુષ બેશક સરખાં છે. છોકરા અને છોકરીઓ પણ સરખાં છે. પણ એ સરખાપણું એ સમાનતા શામાં છે ? સ્ત્રી કે પુરુષના શરીરમાં રહેલા દૈવી આત્માની સમાનતા પરત્વે કશો ભેદ ન હોય—ન હોવો જોઈએ, પણ આત્માને દેહ સરખાં નથી. ..ા દેહથી નિરાળો છે. એટલે છોકરીઓનું ..રીરિક કાર્યક્ષેત્ર છોકરાઓ કરતાં નિરાળું છે. એટલે એ કાર્યક્ષેત્ર માટેની પૂર્વભૂમિકામાં પણ અવશ્ય ભેદ રહેવો જ જોઈએ.

કેટલાક વ્યવસાયોમાં સ્ત્રી ને પુરુષ એક બીજાનાં નિર્માયેલાં કાર્યો કરી શકે છે. પણ એકંદર તો મોટે ભાગે સ્ત્રીને ગૃહમંદિરિયું સંભાળવાનું જ રહે છે. એટલે એમના શિક્ષણની પદ્ધતિ પણ જુદી હોવી જોઈએ સ્ત્રી-પુરુષ વચ્ચેનો ભેદ એમની પ્રત્યેના સન્માનમાં ન હોવો જોઈએ, એવી કેટલીક બાબતોમાં તો કશો ભેદ ન જ હોય; પણ એ છતાં કેટલીક બાબતોમાં તો ભેદ છે જ અને ત્યાં જ આપણે મર્યાદા મૂકવાની રહે છે. પુરુષ જે અને જેટલું મહત્વનું કામ કરે છે તે અને તેટલું જ મહત્વનું કામ સ્ત્રી પણ કરે જ છે. આમ છતાં એ કાર્યોના પ્રકાર જુદા હોય છે.

સમાનતા એ એક મનોહર સૂત્ર છે. સ્ત્રીઓ પ્રત્યેની ક્રૂરતા અને બેવકુફીભર્યા વર્તન સામે સુધારાના ઉદ્દેશથી એ સૂત્રગર્જના આવશ્યક પણ છે. યુનિવર્સિટીનાં અને હાઈસ્કૂલોના શિક્ષણના પ્રશ્નોમાં આપણે એવાં સૂત્રોનાં પ્રવાહથી તણાઈ ન જવું જોઈએ. છોકરા-છોકરીઓ વચ્ચેની શિક્ષણપદ્ધતિનો જે ભેદ સુસંગત હોય અને જે આપણી સંસ્કૃતિને માટે જરૂર હોય તેનો અમલ વગર હરકતે થવો જોઈએ; એમાં સમાનતાના સિદ્ધાંતને પકડીને બેસી ન રહેવાય. આ સંબંધમાં ભગવદ્ ગીતાના સ્થાપિત સિદ્ધાંત આપણને સૌથી વધારે માર્ગદર્શક થઈ પડશે. ગીતાએ ભાખ્યું છે કે ઉદાત્ત હેતુથી થતાં બધાં કામો હંમેશાં ઉમદા હોય છે. સુવ્યવસ્થિત સમાજરચનાને લગતા કાર્યો ઉમદા હોય છે એટલું જ નહિ, પણ એ એ ઈશ્વરભક્તિ જેવાં ઉત્તમ હોય છે. પોતાની ફરજ અદા કરવામાં ઉચ્ચનીચ જેવું કશું હોઈ શકતું જ નથી.

અને ઘરની સંભાળ રાખવી એ રાજકારણ કે એંજીનીયરીંગ કરતાં કોઈ રીતે ઉતરતું નથી જ. બાળઉછેરની પવિત્રતા કોઈપણ જંગી કારખાનાના ઉત્પાદન કરતાં ચઢિયાતી છે જ. કુટુંબની જરૂરીઆત માટેની સતત કાળજી, કુટુંબીઓના ખાનપાનની તથા કપડાં વગેરેની વ્યવસ્થા કુટુંબના આરોગ્ય વગેરેની સંભાળ એ સામાન્યતઃ સ્ત્રીઓનું સ્થાપિત અને સહજ કાર્યક્ષેત્ર છે, પછી એ સ્ત્રી શિક્ષિત હોય કે ન હોય.

આપણા સમાજે સ્ત્રીઓને શિરે સૌથી

---

* મહિલા વિદ્યાપીઠના પદ્વીદાન સમારંભમાં શ્રી. રાજગોપાલાચારીએ આપેલ ભાષણમાંથી.

મોટી ને અતિ વિકટ જવાબદારી સોંપી છે. એનો બાર એકલી સ્ત્રીઓજ ઉપાડી શકે એમ છે. ઘરની બહારનાં વધારે સરળ કામો પુરૂષે પોતાને કરવાનાં રાખ્યાં છે. એટલે વાસ્તવમાં કુટુંબની સંભાળ માને શિરે આવી પડે છે. પુરૂષનો પરિશ્રમ ભલે વધારે જણાતો હોય અને મહત્વનો પણ હોય, પણ સ્ત્રીના શિર પર ગૃહજીવનનો અને તેથી આખા સમાજનો આધાર રહેલો છે, એટલે સ્ત્રી ઘર સંભાળે છે. ને પુરૂષ સમુદાયનાં કામો કરતો હોય છે,

આમ આ બે નિરાળાં કાર્યક્ષેત્રોમાં કિયું ચઢિયાતું ને કિયું ઉતરતું ? પ્રાંતિક છૂટાપણું વધારે કે મધ્યસ્થ શાસન વધારે ? રાજ્યાધાર વગર કુટુંબો જીવી શકે પણ કુટુંબ વગર રાજ્યની હસ્તી ન હોઇ શકે. પુરૂષની ધાંધળ-ધરપત ભમે તેટલી વધારે દેખાતી હોય પણ સ્ત્રીનું ગૃહકાર્ય સમાજની હસ્તીને ટકાવી રાખે છે, એટલે વિદ્યાપીઠનું શિક્ષણ જો સમાજની ચઢિયાતી વ્યવસ્થા માટે હોય તો એ શિક્ષણ માનવસમાજને વધારે અસરકારક થઇ શકે તેવી એની રચના થવી જોઇએ, એનો અર્થ એ થયો કે છોકરાઓ ને છોકરાઓની કેળવણીના પ્રકાર જુદા હોવા જોઇએ. એ મૂળભૂત સિદ્ધાંત ઉપરજ કર્વેએ મહિલા વિદ્યાપીઠ સ્થાપી હતી.

છોકરીઓને જે વિશિષ્ઠ કેળવણી આપવાની જરૂર મને લાગે છે તેનું ક્ષેત્ર કંઇક વધારે વિશાળ છે, જો કે છોકરાઓના કોયેજના શિક્ષણ જેટલું એ ભારરૂપ ન હોય. એનું કારણ એ છે કે એક માતા તરીકે સ્ત્રીનું કાર્યક્ષેત્ર પુરૂષ કરતાં વધારે વિશાળ છે. એટલે છોકરીઓના શિક્ષણની યોજના કરવામાં આપણે વધારે વહેવારિક અને વાસ્તવદર્શી થઇએ છીએ જ્યારે છોકરાઓની કેળવણી માટે પશ્ચિમનું અનુકરણ કરીએ છીએ અને તેની ઉપયોગિતાની કે દિકના સંજોગોની કાળજી રાખવાની પણ દરકાર રાખતા નથી, આ સાથે સ્ત્રી કેળવણી આવશ્યક છે, એ ભૂલવું ન જોઇએ. જો સ્ત્રી સુશિક્ષિતા ન હોય તો છોકરાંછોકરીઓ બન્નેનાં બાળપણુ એળે જાય. બાળપણના સંસ્કારોની છાપ સ્કુલ–કે કોલેજમાં પણ નથી જ ભૂંસાતી. એટલે આપણે છોકરીઓની કેળવણી પરત્વે ખૂબ વધારે કાળજી રાખવી જોઇએ. છોકરીઓને સ્કુલ–કોલેજોમાં ધોંચીને એમને ડીગ્રીધારિણીઓ બનાવવાથી જ બસ થતું નથી. છોકરીઓને તેઓ સુશિક્ષિતા ને સંસ્કારી માતાઓ બની શકે, બાળકોને ઉછેરવાનું કાર્ય યથાસ્થિત કરી શકે, એ હેતુથી તેમને શિક્ષણ આપવું ઘટે છે. એટલે અનેક ભૂલોથી ભરપૂર ઉછરતી અવસ્થા વખતે છોકરાઓથી છોકરીને જુદી ભણાવવા માટે જ જુદી વિદ્યાપીઠો રાખવી જોઇએ એટનું જ નહિ પણ તેમને વિશિષ્ઠ કેળવણી આપવા માટે પણ એમની જુદી વિદ્યાપીઠો હોવી જોઇએ.

એ પછી પરીક્ષામાં ઉત્તીર્ણ થનારી બેનોને રાજાજીએ કહ્યું:

*ઘણા ચિંતન, મનન, નિરીક્ષણ પછી અને બહોળા અનુભવ પછી મને સમજાઇ ગયું છે કે સ્ત્રીના જીવનની પરિપૂર્ણતા માતૃત્વમાં જ રહેલી છે. કુદરત નિર્મ્યા માતૃત્વમાં સ્ત્રીજીવનનો જે આલ્હાદ રહેલો છે, તે બીજા કોઇ પણ વ્યવસાયમાં નથી જ. એમાં જ સ્ત્રીજીવનની સાચી કૃતાર્થતા, સહજાનંદની પ્રાપ્તિ, એને થઇ શકે છે. સમાજની સેવા કરી શકનારા અને સમાજની પ્રતિષ્ઠા વધારનારા બાળકની માતા તરીકેનો એ આનંદ એ સુખદ સ્ત્રીજીવનની કુદરતી મહત્વાકાંક્ષા હોય છે.*

એટલે મારી તમને સલાહ છે કે કુંવારા રહીને સ્વતંત્ર ધંધો કરવાને બદલે તમે બધાં

પરણી જાજે સિવાય કે કોઇ વિષયનાં નૈપુણ્ય તમને કૌટુમ્બિક જીવનની જરૂર વગર કોઇ વિશિષ્ટ કાર્ય કરવાની આંતરિક પ્રેરણા કરતું હોય. મેં ઘણી એવી છોકરીઓ જોઇ છે, જે સુખની શોધમાં કુંવારાં રહીને સ્વતંત્ર ધંધો કરવાનાં ફાંફાં મારીને છેવટે દુઃખી થાય છે અને પાછળથી એમને પરિણિત જીવનનું ભાન થાય છે.

લગ્નસુખનો ભેદ કેવળ પતિની પસંદગીમાંજ નથી, ખરૂં સુખ તો જીવનનાં કાર્યો દાંપત્યજીવનનાં સુખદુઃખોના સફળ સહચારમાં અને એકમેકના ભાગી બનીને એકમેકનો ભાર હલકો કરવામાં રહેલું છે. એ સ્ત્રીજીવનની ખરી કળા છે. એ લગ્નજીવનની સાચી સાર્થકતા છે અને એનો આનંદ એકસવાયા જીવનના કલ્પિત આનંદ કરતાં બેવડો-અધિકાધિક ચઢિયાતો હોય છે.

લગ્ન-એ કંઇ ગુલામ-શેઠનો સંબંધ નથી. પતિએ એમ નથી માનવાનું કે એની સ્ત્રી એની માલમીલકત છે. એ સાચો પ્રેમદા છે, પણ એની પ્રેમનિષ્ઠા એણે માની લેવાની નથી. એકસરખી સંભાળ વગર સ્ત્રીની પ્રેમનિષ્ઠાનો કોઇએ કશો અધિકાર નથી. પતિ પત્ની વચ્ચેનો સંબંધ એક પ્રકારનો મૈત્રી સંબંધ છે એકમેક પ્રત્યેનું આદરમાન એ સંબંધને ગાઢ બનાવે છે અને કોઇ ગેબી લાગણીની એકતાનતા એમાં પૂરે છે. ચોપડીઓમાં વાંચીએ છીએ એ રીતે કંઇ પ્રેમ એ કંઇ સટ્ટો કે બનાવી હરિફાઇની અણધારી તક સિદ્ધિ નથી. એ ચાન્સ-એટલે કે ભાગ્યની વસ્તુ પણ નથી, પણ સતત લાગણી અને કાળજીથી સ્ત્રી-પુરૂષના જીવનમાં પ્રેમનો સંચાર થાય છે. જે રીતે પુરૂષ મિત્રોનો પ્રેમ પરસ્પરની લાગણીથી વધે છે તેમ સ્ત્રી-પુરૂષનો, પ્રેમ પણ એ રીતે જ વધે છે, પણ સ્ત્રી-પુરૂષ વચ્ચે કુદરતી પ્રેમનું એક જબરૂં તત્વ સવિશેષ રહેલું છે.

વધુમાં રાજાજીએ ન્યાતજાતના ભેદ વગર આંતરવર્ણીય લગ્નોની હિમાયત કરી હતી. હરકોઈ ભેદો એના મૂળ શોધ્યા વગર જવાના નથી. ન્યાતજાતના ભેદ એનો ઉચ્છેદ કરીને ટાળી શકશે. એ ભેદ સાથે જમવાથી કે સાથે કામ કરવાથી કે રમવાથી નહિં જાય, પણ આંતરવર્ણીય લગ્નોથી જ જશે. આપણા સમાજના કાયદા હજી એટલા ઉદાર નથી થયા, એવા લગ્નોને એ સાંખી લેતા નથી. કેટલાક વર્ગો તો એ સામે સલામતીઓ પણ માગે છે, એમનો ઉદ્દેશ ગમેતેવો હોય છતાં પણ એવા અંતરાયો પ્રજાતિના *હિતમાં નથી.* બધા કાયદાની ઉપરવટ એક એવો સ્થાયી કાયદો હોવો જોઇએ, જેમને એક એવો સ્થાયી કાયદો હોવો જોઇએ, જેમને એક વરસ કે તેથી વધુ પતિપત્નિ તરીકે સાથે રહેનાર હરકોઇ સ્ત્રીપુરૂષ નીતિ નિયમને કે નાગરિક વ્યવહારને અનુરૂપ હોય તો વગર હરકતે પોતાનાં લગ્ન કાયદેસર નોંધાવી શકે કે જેથી એમનાં બાળકો કાયદેસર ઠરે ને એ માટે એમને કશો દોષ ન લાગે. આવા કાયદા ઉપરાંત હિંદમાં કોઇપણ પ્રકારના અંકુશો વગર કોઇપણ ન્યાતજાતની બે વ્યક્તિઓને કાયદેસર લગ્ન કરવાનો હક્ક હોવો જોઇએ. કેળવણી હંમેશાં ઉદાર દ્દષ્ટિ માગે છે ને તેમાં આંતરવર્ણીય લગ્નનો પ્રશ્ન સુશિક્ષિત યુવતીઓને માટે ખાસ મહત્વની વિચારણા માગી રહ્યો છે.

### આઝાદ હિંદ સેનાની ઝાંસીરાણી ટુકડીની જીવતી વીજળી

# રણચંડી લક્ષ્મીબાઇ

**લક્ષ્મી સ્વામીનાથન્ ! આ નામ આજે, હિંદભરમાં, ફેરવાઇ ગયું છે-ભાવપૂર્વક સત્કારાઇ રહ્યું છે. રણચંડી લક્ષ્મીબાઇના હાથમાં સુભાષબાબુની આઝાદ હિંદ ફોજની ઝાંસીરાણી ટુકડીનું નેતૃત્વ અર્પણ કરવામાં આવ્યું હતું. આલ્ફ્રેડ વેગ નામના એક પરદેશી અખબારનવેશે બ્રહ્મદેશમાં રણચંડી લક્ષ્મીબાઇની એક ખાસ મુલાકાત લીધી હતી. એ મુલાકાતનો સાર અહિં પ્રસિદ્ધ કર્યો છે.**

બ્રહ્મદેશમાં સૌથી વધુ જેનો કડપ પડે છે એ એક હિંદીજન છે. એકત્રિસ વરસની એની વય છે. ઇન્કિલાબ જીવતો કરવા માટે એ જીવે છે. એની જિંદગી એક હેતુ માટે જ શ્વાસ લ્યે છે. એ હેતુ એટલે હિંદુસ્તાનની આઝાદી.

એ એક લલના છે. સૌંદર્યે એને વરમાળ પહેરાવી છે પણ એને એ વાતો સાથે નિસ્બત નથી. દિવસ રાત એ બળવાનું ધ્યાન ધરે છે. એ માને છે કે ઉઘાડા બળવા વિના હિંદુસ્તાનનો આરો નથી. સિદ્ધાન્તના આ એક તાંતણા ઉપર એની કાયા ટકે છે.

એનું સરળ નામ છે, શ્રીમતી ડૉ૦ લક્ષ્મીબાઇ સ્વામીનાથન. પણ એનું સાચું નામ છે, રણચંડી લક્ષ્મીબાઇ ઝાંસીની રાણીની ટુકડીની એ આગેવાન છે.

બ્રહ્મદેશની ધરતી પર ઉભા રહી હિંદુસ્તાનની કોઇ પણ વાત કરવાનો હક્ક જો કોઇને હોય તો એ રણચંડી લક્ષ્મીબાઇને છે. એમ સૌ કોઇ બ્રહ્મદેશમાં માને છે.

રણચંડી લક્ષ્મીબાઇ ખરા અંતઃકરણથી વિપ્લવની માગણી કરે છે. એની રીત સાથે કોઇ સહમત થાય કે ન થાય પણ રણચંડીની એની માંન્યતા માટેની પ્રામાણિકતા માટે કોઇને શંકા નથી.

આ વીજળી ભારતથી બ્રહ્મદેશ ગઇ છે, પણ બ્રાહ્મી ભૂમિ પર વસતી એની કાયા અને એનું કાળજું હિંદની સ્વતંત્રતાની માળા ફેરવે છે.

એના દેશથી એ દૂર પડી છે પણ એના દિલમાં દેશ એક ઉજ્જવલ ભાવના બની ઝળહળી રહ્યો છે.

આઝાદ હિંદી ફોજનો ઝાંસીની રાણીની ટુકડીની સરદારી એની પાસે હતી. ૧૯૪૫ માં એ ટુકડી મલાયા પહોંચી હતી અને ડૉ. લક્ષ્મીબાઇએ મલાયામાં જાપાનીઓના જખ્મો ધોવામાં એના તબીબી અનુભવને કામે લગાડયો હતો.

એક સાંજે રંગૂનમાં ફરતાં ફરતાં એક અંગ્રેજ અમલદારે વાતચાતમાં ડૉ. લક્ષ્મીબાઇ માટે કહી દીધું હતું કે એ તો છોકરી જેવી લાગતી હતી. બ્રહ્મદેશની વીજળી તરીકે એ ગોરા અમલદારે એને ઓળખી હતી.

હિંદુસ્તાનની આ વિજળીના ઝબકારા જોવાની મને હોંશ હતી. એટલે મેં ડૉ. લક્ષ્મીબાઇ માટેની ઘણી વાતો એકઠી કરી હતી.

એક દિવસ મને એ તક સાંપડી. હું એ રણચંડીની મુલાકાત લેવા રંગુનના માર્ગ પર ચાલવા લાગ્યો.

નગરના ગરીબ લત્તામાં લક્ષ્મીબાઇ રહેતાં હતાં. શ્રી. સિંધ નામના હિંદના એક કંટ્રાકટર જોડે એ વસતાં હતાં. મને આ કુમારીની બહાદુરી જોવાની ઉમ્મેદ હતી. ડૉ. લક્ષ્મીબાઇ એટલાં સહૃદય, એટલાં પ્રમાણિક હતાં કે લશ્કરી અમલદારોએ પણ એ વાતનો ખુલ્લો એકરાર કર્યો હતો, એ કારણે તો એ રણચંડી મુક્તિ ભોગવી રહ્યાં હતાં.

રણચંડી લક્ષ્મીબાઇનાં પરાક્રમોની મને જાણ બીજાઓ તરફથી આ રીતે થઇ હતી.

જાપાનીઓ અને સાથી રાજ્યોની સેનાની ટક્કર લાગી અને પ્રશાંતના જંગે જે જલદ પલટો લીધો એ કારણે જાપાન શરણે ગયું.

પણ રણચંડી લક્ષ્મીબાઇએ શરણ શોધ્યું નહિ. અંગ્રેજ સિપાહીઓએ એમને ઝડપી લીધાં અને એમને ગિરફતાર કર્યાં.

પછી તો ઝાંસીની રાણીની જે ટુકડી હતી એની વાત મને વીજળીના મુખેથી જ સાંભળવાની મળી:

" ૮૫૬ સ્ત્રીઓ ઝાંસીની રાણીની ટુકડીમાં ગર્જના કરતી હતી. એમાંની તમામેતમામ સ્ત્રીઓને સંપૂર્ણ લશ્કરી તાલીમ આપવામાં આવી હતી. પણ પાછીથી યુદ્ધના પરિણામ પછીથી આ ટુકડીને વિખેરી નાખવામાં આવી. રંગુનથી ઘણી સ્ત્રીઓને સિંગાપુર મોકલી દેવામાં આવી. "

આ પછી મને વધુ માહિતી મળી. ડૉ. લક્ષ્મીબાઇ અને એમની કેટલીક સહિયરોએ તો જાપાની મોરચા પર રહી ઘાયલોની સુશ્રુષા કરવા માંડી. તેઓએ મેદાન છોડયું નહિ.

તેઓ જ્યારે સ્વયંસેવિકા તરીકે હસ્પિતાલમાં કામ કરી રહ્યાં હતાં ત્યારે મોચી-માર્ગ પર અંગ્રેજ સૈનિકો વિમાન છત્રીથી હેઠળ ઉતર્યા હતા.

એ અંગ્રેજ દળ પહેલાં સંતાઇ રહ્યું અને પછી તેઓ હસ્પિતાલમાં દાખલ થઇ ગયા. ત્યાં રણચંડી લક્ષ્મીબાઇ અને બીજી સ્ત્રીઓને પકડવામાં આવ્યાં ને રંગૂન રવાના કરી દેવામાં આવ્યાં.

રંગૂનની ખાસ જેલમાં તેઓને પૂરી દેવામાં આવ્યાં. પણ બહારની પરિસ્થિતિ એવી હતી કે કારાવાસમાંથી લક્ષ્મીબાઇને મુક્ત કરવામાં આવ્યાં. એમને કહેવામાં આવ્યું કે એમણે જાહેર વ્યાખ્યાનો કરવાં નહિ પણ એવી કોઇ શરત ડૉ. લક્ષ્મીબાઇએ કબૂલ રાખી નહિ, તો ય એમને મુક્તિ મળી.

એ પછી ૨૧ મી ઓકટોબરનો સૂરજ ઉગ્યો. ઓકટોબરની ૨૧ મી તારીખ, ૧૯૪૫ આઝાદ હિંદ સરકારની સ્થાપનાની એ તો પહેલી વર્ષગાંઠ હતી. રણચંડીનું ઘર જાગ્યું.

એ દિવસે મિત્રના ઘરમાં રણચંડીએ અજબ વાણી વહાવી. શરૂઆતમાં શ્રોતાઓ આવી બેઠા.

રણચંડીએ ઘોષણા કરી:

" જે આદેશ માટે આઝાદ હિંદ ફોજ આકાર પામી હતી એ આદેશ પાર પડયો નહોતો. હિંદની આઝાદી હાંસલ કર્યા વિના આઝાદ હિંદ ફોજને હૈયે ટાઢક નહોતી. એનાં રૂવાડે જંપ નહોતો. "

આ વાણી પછી રણચંડીને ફરી જ્યાન નહિ ફેંકવાની વાત સંભળાવવામાં આવી. રણચંડી લક્ષ્મીબાઇની વાણીમાં વિપ્લવની જ બારાખડી હતી.

યુદ્ધનો લાભ લઇને બહારી પ્રજાનું શોષણ કરી જેઓએ કાળાં બજારો જમાવ્યાં હતાં એને માટે ડૉ૦ લક્ષ્મીબાઇના શબ્દો અતિશય તીખા હતા.

એ કાળા બજારીઆઓ જેનાં ભાણામાં લાડુ હતો એના પર જ વેપાર ખેલતા હતા

જ્યારે રંગૂનમાં જાપાનીઓ વહીવટ કરતા હતા ત્યારે કાળાં બજારો ઉભાં કરી તેઓએ પછી જ્યારે અંગ્રેજો રંગુનમાં આવ્યા ત્યારે તેઓએ દબાવેલી અંગ્રેજોની ચલણી નોટોને કામે લગાડી.

ઉત્તર હિંદના એક વેપારીએ જાપાનીઓના વહીવટ દરમિયાન પાંચ કરોડનો નફો કર્યો હતો. જાપાનીઓ પાસેથી એણે લાભ મેળવ્યો હતો. પણ પછી જાપાનીઓનો પરાજય થયો ત્યારે એ જ વેપારીએ અંગ્રેજોનું પડખુ સેવી એના વેપારને ધીકતો રાખ્યો હતો.

એવા માનસવાળા વેપારીઓને ડૉ૦ લક્ષ્મીબાઈએ વખોડી કાઢયા હતા. લક્ષ્મીબાઈએ કહ્યું હતુંઃ

" એવા વેપારીઓને નેતાજી સુભાષ બોઝે બરાબર સીધા કર્યા હતા. એમની નફાખોરીમાંથી ખાસ કરવેરા લેવામાં આવ્યા હતા અને એ નાણું આઝાદ હિંદ ફોજને ચરણે ધરવામાં આવ્યાં હતાં. "

ડૉ. લક્ષ્મીબાઈએ પછી જણાવ્યું હતુંઃ

" બળજબરીથી કોઈ પાસેથી નાણાં ઉઘરાવવામાં આવ્યાં નહોતાં. હિંદીઓની લક્ષ્મીથી આઝાદ હિંદ ફોજની તિજોરી છલકાઈ પડી હતી. જાપાનીઓએ તો હથિયારોની સમવડ આપી હતી પણ બાકીનો બધો ખર્ચો હિંદી મૂડીમાંથી જ કરવામાં આવ્યો હતો. "

ડૉ. લક્ષ્મીબાઈએ ભાર દઈને કહ્યું હતુંઃ

" આઝાદ હિંદ સેના અને અને જાપાનીઓને કંઈ લાગતું વળગતું નહોતું. ગને જો હિંદ જવાની તક મળે તો હું પુરવાર કરી આપું કે આઝાદ હિંદ સેના એ સ્વતંત્ર ફોજ હતી. જાપાન અને બ્રિટન એકબીજા સામે લડાઈ લડતાં હતાં માટે આઝાદ હિંદ સેનાએ કંઈ જંગનો નાદ ઉભો કર્યો નહોતો. જાપાનીઓ તો ટપોટપ શરણે જતા હતા પણ અમારી લડતનો વાવટો તો ફરકતો જ રહ્યો હતો.

આઝાદ હિંદ સેનાના આરોગ્યના વિભાગમાં પણ ડૉ. લક્ષ્મીબાઈનું નામ મોખરે હતું. આઝાદ હિંદ સેનામાં કોઈ ઉચું નહોતું, કોઈ નીચું નહોતું, કોમવાદ કે સામાજિક દરજ્જાનો કોઈ ભેદ એમને સતાવતાં નહોતાં. હિંદુ અને મુસ્લિમ જેવા શબ્દો ત્યાં ઉચ્ચારાતા નહોતા.

ડૉ. લક્ષ્મીબાઈને ભાવિ દિવસો વિષે સવાલો પૂછવામાં આવ્યા એમણે કહ્યુંઃ

" બ્રહ્મી પ્રજા અને હિંદી પ્રજાનો સંબંધ મીઠો બને એ જોવા હું ખૂબ આતુર છું. એ માટે હું બ્રહ્મી નેતાઓનો સહકાર મેળવી રહી છું. જે બ્રહ્મીઓએ હિંદી સેના ઉપર સિતમ વરસાવ્યો છે એનાથી ખોટે માર્ગે દોરાઈ જવાની જરૂર નથી. એ બ્રહ્મીઓ તો એના દેશમાં પણ એવાં કામો કરનારા હતા. એ કારણે હિંદી સેના અને બ્રહ્મીઓ વચ્ચે મનદુ:ખ ન થવું જોઈએ. "

ડૉ. લક્ષ્મીબાઈ સ્વામીનાથન, ઝાંસીની રાણી ટુકડીની રણચંડી, ભારતની વીજળી— એમની સાથે હું વાર્તાલાપ કરતો હતો ત્યારે મારી નજર એ ખંડ પરની એક તસવીર પર દોડતી હતી.

અઢી ફિટની રંગીન, મહાત્મા ગાંધીની તસવીર એ ઓરડામાં ઝૂલતી હતી. એની બાજુમાં ગુરુદેવ ટાગોરની છબી ઝૂલતી હતી.

મને લાગ્યું કે હિંદને આવી રણચંડીની જરૂર હતી. લક્ષ્મીબાઈનું આકર્ષણ એમના આઝાદીના આદર્શમાં સમાએલું હતું. આજના ચકડોળે ચડેલા હિંદના ગામલાને આવા એક નેતાની પણ જરૂર હતી.

( વંદેમાતરમમાંથી )

# એ પાપ !

લેખક : શ્રી. વરજીવન પરિખ

મધ્યરાત્રિની નિરવતા. ચોપાસ પથરાઇ હતી. સામે આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર એની ધવલ-રોશની વડે વિશ્વને શિતળ-સ્નાન કરાવી રહ્યો હતો. નાનકડી અટારિમાં થઇને રજનીકાંતની નાની રૂમમાં ઇન્દુદેવના જ્યોતિકિરણો પથરાતાં હતાં. એક આછું-બિછાનું, એ પર બગલાની પાંખ જેવી શ્વેત ચાદર, ચા અને પાણી ગરમ થઇ શકે એટલું નાનું રાચરચીલું, એકાદ આરામખુરશી, અને સામે ખુણામાં-પડેલો એક લાકડાનો ઘોડો;- રજનીકાંતની એ નાનાશી ગૃહ-સમૃદ્ધિ હતી- એ નાની ગૃહસમૃદ્ધિ વચ્ચે-આજે છેલ્લા સાત સાત વર્ષથી એ રહેતો હતો.

વહેલી પ્રભાતથી મોડી સંધ્યા સુધી અવિરત પરિશ્રમ કરી નોકરી કરવી; અને એના બદલામાં પોતાના-એકનો પણ-સંકોચ-...ક નિભાવ થઇ શકે એટલી ટૂંકી કમાણી વચ્ચે રજનીકાંત મુંબઇનું સાત સાત વર્ષથી જીવન જીવતો હતો.

મુંબાઇનું જીવન એટલે ? નિરર્થક જરૂરીયાતોનો તો જાણે શભુમેળો ત્યાં ભરાયો છે ! આડંબર અને દંભ, મિથ્યાઅભિમાન, અને અવિવેકીપણું, અર્ધ-દગ્ધ, અને અસહ્ય એવી સ્વતંત્રતા, અને આ સૌ વચ્ચે વિકૃત બનતું યુવાન-માનસ. મુંબઇના મહાજીવનના આ રંગો જાણ્યે-અજાણ્યે પણ 'માનવી'ને પશુ બનાવી દે છે ! અને એ છતાં એ જીવન વચ્ચે હર્ષભેર રાચતા યુવાનો એટલે ?

અંગ્રેજી જ્ઞાનની થોડીએક ભૂખ સંતોષીને રજનીકાંત, વતન કાઠીઆવાડના એક ગામડાંને ત્યજીને, મુંબઇનું સ્વતંત્ર જીવન જીવવા મુંબઇ આવ્યો હતો. સાત સાત વર્ષોના મુંબઇના જીવનના અનુભવે એને સમજાવ્યું હતું-કે મુંબઇ એ જીવતું નર્ક છે.

અને એ સૌ સમજવા છતાં-સ્વીકારવા છતાં કહેલા એ 'નર્ક'ને સાથેસાથ ત્યજી શકે છે ? રજનીકાન્ત પણ એ સમૂહનો એક માનવી હતો !

ઘડીઆળમાં બરાબર ૧૨ના બાર ટકોરા થયા. "ઓહો અર્ધરાત્રિ વીતી ગઇ. હજુ પણ આજે તો નિદ્રા આવતી નથી." એટલું સ્વગત બોલી એણે એક નિઃશ્વાસ મૂક્યો.

એક પળ એ પથારીમાંથી ઉભો થયો- બહારની 'ટેરેસ' પર આવ્યો. એણે આકાશ તરફ નજર ફેરવી-આકાશમાંથી ચાંદનીની સતત ધારા જગતપર જાણે ઢળવાતી હતી ! રૂપેરી ચાદર ઓઢીને જગત જાણે નિદ્રા લેતું હતું. કેટલું-કેવું ભવ્ય એ નૈસર્ગીક દૃશ્ય હતું.

રજનીકાંતની આંખો નીચે આવી-માર્ગ પરની 'ગેસ લાઇટ'ની બત્તીઓ માત્ર સુના-એકાકિ માર્ગના સાક્ષીરૂપે-એકલી ટમટમતી હતી. બન્ને બાજુની ટ્રામની વચ્ચેની 'ફુટ-પાથ' પર-દુબળા માનવીઓની એક લાંબી નજર પહોંચે એટલે દુર સુધી હાર લંબાતી સુતી હતી. થોડે થોડે અંતરે, અધિરાઇભરી ઝડપે પસાર થતી-'ભૂં-ભૂં' અવાજથી ગજવી મૂકતી. મોટરો, સુતેલા અર્ધનિદ્રાવશ-અર્ધજાગૃત માનવીઓની નિદ્રામાં ખલેલ પાડતી હતી. સામેની હોટલમાં સવારના પાંચથી શરૂ થયેલી 'ગ્રામોફોન'ની રેકર્ડોનો જાણે અંતજ ન હતો-સાફ થતા ખાલી પ્યાલાનો ખડખડાટ કરતો ધ્વનિ, ચા અને નાસ્તાના છુટતા ઓર્ડરો, હોટલની મહત્વભરી જીવંત અવસ્થાનો ખ્યાલ આપતા હતા.

રજનીના મગજમાં આ હંમેશની ધમાલ, આ ધમાલીયું મુંબઇનું જીવન અને એ ખદ-બદતા કાદવ વચ્ચે જંતુની જેમ જીવન જીવવા

ઇચ્છતી મુંબઇની માનવજનતા. આ આખુંયે દશ્ય-નિહાળી એની આંખે ઝમકમાં આવ્યાં, એના શરીરનાં રોમાંચ ખડાં થયાં એના સમગ્ર અંગમાં ભયની એક ધ્રુજારી આવી અને ગઇ.

'આ જીવન અને આ જીવનનો આટલો મોહ ? આવતી કાલેજ આ બધું તજીને કમાવી દઇને હું વતન તરફ પ્રયાણ કરૂં તો ? મારા જીવનથી એક કયું પાપ એને અહીં ઢસરડી લાવ્યું હશે ? '

અટારિએથી એ ફરી અંદર આવ્યો અને બિછાનામાં સુતો. આંખો બંધ કરી એણે નિદ્રાધિન થવા પ્રયત્નની શરૂઆત કરી.

એક પળ વીતી. અને એ પુનઃ ઉભો થયો એણે એના ખીસ્સામાંથી, એક પત્ર કાઢયો. અને ' લાઇટ 'ની ' સ્વીચ ' દાબી. પળ એકમાં સારાયે ખંડમાં રોશની પથરાઇ ગઇ—

' પ્રમિલા, મારી જીવન-સંગિની-એ બે વર્ષથી આજ એ ત્યાં અને હું અહીં એમ અમે એકમેક-વિરહે ઝુરી રહ્યા છીએ. અહીંની નાનકડી ' આવક 'માં એનું ભરણ-પોષણ શકય બનતું નથી.

પ્રમિલા સાથે લગ્ન કર્યાને આજે આઠ-આઠ વર્ષ થયાં. સાત સાત વર્ષથી હું અહીં એકલો જીવું છું. એ ત્યાં ઝુરે છે !

બિચારી પ્રમિલા ! મારા સરિખા કઠોર પુરૂષ પતિને પરણીને એને દુઃખી થવું જ નિમાર્યું હશે ? આખા ય પત્રમાં એના અંતરની વેદના કેટલી ભરી છે ? આખો પત્ર આંસુઓથી ભીંજાયેલો છે. એ ઉન્હા આંસુઓના અસ્પષ્ટ રેલાઓ, પેન્સીલના અક્ષરો પર સાફ દશ્યે પડે છે ! કેટલું અસહ્ય જીવન !

અને આ સૌ પછી પિતાજીની મિલકત કંઇ ઓછી નથી ! પિતાજીની એ પૂંજી વચ્ચે મારી આ નાની કમાણિની શી કિંમત છે ? અને છતાં કયું પાપ, મને અહીં જ જીવવા પેરે છે ?

પ્રમિલા સાથેના સંસ્મરણો અહર્નીશ સ્મૃતિ પર અથડાયા કરે છે ? એ નિર્દોષ નવોઢાની રમ્ય મુર્તિ મારી સામેથી ખસતી નથી. પ્રમિલા ! મારી દેવી ! હું તને કેટલું દુઃખ આપી રહ્યો છું ? "

રજનીની આંખોમાં આંસુ ઉભરાયાં, એને ન સમજાયું આજે એને શું થઇ રહ્યું હતું. કોઇ અકથ્ય-વેદના વડે એ મુંઝાતો હતો. ભૂતકાળનું કોઇ પાપ, એને જાણે આજે ખાવા ધાતું હતું.

એકાએક એ ઉભો થયો, બત્તીની 'સ્વીચ' બંધ કરી. અને એ બિછાનામાં સુતો. એક પળ વીતી-અને એના જીવનનો સનાતન પ્રશ્ન એને પુનઃ ઉપસ્થિત થયો.

" મારા જીવનમાં એવું કયું પાપ મને અહીં ઢસરાવી લાવ્યું હશે ? "

એક, બે, ત્રણ, ચાર, એમ વખતો વખત એના અંતરમાં એ પ્રશ્નનો ધ્વનિ ઊઠતો રહ્યો.

*

" રજની તારો આ કાગળ છે ! "

આવેલા પરબિડીયા પર રજનીકાન્તે એક દૃષ્ટિ ફેરવી. કવર પરના અક્ષરો કોઇ સ્ત્રીના હાથે લખાયા હોય એમ સ્હેજે ભાસ્યું. હોટેલની એ પોતાની રૂમમાં ત્વરિત ગયો. અને કવર ફોડયું.

" વ્હાલા રજનીકાંતઃ

તમારાથી હું પરિચીત નથી. તમે મારાથી પરિચીત નથી, તો પણ પરોક્ષ રીતે તમો મને-અને હું તમને પિછાણું છું.

રજનીકાન્ત ! મારા કુટુંબમાં, મારા ઘરમાં, અને આપણી સમગ્ર જ્ઞાતિમાં મેં તમારા સંબંધે ખૂબ ખૂબ સાંભળ્યું છે.

તમારી પેલી પ્રશંસા વડે જ મને તમારી તરફ કુદરતી આક્રમણ થયું છે.

રજનીકાન્ત ! તમને આઘાત થશે. પરંતુ મે દૃઢ નિશ્ચય તમોને વિદિત કરવા છું"આ પત્ર તમારા કરકમળમાં આજે પાઠવી રહી છું.

અવિનય ભાસે તો ક્ષમા આપશો. પરંતુ મેં પ્રતિજ્ઞા લીધી છે કે હું લગ્ન તમારી સાથે જ કરીશ, રજનીકાન્ત ! મારી પ્રતિજ્ઞા પૂરી કરશો ને ?

તમને નિહાળ્યા નથી પરંતુ તમારા જ એક ફુરતાં બ્હેને તમારો એક 'ફોટો', મને આપેલો છે. હું પ્રતિદિન એનું પૂજન કરું છું. અને ઇશ્વરને પણ પ્રાર્થના કરૂં છું કે અમારૂં લગ્ન સુખી નીવડો.

રજનીકાન્ત ! એ વસ્તુના નિવેદનની જરૂર છે કે હું તમારી કિંકરી બનીને રહીશ ! તમારી જ સેવામાં મારૂં સમગ્ર જીવન અર્પી દઇશ,......ઓ દેવ ! મને તમારી દાસી તરીકે સ્વીકારશો ને !

મને શ્રદ્ધા છે. તમે, મને નહિ જ તરછોડો ! તમે જ આ જગતપર મારા 'દેવ' છો ! મારી એ અંતરની પ્રતિજ્ઞા છે ! અને જીવનભર હું એ 'પ્રતિજ્ઞા'નું પાલન કરીશ.

આ સૌ પછી, તમે મારી વિનંતીનો સ્વીકાર નહિ કરો તો ? એ કલ્પનાજ દુઃસહ્ય છે ! નાથ ! એનું પરિણામ બીજું શું હોય ? હું 'આત્મહત્યા' કરીશ !

તમારા પ્રત્યુત્તરની રાહ જોઉં છું. મને નિરાશ ન કરશો. ઓ પ્રભુ !

લી. તમારી થવાને સરજાયેલી
તમારી દાસી
મંજરીના પ્રણામ. "

આણોએ પત્ર વાંચી રજનીના વદનપર ગાંભિર્ય પથરાયું, પત્રને હાથમાં મૂકી એ તરંગ તલ્લીન બન્યો.

'આ મંજરી કોણ હશે ? અને મારી પાછળ આટલી ઘેલી થવાનું કંઇ કારણ ? આ સંજોગોમાં શું કરવું ? શું મારે એનીજ સાથે લગ્ન કરવાં પડશે ? '

વિચારોની ધૂનમાં રજની કલાકોના કલાકો સુધી બેસી રહ્યો. ખૂબ વિચારણાને અંતે એ નિર્ણય ઉપર આવ્યો કે-મંજરી સાથે લગ્ન કરવાં—એ ઇચ્છનીય નથી !

" શ્રીમતિ મંજરી,

તમારો વિચિત્ર પત્ર મળ્યો છે.

કોઇ પણ પરાયા પુરૂષને આવો પત્ર લખતાં તમને કેમ સંકોચ ન થયો એજ મને તો આશ્ચર્ય ઉપજાવે છે.

'લગ્ન', સંબંધી મારા વિચારો જુદા છે. એટલે તમારી વિનંતી હું, કોઇ પણ સંજોગોમાં સ્વીકારી શકું તેમ નથી. તે બદલ મને ક્ષમા આપશો; અને 'પ્રતિજ્ઞા' અને 'અંતરની શ્રદ્ધા'ની વાતને બાજુ પર મૂકી તમે બીજે સ્થળે લગ્ન કરી લેશો. એમ હું ઇચ્છું છું.

તમારો સંસાર સુખી નિવડે એ પ્રાર્થના.

લી. રજનીના પ્રણામ.

પત્ર લખાઇ ગયો અને ટપાલપેટીમાં પણ એ નાંખી દેવામાં આવ્યો.

*

કાળનો પ્રવાહ વ્હેતો રહ્યો.

" રજની ! નવનીતલાલની પુત્રી મંજરીનું તો તેં નામ સાંભળ્યું હશે ! નવનીતલાલ આપણી જ્ઞાતિના પ્રતિષ્ઠિત વકિલ છે. મંજરી પણ ઠીક ઠીક સુશિક્ષીત છે. અને તેઓ આપણા ઘર સાથે સબંધ બાંધવા ઇચ્છે છે. આ સબંધમાં તારી સલાહ લેવી. જરૂરી છે; એટલે તને પુછું છું. "

" પિતાજી ! ઇશ્વરની ખાતર હાં મારું લગ્ન ન કરશો. "

રજનીના પિતા અમુલખરાયને રજનીનો

આ વિરોધ ન સમજાયો. એમને ખૂબજ આશ્ચર્ય ઉપજ્યું અને પ્રશ્ન થયો–' રજની કેમ ના પાડતો હશે ? '

" પણ...છે શું ?"

" પિતાજી ! એ ન પૂછશો ! એ ' મંજરી ' સાથે ઇશ્વરને ખાતર મારો વિવાહ ન કરશો અને કરશો..."

" તો શું ? "

" હું મરી જઇશ—"

અમુલખરામ ફુલ્ ઉઠ્યા. રજનીનો આ વર્તાવ એમને બિલકુલ સમજાયો નહિ. પરંતુ એ પછી એમણે મંજરી સાથેના વિવાદની વાત પડતી મૂકી.

*

" પિતાજી ! મારે લગ્ન કરવાં જ નથી." મંજરીએ બે હાથ જોડીને એના પિતાને વિનવ્યા.

" તું આ શું વાત કરે છે બ્હેન ! આ જતી અવસ્થાએ તારે મારી પ્રતિષ્ઠામાં ધૂળ મેળવવી છે ? "

" પ્રતિષ્ઠા " અને " ધૂળ " એ બે શબ્દો મંજરીના મનોપ્રદેશમાં રમી રહ્યા. એ આંખો ફાડીને વિચારી રહી પોતે લગ્ન નથી કરતી. એના પરિણામ રૂપ પિતાની આબરૂ ધૂળમાં રગદોળાતી એણે નિહાળી એ શબવત્ ઉભી રહી. પળ એકમાં એણે નિશ્ચય કરી લીધો.

" ઠીક છે, પિતાજી હું લગ્ન કરીશ. " મંજરી કંઇક લુખું હસીને બોલી.

નવનીતરાયના હર્ષને અવધિ ન હતી.

*

મંજરીનાં લગ્ન આજે થવાના હતા.

આપણા લગ્નોની ધમાલ સંબંધે હવે શું લખવું રહ્યું છે ! સાજા અશક્ત માણસોને માંદા પડવાનો એ એક અખતરો છે. કારણ વગરની ધમાલ અને ધમપછાડા, જરૂર વગરના બબડાટ, અને શોરબકોર. પ્રતિષ્ઠાના ' હાઉ ' નીચે થતો દ્રવ્યનો નિરર્થક દ્રવ્યનો વ્યય અને પાચન ન થઇ શકે એવાં મિષ્ટાન્ન પરની ' સતત્ ' ઝાપટના પરિણામરૂપ બગડતી શારીરિક અવસ્થા. આ બધા એ આપણા 'લગ્ન' સમારંભના મહત્વના તત્વો છે. એમાંના કયા કેટલે અંશે જરૂરી છે એ તો ઇશ્વર જાણે !

દુર દુરથી આવતા વરઘોડાનું આગમન સૂચવતા બેન્ડના સુમધુર સરોદો વાતાવરણમાં વેરાતા હતા. અને લગ્નમંડપમાં એ આવતા અવાજની સાથે—

' એ આ વરઘોડો તો આવી લાગ્યો. હજુ તમે કેમ તૈયાર થયા નથી ? માળા આપણા બૈરાઓ...'

એવા અસ્પષ્ટ ધ્વનિ સંભળાતા હતા. અને ધમાચકડી મચતી હતી. કંઇક વેરાતું હતું ! કંઇક ફુટતું હતું ! કોઈનું છોકરૂં રડતું હતું ! કોઇક રીસાતું હતું ! અને આ બધી ધમાલ વચ્ચે પણ જોશી મહારાજ, સતત્ ' લગ્ન-સરા 'ની અનેક રાત્રીઓના ઉજાગરાના પ્રતાપે પ્રાથમિક રાત્રીની 'નિદ્રા'-ની મોજ માણતા હતા.

વરઘોડો આવી પહોંચ્યો. વરરાજ પધાર્યો એમના સ્વાગતની વિધિ થયા બાદ એઓ લગ્નમંડપમાં વરરાજના લાક્ષણિક રૂવાબ વડે બિરાજ્યા

અને દક્ષિણા લાલચુ જોશી મહારાજના અસ્પષ્ટ મંત્રોચ્ચારોના ધ્વનિ વાતાવરણમાં વેરાવા લાગ્યા.

થોડીએક પળો વીતી.

" કન્યા પધરાવવાનો સમય. "

" બ્હેનને લાવજો " જોશી મહારાજે છીંકણીની એક ચપટી નાકમાં ઓરવી દીધી.

" મંજરી આવતી નથી." એક પળમાં વાતાવરણ ગંભીર બની ગયું.

" હેં " નવનીતલાલ ઉભા થયા.

મંજરીના રૂમ તરફ-એ ક્રોધપૂર્વક ધસ્યા-બારણું અંદરથી બંધ હતું.

"કેમ બારણું ઉઘાડે છે, કે બાર તોડી નાંખું ?" પિતાએ સિંહની ગર્જના પેઠે એ રીતે ગર્જી ઊઠયા.

પરંતુ એમની ગર્જનાનું કશું પરિણામ ન આવ્યું.

નવનીતલાલે આંખના પલકારામાં બારણું તોડી નાંખ્યું.

અને અંદરનું દશ્ય નિહાળી એ ધ્રુજી ઊઠયા

મંજરીની રગેરગમાં વિષ વ્યાપી ગયું હતું. અચેતન, શબવત્ એ જમીન પર ઢળી પડી હતી. એની આંખો મીંચાયેલી હતી. એના વદન પર હંમેશનું લાલતિલક હાસ્ય કરતું હતું.

'મંજરી' પિતાના પશ્ચાતાપને મર્યાદા ન હતી.

પળ એકમાં લગ્નનું વાતાવરણ સુમસામ બની ગયું. લગ્નની ધામધુમને સ્થળે-શબને ચેહ માટે લઇ જવાની તૈયારીઓ થવા લાગી.

*

"પુષ્પની કળી સરિખી બાળા ખીલી ન ખીલી ત્યાં કરમાઇ ગઇ." નવનીતલાલના દુઃખની સીમા ન હતી.

સામે પુત્રીની ચિતા બળતી હતી, દુર દુર પહેલી રાતનો ચંદ્ર આથમતો હતો. વાતાવરણ તદન નિઃશબ્દ હશે ! જગત આખુંયે જાણે સ્મશાન હોય એટલું સુમસામ વાતાવરણ હતું.

*

"એ પાપ" રજનીકાંત ત્વરાથી ઝબકીને જાગૃત થયો.

"કેટલું ભયંકર સ્વપ્ન ? છતાં કેટલું સાચું ? અરેરે ! પ્રભુ ! મારા જીવનના એ એક જ પાપના પ્રાયશ્ચિતનો કોઇ માર્ગ છે ?"

રજનીની આંખોમાં બે આંસુઓ આવી ટપકી પડયાં.

સામે આકાશમાં સૂર્ય ઉગતો હતો. અને પૂર્વાકાશમા સોનેરી રંગો પુરાતા હતા *

* એક સત્ય ઘટનાને આધારે.

# —: સ્ત્રી જગત :—

—ઢાકામાં છોકરીઓ માટેની એડન કોલેજ અને સ્કુલના પ્રીન્સીપાલે હિંદ આઝાદ દીને સરઘસમાં ભાગ લેનાર છોકરીઓ સામે કડક પગલાં ભરી સ્કોલરશીપો બંધ કરી દીધી છે અને માફી ન માગનારને તાત્કાલીક હોસ્ટેલમાંથી કાઢી મુકવાની ધમકી આપી છે.

—સુભાષબાબુની આઝાદ હિંદ ફોજની ઝાંસીની રાણી રેજીમેન્ટના સરદાર ડૉ. મીસ લક્ષ્મીને લગતી રોમાંચક અને સનસનાટીભરી હકીકતો બહાર આવતી જાય છે કે એક બ્રિટિશ મેજરે ડૉ. લક્ષ્મીને જ્યારે તે કેદ થયેલી હતી ત્યારે પુછેલ કે "જો હું તમને યુદ્ધ મોરચે મળ્યો હોત તો તમે શું કર્યું હોત ?"

"તો મેં તમને ત્યાંને ત્યાં ઠાર કર્યા હોત." ડૉ લક્ષ્મીએ નીડરતાપૂર્વક આમ જવાબ આપેલ.

—લાહોરમાં હિંદ આઝાદ ફોજ દીને પોલીસે કુમળી બાળાઓ પર લાઠીઓ અને દંડુકાથી હુમલો કર્યો હતો.

—રાજકોટ સત્યાગ્રહમાં બે વખત જેલ ભોગવી આવેલા કુ. ભાનુબેન હીરાણીનું ૨૩ વર્ષની કુમળી વયે ક્ષયરોગથી અકાળ અવસાન થયેલ છે.

—આંતર રાષ્ટ્રીય મહિલા પરીષદ નવેમ્બરની ૨૬ મીથી ડીસેમ્બરની ૧ લી તારીખ સુધી પેરીસ ખાતે મળનાર છે.

—અંજારમાં શેઠ પ્રેમજી હરજીનાં વિધવા બાઇ શ્રી. ગંગાબાઇનાં સુપુત્રી વિદુષી શ્રી વીરબાઇની પ્રેરણાથી પ્રસુતિગ્રહની સ્થાપના થનાર છે.

—વડોદરાના શ્રી. મહારાણી ચિમનાબાઇ સ્ત્રી અને બાળ સંરક્ષણ સંસ્થાને મકાન માટે તારકેશ્વર પાછળની જગો ૯૯ વરસના પટે અપાશે.

—જાણીતા કોંગ્રેસી કાર્યકર કુમારી જ્યોતિર્મયી ગંગુલીનું કલકત્તાની શંભુનાથ હોસ્પીટલમાં મૃત્યુ થયું છે.

—આઝાદ ફોજ રાહત ફંડમાં બંગાળની જાણીતી ટોકીઝકંઠી અભિનેત્રી કાનનબાળાએ તેમજ સુપ્રસીદ્ધ અભિનેત્રી લીલા દેસાઇએ પોતાનો ફાળો સમીતીને મોકલી આપ્યો છે.

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૬-૧૨-૪૫